॥ ॐ ॥

# આત્મ પ્રકાશ

## પંચરત્ન

રચનારઃ—

પૂજ્યપાદ યોગીની શ્રી રત્નાગિરિજી

अग्नेनयसुपथाराये अस्मान्

युयोध्य स्मज्जुहुराणमेनो



भूयिष्ठांते नम उक्तिंविधेम

विश्वानि देव वयुनानि विद्वान्

લોક હિતાર્થે છપાવી પ્રસિદ્ધ કર્તા રઘુવંશી નથુભાઈ નેણશી કોઠારી કચ્છ મંગવાણાવાલાની સદ્દપુત્રી ભગવતિ લાડકાંબાઈ તે સ્વર્ગવાસી ઠા. નાનજી હરીરામ કારીઆ કચ્છ માતાજીનાં નેત્રાવાલાના ગંગાસ્વરૂપપત્નિ.

આ પુસ્તક મારા સ્વર્ગસ્થ પ્રિય પતિના સ્મરણાર્થે અધિકારી જનોને વિના મુલ્યે આપવામાં આવશે.

સુધારા વધારા સહિત દ્વિતીયાવૃત્તિ.

# અનુક્રમણિકા.

પાનું



## વાંચનારાઓને સુચના.

અધ્યાય ચોથામાં અષ્ટાંગ હઠયોગ વર્ણનમાં ઘણા ભાઇઓ તથા બ્હેનોની વારંવાર યોગીની શ્રી રત્નાગીરીજી દેવીને સૂચના કરવાથી આ પુસ્તકમાં દેવીશ્રીએ પાના ૫૮ આસનના વધારો કરી નાખેલ છે. તે પાનાઓ ઉપર નંબરો આપેલા નથીઃ માટે વાંચકોએ એ પાના અવશ્ય વાંચવા જેનાથી ઘણું સમજવાનું મળશે તદઉપરાંત આ પુસ્તકના અંદર **યોગીની શ્રી રત્નાગીરીજી દેવીશ્રી**નું સંક્ષિપ્ત જીવન વૃતાંતના પાના ૧ થી ૬૮ સુધી પહેલાંજ આપેલ છે. એ વાંચવાથી ઘણી બ્હેનોને એમાંથી શું ! શું ! બોધ લેવાનું મળી આવશે !



★ પુસ્તક મળવાનું સ્થળ:- ★

પૂજ્યપાદ યોગીની શ્રી રત્નાગિરિજીનુ

## આનંદ આશ્રમ અંજાર કચ્છ

કિંમત અમૂલ્ય

---

## પુસ્તકો છપાવનાર ભાઈઓને સૂચના

અમારે ત્યાં દરેક પ્રકારના પુસ્તકો જેવા કે, હિંદી ગુજરાતી મરાઠી સંસ્કૃત વિગેરે ભાષાઓમાં છાપી આપવાનું કામ સુંદર અને સસ્તું કરી આપવામાં આવે છે

તથા

દરેક વેપારી ભાઇઓને લગતું છાપવાનું કામ તથા લગ્ન પ્રસંગોના સુંદર ફેન્સી કાર્ડ કંકોત્રીઓ તથા આપને મનપસંદ ડીઝાઇનનું કામ સુંદર અને સસ્તું કરી આપવામાં આવશે.

☞ મળો અગર લખો

**ભગવતી પ્રીન્ટીંગ પ્રેસ,**

દાણાબંદર ભરૂચ સ્ટ્રીટ, મુંબઇ નં. ૯

ટે. નં. ☎ ૩૧૮૨૨



## હરિઃ ૐ તત્સત્ ગુરવે નમઃ

જય સદગુરૂ સ્વામી પ્રભુ જય સદગુરૂ સ્વામી
હું અલ્પ મતિ બાળક રહું આપને શિષ નામી—જય૦

જ્ઞાન દાન ઉદ્ધાર કરો છો ધન્ય આપની કરણી માજી (૨)
આપે ઇંદ્રિયો સંયમી (૨) અમોને ઉગારવા શત્રુને હણી—જય

અભય દાન દાતા છો કરૂણામય દ્રષ્ટિ કરનારો. માજી
જ્ઞાનરૂપી ખડ્ગથી (૨) અજ્ઞાન તિમિર હરનારા—જય૦

માયા બંધન કાટો છો દયાધીન . થઇને. માજી
યુકિતથી સમજાવો છો (૨) શાસ્ત્ર સિધ્ધાંતો દઇને—જય૦

દીન બંધુ દુઃખ મોચન જ્ઞાનામૃત વૃષ્ટિ કરનારા. માજી
'સશયો સર્વે નિવારી (૨) આશ્વાસન દેનારા—જય૦

---

शांडिल्य गोत्रोद्विज मोतीरामो।
विद्यानुरागी सुधिभिः सुमान्यो॥

गुणानुरक्तो गुणीनां गुणज्ञः।
संशोधितं सुष्ठुतरंचततस्यात्॥

# ભૂમિકા.

जातस्य हि ध्रुवो मृत्यु ध्रुवं जन्म मृतस्य च ॥

આ જ્ઞાન સત્રનો સુંદર દાન કરનારા ગંગાસ્વરૂપ પરમ પવિત્રતાની મૂર્તિ શ્રીમતિ બાઇ **લાડકાંબાઈ** તે સ્વર્ગસ્થ શેઠ **નાનજી હરિરામ**ના ધર્મ પત્ની. શેઠ નાનજી ભાઇનો જન્મ વિક્રમ સંવત ૧૯૫૫ના ફાગણ વદ ૩ ગુરૂવાર તા. ૩૦–૩–૧૮૯૯ માં કચ્છ નેત્રા (માતાજીવાલા) નાં રહીશ શ્રીમાન શેઠ હરિરામ ભીમજી કારીયાને ઘેર થયો હતો. તેમનું કુટુંબ હંમેશાં વિદ્યાવિનોદિ, ઉદાર, ગુણગ્રાહી અને કાર્ય દક્ષતામાં અગ્રગણ્ય તરીકે પ્રસિદ્ધ છે, એવા સંસ્કારી કુટુંબમાં ઉત્પન્ન થયેલા ભાઇ નાનજી ભાઇ પણ ઉપરોકત સદ્ગુણ સંપન્ન હતા. તેમના લોકોપકારી અનેક કાર્યોથી જણાઇ આવે છે કે તેઓ દેશ, જાતી, દલીત વર્ગ અને સાહિત્યના મહાન ઉપાશક હતા. સંવત ૧૯૮૫ માં કચ્છ રાજ્યમાં ચાલતા **'ભુંડી ભુચ્છી'ના** દુષ્ટ રિવાજનો પ્રતિકાર કરવા માટે ભગીરથ પ્રયાસ કરી એમણે અમુક અંશે સફળતા પ્રાપ્ત કરેલી અને ૧૯૮૬ માં સત્યાગ્રહની લડતમાં મુંબઇના પરામાં દારૂનિષેધની ચળવળ અંગે પીઠાઓના સરકારી વેચાણ ઉપર પીકેટીંગ કરતાં પકડાઇને એક માસની સજા પણ તેઓએ ભોગવેલ હતી. જેમ મહારાષ્ટ્ર જ્ઞાન કોષ છે, તેમ કચ્છી ભાષાનો શબ્દકોષ તૈયાર થાય એવી એમની શુભેચ્છા હતી, તે રા. રા. ચંદુલાલ બેચરલાલ પટેલ ગોંડલવાલાના પત્રથી જણાય છે, પરંતુ **"આદર્યાં અધવચ રહે હરિ કરે સો હોય"** એ નિયમાનુસાર એમનું પંચભૌતિક શરીર સંવત ૧૯૮૭ના ચૈત્ર સુદ ૩ ને રવિવારના દિવસે સદાને માટે લીન થઇ ગયું. ઇશ્વરેચ્છા **બલીયસિ.** આ અમૂલ્ય કોષ

જો તૈયાર થયો હોત તો કચ્છી સાહિત્યમાં અપૂર્વતાનો લ્હાવો આપણી કચ્છી જનતા અવશ્ય લેત, પરંતુ પ્રકૃતિ દેવીએ એક મહાન કચ્છી વીરને પોતાના સ્વરૂપમાં અતિ શીઘ્રજ લય કરી દીધાથી આ પ્રયાસ નિષ્ફળ થયાના સમાચાર સાંભળી કચ્છ દેશીય શિક્ષીત વર્ગ અવશ્ય ક્ષોભીત થયો હશે અસ્તુ. તેમનાં આત્માને સદાકાળ શાંતી અર્પવા માટે તેમનાં સદ્ગુણી ધર્મ પત્ની બાઇ **લાડકાંબાઇએ** આ આત્મ પ્રકાશ પંચરત્ન નામનું સર્વ રત્નોના ભંડાર સમુદ્ર રૂપ ઉત્તમ ગ્રંથ છપાવી મુમુક્ષુઓને જ્ઞાનરૂપી અમૃતની પ્રાપ્તિ થવા માટે પ્રસિદ્ધ કરેલ છે, તેનું સારી રીતે અવલોકન કરીને મુમુક્ષુઓ જેટલે અંશે સાર ગ્રહણ કરશે તેટલે અંશે લેખક અને પ્રસિદ્ધ કર્તાના પ્રસંશા યુકત આ કાર્યના શ્રી અને શ્રમ સાર્થક થયેલ ગણાશે.

લી૦

પં. મોતીરામ વેલજી

કચ્છ ડોંણવાલા.

હરિ ૐ તત્ સત્



# દોહરો



વૈરાગ્ય અંતર ધરી, ગ્રહણ કરવું જ્ઞાન ।
શાન્તિ સત્વર પામીને લેવી આત્મ સાન ॥ ૧ ॥

તત્વજ્ઞાન વિચારીને લેવો પર વૈરાગ્ય ।
મિથ્યા જગત માનીને દ્રવ્ય માત્રનો ત્યાગ ॥ ૨ ॥

સંસારે દ્રષ્ટા રહી કરવા કર્મ નિષ્કામ ।
ફરી જન્મ આવે નહિ મળે અક્ષય ધામ ॥ ૩ ॥

મન અંતર સંયમીને હૃદયે ધરવું ધ્યાન ।
અનુભવ લઇ આત્મા તણો કરવું અમૃત પાન ॥ ૪ ॥

સંપૂર્ણ.



# યોગિની શ્રી રત્નાગિરિજીનું સંક્ષિપ્ત જીવન વૃતાંતના અનુભવોના ઉદ્દગારો.

"योगेन शक्तिः प्रभवेन्नराणां,
पाति व्रतेनापि कुलांगनानाम्" ॥

**વજ્રથી કઠણ અને ફુલથી પણ કોમલ**
**લોકપ્રિય મહાત્માઓના ચારિત્રો જણાય છે.**

આ દ્રષ્ટાંતને જો પ્રત્યક્ષપણાંથી જોઇ લેવું હોય તો યોગિનીશ્રીના જીવન વૃતાંતથી જોઇ શકાય છે. ભગવતી યોગિનીશ્રી રત્નાગિરીજીના પવિત્ર પગલાંથી અનેક ગૃહલક્ષ્મીઓમાં પવિત્રતા આવી છે. જેઓના ઉપદેશ માત્રથી અનેક ગૃહલક્ષ્મીઓનાં જીવન ઉજ્જવલ બન્યા છે. તેઓના સહવાસ માત્રથી કચ્છ દેશના અનેક કુટુંબોમાં અમીરસ રેડાયો છે. જેઓના સદુપદેશથી અનેક લોકો સ્વધર્મનું પાલન કરી શાન્ત જીવનને પ્રાપ્ત કરી રહ્યા છે.

એવા આ ભગવતી પરમ તપસ્વિની તેઓનું જીવન વૃતાંત દુઃખીઓના દુઃખ ટાળવા માટે છે. અર્થાત તેઓનું જીવન સર્વસ્વ ડુબતાને સંસાર સમુદ્રમાંથી તારવાને માટે સર્જાયું હોય ન શું? અને

તેઓનું સંપૂર્ણ જીવન પરોપકારને માટે ઇશ્વરે જાણે નિર્માણ કરેલું હોય એમ ભાસી રહ્યું છે. નીતિકાર પણ આ વિષયમાં પોતાનો અનુભવ પ્રદર્શીત કરી રહ્યો છે.

"परोपकाराय सतां विभूतय" ॥

આ નીતિ શાસ્ત્રના વાકયને અક્ષરશઃ સત્ય કરી આપે છે.

**"સંત જન તો તેને કહીએ જે પીડ પરાઈ જાણેરે"**

આ નરસિંહ મહેતાનું ભજન સંતજનોના લક્ષણ બતાવી રહ્યું છે. મહાત્માઓ સંતજનો જેઓ લોક કલ્યાણાર્થે સંસારના વૈભવોને તિલાંજલી આપી લોક સેવા એજ પ્રભુ સેવા જેઓનું મહામંત્ર છે. શ્રીકૃષ્ણ ભગવાન પણ અર્જુન પ્રત્યે એમ કહી રહ્યા છે. કે પ્રાણિ માત્રનો હિત કરનારાઓ જ્ઞાની પુરૂષો બની શકે છે. જ્ઞાનીજનો સાધારણ જનતાને માટે શરીરથી મનથી અને વાણીથી સદા સર્વદા હિત કરવામાં સદા તત્પર રહેલા જોવામાં આવે છે. એવાજ મહાન પવિત્રાત્મા યોગિનીશ્રી રત્નાગિરિજીના પૂનિત ચરણોમાં અમારા કોટી કોટી વંદન હો.

સંત દર્શનથી કરેલા પાપો શમન થાય હૃદયનો ઘોરતમ અંધકાર ક્ષણમાં નષ્ટ થઇ જાય પુનિત ચર્ણોતણી સેવા વિશુદ્ધ ભાવભરી થાય જ્ઞાન વિજ્ઞાનને પામી જન જીવન સફળ થાય.

આજના આ જડવાદના જમાનામાં જૂનું એટલું બધું ખોટું એ માન્યતાના જમાનામાં સરવાળા અને બાદબાકીના હિસાબથી મનુષ્યનું જીવન ચરિત્ર ઉજ્જ્વલ બનાવવાને માટે કચ્છ જેવા પ્રદેશમાં પણ એક સ્ત્રીરત્ન ધર્મોપદેશ કરવા તત્પર થઇ ગૃહ ત્યાગ કરે સ્વધર્મપર અચલ શ્રદ્ધા રાખી અને ઉગ્ર સાધના કરે તથા લોક કલ્યાણાર્થે સન્યાસ દીક્ષા લે અત્યંત દુર્લભ ગણાય. શ્રી યોગિની રત્નાગિરિજી અર્થાત્ પૂર્વાશ્રમમાં રતનબાઇ તેઓનું જીવન ચરિત્ર ઉપરોકત વિચારોથી ઓતપ્રોત હોવાને

લીધે સખત તાપમાં પણ એક શિતલ વાદળી જેવું શાન્તિ પ્રદ થાય છે. ધર્મમાં તેઓની દ્રઢ શ્રધ્ધા એ પ્રત્યક્ષ કરવા જેટલી એમની દ્રઢતા તથા ત્યાગનો દાખલો ગુજરાતી વાંચનારા ભાઇઓ તથા બહેનો પાસે રહે, આ હેતુથી યોગિનીશ્રીજીનું જીવન વૃતાંત સંક્ષેપથી પ્રસિદ્ધ કરવાની કુદરત મને પ્રેરણ કરતી હોય અમ જણાય છે.

એમના દાદાશ્રી (પિતામહ) અસલ હાલારના વતની હતાં. તે ડોસાભાઇ કચ્છ અંજારમાં બાલ્યાવસ્થામાં ધંધાર્થે આવેલા. તેઓ સૈયદોનું કારભારાપણું કરવા લાગ્યા. તેમના જેષ્ટ પુત્ર ખીમજીભાઇ અને કનિષ્ઠ પુત્ર જેઠુભાઇ તેઓ બન્ને ભાઇઓ વકીલાતનું ધંધો કરતાં હતાં. તમાં ખીમજીભાઇ ભુજ ખાતે અને જેઠુભાઇ અંજાર ખાતે રહેવા લાગ્યા. એમના પિતામહ ડોસાભાઇના સમયથી અદ્યાપિ પર્યંત રાજ રજવાડામાં ઘણાંજ ઉત્તમ પ્રકારે માન મરતબો જળવાઇ રહ્યો છે. એમના પિતાશ્રી જેઠુભાઇ અનન્ય ભક્તિભાવ પૂર્વક શ્રી પરમાત્માની સેવામાં સર્વદા કરતા હતા. તેઓ ગૃહસ્થાશ્રમમાં રહીને પોતાના માનવ દેહનો શાસ્ત્રવિધિથી ધર્મનું પાલન કરતા હતા. તેઓને સત્ય ધર્મ ઉપર પ્રીતી હોવાથી પોતે વકીલ હોવા છતાં પણ તેના ઉપર વારંવાર અરૂચી પ્રદર્શિત કરતા હતા તેનુ કારણ કે વકીલાતના ધંધામાં કોઇ વખત સાચું ખોટું કરવું પડે તે કારણથી પોતાના સંતાનોને વ્યાપારી શિક્ષણ આપવામાં આવ્યું હતુ અને પોતે ગૃહસ્થાશ્રમાં રહીને શ્રદ્ધા પૂર્વક સ્વધર્મનું પાલન કરતા હતા. સાથે સાથે પરમાર્થ માર્ગ પણ તેઓથી ભૂલાયું નહતું અને પ્રભુ કૃપાથી તેઓના બાળકોમાં પણ વંશપરંપરાના સંસ્કારો અદ્યાપી જોવામાં આવે છે. ભગવતીના માતા પિતા બાલ્યાવસ્થામાં બાળકોના પવિત્ર અને સરળ હ્રદયમાં પ્રભુ ભક્તિનું બીજ રોપવું એ પોતાનું ખાસ કર્તવ્ય સમજતા હતા ને આવી રીતે ભગવતીના માતા પિતા પૂર્વ જન્મના શુભ સંસ્કારોથી આ જન્મમાં પરમ

ભકિતવાળા બન્યા હતા. ભગવતીશ્રીના પિતાજીની ખ્યાતિ આખા અંજાર શહેરમાં તથા આસપાસના ગામડાઓમાં અને સ્વજ્ઞાતિમાં તેમજ રાજદરબારમાં વિસ્તાર પામેલી હતી તેનું કારણ માત્ર એજ જણાય છે કે, તેઓ દયાળુ તથા પરોપકારી કાર્યમાં મુખ્ય ભાગ ભજવતા હતા અને ભકિતનાબળે લઇને ખાસ આડોસીપાડોશી પણ એમના સંઘથી ભકિત રસનું પાન કરતા હતા. અને દેવીશ્રી વડીલોના આદર્શ સહવાસમાં હોતાં તેઓને પણ એ માર્ગમાં અત્યંત આનંદ આવતો હતો. જાણે કે તેઓ પૂર્વ જન્મથીજ યોગભ્રષ્ટ કેમ ન થયા હોય ? એવુંજ વર્તન તેઓની બાલ્ય ચેષ્ટા ઉપરથી જણાઇ આવતું હતું અને શ્રીમદ્ ભગવદ્ ગીતાજીમાં પણ એમજ કહ્યું છે કે,......

........ " शुचिना श्रीमतां गेहे योग भ्रष्टोऽभिजायते " ...........

આ વચનાનુસાર એમનો પણ જન્મ શ્રીમંતને ત્યાં થયો હતો અને તેઓનો હૃદય નિર્મળ હોવાથી કોઇપણ પ્રાણીનું દુઃખ તેઓનાથી જોઇ શકાતું ન હતું તેઓની વાણીની મધુરતા અને હૃદયની કોમ-લતાને લીધે ઘરમાં અને પડોશીઓમાં અત્યંત પ્રિય થઇ પડયાં હતાં તેમનું સૌંદર્ય પૂર્ણ મુખ હાસ્ય રસથી ભરપુર હોવાથી માતા પિતાનો અથાગ તેઓના પ્રત્યે માન હતો.

## દેવી ભગવતીના બાલ્યાવસ્થાની ટુંક રૂપરેખા

ભગવતીજી સાત વર્ષની અવસ્થામાં પણ સારા વિચારો ધરાવતા હતાં તેમના માતુશ્રી એક વખત પડોસણની પાસે બેસી નીચે મુજબ કથન કરવા લાગ્યા કે મારા સસરાજીની પછવાડે જ્ઞાતી ભોજનમાં એટલો તો ઘીનો વપરાસ થયો હતો કે પાણીનાં પ્રવાહ સાથે ઘી સ્પષ્ટ રીતે જોવામાં આવતા હતો આ કથન દેવીશ્રી પાસે બેસીને સાંભળતા હતા દેવીશ્રીએ પોતાના પિતાશ્રી પાસે ઉપરોકત વાર્તાલાપ રજુ કરીને કહ્યું કે હે પિતાજી ! માતાજીના વાકયો શું સત્ય હતા ? જો એમજ હોય તો આપને મોટા થવાની જો ઇચ્છા હતી તો

આપણાં અંજાર શહેરનાં પાંચ નાકા છે. તેમાં એક એક નાકે જો આપે એક એક પુણ્યનું કાર્ય કર્યું હોત તો તેની કીર્તિ કેટલી ફેલાત તેમાં એક નાકે લોહાણાની નાતની વંડીમાં લોહાણાની નાત જમાડવી હતી અને બીજા ચાર નાકે એક નાકે ગાયોને ઘાસ એક નાકે કુતરાઓને રોટલા એક નાકે પક્ષીઓને ચુણો ( દાણું ) અને એક નાકે ગરીબોને માટે ઢેગ એમ પાંચ નાકે પાંચ ક્રીયાઓ કરવી હતી આ વચનો સાંભળી દેવીશ્રીના પિતાજી બોલ્યા કે હે બેટા ! તમો જો તે વખતે હોત તો તમારી સલાહ પ્રમાણે અમો જરૂર વર્તન કરત અને એવીજ રીતે ભગવતી દેવી વ્યવહાર અને પરમાર્થના કાર્યોમાં ઉચ્ચ વિચારો ધરાવતા હતા અને તેઓ જન્મથીજ સિદ્ધ સંકલ્પ હોવાથી તે છેવટે એક ગૃહસ્થને ત્યાં એવો દાખલો બનેલો ત્યારે ભગવતી દેવીએ વ્યવહારમાં મોટું થવાને માટે છેવટે એ પાંચ ક્રિયાઓ કરવાની સલાહ આપી અને તે પાંચે ક્રિયાઓ તેમની ઇચ્છા પ્રમાણે થઇ. ભગવતી દેવી નાની અવસ્થાથીજ દૈવી બુદ્ધના હોવાથી વ્યવહાર અને પરમાર્થના કાર્યોમાં સલાહ આપતા હતા. અંજારમાં જ્યારે લોહાણા જ્ઞાતિમાં ધારાધોરણો બંધાતા હતા ત્યારે કોઇપણ વૃદ્ધ માણસ ગુજરી જાય તેનાં પછવાડે તેના કુટુંબની તથા એકત્ર થયેલી અન્ય સ્ત્રીઓ મરનારના ઘરે ઉંચે સ્વરથી રડવાનો રીવાજ હતો દેવીશ્રીને એના ઉપર ઘૃણા થતાં તેને સદંતર બંધ કરાવ્યું અર્થાત્ સીઆકો ( છાજીઆ લેવાની પૃથા ) બંધ કરાવ્યો એમના પિતાશ્રી વખતો વખત સલાહ લેતાં. કોઇક વખતે વકીલાતને માટે તેના પિતાશ્રી પાસે ગરીબ લોકો આવે ત્યારે કાયદા પ્રમાણે એમના પિતાશ્રી વકિલાતના પૈસા જે ઠરાવેલા હોય તે કરતાં ઓછા કરવા માટે જ્યારે ગરીબો વિનંતિ કરે ત્યારે નાના દયાળુ દેવીશ્રીના કહેવા પ્રમાણે વર્તતા હતા. દેવીશ્રીના પિતાશ્રી જ્યારે એમના સર્વ ભાઇ ભાડુંઓને માટે રમત ગમત અથવા ખાવા પીવાની કેટલીક વસ્તુઓ લઇ આવે અથવા કયારેક કિંમતી ચીજો લાવે ત્યારે દેવીશ્રી

કહેતાં કે મને સાદા વસ્ત્રો બસ છે અને કિંમતી વસ્ત્રોના બદલામાં મને તેનાં પૈસા આપો. ત્યારે પિતાશ્રી દલીલ કરતાં કે તમો પૈસાને શું કરશો? બધાં છોકરાઓ સરખાં ખાઓ પીઓ અને પહેરો ઓઢો. ત્યારે દેવીશ્રી જણાવતાં કે મારે આટલા પૈસા દાનમાં આપવા છે. દેવીશ્રીનાં માતુશ્રી કોઇક સારી વસ્તુ ખાવાને આપે તો તે પોતે ન ખાતાં તે વસ્તુ પાડોશીના નાના બાળકોને આપી દેતાં કોઇક વખતે એમના માતુશ્રી પૂછતાં કે હે બેટા! તમોને જે વસ્તુ હું ખાવાને આપું છું તે બીજાને કેમ આપી દો છો. ત્યારે તેઓ પોતાની જનનીને કહેતાં કે હે માતુશ્રી! એમનું આત્મા કેવું ખુશી થતું હશે? એટલે તેમના માતાજી હસી પડતાં એમના માતુશ્રીના મોસાળ પણ નજીક હોવાથી તેઓ ત્યાં દરરોજ જતા કોઇ વખતે આવવાનું મોડું થાય ત્યારે દેવીશ્રી સિવાય બધા ભાઇ બહેનો જમી લેતાં તેઓ તેમ કરતાં નહિ આવું વર્તન જોઇ તેમના માતુશ્રી કહે કે હે બેટા! તમો કેમ ભૂખ્યા બેઠા છો આટલું બધું ઘરમાં ખાવાનું છે છતાં તમે કેમ કાંઇ પણ ખાતાં નથી ત્યારે બાળક દેવીશ્રી કહેતાં કે આપની ગેરહાજરીમાં મારાથી કાંઇ પણ ખવાય નહિ. અને આવી રીતે જો હું ખાવું આ ચોરી કહેવાય. એમ દેવીશ્રી પોતાની જનનીને કહેતાં આનું તાત્પર્ય એ જણાય છે; કે દેવીશ્રી બાલ્યાવસ્થાથીજ સત્યના પક્ષપાતી જણાય છે. આઠ વર્ષની બાલ્યાવસ્થામાં એમના નાનીશ્રીએ કોઇક સોનીની પાસે દાગીના ધોવરાવવા માટે કહ્યું એટલે તે પ્રમાણે તેઓ સોનીની પાસે ગયા પણ સોની પોતાના સ્વભાવ મુજબ કાંઇક વૃતિ બદલાવી. દાગીના ભઠ્ઠીમાં નાખ્યા તે જોઇ દેવીશ્રીએ તેને કહ્યું કે દાગીના ભઠ્ઠીમાં શું કરવા નાખો છો. પરંતુ તેણે નાનું બાળક સમજી મીઠી (મધુરી) વાણીથી છેતરપીંડીની શરૂઆત કરી પણ દેવીશ્રી તેનાથી છેતરાય એવા ન હોવાથી પોતાની નાનીશ્રીને તે વાતની જાણ કરતાં તેને અંગે સોનીને બહુજ નીચું જોવું પડયું હતું આ એક દેવીની વિચિક્ષણ બુધ્ધિનું

ઉદાહરણ છે.

## માતા પિતાની સેવા.

ભગવતિ દેવી પોતાની માતા પિતાની સેવાને મુખ્ય ધર્મ માન્યું હતું તેથી તેમણે તેઓની સેવામાં ખુબજ રસ લેવા માંડયું. તેમના આત્માને રંજન કરવું. તેઓના કાર્યમાં મદદ કરવી અને તેઓને તકલિફ ઓછી પડે એવું કામ કરવું. દેવીશ્રીએ પોતાનો પરમ ધર્મ માની લીધો હતો. પોતાના પિતાશ્રીની પણ સેવા બજાવતા તેઓના પિતાની સાથે દરરોજ રાત્રોના અઢી વાગે ઉઠતાં હતાં; કારણ કે ત્રણથી ચાર કલાક યોગાભ્યાસમાં ગાળતાં હતાં. એક કલાક પૂજા સંધ્યા-વંદન ઇત્યાદિકમાં ગાળતાં આમ પાંચથી છ કલાક સવારના અને એટલોજ વખત સાંજના ઇશ્વર પરાયણ થવાને માટે લગાડતાં નાનાં દેવીશ્રી પણ પિતાની સાથેજ જોઇતી પૂજનની સામગ્રીઓ તૈયાર કરી આપવા માટે નિયમિત ઉઠી ઉપરોકત કાર્ય કરી પોતાના પિતાશ્રીજીના આત્માને પણ સંતુષ્ટ કરતાં કારણ કે પિતૃરૂણમાંથી મુકત થવાને માટે દેવીશ્રાં નિયમિત વર્તણુંક કરતા હતા. એમના માતુશ્રીના ઉદરે કુલ સાત સંતાનો ઉપ્તન્ન થયાં હતાં. પરંતુ દેવીશ્રી પોતાની માતાના ઉદરમાં જ્યારે આવ્યા ત્યારે અદ્વિ-તીય તેજ તેઓના મુખ ઉપર દિશતું હતું. જાણે કોઇક દેવતાઇ વ્યકિતનું આગમન થવાનું હોય ન એમ જણાઇ આવતું હતુ.

## યોગાભ્યાસ.

આઠ વર્ષની નાની વયમાં યોગાભ્યાસની મહાન વિદ્યાનું તેઓના પિતાશ્રી પાસેથી શરૂઆત કરી અને અલ્પ સમયમાં યોગવિદ્યાની પરાકાષ્ટાએ પહોંચ્યાં. અને ઘણી કવાર કેટલાક કલાકો સુધી સમાધી અવસ્થામાં બેસતાં અને પરમાત્મામાં સાક્ષાત્કાર કરતાં જોઇ તેઓશ્રીના પિતા આનંદ સાગરમાં મગ્ન થઇ જતાં યોગ વિદ્યાના પરમાનંદમાં ભગ-વતિ દેવી અહર્નિસ તત્પર રહેતાં એક પણ પલ વ્યર્થ જવા નહિ

હેતાં, આમ દેવીશ્રીજીના ઉન્નત વિચારો જેથી તેઓ ફરતાં ફરતાં એટલે આઠ પ્રહર દીર્ઘ ૐકારની અદ્વિતીય ધ્વની તેઓનાં અંતરાત્મામાં થયાજ કરતી હતી. અને જે પ્રણવને મહામંત્ર સંન્યાસીઓ નિરંતર જપ કરે છે તે મંત્રનો જપ દેવીશ્રો ગુરૂમુખ થયાં પહેલાં પણ કરતાં તે ૐકારનો વર્ણન દેવીશ્રીના શુભ હસ્તે લખાયેલ આત્મ પ્રકાશ પંચરત્ન નામના પુસ્તકમાં લખ્યું છે તેમાં પાંચમા અધ્યાયમાં જણાવેલ છે. એમને એકાંતમાં ધ્યાન કરવાની તથા જપ કરવાની રીતિ બાલ્ય અવસ્થાથીજ પડેલી હતી દેવીશ્રી પોતાના અનુભવદ્વારા કોઇને થોડું ઘણું ઉપદેશ પણ આપતા હુતા એટલેજ આ નાની અવસ્થામાંજ દરેક જાતની રસોઇ (પાક) તથા શિવણ ગુંથણ વિગેરે કન્યોચિત કાર્યોનો પણ સારી રીતે અનુભવ મેળવ્યો હુતો. તથા પોતાની બહેનોને પણ વ્યવહારિક બાબતોનો ઉપદેશ કરી યોગ્ય રીતે સમજાવતા હુતા.

ભગવતિ દેવી માતા પિતાની સેવા બજાવ્યા બાદ જ્યારે જ્યારે સમય મળતો આળસનો ત્યાગ કરી ઇષ્ટદેવનો આનંદપૂર્વક સ્મરણ કરતાં અને કોઇક વખતે એમના માતુશ્રી એમને આમ પણ કહેતાં કે તમો બાલ્ય અવસ્થાથીજ આવી પ્રમાદ વૃતિ રાખો છો ! તે તમો શ્વસુરગૃહે કેમ કાર્યો કરશો ? ત્યારે તેઓના પિતાશ્રી દેવીશ્રીના માતુશ્રીને કહેતાં કે; “ આ છોકરી કોઇક દૈવી સ્વરૂપે જન્મેલાં છે. આપણાં પ્રત્યેક બાળક કરતાં એમની રહેણી કરણી અતિ ઉત્તમ છે. તે તમો સમજતાં નથી શું ? ” આમ કહી તેઓ વારંવાર સમજાવતાં હતાં. “આ દૈવી પુત્રીના જન્મથી આપણે ભાગ્યશાળી બન્યા છીએ. આ કન્યા આપણા કુળને અવશ્ય દીપાવશે.” આમ તેઓ હરહંમેશ કહેતાં હતાં.

ભગવવતી દેવિ, નાનપણથીજ પોતાના પિતાશ્રી તથા આડોશીઓ પાડોશીઓને પણ સદુપદેશ કરતાં હતાં કોઇક વખતે એમના પડોશમાં

જે બાઇઓ રહેતાં હતાં તેઓ જ્યારે સેવા પૂજા કરતાં હોય ત્યારે ભગવતી દેવી પિતાશ્રીના બગીચામાં પુષ્પો વિણુવા જાય ત્યારે પાડોશીઓને પણ થોડાંક પુષ્પો આપતા આવે તે વખતે તેઓના પાડોશી બ્હેનો માળા ફેરવતાં હોય ને અતિ ઉતાવળથી કાંઇક કાર્ય કરતાં જાય તે વખતે દેવીશ્રી તેઓને ત્યાંજ બેસી કાંઇક પ્રકારનું સદુપદેશ આપતાં ને ત્યાંજ બેસી રહેતાં અને આશ્ચર્યથી તેઓના તરફ જોતાં ઘણુાંક કર્મકાંડિઓમાં એવી ટેવ હોય છે કે; ધર્મ કાર્ય થતું હોય તે વખતે બીજા કોઇક, અથવા તો બાળકો જો તેઓના તરફ થોડુંક વખત એકી ચીતે બારીકીથી જુએ તો તરતજ તેઓને ક્રોધ ઉત્પન્ન થતું. પરંતુ બાળક દેવીશ્રી પ્રત્યે દૈવીની કૃપાથી કોઇપણ વ્યકિત ક્રોધ યુકત થતી નહિ. ઉલટું દેવીશ્રી તેઓને કહેતાં કે તમારા હાથમાં રહેલી માળા દોડે છે કે આપના હાથ ત્વરિત ગતિથી ચાલે છે. તે મારાથી સમજાતું નથી. ત્યારે પાડોશી બ્હેનો કહેતાં કે આવી રીતે જો ઉતાવળ નહિ કરીએ તો અમારા નિયમ પ્રમાણેની પચ્ચીસ માળાઓ કેવી રીતે પૂર્ણ થાય ત્યારે ભગવતિ દેવી કહેતાં કે પ્રભુ આપણને દરરોજ પચ્ચીસ માળાઓ ફેરવવાનો કયાં કહે છે. જો આપણને ગૃહ કાર્યમાંથી વધારે સમય નમલતો હોય તો એકાગ્ર ચિત્તથી પ્રભુમય બની બે પાંચ માળાઓ ફેરવો. કારણ કે ભગવાનની સેવાના સમયમાં પણ જો જીવને શાન્તિ ન મળે તો પછી કયા કાર્યમાં મળવાની હશે? અને ભકિત રસનું ફળ કેમ મેળવશો? દ્રષ્ટાંત આપીને સુંદર રીતે સમજાવતા હતા કે, આપણને જ્યારે સોઇમાં દોરો નાખવો હોય ત્યારે એકાગ્રવૃતિથી નાખીએ તોજ પડે છે. અને સૌભાગ્યવતીઓ જ્યારે ચાંદલો કરે છે ત્યારે એકાગ્રવૃતિ કર્યા સિવાય જેમ ચાંદલો થતો નથી એટલે સોઇમાં દોરો અને લલાટમાં ચાંદલો કરવા એકાગ્રવૃતિની જરૂર છે તે સિવાય એ સાધારણ ક્રિયાઓ પણ કરી શકાતી નથી તો પછી પરમ તત્વનું લાભ કેમ એકાગ્રવૃતિ સિવાય મેળવી શકાશે? અને જ્યાં મન વાણી પહોંચતા નથી એ

પરમાત્માને આપણા હૃદયદેશમાં જોવા છે તે કેમ જોવાશે ? અને શાંતિ કેમ મેળવી શકાશે ? માટે ઉતાવળથી કે વાતો કરતાં કે ઘણીક માલાઓ ફેરવ્યા કરતાં શાંતિથી ભલે એક માલા ફેરવો પણ બ્હેનો ! એકાગ્રવૃતિથી શબ્દવૃતિ જપમાં અને લક્ષવૃતિ પરમાત્માના ધ્યાનમાં જોડો ( બેજ ઘડી વાપરો ભજનમેં બેજ ઘડી વાપરો ) બેજ ઘડી નિરાંતે બેસી હરિ ચર્ણમાં ચિત્ત ધરો ભજનમેં બેજ ઘડી વાપરો એવી રીતે એકાગ્રવૃતિથી બે ઘડી ભલે પ્રભુ ચરણમાં ચિત્ત ધરશો ત્યારે તમો પરમાત્મા તત્વનો લાભ મેળવી શકશો ? આવું પાડોશી બ્હેનોને શાંતિથી બોધ આપતા હતા અને તે નિરઅભિમાનપણે અને એમનાં માતુશ્રી તથા પાડોશી બ્હેનોને સાંજે ભેગા બેસીને ભજન કીર્તન કરવાની ટેવ હતી તે જ્યારે સર્વે બ્હેનો ભજન કરવાને બેસે ત્યારે ભગવતી દેવી હસતાં હસતાં મૃદુવાણીથી પ્રશ્ન પૂછે કે બ્હેનો ! એમનો અર્થ મને સમજાવો અને અર્થ પરિપૂર્ણ સમજાવે તે ભજન તરતજ ભગવતી દેવી શીખી લેતાં હતાં એટલું એમનું બુદ્ધિનો પ્રકાશ હતો અને તે પ્રમાણે તેવુંજ વર્તન પણ કરતાં હતાં ફક્ત ભજન શીખીને બેસી રહેતાં ન હતાં અને કદાચ કોઇ ભજનનો અર્થ બ્હેનોને કરતાં ન આવડતું હોય તો ભગવતી દેવી કહેતા કે તમે ભજન ભલે થોડા શીખો પરંતુ એનો અર્થ જાણો અને તે પ્રમાણે વર્તન કરો એવી એમના પવિત્ર હૃદયની પ્રિય અને હિતકર વાણી સાંભળી સર્વ એમનાં વચનોને માન આપતા તેનું કારણ એજ હતું કે એમના માતા પિતાની સેવા કરવી એટલુંજ નહી પરંતુ આત્મ ભાવથી સર્વની સેવા કરવી એવું હૃદય પ્રેમાળ હતું અને એમની અમીમય મૃદુ અને હિતકરવાણી હોવાથી એવા દરેક ગુણોને લઇને એમના માતા પિતા તથા પાડોશીઓ પણ એમના વચનોને માન આપતા હતા કોઇક વખત પાડોશણો એમને ઘેર બેસવા આવતા અને કોઇક વખતે સાસુ વહુ તથા મા દીકરી ઘરમાં વઢયાં હોય તેની વાતો કરે અથવા ગામની ચર્ચા કરે એમનાં માતુશ્રી એવી વાતો

સાંભળી હાજી હા કહે ત્યારબાદ તે બાઇઓ જ્યારે પોતાનાં ઘ
જાય પછી ભગવતી દેવી પોતાના માતુશ્રીને કહે કે માતાજી! આ
સમજ્યા વિના એવી વાતોમાં કેમ હાજી હા કરો છો? ત્યારે એમન
માતુશ્રી કહેતાં કે મોટાં માણસો આવે તેમનું માન તો રાખવું જોઇ
ને! ત્યારે ભગવતી દેવી માતુશ્રીને કહેતાં કે તમો જુઠી સાચી હ
કહેશો તો ઇશ્વરના ઘરનાં અપરાધી થઇ અને તેનું ફળ ભોગવવુ
પડશે માટે માણસનું અપમાન પણ ન કરવું, તેમ ખરી ખોટ
વાતોમાં હા એ હા ન કહેતાં કેવું કે પરમાત્માનું સ્મરણ કરો તે
સૌને સારી બુદ્ધિ આપે અને સૌનું કલ્યાણ કરે એમ વખતો વખત
ભગવતી દેવી પોતાના માતુશ્રીને ઉપદેશ આપતાં હતાં ભગવતી
દેવીનાં પિતાશ્રી જ્યારે સમય મળતો ત્યારે પિતાશ્રી પાસેથી દ્રષ્ટાંતે
એકાગ્રવૃતિથી શ્રવણ કરતા તે પ્રમાણે અમલમાં મુકતાં
અને ભગવતી દેવીને નાત જાતમાં જમવા જવું હોય કે કોઈનાં
ઘરથી કંઇ ચીજ આવી હોય તો તે ભગવતી દેવી ન ખાતાં અને
વિનંતિ કરી કહેતાં કે હું પારકા ઘરની ચીજ નહી ખાઉં હું એમના
રૂણથી કેમ મુકત થઇશ એમ પોતાના માતુશ્રીને કહેતા કોઇનો ભાર
ચડે તેના માટે કોઇનાં ઘરની કંઇ ચીજ ખાવામાં કે નાત જાતમાં
જમવા જવામાં ખુશી ન હતાં અને કોઇક પાસે કંઈ કામકાજની
ક્રિયા કરાવવા પણ ખુશી ન થાતાં

## સગપણ

શ્રી પ્રભુને વરેલી મીરાંના દેહને પણ લગ્ન કરવાંજ પડેલાં
કદાચ ભગવતી દેવીનું પણ એમજ બન્યું. કારણ કે હું એમને
સ્વરૂપ સમજું છું કારણ કે ભગવતી સાત વરસનાં હતાં ત્યારે
પ્રતિજ્ઞા લીધેલી હતી કે મારે ચોર્યાશીની ભૂલવણીમાં ભટકવું નથ
એમનો રમત ગમતમાં પ્રેમ ઓછો હતો. એમની બ્હેનપણીએ
તેડવા આવે ત્યારે એમનાં માતુશ્રી કહે કે બેટા! જાઓ જરા

વાર રમી આવો ત્યારે માતુશ્રીની આજ્ઞાનું ઉલ્લંઘન ન કરતાં માતુશ્રીનાં વચનને માન આપી ઘડીવાર રમવા જતાં અને જો બેનપણીઓ ગરબા ગાય તો તે પ્રભુનાં ગુણના ગરબા ગાતાં પરંતુ તેમને કોઇ દોડાદડીની રમત ન ગમતી એથી તે બેસીને જોયા કરતાં. બેનપણીઓ મશ્કરી કરે કે તમો અમારી સાથે રમતાં નથી તો તે કંઇ ઉત્તર ન આપતા પણ એમના મનમાં એ વિચાર થતો કે નકામું શરીરને શા માટે કષ્ટ આપવું. કોઇ આત્માની સેવા કરવામાં કે ઇશ્વરનું સ્મરણ કરવામાંજ શરીરને કષ્ટ આપવું એમ મનમાં ધારતાં અને એક વખત બેનપણીઓ રમત રમતી હતી કે 'ભુલ ભુલવણી તું ભૂલી જઇશ.' એ રમત રમાતી હતી તે ભગવતી દેવી બેસીને જોતાં હતાં અને મનમાં પ્રતિજ્ઞા લીધી કે આ ભૂલવણીમાંતો ઠીક છે પરંતુ લક્ષ ચોર્યાસીની ભૂલવણીમાં પરમાત્માની કૃપાથી ન ભૂલાય તો ઠીક. એમ સાત વરસની ઉમરમાં ભગવતી દેવી એમ સમજીને પ્રતિજ્ઞા લીધી હતી. એમના માટે કોઇક વખત માગા આવતા ત્યારે મનમાં એમ થતું કે યોગ્યતા પ્રમાણે પરમાત્મા મેળવી આપે તોજ લગ્ન કરવા નહીતર પ્રભુ સ્મરણમાંજ જીંદગી ગાળવી એમ ધારીને પોતાની માતુશ્રીને કહેતા હતાં કે મને પૂછ્યા વગર મારૂં સગપણ કરશો નહી તો એમના માતુશ્રી એમને સાધારણ બચ્ચુ સમજી કોઇ વખતે એમ કહેતાં કે તમોને એ વિષયમાં ચિંતા કરવાની જરૂર નથી બીજા કોઇની પુત્રીઓ તેમ કરે છે માટે તમારે ચિંતા કરવાની જરૂર નથી પરંતુ ભગવતી દેવીનાં પિતાશ્રીને ખબર પડતાં તેઓ એમના માતુશ્રીને વઢતાં હતાં ને કહેતાં હતાં કે તમે શું ભગવતીદેવીને સાધારણ બચ્ચુ ગણો છો? એમની ઇચ્છા હશે એમજ મારે કરવું છે. ભગવતી દેવીના પિતાશ્રીનો સ્વભાવ તામસી ન હોવાથી કોઇ દિવસે પણ ભગવતી દેવીના માતુશ્રીને દુભવતાં તો નહી પરંતુ ભગવતીને કંઇ પણ કહે તો તે તેમનાં પિતાશ્રીથી સહન થઈ શકતું નહિ એવી રીતે ઘણાંક

વખત એમનાં માતુશ્રીને ભગવતી દેવીના માટે કહેવાનું પ્રસંગ આવી જતો હતો તેથી કરી એમની માતુશ્રીને પણ પોતાની ભૂલને માટે એમના પિતાશ્રીના કહેવાથી અથવા પોતાના હૃદયમાં પોતાની ભૂલ જણાવવાથી બે ત્રણ દિવસ સુધી ખાવું પણ ન ગમતું અને પશ્ચાતાપ કરવો પડતો શ્રી પ્રભુ ઇચ્છા બળવાન છે અને ભાગ્યવિધાતા પણ પ્રભુજ છે કચ્છ કીડાણા ગામના રહેવાશી ઠક્કર પ્રધાન અખઇ પોતે સદા જે ધંધાના વાસ્તે મુંબઇમાં રહેતાં હતાં તેમની દુકાન ભુલેશ્વર બંબાખાના સામે મોદીખાનાની દુકાન હતી. તે એમનાં વડીલ પુત્ર પોપટ પ્રધાનનાં નામે ચાલતી હતી. તેમનાં ધર્મપત્નિ સામાંબાઇના પાંચ પુત્રો તથા બે પુત્રીઓ હતી. તેમાં વચટ પુત્રનું નામ કરસનદાસ હતું એમને બધા ભકતના નામે બોલાવતા હતા. તે સાક્ષાત ભકતરાજ નરસિંહ મહેતાની મૂર્તિજ હતા. તેઓનું નાની અવસ્થામાં કચ્છ અંજારમાં ઠક્કર શામજી દોલચાની પુત્રી વેરે ઘોડીઆ (બાળ) સગપણ અજાણતામાં થયેલું હતું. પછી જ્યારે કરસનદાસ સમજણા થયા ત્યારે પોતાના પિતાશ્રીને લગ્ન માટે ના કહી પરંતુ એમનાં પિતાશ્રીએ જબર જસ્તીથી ચૌદ વરસની અવસ્થામાં લગ્ન કર્યાં છતાં પણ કરસનદાસે પોતાની સ્ત્રી તરફ બાર મહિના સુધી વ્યવહારી લક્ષ મુદલ આપ્યું નહી. તેમની સ્ત્રીએ પોતાની માતુશ્રી પાસે વાત કરવાથી આખા ગામમાં એમની માતુશ્રીએ તે વાતને ફેલાવી દીધી, અને એમના સસરાજીએ પોતાનાં પુત્ર કરસનદાસને વઢયાં અને ઠપકો આપ્યો અને મિત્રદ્વારાએ લક્ષ દેવરાવ્યું એટલે એમને વ્યવહારનું રાગ પ્રથમ તો પરમાત્માએ ભૂલાવવાથી લાગ્યું પણ પછીથી પ્રભુની કૃપાથી પછી સમજાઇ જવાથી એમને તિરસ્કાર છુટવાથી મનને ખુબ ધિકકાર્યું અને કાંઇક વ્યવહારનું લક્ષ ઓછું કરતાં જતાં હતાં. એટલામાં તો એમની પત્નિનું શરીર શાંત થઇ ગયું. પણ બીજી વખત પોતાને પરણવાની જરી ઇચ્છા નહી છતાં પોતાના

માતા પિતાની સેવા તથા તેઓની આજ્ઞાનું પરિપૂર્ણ પાલન કરતા હોવાથી પોતાના પિતાશ્રીને ઘણાં આગ્રહથી ના કહી ન શકયાં પણ નમ્રતાથી ઘણુંએ સમજાવ્યું છતાંએ એમના પિતાશ્રીએ તેમનાં વચનને માન ન આપ્યું કારણ કે એમનાં પિતાશ્રીને લોકવાસના બહુ હોવાથી એમનાં હૃદયમાં એમ હતું કે મારા છોકરાને સ્રી ન મલી એમ લોકો કહે અથવા મારો છોકરો ભકત છે તે બાવો બની જાય એવા ભયથી કારણ કે ભકિત જગતિનું સદાય વેર છે. એટલે કરશનદાસને પોતાની જાણમાં ભજન પણ ગાવા ન દેતાં અને એમનાં ઉપર સખત કાબુ રાખતા હતા કદાચ બાવો થઇ જવાના બીકથી તેમનું સગપણ કરવાને તૈયાર થયાં રઘુવંસી લોહાણાઓની રીત એવી છે જે જેની સ્રી મરણ પામે તેનું બીજે કે ત્રીજે દિવસેજ સગપણ થઇ જાય અને તે જો ન થાય તો પછી જલદી સગપણ થાય નહી અને જેની પુત્રી મોટી હોય તેઓ જેની સ્રી મરણ પામેલ હોય તેને આપવાને જાય પરંતુ છોકરાના વડિલોને માગું કરવું ન પડે અને પાંચ પચીશ માગાં આવે તેમાં જેની સાથે વિધાતાના અંક લખ્યા હોય તેની સાથે સંબંધ થાય પરંતુ ભગવતી દેવીનું એવું બનાવ બનેલું કે એમનાં સાસુજીના માશી એમના પિતાશ્રીનાં પાડોસમાં રહેતાં હતા તેમણે ભગવતી દેવીના ગુણ ગાવાથી પાંચ પચીશ માગાં આવેલા છતાં તે કબુલ ન કરતાં ભગવતી દેવી માટે માગું મોકલ્યું જે વખતે ભગવતી દેવી બાર વરસની ઉમરનાં હતાં એમની બુદ્ધિનું પ્રકાશ તો હતુંજ તેથી તેમને કરશનદાસના ગુણનું તથા વિરકતપણાનું બધુ એ લક્ષમાં હતું અને ભગવતી દેવીના મનમાં એમ હતું કે વ્યવહાર ગ્રહણ કર્યા વગર ત્યાગ કર્યું કોને કહેવાય? અને શાસ્રના નિયમ પ્રમાણે ચારે આશ્રમના નિયમ પાળવા જોઇએ એવું જાણી ભગવતી દેવીશ્રી પોતાના પિતાશ્રીના પૂછવાથી તે ઠેકાણે સગપણ કરવાનું કબુલ કર્યું અને એમના પિતાશ્રીએ શુભ મૂહૂર્ત જોઇ ભગવતી દેવીના સસરાજીએ તે દિવસથી પોતાના ભાગ્ય ઉંચા

માન્યા કારણ કે એક તો શ્રીમંતની પુત્રી ખાનદાન ઘર તેવા ગુણગ્રાહી અને શહેરના રહેવાશી કારણ કે પોતાના બીજા છોકરાઓ એમણે ગામડામાંથી પરણાવ્યાં હતાં. એટલે તે સર્વ વહુઓ પણ ગામડા શાહી હતી તેથી ભગવતીના સસરાએ તે દિવસથી પોતાના ભાગ્યને ઉંચું માન્યુ અને ખરેખર તેજ દિવસથી તેમજ થયું. અને ધંધા રોજગારમાં પણ ઘણોજ નફો થવા લાગ્યો અને બાર મહિને ભગવતી દેવીનું લગ્ન થયું. બાર મહિના સગપણ રહેવાનું તો ન હતું પણ વ્યવહારનાં કારણવશાત્ રહેવા પામ્યું. વ્યવહારિક કારણ એજ કે ભગવતી દેવીનું સગપણ થયે હજી પંદર દિવસ થયા એટલામાં તો ભગવતી દેવીની માશીનું શરીર શાંત થયુ. સગપણ થય પછી બે મહિનેજ લગ્ન થવાનું હતું. પરંતુ ભગવતી દેવીના નાના શ્રીએ આંટી નાંખી અને દેવીનાં માતુશ્રીને કહ્યું કે કય તમારી દીકરી મોટી થઇ ગઇ છે. તમારા બ્હેનની છમાશી વાળી પછીજ લગ્ન કરજો એટલામાં તો ભગવતી દેવીના કાકાના જમાઇનું શરીર શાંત થઇ ગયું એટલે કાકાએ કહ્યું કે આટલી છોકરી ઘરમાં બેઠી છે ને લગ્નમાં તમારે ત્યાં કોણ આવશે? છમાશી વળવા દો પછી લગ્ન કરજો. હજી તો ભગવતિદેવીના કાકાના જમાઇની છમાસી વળી પણ નહતી એટલામાં તો દેવીનાં પિતાશ્રીનું શરીર શાંત થઇ ગયું. ભગવતી દેવીનાં પિતાશ્રી વૈરાગ બુધ્ધિના હોવાથી જ્યારે ભગવતી દેવીનાં મોટાં બ્હેન પરણ્યાં ત્યારે તેનાં વડીલોનાં આગ્રહથી કન્યાદાન આપેલું હતું પરંતુ ભગવતી દેવી ઉપર ઘણોજ પ્રેમ હોવાથી તેમના લગ્ન કરવાની બહુજ ઇચ્છા હતી પણ ગમતું ગોવિંદનું થાશેરે, ગમતું ગોવિંદનું થાશેરે. પરમાત્માની ઇચ્છા બલવાન છે. ભગવતી દેવીનાં લગ્નની તૈયારીમાંજ એમનાં પિતાશ્રીનું શરીર શાંત થઇ ગયું. એમનાં પિતાશ્રીએ અંત સમય પોતાનાં કુટુંબીઓ પાસેથી પ્રતિજ્ઞા લેવરાવી કે મને બાર દિવસ થયા પછી ભગવતી દેવીનું લગ્ન કરજો કારણ કે

શાસ્ત્રમાં કહ્યું છે કે છ મહિનાની અંદર લગ્ન થાય તો કન્યાદાનનું ફળ મળે. અને સોળ મહિનાં પછી લગ્ન સુજતું પણ નહતું તેથી પોતાનાં કુટુંબીઓ પાસેથી પ્રતિજ્ઞા લેવરાવી છે. અને બાર દિવસ પૂરાં કરી તેરમે દિવસે ભગવતી દેવીનાં લગ્ન થયાં.

## સાસરે જતી પુત્રીને માતાની શિખામણ.

સાસરે જતી વખતે ભગવતી દેવીનાં માતુશ્રીએ પુત્રી એ પારકું ધન ગણાય એમ સમજી દેવીને પોતાની પાસે બોલાવી માતાને શોભે તેવું ઉપદેશ આપ્યું કે પુત્રિ! અમારાથી બન્યું તેટલા અંશે તારા રૂણમાંથી અમો મુકત થયા છીએ અને તમને દરેક પ્રકારનું જ્ઞાન છે, છતાં પણ માતા તરીકે મારો ધર્મ છે જેથી તને બે બોલ શિખામણના કહું છું તે તમો યાદ રાખજો. બ્હેન! સ્ત્રીનો ધર્મ છે કે પતિથી વહેલું ઉઠવું અને તેમના સુતા પછી સુવું અને તેમની પૂજા કરવી. નિત્ય ઉત્સાહુથી તેમનું ચર્ણામૃત લેવું. સ્ત્રીને પતિ સિવાય બીજો દેવ નથી માટે તેનામાંજ ધ્યાન મગ્ન રહેવું તેમને જમાડયા પછીથી તેમની પ્રસાદી રૂપ ભોજન કરવું, અને પતિના પ્રસન્નતામાંજ પોતે સંતોષ માનવો. આખો દિવસ હસ્તે મુખે તેમની આજ્ઞાનું પાલન કરવું. કાંઇપણ કહેવાનો વખત આવે તો ઘણાજ પ્રેમથી મધુર વચનોથી કહેવું. પરંતુ કઠોર અને અપ્રિય વાકયોનો ઉચ્ચાર કદી પણ કરવો નહી. સ્વામી ક્રોધ કરે તો પોતે નમ્ર બનવું, સ્ત્રીએ પોતાના સ્વામિને કદી પણ આજ્ઞા કરવી નહી અને પતિ એજ પરમેશ્વર છે એમ હૃદયમાં સમજવું. અને વળી કુટુંબી તથા ઘરના સઘળાં માણસો જોડે હળી-મળીને રહેવું કોઇપણ માણસ ગમે તેવા વચનો કહે તો પણ સાગર સમાન મહોટું પેટ રાખી મનને માઠું લગાડવું નહી પોતાના ઘરની ગુહ્ય વાત બહાર કહેવી નહી પોતાના ઘરકામમાં કુશળ રહેવું નકામી લોકચર્ચા કરવામાં વખત ગાળવો નહિ પરમાત્માનું સ્મરણ

કરવું બીજાના દોષ તરફ હંમેશાં અલક્ષ અને પોતાના દોષ તરફ હંમેશાં લક્ષ રાખવું અને સદા સંતુષ્ટ અને પ્રસન્ન ચિત્તે રહેવું અને બ્હેન! દરેક સતિ સ્ત્રીઓ જેઓ પોતાના પતિની સેવા કરી પતિની પાછળ અસહ્ય દુઃખ વેઠનાર દેવીયોનું હંમેશાં સ્મરણ કરવું અને કામ, ક્રોધ, મદ, મોહ, લોભને જીતવા અને શમ, દમ, લાજ અને મર્યાદા રાખવી તથા વિનય વિવેકથી વાણી મધુર રાખવી સુખ દુઃખમાં ધીરજ રાખવી હે પુત્રી! તારા જેવી પરમ ગુણજ્ઞ અને ભગવતી દેવી સ્વરૂપ શુશીલા કન્યાને એક અજ્ઞાન માતા આથી વધારે શું બોધ આપી શકે? હે બેટા! મને જરૂર ખાત્રી છે કે તું તારા પિતાના અને સસરાના કુળને તારનાર થઇશ. હે પુત્રી! જે આ લોકનું અને પરલોકના શ્રેયને નિત્ય વિચારે તે સ્ત્રી બેઉ કુળનું ઉધ્ધાર કરે છે બેટા! મારો તને આશિર્વાદ છે.

ભગવતી દેવી પરણીને સાસરે ગયાં ત્યારે સોના રૂપાની નદીઓ સાથેજ લેતા ગયાં તે દિવસથી તેમનાં સસરાના ભાગ્ય તો ઉંચાજ થતાં ગયાં સૌ રડતાં રડતાં સાસરે જાય પરંતુ ભગવતી દેવીને સંસારનું હર્ષ કે શોક કશો હતુંજ નહી તેઓ એમ સમજતાં આ કર્મ ભૂમિમા લેણદેણના સંબંધથી મનુષ્ય બંધાય છે અને તે લેણદેણથી મુકત થવું અને પરમ તત્વનો લઇ આ માનવ જન્મ સફળ કરવો એમ સમજતાં હોવાથી ભગવતી દેવીને કંઇ પણ હર્ષ કે શોક ન હતું લગ્ન થયાં બાદ ભગવતી દેવી તરતજ મુંબઇ આવ્યાં.

## પતિવ્રત ધર્મનું પાલન

ભગવતી દેવી પરણીને સાસરે ગયાં, ત્યારે એમનાં મનમાં એમ થયું કે મારે તો પતિ એજ પરમેશ્વર છે. માટે એમને પરમેશ્વર સ્વરૂપ જાણી સેવા તથા એમની આજ્ઞાનું પાલન કરવું એટલુંજ નહી પણ પતિના માતા પિતા તથા તેઓના કુટુંબની પણ સેવા પૂરા પ્રેમથી બજાવવી એવું જાણી તેઓ પતિની તથા તેમનાં

કુટુંબની સેવા કરતાં પતિ જે જમે તે જમવું એટલે ભગવતી દેવીનાં પતિ વૈરાગ્ય બુદ્ધિના ભકતરાજ નરસિંહ મહેતાની મૂર્તિ હોવાથી સદાય મુંબઇ રહેતાં છતાં પણ બાજરાનો રોટલો અને ભાજીનો શાક અને મગની ખીચડી જમતા હતાં ભગવતી દેવી પોતે પણ વૈરાગવૃતિનાં હતાં પરંતુ એ ત્રણે ચીજોનો એમનાં પિતાશ્રીને ત્યાં વપરાસ ન હોવાથી એમના નાળીમાં પણ એ ચીજો ગએલી ન હતી છતાં પણ દેવી પરણી આવીને મગની ખીચડી ભાજીનું શાક અને બાજરાનો રોટલો ખાતાં તે સિવાય કાંઇ પણ ફળફળાદિ અથવા કોઇપણ સારી ચીજ કોઇ સારા પ્રસંગે પણ એમના પતિ લેતાં ન હોવાથી પોતે પણ કંઇ લેતાં ન હતાં ભગવતી દેવી પતિનાં હૃદયનાં વિચાર જાણી અને જેમ પતિ રાજી રહે તેમ પતિ ખાય તે ખાવું અને પતિ જે પહેરે તેવું સાદું પહેરવું અને જેમ પતિ રાજી રહે તેમ વરતન કરતાં હતા અને ભગવતી દેવીને પરણી આવ્યા બે મહિનાં થયા હતાં ત્યારે એક દિવસ એમની પડોશણ ભગવતી દેવીના સાસુજી આગળ બેસવા આવ્યાં અને કહ્યું કે કાલબાદેવી ઉપર યજ્ઞ થાય છે. ત્યાં દર્શન કરવાને ચાલશો? ભગવતી દેવીના સાસુજીને દર્શન ઉપર પ્રીતિ હોવાથી હા કહીને કહ્યું કે મારી વહુ-ઓને પણ ઘરે કોઈ માણસ બેસાડીને તેડી ચાલીશ. ઘરે માણસ બેસાડવાનું કારણ એજ કે એમનાં સસરાજીને ઘર રેઢું રાખવું પસંદ નહતું એટલે બધા બાઇ માણસોને બારે જવું હોય તો ઘરે કોઇપણ ઘરનો અથવા દુકાનનો માણસ બેસે તોજ જવાય. એટલે તે પાડોશણને ઘરે માણસ બેસાડીને વહુઓને તેડી ચાલવાનું કહ્યું ભગવતી દેવીએ એ વાત શ્રવણ કરી મનમાં વિચાર્યું કે મારા પતિ પાસેથી રજા લઉં કે એમની શી ઇચ્છા છે. એટલે રાત્રે શ્રી. ભગવતી દેવીએ પોતાના પતિ પાસે ઘણાંજ વિનયથી વાત કરી કે કાલે તમારા માતુશ્રી બધી વહુઓને કાલબાદેવી યજ્ઞ નારાયણનાં દર્શન કરવા તેડી જવાનાં છે તે આપની શું ઇચ્છા છે હું જાઉં કે

નહી. ત્યારે ભગવતી દેવીના પતિએ કહ્યું કે મારી માતુશ્રી જો તેડી જતા હોય અને તમારી ઇચ્છા હોય તો જાઓ, પણ ખરી રીતે તો મારી આજ્ઞાનું પાલન કરવું હોય તો ખરાં દર્શન તો બીજા ન હોય પણ મારાં દર્શન કરવાના હોય. એટલે ભગવતી દેવીને તો ભાવતું હતું અને વૈદે બતાવ્યું. એ પ્રમાણે થયું કારણ કે ભગવતી દેવીને બહાર જવાની ઇચ્છા ન હોતાં અને પતિની ઇચ્છા પ્રમાણે ગમતું થયું, પરંતુ કાલે મારે સાસુજીને શું જવાબ દેવો. જાઉં તો પતિ આજ્ઞાનું ઉલ્લંઘન થાય અને ન જાઉં તો સાસુજીની આજ્ઞાનું ઉલ્લંઘન થાય છે, તેમ મોટાંઓની મર્યાદા મૂકી ખુલ્લું બોલાશે નહી એવા ધર્મ સંકટથી મનમાં મુંઝાવવા લાગ્યાં. પરંતુ પરમાત્માની કૃપાથી ભગવતી દેવીને જન્મથીજ હૃદયમાં ઉંડા ઉતરતાં આવડતું હતું અને મુંઝવણ થાય ત્યારે અંતરમાં ઉંડા ઉતરતાં અને અંતરમાંથી અવાજ આવે તે પ્રમાણે કરતાં હતાં. તેમ તે વખતે પણ જપ કરતાં કરતાં અંતરની ઉંડાણમાં ઉતરી ગયાં તેવો તેમનાં અંતરમાંથી અવાજ આવ્યો કે નીતિમાં કહેલું છે કે પોતાનો ગોળ ચોરીને ખાવો અને સ્વધર્મમાં વિઘ્ન પડતું હોય તો પ્રપંચ કરવામાં દોષ નથી એટલે એમને એમ થયું કે હું એમ કહીશ કે મારી તબીયત નરમ છે. એટલે સાસુજીને ખોટું નહી લાગે. સવારમાં વહેલીથી જ એમનાં સાસુજીએ બધાને કહી દીધું કે તરત કામ કરીને નવરાં થાઓ આજે આપણે બપોરે બે વાગે યજ્ઞ નારાયણનાં દર્શન કરવાને જવું છે અને પછી સગાં વહાલાંઓને મળવા પણ જવું છે. એટલે ભગવતી દેવીએ પોતાની સાસુજીને હાથ જોડીને કહ્યું કે મારી તબીયત નરમ છે માટે હું ન આવું તો? મા તમે બધા જાઓ ત્યારે દેવીની સાસુજીએ કહ્યું કે હું તમારા સારૂં ગાડી કરીશ. તમે ચાલો ત્યારે ભગવતી દેવીએ હાથ જોડીને વિનય ભાવે કહ્યું કે ઘરનાં બધા અને પાડોશીઓ પગે ચાલે ને હું ગાડીમાં બેસું તે મને ઠીક ન લાગે.

ત્યારે એમના સાસુજીએ કહ્યું કે હું બધા સારૂં ગાડી કરીશ પણ તમે ચાલો, ત્યારે ભગવતી દેવીએ કહ્યું કે નકામા મારા નામે બે ચાર રૂપીઆ ખરચ શા માટે કરો છો તમે ખુશીથી જાઓ, ત્યારે એમના સાસુજીએ કહ્યું કે વહુ તમારા નામ ઉપર રૂપીઆ કુલબાન છે. હું કોઇના પાસે તમારૂં નામ નહી દઉં મને ઇચ્છા હતી ને મેં ગાડાંઓ કરી છે એમ કહીશ. ત્યારે ભગવતી દેવીએ હાથ જોડીને કહ્યું કે નકામો ખરચ પણ કરવો. ઘરે માણસને ખોટી કરવું અને તે ઉપરાંત મારી તબીયત વધારે બગડી પડશે તેમાં શું લાભ માટે તમે બધા જાઓ હું ઘરે બનતું કામકાજ પણ કરીશ અને ઘર પણ સંભાળીશ એમ બહુજ આજીજી કરીને કહ્યું એટલે એનાં સાસુજીને બધા યજ્ઞ દેવના દર્શન કરવા ગયાં અને ભગવતી દેવી ઘરેજ રહ્યાં આવી રીતે હંમેશાં ભગવતી દેવી પતિની આજ્ઞાનું પાલન કરીને ઘેર રહેતાં અને પાછળ ઘરનું કામકાજ કરી રાખતાં એટલે એમનાં દેરાણી જેઠાણી અને સાસુજી વધારે ખુશ રહેતાં. એવી રીતે પતિ આજ્ઞાનું પાલન કરીને પણ બારે જતાં આવતા નહીં. પરણ્યાં પછી તે પોતાના પિયરમાં પણ ઝાઝુ જતાં ન હતાં. પરણીને ફકત તરતમાંજ એકાદ બે વખત પિયરે ગએલાં ત્યાં પણ શાસ્ત્રના નિયમ પ્રમાણે બાર વાગ્યા પછી ખાસ બાજરાનો રોટલો કરાવી જમતાં હતાં અને પતિવૃતનું પ્રેમથી પાલન કરતાં તેથી એમનાં પતિનું મન ભગવતી દેવીની પતિ ભકિતથી એટલું તો પ્રસન્ન રહેતું હતું કે તેઓ ભગવતી દેવીને સતિ એ પવિત્ર નામથી જ બોલાવતાં હતાં અને તુંકારો તો કોઇ વખતે આપ્યું પણ નહતું કારણ કે દરેક પુરૂષને પોતાની સ્ત્રી પ્રિય તો હોય છે પણ વ્યવહારનાં અંગે પરંતુ ભગવતી દેવી તો મોક્ષ માર્ગમાં એક સાચાં મિત્ર તરીકે સહાય કરતા હોવાથી અને સર્વ સદગુણ સંપન્ન હોવાથી પોતાનાં પતિને પ્રિય હતા પરંતુ પર-માર્થનાં સહાયતાના માટે પ્રિય હતાં. શાસ્ત્રમાં પણ કહ્યું છે કેઃ—

શ્લોકઃ-

કાર્યેષુ મંત્રી કરણેષુ દાસી ભોજયેષુ માતા શયનેષુ રંભા
ધર્માનુકુલા ક્ષમયા ધરિત્રી ષાડ્ગુણ્ય મેતદ્ધિ પતિવ્રતા નામ્

એ ઉપરોકત વચનાનુસાર ભગવતી દેવી પોતાના પતિને સર્વ કાર્ય કરવામાં મિત્રની પેઠે સહાય આપતાં અને સેવા કરવા સમયે દાસી થઇને રહેતાં અને ભોજન સમયે માતા બાળક ઉપર જેમ પ્રેમ રાખે તેવા પ્રેમથી પોતાના પતિને જમાડતાં ને સર્વ કાર્યમાં અનુકુળ રહેતાં. ધર્મ કાર્યમાં સહાયતા પૃથ્વી જેટલી ધીરજ રાખતા કારણ કે તેમનાં સસરાજીના ઘરમાં નાને મોટે અઢાર માણસો હતાં. બે નણંદો, બે દેરાણી, બે જેઠાણી, એક જેઠનાં દીકરાની વહુ, એક નણંદના દીકરાની વહુ તથા સાસુજી અને દશમા ભગવતી દેવી પોતે તથા આઠ પુરૂષ વર્ગમાંથી તેમા બે દીયર, બે જેઠ, એક જેઠનો દીકરો, એક નણંદનો દીકરો, સસરાજી તથા ભગવતી દેવીના પતિ એમ કુલ્લે સત્તર માણસોની રહેણી કરણીમાં ભગવતી દેવીએ પૃથ્વી જેવી ધીરજ રાખી પોતાની યોગ્યતા પ્રમાણે સેવા ફરજ બજાવતાં અને ગુપ્ત રીતે પરમાત્માનું પણ સ્મરણ કરતાં. ભગવતી દેવીએ સાસરીયે ઘરમાં એવી રહેણી કરણીથી વર્તન કરેલું કે તે દરેકનાં માનીતા થઇ પડેલા. તેનું કારણ એજ કે ભગવતી દેવી પરણીને આવ્યા પહેલાં એમના સાસરાના ઘરમાં બધા ગામડાનાં રહેવાસી હોવાથી ઓછી બુદ્ધિ અને અવિવેકથી અરસપરસ કલેશ રાખી અનિયમિતથી વર્તન કરતાં હતાં, અને ભગવતી દેવી તો શહેરમાં રહેલાં. સારા સંસ્કારો તથા સારી કેળવણીમાં ઉછરેલાં અને સર્વ સદગુણ સંપન્ન હોવાથી નીતિ, ન્યાય અને સંપ સલાહથી અધિકાર પ્રત્યે કામકાજ કરતાં ને કરાવતાં એટલે તે બધાને પ્રિય થઇ પડયાં કોઇ સમય ઘરમાં એમના ભત્રીજાની વહુ તથા દેરાણી અથવા નણંદના દીકરાની વહુ કંઇ ઘી, દુધ ઢોળી નાંખે અથવા કંઇપણ

નુકશાન કરી નાંખે તો વડિલો પૂછે કે આ નુકશાન કોણે કર્યું? તો ભગવતી દેવીના મનમાં એમ થતું કે વડિલો છે ને કંઇ બે શબ્દો કહેશે તો એમનો આત્મા દુભાશે એટલા માટે એમનાં દોષો પોતે વહોરી લેતાં. એમ કેટલાક વખત એવા પ્રસંગો બન્યાં હશે અને એમની ધીરજ જોઇ બધાને એમના વર્તનની ખબર પડવાથી નાનાં મોટાં સર્વેનાં એ માનીતા થઇ પડેલાં. ભગવતી દેવીને કોઇ કંઇ કહેતું તો નહીં પણ કોઇ સમય વડિલોએ અથવા એમનાથી કોઇ નાનાએ કહ્યું હશે તો પણ દેવીએ કલેશ કે ક્રોધ ન કરતાં. પોતાથી નાના એ કંઇ કહ્યું હોય તો મનમાં એમ સમજ્યાં હશે કે મારાં એ બચ્ચાં છે. કહ્યું તો શું થયું, અને મોટેરાંઓ જો કંઇ કહ્યું હોય તો તે પોતાની ભૂલ હોય તો સુધારે અને ન હોય તો એમ ધારે કે વડિલો છે, કહ્યું તો શું થયું. જે કહે છે તે મારા હિતને માટેજ કહેશે પણ કહેવરાવશે નહીં એમ સમજીને કલેશ કે ક્રોધ કરતાંજ નહીં. શાંતિથી, સફાઇથી, સંપ સલાહથી, વિવેકથી દરેકના અધિકાર પ્રમાણે સેવા બજાવતાં અને ભગવતી દેવીને દેખી એમનાં દેરાણી તથા વહુઓ પણ એવીજ રીતે વર્તન કરતાં કારણ કે (જગમાં વેરી કો નહીં જો મન શીતલ હોય.) પોતે શાન્ત વૃત્તિથી વર્તન કરતાં હતાં તેથી એમના સાસુ સસરાજી બહુજ માન રાખતા હતાં અને એમને પૂછ્યા સિવાય ઘરમાં કાંઇ પણ ક્રિયા ન કરતાં એવું ભગવતી દેવીનું માન જાળવતાં હતાં. દેવીનું પ્રેમાળ હૃદય અને વડિલો માન રાખતા હોવાથી અને સર્વની સાથે સંપ સલાહ તથા નીતિ ધર્મથી વર્તન કરતા અને નમ્રવતી તથા પ્રેમથી બીજા નાના મોટાઓને પણ સત્ય તથા શ્રેયસ્કર વાણીથી ઉપદેશ આપતાં અને નીતિ ધર્મથી વર્તન કરતા તેથી એમનાં દેરાણી તથા જેઠ તથા નણંદના દીકરાની વહુઓ વિગેરે પણ દેવીનું સારી રીતે માન જાળવતાં અને ભગવતી પોતે સાસરાને ઘેર સવારમાં વહેલાં સર્વથી પહેલાં ઉઠીને અને રાત્રી

નાં સૂતા પછી એકાંતમાં પોતાનું ધ્યાન નિત્યનિયમ વિગેરે કોઇ ન જાણે તેવી રીતે કરી લેતાં અને સર્વથી પહેલાં ઘર કાર્યમાં પ્રવૃત થતાં એટલે એમનાં સસરાજી પ્રથમ તો સાધારણ સ્થિતિનાં હતાં. પણ ભગવતી દેવી પરણી આવ્યા ત્યારથી સોના રૂપાની નદીઓ લઇ આવ્યાં ને તે દિવસથી શ્રીમંત થયા અને ભગવતી દેવીનું માન પણ પુરૂં રાખતા હતાં. છતાંએ દેવીને નોકર ચાકરનું કામ પસંદ ન હોવાથી અને તેઓનાં હૃદયમાં એમ હતું કે સર્વે આત્માની મારા હાથેથી સેવા બજાવવી એમ ધારીને નોકર રાખવા દેતાં નહિ અને પોતે અઢી વાગે ઉઠી ઘરનાં કામકાજ કરતાં પોતે વિશેષ બોજો ઉપાડતાં ઘરનું કામ સંપ સલાહથી કરતાં અને ઉપરાંત પોતે ઝરીનું સીવણ કામ જાણતાં એટલે ઘરનું કામકાજ સીવણું ઉંપરાંત બે એક રૂપીયાનું બહારનું પણ સીવણું કરી નાખતાં તે બે રૂપીઆ પોતે ઘરમાં રાખે નહીં પણ પોતાની સાસુજીને દર્શન કરવા જાય તે વખતે તેમને આપે એમનાં સાસુજી ભગવતી દેવીનાં આપેલા બે રૂપીઆ અને બીજો રૂપીયો એમને દર્શન માટે મલતો એમ મલી ત્રણ રૂપીયા દર્શન કરી અને વાપરી આવે. ભગવતી દેવી સર્વ સદ્‌ગુણ સંપન્ન હોવાથી સાસુ સસરાજીને એટલાં પ્રિય હતાં કે ભગવતી દેવીની કોઇ વખત તબી- યત નરમ હોય તો એમનાં સાસુ સસરાજી એમ કહેતાં કે અમારા પાંચ છોકરામાંથી એકની તબીયત નરમ હશે તો અમને એટલું દુઃખ નહિ થાય. ભગવતી દેવીનાં સાસુ સસરાજીએ ચોરીમાં કેશર નામ બદલાવેલું એટલે તેઓ કહેતાં કે જો અમારા કેશર વહુની તબીયત નરમ થાય તો અમને ઘણુંજ હૃદયમાં દુઃખ થાય છે એમ ભગવતી દેવી તેઓને પુત્ર કરતાં પણ અધિક પ્રિય લાગતાં હતાં. અને કોઇ સમયે ગુણ ગાયાં હશે તો એમજ કહ્યું હશે કે એમનાં માત પિતાએ અમને સાચુંજ રત્ન આપ્યું છે. જેવાં નામ તેવાંજ ગુણ છે એમ ભગવતી દેવીનાં સાસુ સસરા ગુણ

ગાતાં હતાં. ઉપરાંત ભગવતી દેવીનાં સાસુજીનો એટલું તો પ્રેમ હતું કે પરલોકનાં સુખ કરતાં પણ ભગવતી દેવી ઉપર અધિક પ્રેમ હતું. તેનું કારણ એજ કે દેવીનાં સાસુજી બે વર્ષ માંદા રહ્યા તેમાં એમ માગતાં કે મારો શુભ દિવસે એટલે કે અગીયારસ અથવા એવી પર્વણીને દિવસે મૃત્યુ થાઓ. એવું ઇચ્છતાં અને પછીથી તેમને સખ્ત બિમારી જ્યારે થઇ તે સમયે બીજાં સ્ત્રી વર્ગોમાં તો બધેએ કચ્છમાં હતાં. પણ તે સમયે ભગવતી દેવી અને તેમનાં દેરાણી હતાં. તેની સ્પર્શ કરવા જેવી સ્થિતિ નહોતાં. સાસુજીની સેવા કરવામાં એકલા દેવીજ હતાં તે સમયે સખ્ત બિમારીમાં ભગવતી દેવીનાં સાસુજી પરમાત્મા પાસે એવી પ્રાર્થના કરતાં હતાં કે મારૂં મૃત્યુ બે દિવસ રહીને થાઓ. ત્યારે ભગવતી દેવીનાં નાનકડાં જેઠ તે વખતે બેઠેલાં હતાં. તેમણે કહ્યું કે મા તમે રોજ પરમાત્મા પાસે અગિયારસનું મૃત્યુ માંગો છો અને આજે શું કામ બે દિવસ રહીને માગો છો. એટલે દેવીનાં સાસુજીએ કહ્યું કે અન્ય સ્ત્રી વર્ગ ઘરમાં નહોતાં મારી કેશર વહુને બહુજ તકલીફ પડે તેનાં માટે બે દિવસ રહીને મૃત્યુ માગું છું તો ભગવતી દેવી ઉપર એટલું એમનું પ્રેમ હતું કે તેમને પરલોકનાં સુખ કરતાં પણ ભગવતી દેવી તેમને અધિક પ્રિય લાગ્યાં. શાસ્ત્રમાં કહે છે કે અગીયારસને દિવસે શરીર છુટવાથી ઉચ્ચ ગતિ પ્રાપ્ત થાય છે તે વચન અનુસાર પરલોકનાં સુખ કરતાં પણ એમનાં સાસુજીએ ભગવતી દેવીને અધિક પ્રિય માન્યાં. એમનાં દ્રઢ સંકલ્પને લઇને મૃત્યુ તો અગીયારસને દિવસેજ થયું પણ તેમણે મોઢેથી માંગણી એવી કરી. ભગવતી દેવી અતિ પ્રિય હોવાનું કારણ એજ હતું કે ભગવતી દેવી પોતાની સાસુજીની વચન સેવા તથા ચરણ સેવા પૂરા પ્રેમથી કરતાં હતાં તે કારણથી ભગવતી દેવી સાસુજીને પ્રિય કરતા થઇ પડયા હતાં. એકલાં સાસુજીને પ્રિય કરતાં હતા એટલુંજ નહીં પણ આખા કુટુંબમાં પ્રિય કરતા થઇ દેવી તરીકે પૂજાતાં હતાં તેનું કારણ એજ હતું કે

ભગવતી દેવી રાગદ્વેષથી રહિત હતાં અને સંપ સલાહથી વર્તન કરતાં. આત્મભાવ તો એમનાં રોમ રોમમાં પ્રસરેલો હતો તે કેટલે સુધી કે પોતે સવારમાં સૌથી પહેલાં અઢી વાગે ઉઠી દાતણ લે તે વાંસોવાળી પાછળથી દાતણ લે એમનાં મનમાં એમ થતું કે હું મારે માટે જાણે ઝીણો અથવા મારા મનપસંદ દાતણ લઉં તો પછી બીજાને માટે સારૂં દાતણ નહીં રહે એટલે વાંસો વારી એમ વર્તન કરી જેવું આવે હાથમાં તેવું લેતાં. દેવી જન્મથીજ વૈરાગી હતાં એમને ખાવા પીવા તથા પહેરવા ઓઢવાની તો ઇચ્છા થતીજ નહતી. બીજું પતિવ્રતા હોવાથી એમનાં પતિ સાવ સાદા હોવાથી એમના વૈરાગ્યમાં ડબલ વધારો થયો એટલે પોતાને તો કોઇ ચીજ વસ્ત લેવાની ઇચ્છા ન થતી. પરંતુ એમનાં સાસુ સસરાજીને ભગવતી દેવી બહુ પ્રિય હોવાથી એ એમનાં માટે કંઇ પણ લે તો એ બધાને માટે લેવરાવે ત્યારે પોતાના માટે કબુલ કરતાં હતાં. એમનાં વચનને તો સાસુ સસરાજી માન આપતાંજ હતાં. તેમાંથી પણ નાના મોટાં પોતા માટે પસંદ કરી લે, અને પાછળ જે વસ્તુ રહે તે પોતે લેતાં અને તે પણ પોતે વાપરે નહીં પણ ગમે તે યુકતથી બીજાને વાપરવા આપી દે. એમનાં સાસુ સસરાજી કામ ઓછું કરવાનું કહે તો પણ એ સર્વનાં કરતાં વિશેષ કામ કરતાં. આપણે જ્યાં જોઇએ ત્યાં દેરાણી જેઠાણીમાં રાગદ્વેષ વર્તાઇ રહેલું હોય છે. પણ ભગવતી દેવી રાગદ્વેષથી રહિત હોવાથી અને સર્વે સદ્ગુણ સંપન્ન હોવાથી સર્વને પ્રિય કર્તા હતા કારણ કે પ્રેમ સામું પ્રેમ છે અને દ્વેષ સામું દ્વેષ છે. આપણે ગુણિયલ હોઇયે તો આખું વિશ્વ ગુણીયલ હોય છે અને પોતામાં જો સારાં ગુણ હોય તો ગુણની છાપ પડયા વગર રહેતી નથી. દેવી પોતે ગુણીયલ હતાં એટલે તેમની ગુણની છાપ પણ બહારે એટલીજ પડતી હતી. ભગવતી દેવીનાં પતિને કોઇ વખતે બહાર ગામની ઇચ્છા થતી તો તે કચ્છમાં પોતાનાં ગામમાં બાર મહિનામાં બે માસ વિશ્રાંતિ લેવા જતાં હતાં ત્યાં

ભગવતી દેવી પોતે તળાવે નહાવા જતાં અને રોજ જાતે પોતાના હાથે કપડાં ધોઇ આવતાં, કારણ કે એમને પતિ સેવા પોતાના હાથેજ કરવાની સદા ઇચ્છા રહ્યા કરતી હતી. ત્યાં તળાવે નહાવા જવાનો રસ્તો બજારમાંથી હતો. ત્યાં બધે જુવાનીઆ બેઠાં હોય તે જે જે સ્ત્રીઓ વટાય તેને તે પગના નખથી તે માથા સુધી કુદ્રષ્ટિથી જુએ પરંતુ ભગવતી દેવી સામે દ્રષ્ટિ કરી જોઇ શકતા નહી અને એમનાં પતિને કહેતાં હતાં કે અમે દરેક સ્ત્રીઓ જ્યારે વટાય છે ત્યારે અમે તેમને નખથી શિર સુધી જોઇયે છીયે પણ તમારી સ્ત્રી તો મહાત્મા જેવાં છે તે અમે તેમનાં પડછાયા સામે પણ જોઇ શકતાં નથી એમ ભગવતી દેવીના પતિ પાસે તે જુવાનીઆઓ કહેતાં હતાં, ત્યારે ભગવતી દેવીનાં પતિ તેમને કહેતાં કે તમો એમનામાં બહારથી ગુણો જુઓ છો તે નથી પણ એમનુ અખંડ બ્રહ્મચર્યવ્રત છે. મારા મહત્વ ભાગ્યને લીધે મને સર્વ રીતે સાનુકુલ પત્ની મળેલી છે એમ દેવીશ્રીના પતિ તેમને જવાબ આપતાં અને ઘરે આવીને પણ ભગવતી દેવીને ધન્યવાદ આપતાં અને કહેતાં કે ધન્ય છે તમારા તપવૃતને કે જેનાં પ્રતાપો બહારે પ્રસરી રહેલાં છે. વિશેષ કહેવાનું એજ છે કે જ્યારે સૂર્ય ઉદય થાય છે ત્યારે તેનો પ્રકાશ છાનું રહેતું નથી તેમ ભગવતી દેવીનાં ગુણનું અને પતિવ્રતનુ તથા તપનું પ્રકાશ બહારે પડતું હતું. દેવી પોતે ભણ્યાં નહતાં છતાં પણ એમનાં પૂર્વનાં કોઈ સારા સંસ્કારોને લઇને ગુરૂદ્વારાએ ઉપદેશ ન મળેલું છતાંએ શાસ્ત્રનાં નિયમો હૃદયમાં સમજાતાં અને તે પ્રમાણે પાલન કરતાં અને તે પ્રમાણે ભણેલાં નહિ હોવાથી વિદ્વ-તાથી નહીં પણ સાદી ભાષાથી શાસ્ત્રનાં નિયમો પ્રમાણે ઉપદેશ કરતાં અને પોતે પણ શાસ્ત્રના નિયમ પ્રમાણે ઉપદેશ કરતાં અને પોતે પણ શાસ્ત્રના નિયમ પ્રમાણે સ્વધર્મનું પોતે પરિપૂર્ણ પાલન કરતાં હતાં.

ભગવતી દેવીનાં સાસુ સસરાજી તથા એમનાં જેઠોનું શરીર શાંત થઈ ગયા પછી થોડોક સમય બધે સાથે રહ્યા પછી દેરાણી જેઠાણી જુદાં રહયા. એમનાં ઘરમાં સંપ સલાહ બહુ હતી એટલે જુદું રહેવાનું પ્રસંગ તો ન આવે છતાં પણ જેમ ખેતરમાં એક અંગારીઓ હોય ને ખેતરને લજીત કરે તેમ એમનાં કુટુંબમાં એમનાં એક દેરાણી એવા આવેલાં કે આખા કુટુંબમાં વિક્ષેપ નખાવીને જુદાં પાડયાં ત્યારે સગા વહાલાં તથા કોઈનું આવવા જવાનું તથા વ્યવહારમાં લેવા દેવાનું બધો બોજો ભગવતી દેવી ઉપર હતું. ચૂલો જુદો હતો પણ દુકાનમાં ભગવતી દેવીનાં ભત્રીજા તથા દીયરનો ભાગ સાથેજ હતો એટલે એમનાં ભત્રીજા અને દીયર તે દુકાનમાંથી નાની મોટી વસ્તુની ગેરવ્યવસ્થા કરી નાખે એટલે ભગવતી દેવી ઉપર એક વ્યવહારના બોજાને લીધે અને એમનાં પતિનું સ્વભાવ ચોકખું હોવાથી અને આંક પણ પાઈ પાઈનું ચડે એટલે તેથી એમને જરૂર પાંચ પચાસનું ખર્ચ વધારે આવતું એટલે એમનાં દીયર તથા જેઠનો છોકરો ભગવતી દેવીનાં પતિને રોજ કહે છે કે જુઓ અમારા ઘરના ખર્ચ કરતાં તમારા ઘરનો ખર્ચ વધારે છે તે તમારી સ્ત્રી એમનાં માવિત્રોને ત્યાં જરૂર પૈસા મોકલી દેતાં હશે. ભગવતી દેવીનાં પતિનું સ્વભાવ ભોળું તો હતું પણ તેઓ ઉપર પૂર્ણ વિશ્વાસ હોવાથી મન ઉપર લેતા નહીં. ઘણાં દહાડાનો એજ અભ્યાસ હોવાથી કોઈક દિવસ મન ઉપર પણ અસર થાય કારણ કે ઘણા દિવસના અભ્યાસથી પત્થર ઉપર પણ કાપાં પડી જાય આવચનાનુસાર ભગવતી દેવીનાં પતિને રોજ કહે કે જુઓ અમારા ઘરના ખર્ચ કરતાં તમારા ઘરનો ખર્ચ વધારે છે તે તમારી સ્ત્રી એમનાં માવિત્રોને ત્યાં જરૂર પૈસા મોકલી દેતાં હશે. ભગવતી દેવીનાં પતીનું સ્વભાવ ભોળું તો હતું પણ ભગવતી દેવી ઉપર પૂર્ણ વિશ્વાસ હોવાથી મન ઉપર લેતા નહીં પણ ભગવતી દેવીને પૂછયું કે આપણા ઘરનો ખર્ચ કેમ

ઝાઝું આવે છે ત્યારે ભગવતી દેવી નમ્રતાથી વિનંતી કરી કહે છે કે આપણુને એક તો વ્યવહારનો બોજો છે અને એ લોકો દુકાનમાંથી ચોરી કરે છે તે આપને પણુ વહેમ આવવાથી આપ પણુ કોઇ કોઈ વખત વાત કરો છો. એટલે બીજેજ દહાડે ભગવતી દેવીનાં પતી બીજેજ દિવસે દુકાનમાંથી સાત રૂપીઆ લઇ આવ્યા પછી જોઇએ તો સંગતની અસર થઇ હોય તો પણુ ભલે અથવા ભગવતી દેવીની પરીક્ષા જોવા માટે લઇ આવ્યા તો પણુ ભલે તે ભગવતી દેવીને રૂપીયા આપીને કહ્યું કે લે એ લોકો રોજ પૈસા ચોરે છે આજે હું પણુ પૈસા ખાતે માંડ્યા સિવાય લઈ આવ્યો છું એમ ભગવતીદેવીને કહ્યું એટલે દેવી હાથ જોડી વિનંતી કરી કહે છે કે સ્વામિનાથ આપણુને કેટલાં ભવ જીવવાં છે. માટે આપ કૃપા કરી પાછાં લઇ જાઓ એટલી હું વિનતી કરૂં છું અને જો ન લઇ જાઓ તો આપણા ખાતે માંડી મુકજો એવી મારી અરજી છે પણુ ચોરીથી તો પૈસા નજ લેવાં એટલે ભગવતીદેવીનાં પતી ભગવતીદેવીનાં સત્ય તથા શ્રેયસ્કર વચન સાંભળીને એમનાં પતીએ એમને ધન્યવાદ આપીને કહ્યું કે દેવી! ધન છે તમારી ધીરજ તથા વૃત્તિને ભગવતીદેવી એમ કેટલાય વખત એમનાં પતી જ્ઞાની હતાં છતાં પણુ ઉપદેશકર્તા થઇ પડતાં દેવી પરણી આવ્યા ત્યારથીજ એમનો વહેવાર જ્ઞાન ચર્ચાનોજ હતો તેનું કારણુ એજ કે ભગવતીદેવીનાં પતી પૂર્ણ જ્ઞાની અને વૈરાગી હતાં અને તેમને ભગવતીદેવી પણુ સાનુકૂલ મળેલાં એટલે એમનું વહેવાર પરમાર્થ પુરતું હતું તે ટકી રહેલું અને ભગવતીદેવીએ પતીની સાથે ચર્ચા કરેલી હશે તે જ્ઞાનનીજ વાત કરેલી હશે. પણુ કોઈ વખતે તમારાં માતુશ્રી એવાં કે તમારા પીતાશ્રી એવાં વ બીજી કોઇ વહેવારની વાત તો કરતાંજ નહીં તેનું કારણુ એજ કે ભગવતીદેવીને જન્મથી જ એજ જ્ઞાન હતું કે આપણે પરમાત્માએ જે અમૂલ્ય દેહ આપ્યું છે તે વૃથા ગુમાવવું નહીં અને પરમાત્માનું સ્મરણુ કરવું એમનાં પતીને

જ્ઞાનની ચર્ચા તથા ભજન કરતાં તેનાં અર્થની વાતો પૂછતાં તેમનાં પતી ભજનનાં અર્થો કરે અને કોઈ ભજનનું અર્થ ન આવડતું હોય અથવા સરખું ન થયું હોય તો ભગવતીદેવી પોતે અર્થ કરતાં અને નમ્ર વૃત્તિથી એમ કહેતાં કે મારાં પિતાશ્રી આ ભજનનો અર્થ આવી રીતે કરતાં હતાં પરંતુ પોતે અહંકાર ન બાંધતાં કે મને આવડે છે પોતાને જ્ઞાન છતાં પણ નિરાભિમાની વૃત્તિથી અહંકાર છોડી પોતાનાં પિતાશ્રીનું નામ આપી ઉપદેશ આપતા હતાં. કારણ કે પોતે વિવેકી હતાં એટલે લઘુતાથી વર્તન કરતાં હતાં કારણ કે એ હૃદયમાં એમ માનતાં હતાં કે મને હજી ગુરૂદ્વારાએ પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થયું નથી. ભગવતીદેવીનાં ગુરૂ કરેલાં તો હતાં પણ તે વખતે ભગવતીદેવી બાર મહિનાનાં હતાં તેથી તેમને ગુરૂનું દીધેલ મંત્ર પણ યાદ ન હતો. જો કે ભગવતીદેવીના ગુરૂ તેમનાં પિતાશ્રીનાં તથા ભાઇ ભાંડરૂના તથા કુટુંબનાં એકજ ગુરૂ હતાં તે ગુરૂ જ્યારે હજી વાનપ્રસ્થ આશ્રમમાં હતાં ત્યારે એમનાં પિતાશ્રીને ત્યાં બબ્બે મહિના સુધી રહી ગયેલાં હતાં પરંતુ તે સમયે ભગવતીદેવી બાર મહિનાનાં હતાં પછી તો એમનાં ગુરૂવાનપ્રસ્થ હતાં ત્યારે દશ અગીયાર વરસ પરદેશ રહ્યાં અને પછી કચ્છ ભુજમાં આવાં સંન્યાસ લઇ ખારી નદી ઉપર તેઓ બેઠાં. ગુરૂશ્રીનું નામ જ્યા-લક્ષ્મી હતું અને અત્યારે આનંદ લહેરી તરીકે ઓળખાય છે તે ભગવતી-દેવીનાં ગુરૂ પોતે જ્યારે કચ્છમાં આવ્યાં ત્યારે ભગવતીદેવી પરણીને સાસરે આવેલાં એટલે દેવી જ્યારે બાર મહિનાના હતાં ત્યારે ગુરૂ થયેલાં પણ એમને ગુરૂનો અનુભવ ન હતો પણ માતુશ્રી દ્વારાએ ગુરૂનાં ગુણ શ્રવણ કરેલાં પણ પોતાને ગુરૂનો અનુભવ થયો ન હતું ભગવતીદેવીને ગુરૂનાં ચરણમાં રહેવાની એકદમ ઇચ્છા થતી હતી આ દુનિયામાં કોઇ પુત્ર માગે કોઇ સુખ માંગે કોઇ કીર્તિ માગે કોઇ લક્ષ્મી માંગે પણ ભગવતીદેવી તો સાસરે ગયા પછી ભગવતીદેવીની નિરાશા વૃત્તિનાં છતાં પણ ગુરૂનાં

ચરણુમાં સદાએ રહેવાની ઇચ્છા રાખતાં અને હૃદયમાં પોતે એમ માગતા કે હું જંગલમાં જાઉં ફલ ખાઉં અને ગુરૂની સેવા કરીને ગુરૂનાં ચરણુમાં સદાએ રહું રે. પ્રભો! એવો દિવસ કયારે ઉગશે એવું સદાય માગતાં. ભગવતી દેવીનાં પતિનાં હૃદયમાં એજ વિચાર ઉઠતું કે આપણે ધંધો છોડીને કોઇ સારા મહાત્માનું શરણુ લેઇશું અને ભકિત કરીશું. એટલે ભગવતી દેવીનાં મનમાં એમ થતું કે મારા ગુરૂ ઉપર એમની પ્રીતિ થાય ને એમનાં ચરણુમાં બેસીયે તો ઠીક તેનું કારણુ એજ કે એક તો સ્રીનો ચોલો અને મારા માત પિતાનાં અનુભવેલાં છે એટલે એમને એમ થતું કે મારા પતિને એમનાં પ્રતિ પ્રીતી થાય ને એમનાં ચરણુમાં બેસીયે તો ઠીક એમ ધારીને ભગવતી દેવી પોતાનાં પતિને એમ કહેતાં કે આપણે મારા ગુરૂનાં દર્શન કરવા ચાલીયે તો એમનાં પતી એમને ઉત્તર આપે કે ચાલશું એમ કહીને વાત ઉપર પૂરૂં લક્ષ દેતાં નહીં. પરંતુ ભગવતી દેવી કોઇ વાત કહેવી હોય તો નમ્રતાથી એક વખત કહે પણુ હઠ પકડતાં નહીં. એમનાં પતિનો સ્વભાવ ભોળો હોવાથી ભૂલ તો ન થાય પણુ કોઇક વખતે થઇ જાય તો એક વખત ભગવતી દેવી સમજાવે તે એમનાં મન ઉપર આવી જાય તો ઠીક પણુ બીજી વખત વાત ઉથલાવી કે હઠ કરી પોતાના આધીનમાં રાખતા નહીં પરંતુ કોઇ પણુ ભૂલ હોય તો ભગવતી દેવી હૃદયમાં પરમાત્માની પ્રાર્થના કરે એટલે એમનાં પતિને તથા કોઇપણુ સામા માણુસને ભૂલ સમજાય અને ભૂલ સુધારીને તે પ્રમાણે વર્તન કરે એટલે દેવીની શુભેચ્છાને લઇને સંકલ્પ સિદ્ધ થતું હતું અને પોતાની માગણી પ્રમાણે પરમાત્મા ધારી ક્રિયા કરતા હતાં એટલે ભગવતી દેવી પોતાના પતિને પોતાના ગુરૂનાં ચરણુમાં રહેવાની પ્રીતિ થાય એવી પરમાત્મા પાસે પ્રાર્થના કરતાં હતાં.

### વૈરાગ્યનો ઉદય કાલ

ભગવતી દેવીના પતિ તથા દેવી પોતે અંતરથી તો પૂર્ણ

વૈરાગી હતાં. અંતરમાં એમને રાગ હતું નહીં અને એમનાં પતિ તો વ્યવહારમાં બેઠે પણ વ્યવહાર કરતાં ન હતાં પણ ભગવતી દેવી વ્યવહારમાં બેઠેલાં એટલે પતિનાં મોભાને લઇને સ્વભાવિક ન સરતી બાહ્ય વ્યવહારની ક્રિયા કરતાં હતાં. પછીથી ભગવતી દેવીએ પતિ પાસે વિનંતી કરીને કહ્યું કે હવે આપણે વ્યવહારથી પણ મુકત થઇએ અને બોજો ઓછું કરીએ કારણ કે રાજ્યના ક્ષણિક ભોગો અને રાણીઓ આદિ પ્રેમીજનોના બંધથી પરમ વૈરાગ્ય પામેલા એવા મહાત્મા ભર્તુહરિ કહે છે કે આ સંસારની દરેક વસ્તુમાં ભય નીજ પ્રાપ્તિ થાય છે. માત્ર વૈરાગ્ય જ અભય છે. માટે જ્ઞાનાં માણસોએ દુઃખથી બચવાને હંમેશાં તેનોજ આશ્રય મેળવવો. એટલે ભગવતી દેવીએ પતિને કહ્યું કે હવે આપણને વ્યવહારથી પણ મુકત રહેવું. એટલામાં તો ભગવતી દેવીના ભાઇનું શરીર સત્તાવીશ વર્ષની ઉમરમાં શાંત થઇ ગયું. ત્યારે જ્ઞાતિ રિવાજ પ્રમાણે ભગવતી દેવી મુંબઇથી કચ્છ વ્યવહાર કરવા માટે ગયાં ત્યારે રસ્તામાંજ દેવીએ વિચાર કર્યું કે આજથીજ મારે ત્યાં જઇને વ્યવહાર કરવો નહીં. માટે ત્યાં કચ્છમાં ગયાં અને જ્ઞાતિ રિવાજ પ્રમાણે ત્યાં જઇ રડયાં નહીં અને મનમાં વિચાર કર્યું કે રડવાથી શું થાય છે છે કારણ કે આ પંચભૂતનો શરીર કાંઇ કાયમ ટકી રહેતું નથી. એક દિવસ તો નાશ થવાનુંજ છે. આ આત્મા તો અમર છે માટે રડેથી શું થાય નાના ભાઇનું માતુશ્રીનું ભાભીના દુઃખમાં બનતું આશ્વાસન કરવું. એમ ધારીને ભગવતી દેવી રડયાં નહીં એટલે લોકો નિંદા કરવા લાગ્યાં કે છે તે આવા યુવાન ભાઇને પગ તળે કાઢી નાખ્યું અને કહ્યું કે આવો ભાઇ જેવો ભાઇ હતો કે જેનાં માટે આખી અંજાર રડે છે બેન પૈસાવાળી છે એટલે એને પૈસાનાં મદથી રડવું આવતું નથી એમ લોકો જ્યારે નિંદા કરવા લાગ્યાં ત્યારે ભગવતી દેવી એ ભજન જોડી ભજનદ્વારાએ જવાબ આપ્યું છે.

ભજન:—

અમો મહેમાન દુનિયાનાં, તમો મહેમાન દુનિયાનાં ॥ ટેક ॥
સહુ મહેમાન દુનિયાનાં, છૈયેં મહેમાન દુનિયાનાં
અહીં ઘડી પહોર કે દીન માસ, કે બહુ વરસ રહેવાનાં,
છતાંએ કયારે જશું નક્કી, નહીં સાફ કહેવાનાં ૦ અમો ૦
બરોબર બાજરી ખુટી, ઉઠીને તરત જાવાનાં
સંબંધીઓ રોકશે તોએ, નહી પલક રહેવાનાં ૦ અમો ૦
ભલે વહાલા ઉઠી જાઓં, અમે નહીં બેસી રહેવાનાં
અમો પણ આખરે એજ, મારગ છૈએ લેવાનાં ૦ અમો ૦
જમા કીધી જશુ મેલી. નહીં કોઇ સાથ લેવાનાં
નથી માલીક અંતે અમો, એક ખોટી બદામનાં ૦ અમો ૦
સુખનાં સ્વાદ ચાખીને, નહીં મગરૂર થાવાનાં
દુઃખ દેખીને નહીં કોઇ, હાર ખાવાનાં ૦ અમો ૦
માથે સહુ પાર જાવું છે, સકલ સંસાર સાગરનો
નિતી ભક્તિ મારગ. ઉપાય એજ તરવાનાં ૦ અમો ૦

સમાપ્ત

એમ ભજનદ્વારાએ ભગવતી દેવીએ જવાબ આપ્યું અને તે દિવસથી ભગવતી દેવીએ અને તે દિવસથી ફક્ત ધોળી ખાદીની સાડી અને ફકત બે આંગળ કારીકોર ખત્રી પાસેથી રંગાવીને તે અને ધોળું ખાદીનું પોલકું હાથમાં દાંતની ઝીણી ચુડલી અને નાકમાં ચુક ફકત પતીનું શણુગારજ રાખ્યું ભગવતી દેવીએ કાંઇ ભાઇ પછવાડે જ વૈરાગ્ય લીધું ન હતું. પણ એમને પ્રથમથીજ હૃદયમાં વૈરાગ્ય તો હતું પણ વડિલોના માનથી સાદું કોઇ રંગીત લુગડું તથા કાચની બંગડી અને તેમાં સોનાની ઝીણી બંગડી એક એક પહેરતાં પરમાત્માની કૃપાથી એમનાં ઘણાં સોનાં રૂપા તથા

હીરા મોતીનાં દાગીનાઓ હતાં પણ ભગવતી દેવી તો પોતે રાગથી પહેરતાં નહતાં કોઇ નાનાં મોટાં બહુજ આગ્રહ કરે ત્યારે ન છુટકે થોડીવાર પહેરતાં હતાં પણ પોતાનાં પ્રેમથી નહીં અને પોતાની બાલ્યાવસ્થાથીજ નાત જાતમાં જમવા જતાં નહતાં અને પછી તો એમને પતિવ્રત હોવાથી કોઇ આગ્રહ પણ કરી ન શકતું એટલે નાત જાતમાં જમવા તો ન જતા પણ વ્યવહારમાં બેઠેલાં અને મોટા નાં કહેવાથી લગ્ન કે મરણ પ્રસંગે બોલવા બેસવા જતા હતાં તે પણ છોડી દીધું એટલુંજ નહી પણ ભાઇના ઘરની વીર પસલી તથા આવવું જવું પણ છોડો દીધું. ફકત ભગવતી દેવીએ તે દિવસે ભગવો ન પહેરેલો અને જંગલમાં ન ગયાં અને ગામમાં બેઠેલા પણ એમનાં ભાઇનું શરીર છુટી ગયા કેડે રડયાં નહિ ને તે દિવસથી લોકોને વૈરાગ્ય બતાવ્યું.

## કચ્છમાં નિવાસ

ભગવતી દેવીના પતિને ભ્રમવાયુની ઉપાધી થવાથી મુંબઇ છોડી કચ્છ કુંભારીયામાં હવા બદલ કરવા સારૂં આવ્યાં. ગુલાબ જ્યાં રહે ત્યાંની હવા સુવાસિત થવીજ જોઇએ. જ્યાં આવાં વિશુદ્ધ ચિત્તવાળા ભગવત્જન આવી વસે. ત્યાંનું આખું વાતાવરણ નિર્મળ અને સુવાસિત થાય એમાં શું કહેવુંજ. ભગવતી દેવીનાં પતી જે ભકિત કરતાં તે લોકપ્રસિદ્ધ વાત હતી પરંતુ ભગવતી દેવીની ભકિત ગુપ્ત હોવાથી લોકોને તો ખબર નહી પરંતુ દેવીના કુટુંબ તથા પતી શુદ્ધાં કોઇને પરિપૂર્ણ અનુભવ ન હતો. ભગવતી દેવી ગુણીયલ બુધ્ધિશાળી અને શાંત છે એ સૌ જાણતા હતાં પરંતુ દેવીની ભકિત ગુપ્ત એકાંતની હતી તેથી કોઇ જાણતું નહતું. કુંભારીયામાં દેવીએ પોતે જાણે કે હમણાંજ ભકિત કરવા મંડયા હોય તેવી રીતે કર્મો પાસના એટલે ઠાકોર સેવા, કથા કીર્તન દ્રષ્ટાંત સિદ્ધાંત આપી સતસંગ કરતાં અને કરાવતાં. ભગવતી દેવી ઠાકોરજીની સેવા સારી

વિધિથી કરતાં અને મોટો થાળ ભરી જાતા જાતની મિઠાઇ પોતે જાતે બનાવી જાણતાં એટલે રોજ જુદી જુદી જાતની બનાવી તે તથા મેવો વિગેરે પરસાદમાં ધરાવતા અને જે દર્શન કરવા પાંચ પચીસ બ્હેનો આવે તો તેઓને અર્ધો અર્ધો શેર બધાને આવે એટલો પ્રસાદ ધરાવતાં જો કે ભગવતી દેવી મનમાં જાણતાં હતાં કે પરમાત્મા તો નિરંજન નિરાકર છે. પરમાત્મા તો શુદ્ધ પ્રેમનાં ભૂખ્યા છે પરંતુ પ્રસાદ ધરાવવાનું કારણ એજ કે કચ્છ સુકું મુલક હોવાથી ત્યાં વૃદ્ધ માતા-ઓને ચીજ ઉપર વૃત્તિ ખેંચાય અને ગૃહસ્થ ઘરમાં બાલબચ્ચાવાળાં હોવાથી ચીજ જડી શકે નહીં અને એમજ આપણે દઇએ તો તે ન લે પણ પ્રાસાદનાં નિમિત્તે લે એટલે એમની આશા વૃત્તિ જાણી એમનો આત્મા સંતોષાય એવા હેતુથી પ્રસાદ ધરાવીને આપતાં ભગવતી દેવીને તેઓનાં દેવીનાં પતીને પોતાને કોઇપણ વસ્તુ ખાવાનો શોખ ન હતો. પરંતુ કોઇનાં આત્માને સંતોષવો અને દાન આપતાં તે પણ અચાનકને સુપાત્રને તથા ગાયોને ઘાસ, કુતરાને રોટલો કે પક્ષીને ચુણ અથવા મોસમને ચીજો લઇ ખાવા આપતાં પણ તેમને મોટું કે પ્રસિધ્ધનું દાન પસંદ નહતું. કોઇની પણ આત્મા કેમ સંતોષાય એવો દંપતીનો ઉદ્દેસ હતો જેમ જેમ ભગવતી દેવીની ભકિત બહાર પ્રસિધ્ધિમાં આવતી ગઇ તેમ તેમનાં કુટુંબીઓ વિઘ્નો કરવા લાગ્યાં.

## કસોટી

ભગવતી દેવીએ મનમાં વિચાર કર્યો કે ઉંચે ચઢવામાં પ્રભુ અનેક વિઘ્નો નાખે તેથી શું કાંઇ હારી જવું. 'ભાવટ ભાંગી ભૂધરે' ભૂધર પરમેશ્વરજ સૌ દુઃખમાંથી તારશે મારે શું છે? પરમાત્માએ દેવીની કસોટી કરી અને શાંતિ જોવા માટે વિઘ્નો નાખવા સારૂં એમનાં દીયરનું મન બગડયું. સુખેથી દંપતી કુંભારીયામાં પરમતત્વનો આનંદ કરતાં હતાં અને કરાવતાં. ત્યાંથી ભગવતી દેવીનાં કાકાજી અને દીયર દેવીનાં પતીને ભોળવી લઇ ગયાં કે

તમારી કાકી માંદા છે તેમને તમારા દર્શનની ઇચ્છા થઇ છે તે ચાલો એમ સમજાવીને પોતાનાં ગામમાં એકલાં ભગવતી દેવીનાં પતીને તેડી ગયાં. દેવી તેજ દિવસે સાંજના જ્યારે ધ્યાનમાં બેઠાં ત્યારે જે બનવાનું ભાવી હતું તે બધું દીઠામાં આવ્યું તે વખતે મનમાં દેવીએ ધીરજ રાખી મનમાં ધાર્યું કે ઇશ્વરેચ્છા બલવાન છે એમ ધારીને મન ઉપર ગ્લાનિ લાવ્યાં નહિ અને ધીરજ રાખીને પોતે પરમાત્માનાં ધ્યાનમાં મગ્ન રહ્યાં કારણ કે એમનાં પતી હોય તે દિવસે રસોઇ બનાવવા વિગેરેનું કાર્ય હોય પણ ભગવતી દેવી પતીની ગેરહાજરીમાં શાસ્ત્રના નિયમ પ્રમાણે બાર વાગ્યા પછી ફક્ત દુધ પીને રહેતાં એટલે ધ્યાન ધૂનમાં વખત વિશેષ ગાળતાં હતાં. ભગવતી દેવીનાં દીયર અને કાકાજી દેવીનાં પતીને ત્યાં પોતાનાં ગામમાં લઇ જઇને લક્ષ્મીની લાલચથી આડાં અવળાં ભોળવી અને પિતાશ્રીએ ભાગમાં આપેલી તથા પછીથી પોતે પ્રાપ્ત કરેલી લક્ષ્મી અને દુકાન તે સર્વની સહી લઇ લીધી કે એમાં તમારો કોઇ જાતનો હુક નહિ ઉપરાંત ભગવતી દેવીનાં દીલ ઉપર મેલ જે દાગીના તે લઇ આપવાનું સમજાવ્યું એટલે એમને એમ સમજાવ્યું કે તમારી સ્ત્રી બધું પિયરને ખવરાવી દેશે અને લઇ લેવા માટે ભગવતી દેવી ઉપર ઘણાં આરોપો દઇ ઉલટું સમજાવ્યું. જો કે ભગવતી દેવી ઉપર પતીને અવિશ્વાસ કે અભાવતો નહતો પરંતુ પરમાત્માને તો ભગવતી દેવીની કસોટી કરી શાંતિ જોવી હતી તે માટે બધાનાં હૃદય તો લક્ષ્નીની લાલચથી પલટાયાં પણ એમનાં પતીનું પણ હૃદય પલટ્યું તેવી રીતે સહી કરી દીધી. ભગવતી દેવીનાં પતીને ગયે બે ચાર દિવસો થઇ ગયેલાં હોવાથી ભલે પોતે પરમાત્માનું ધ્યાન સ્મરણ કરતાં છતાં પણ પતીને પણ પરમેશ્વર સમજતાં હોવાથી પતીની બપૈયાની (ચાતક) માફક રાહ જોતાં બેઠેલાં કે કયારે પધારશે. ભગવતી દેવીનાં પતી ને ગયે ચાર પાંચ દિવસો થઇ ગયા પછી ભગવતી દેવીનાં પતી અને કાકીએબન્ને

જ્યાં એ રહેતાં હતાં ત્યાં કુંભારીયામાં આવ્યાં, આવીને તરતજ ભગવતી દેવીનાં પતીએ દેવી પાસેથી તીજોરીની કુંચી માંગી એટલે દેવીએ કુંચી આપી દીધી પરંતુ ભકત વત્સલ ભગવાન ભકતોને આધિન છે. તે ભકતોને સદા સહાય આપે છેજ તે ભગવતી દેવીનાં સત્યનો ચમત્કાર બતાવવા માટે ભગવતી દેવીનાં પતી જે ત્રિજોરી દિવસમાં ચાર પાંચ વખત ઉઘાડતાં તે ત્રીજોરી ઘણો પ્રયાસ કરવાથી પણ ઉઘડી નહી અને ભગવતી દેવીને તેનાં પતી તથા એમનાં કાકીજી ન બોલવાનાં અપશબ્દો બોલવા લાગ્યાં અને વચનરૂપી ઝેર વર્ષાવવા લાગી ગયાં અને કહ્યું કે અમારૂં સર્વ-સ્વ અમે લઇને ચાલ્યા જઇશું અમને તમોન ખપો એમ કહીને અનેક કુશબ્દો બોલવા લાગી ગયાં છતાંએ ભગવતી દેવીએ ધીરજ છોડી નહી અને મન ઉપર અસર કરવા દીધી નહીં અને મનને કહ્યું કે તને કયાં ચોટી રહે છે. પરમાત્માની ઇચ્છા બલવાન છે. પરમા-ત્માને ગમતું હશે તેમ થશે. એમ મનને કહી અને જપ કરવા લાગી સંવારનાં સાત વાગાથી બીજે દિવસે સવારનાં સાત વાગા સુધી એટલે ચોવીસ કલાક પ્રયત્ન કર્યા છતાં ત્રીજોરી તો નજ ઉઘડી પરમ કૃપાળુ પરમાત્માં ભકતોને સહાય આપ્યાં જ કરે છે જેમ મીરાંને રાણો ખડ્ગ લઈ મારવા આવ્યાં ત્યારે જેમ મીરાંની પરમાત્માએ રક્ષા કરી છે તેમ ભગવતી દેવીનો તે સમયે ખરેખર તેજ દેખાવ હતો. કે ભગવતી દેવીનાં પતી ને કાકીજી જ્યારે કુંભારીયામાં આવ્યાં ત્યારે સાથે ચાર મિયાંણાઓપણ લઇ આવેલાં અને એમનાં હૃદયમાં એમ હતું કે ભગવતી દેવી કાંઇ પણ હા કે ના કંઇ કહેશે તો એને મારી નાખશું કારણ કે અરે એમનાં સગાં વહાલાં ન હતાં પણ એક કાકાની છોકરી હતી ખરા સગાં પરમાત્માજ હતાં અને છેવટે તે લોકોનો પ્રયાસ નિષ્ફળ થવાથી કંટાળી બીજે દિવસે સવારનાં સાત વાગે પોતાનાં ગામ કીડાણા ચાલ્યાં ગયાં અને ભગવતી દેવી તો એમનાં પતી સાત વાગે આવ્યા પછી ચાવી માગી

તે ચાવી આપી અને પછી જ્યારે એ લોકો અપશબ્દો બોલવા લાગ્યાં એટલે આઠ વાગે પરમાત્માનાં ધ્યાનમાં બેસી ગયાં બીજે દિવસે ભગવતી દેવીનાં પતિ અને કાકીજી સવારનાં સાત વાગે ચાલી નિકળ્યાં પછી દશ વાગે ધ્યાનમાંથી જાગ્રત થયાં ત્યારે ભગવતી દેવીનાં કાકાની દીકરી બ્હેને કહ્યું કે તમારા પતી તથા કાકીજીએ બહુ તુફાન કરવાથી ભાઇને ખેપીયો બોલાવવા મોકલેલો તે ખેપીયો આવી ગયો છે પણ ભાઇ બહાર ગયેલા હોવાથી આવી શકયા નથી ને હમણાંજ આવવા જોઇયે એ વાત કરતાં હતાં તેટલામાં તો ભગવતી દેવીનાં ભાઇ આવી ગયા અને ઘરને તાળું દઇ માણસ રાખી ભલામણ કરી ગયા કે કોઇ કીડાણા વાળા આવે તો તેને તાળું ઉઘાડવા દેશો નહિ અને અમને તરતજ ચેતવજો આમ કહી ભગવતી દેવીને પોતાની સાથે અંજાર તેડી ગયા અને દેવીનાં પતી કીડાણા ગયાં એટલે દેવીનાં કાકીજીએ અને તેમનાં કૂટુંબીઓ બધાંએ ગયાં. જો કે જપ તો અષ્ટ પ્રહર કરતાં હતાં છતાંએ તે સમયે એકાગ્ર વૃત્તિથી જપ કરતાં હ્રદયમાં ઉંડા ઉતરી ગયાં અને સ્થિર થઇ ગયાં દેવીનાં પતીએ ઘણોજ પ્રયત્ન કર્યો પણ ત્રીજોરી ઉઘડી શકી નહિ છેવટે લુહારને ત્રીજોરી ઉઘાડવા બોલાવ્યો ને કહ્યું કે તને મોં માગ્યાં પૈસા આપીયે તું આ ત્રીજોરી ઉઘાડી આપ તો લુહારે કહ્યું કે મારી પાસે આ ત્રીજોરી ઉઘડી શકશે નહિ છેવટે ગામમાં જુઠી વાત ફેલાવી કે મારા ભત્રીજાને તેની વહુએ મારી ને કાઢી મૂકેલાં તેથી બે ત્રણ દિવસ ખાધા પિધા વગર અને તબીયત પણ નરમ હોવાથી ઝાડા પીસાબ વધુ થવાથી અમોને સંદેશો મોકલાવ્યો અમે તેડી આવ્યા છીયે એવી જૂઠી જૂઠી વાત ફેલાવી કારણ કે 'જૂઠું બોલે તેનાથી કોણ જીતે સત્યનું એક વચન અને જૂઠાનાં અનેક વચનો જે પરમાત્માથી ન ડરે તે બીજા કોનાથી ડરે એવી રીતે જૂઠી વાત દેશ દેશાંતરમાં પસારવા

લાગી ગયાં અને દેવી અંજાર ગયાં તે એ લોકોને ખબર પડી ત્યારે ભગવતી દેવીનાં પતી તથા દેવીનાં દીયર અને કાકાજી. દેવીનાં ભાઇ સાથે લડવા અંજાર આવ્યાં. તે લોકો અંજારમાં આવીને વકીલ રાખવા ગયા એટલે વકીલે તેઓને પૂછયું કે કોના સાથે કેસ લડશો? અને શા કારણથી કેસ લડશો? ત્યારે ભગવતી દેવીનાં કાકાજી કહેતાં કે અમારે રાઘવજી વકીલ સાથે કેસ લડવું છે. વકીલની બ્હેને મારા ભત્રીજાને કાઢી મૂકેલ છે તે અમોને તેમની પાસેથી દાગીના લઇ લેવા છે માટે કેસ કરીશું. એટલે તે દરેક વકીલો એમ કહેતાં કે એ ઘર અને એ બાઇ અમારાથી અજાણ્યાં નથી. કારણ કે એ બાઇને પરણે દશ વરસ થયાં અને અહિંયા પણ પતિની સાથે સદાય આવ જાવ કરે છે અને તમારાં વડિલોનાં મુખે પણ અમે એમનાં વખાણ સાંભળેલાં કે એ પૂરા પ્રેમથી પતિની તથા કુટુંબીઓની સારી રીતે સેવા બજાવીને પૂરતું સર્વનો માન જાળવે છે એવી પ્રશંસા સાંભળેલી છે માટે આ વાતમાં તમારૂં પ્રપંચ દેખાય છે એમ કહી અપમાન કરતાં અને ઉપરથી મશ્કરીમાં એમ કહે કે એ બાઇના પતિ હયાત હોવાથી કાયદા વિરૂદ્ધની વાત છે. માટે તમે તમારી સ્ત્રીઓનાં દાગીના આ બાઇને આપો અને એ બાઇનાં દાગીના તમે લીયો તો અમે તમારાં વકીલ રહીયે એમ મશ્કરી કરીને વાત ઉડાવી મૂકતાં એમ આખી અંજાર તથા ભૂજમાં વકીલ કરવા ગયાં પણ એમના પક્ષમાં કોઇ વકીલ રહ્યો નહીં પછી છેવટે મુંઝાઇને પોતાની જ્ઞાતિનાં મોટાં મોટાં પટેલીયાઓ પાસે ગયાં એટલે જે જે લોકોની જેવી બુધ્ધિ તેવા રીતનું તેમનું અપમાન કરવા લાગ્યાં એટલે છેવટે નાતનાં પટેલીયાઓ તેડી દેવીનાં ભાઇને ઘેર બેઠકમાં તેડવા તેમનાં ભાઇ પાસે આવ્યાં ત્યારે ભગવતી દેવીનાં ભાઇએ કહ્યું કે હાલ ઘડી અમને તમારામાં વિશ્વાસ આવે નહી એટલે એ દંપતી અંજારમાં અથવા બીજે ગામ રહેતો હું રજા આપું એટલે ત્યાં બેઠેલા પટેલીયાઓએ કહ્યું કે જો એ બાઇના

પતિ અંજારમાં આવી રહે તો તમારી નજર આગળ રાખો પણ બીજા ગામમાં નહિ રાખતાં. કારણ કે વળી પણ એવીજ રીતે બાઇને ઉપાધી આપીને દાગીના લઈ જાય કારણ કે હમણાં એમના વર્ત-નથી એવું જણાય છે કે એમને દાગીનાની ગરજ છે. પણ બાઇની ગરજ નથી માટે અંજારમાં તમારી પાસે રાખો એમ પટેલીયાઓ એ નિર્ણય બાંધ્યો એટલે ભગવતી દેવીનાં ભાઇએ ઘરમાં આવીને પૂછયું કે તમારા કાકાજી તમને કીડાણા તેડી જવાનું કહે છે અને પટેલીયાઓ અમારી પાસે ઓરડી રાખી તમોને અંજાર રાખવાનું કહે છે તમારી શું ઇચ્છા થાય છે? ત્યારે ભગવતી દેવીએ કહ્યું કે ભલે હું ત્યાં જાઉં દેવીનાં ભાઇએ કહ્યું કે એ લોકોને તમારી ગરજ નથી પણ દાગીનાની ગરજ છે તે દાગીના લઇને તમને તથા તમારા પતીને રજા આપી દેશે કારણ કે તમારા પતિ પાસેથી બીજી લક્ષ્મી તો લઇ લીધી અને હવે દાગીનાની ગરજ છે તો તે લઇ જાય તેમ તમારી પણ નાની અવસ્થા અને તમારા પતીની પણ તબીયત નરમ રહેવાથી તેમની પાસેથી ધંધો થઇ શકે તેમ ન હોવાથી મ્હારી તથા આપણે ત્યાં આવેલાં મોટાં મોટાંઓની પણ તમને કીડાણા મોકલવાની ઇચ્છા થતી નથી. એટલે દેવીએ કહ્યું કે જો એમને દાગીના લેવાની ઇચ્છા હોય તો ભલે આપી દીયો એમનો આત્મા ખુશી થાય. અમને જો સુખેથી રહેવા દેતાં હોય તો ભલે દાગીના લઇ જાય, દાગીના છે ત્યાં સુધી તે લોકોને આશા રહે છે તો ભલે .એ લઇ અમને શાંતિથી રહેવા દે કારણ કે ભગવતી દેવીને દાગીના તથા લક્ષ્મી અથવા કોઇ પણ માયાનાં પદાર્થની ઇચ્છા ન હોવાથી એમણે દાગીના આપી દેવાનું કહ્યું એમને તો ફક્ત સ્વધર્મનું પાલન કરી પતીની સેવા કરવાનીજ ઇચ્છા રહેતી હતી એટલે દેવીએ કહ્યું કે જો દાગીના આપતાં જો શાંતિથી તેમને રહેવા આપતાં હોય તો હું ખુશીથી કહું છું એમને આપીને એમની ઇચ્છા પૂર્ણ કરો પરંતુ ભગવતી

દેવીનાં ભાઇએ તથા મોટાં મોટાં આવેલાઓએ ભગવતી દેવીને કહ્યું કે તમે બીજી વખતે દાગીના આપવાનું કહેતાં પણ નહી અને આપતાં પણ નહિ એમ દાગીના અપાય નહિં એટલે ભગવતી દેવી મોટાઓનું માન ઉથલાવી ન શકવાથી કાંઇ બોલી શકયા નહિ અને પછી ભગવતો દેવીનાં ભાઇ તથા પટેલીયા-ઓએ દેવીના કાકાજીને કહ્યું કે તમે જો અંજારમાં ઓરડી લઇને તમારા ભત્રીજાને રાખતા હો તો ભલે પણ અમો બાઇને બીજે કયાં રજા આપશું નહિ એમ દેવીનાં ભાઇ તથા નાતનાં પટેલોયાઓએ કહ્યું એટલે દેવીનાં કાકાજીએ તે વખતે સર્વ લોકોમાં કહ્યું કે હું મારા ભત્રીજાને તેડીને બે ચાર દિવસો રહી આવું છું. એમ કહીને ચાલ્યાં ગયાં પછીથી ભગવતી દેવીનાં કાકાનાં છોકરા ભાઇએ ભગવતી દેવોનાં કાકાજીની ચાર દિવસનાં પંદર દિવસો રાહ જોઇ પછીથી પોતે વકીલ કાયદાને જાણનારા તથા બુદ્ધિશાળી છતાં પણ પોતાનાં હેતુ મિત્રની સલાહ લઇ પોતાની ઘણી જગ્યાઓ છતાં પણ ભગવતી દેવીને સારા પાડોશમાં જગ્યા ભાડે રાખી કુંભારીયામાંથી બધો સામાન લઇ આવી તે જગ્યામાં ભગવતી દેવીને તે જગ્યામાં રાખ્યાં.

## તપ

ભગવતી દેવી તે જગ્યામાં રહ્યાં પછી ભાઇને ઘેર તથા પાડોશમાં કોને ત્યાં આવવું ન જાવું કોઇથી બોલવું ન બેસવું અને દરવાજો બંધ કરીને શાંતિથી ભકિત કરતાં હતાં એનાં પતીની ગેર-હાજરીમાં બાર વાગ્યા પછી એક વખત જે દુધ આગળ લેતાં તે પણ છોડીને કોઇક વખતે ચાર ચાર પાંચ પાંચ દિવસો ધ્યાનમાં બેસી જતાં હતાં અને હ્રદયમાં કોઇ જાતનો અસંતોષ કે કલેશ કરતા ન હતાં પરંતુ વિચાર આવે તો એટલુંજ કે એમની તબીયત નરમ રહે છે અને મને સેવામાં વિઘ્ન પડે એવો અસંતોષ મનમાં

આવે કે તે વખતે મનને વાળી મૂકે ઇશ્વરેચ્છા બલવાન છે એમ મનમાં ધારી અસંતોષ કે કલેશ કરતાં નહિ અને પ્રભુના ધ્યાનમાં મગ્ન રહેતાં હતાં તથા દરવાજો બંધ રાખતાં હતાં એમ ચાર પાંચ મહિનાએ સુધી તો એમને દરવાજો બંધ રાખેલો પણ તેથી ભગવતી દેવીનાં માતુશ્રીનું તો શરીર ભગવતી દેવીનાં ભાઇનાં મરણ પછી છ મહિને શાંત થઈ ગયું પણ દેવીનાં જે નાનીશ્રી હતાં તેનું તથા તેમનાં ભાઇઓનું મન બહુજ કચવાવા લાગ્યું. તેથી બપોરનાં બે કલાક દરવાજો ઉઘાડું રાખતાં એમનાં ભાઇઓ આવે તે તો પાચ કલાક બેસી ચાલ્યા જાય પણ એમનાં નાનીશ્રી આવે તે બે કલાક બેસે એટલે પાડોશણો પણ આવી બેસે એટલે ભગવતી દેવી તેટલો વખત દ્રષ્ટાંત સિધ્ધાંત ભજન કીર્તનમાં ગાળે પણ નકામી વ્યવહારની વાતોમાં વખત ન ગાળતાં અને તેવી વાતોનો પ્રસંગ પણ લાવવા દેતાં નહિ એમ એમને અંજારમાં રહેતાં પાંચ મહિનાઓ થયા ત્યારપછી એમનાં પતિનાં ગુપ્ત રીતે કાગળો આવતા ને તેમાં એમ લખતાં કે તમારા ઉપર મને જરાપણ અપ્રીતિ નથી પણ મને અંજારમાં એ લોકો આવવા દેતાં નથી અને સખ્ત બંદોબસ્ત રાખેલો અને અહિંયા મારી કોઇપણ રીતે સગવડ રહેતી નથી અને તમારી પાસે આવવા જીવ ખેંચાય છે અને મારી તબીયત પણ નરમ રહે છે પરંતુ તમે તમારા આત્માને કોઇ રીતે કષ્ટ આપતા નહિ. તમારા પાસે પૈસા ન હોય તો દાગીનો બદલાવી નાખશો પરંતુ તમે કોઇ જાતનું દુઃખ વેઠશો નહિ. અને આ પત્ર કોઇને વંચાવશો નહિ અને જો ખબર પડશે તો એ લોકો મને વધારે ઉપાધી આપશે માટે અને આ કાગળનો જવાબ વાળશો નહિ એટલે ભગવતી દેવી પત્ર વાંચીને મુંઝવણ થઇ અને રાતના ધ્યાનમાં બેસી પ્રભુ પાસે પ્રાર્થના કરી કે હે પ્રભો! એમને સર્વને સુબુધ્ધિ આપો અને મને મારી સેવા આપો કે એ ઘેર આવે ને હું તેમની સેવા કરૂં એમ પ્રભુ પાસે બહુ બહુ પ્રાર્થના કરીને ધ્યાનમાં બેસી ગયા

એટલે તે દિવસ વીતી ગયો બાદ બીજે નહિ ને ત્રીજે દિવસ સવા-રનાં આઠ વાગે ભગવતી દેવીનાં પતીની તબીયત નરમ છતાં પગેથી ચાલીને અંજાર આવી ગયાં અને તે દિવસથી અંજારમાં રહ્યાં. પરંતુ કુસંગતથી સ્વભાવમાં ફેર પડી ગયું હતું.

## ગુરૂ દર્શન

ભગવતી દેવીનાં પતી તથા દેવી બંને બેઠા હોય તો કોઇ કોઇ વખત દેવીને દેવીના પતિ કહેતાં કે કોઇક સારા મહાત્માનું શરણુ મલે તો આપણે રૂષિકેશ કે હરિદ્વાર અથવા કોઇ પણ તીર્થ સ્થળ કે જંગલમાં જઇને તેમનાં ચરણુમાં બેસીયે એમ કોઇ કોઇ વખત વાત કરતા હતાં એટલે ભગવતી દેવી કહેતાં કે આપણે મારા ગુરૂના દર્શન કરવાં જઇએ તો દેવીના મનમાં એમ થતું કે એ દર્શન કરવા ચાલે અને એમને એમાં પ્રીતિ થઇ જાય તો ઠીક કારણ કે એક તો સ્ત્રીનાં ચેલા શિષ્યા અને મારા પિતાશ્રીના અનુભવેલાં છે. એમ ધારીને પોતાનાં પતીને કહેતાં કે આપણે મારા ગુરૂના દર્શન કરવા ભુજ ચાલીયે તો એમના પતી કહેતાં કે ચાલીશું. પણ પરિ-પૂર્ણ વાત મન પર લેતાં નહતાં અને ભગવતી દેવી એક વખતજ વાત ઉચ્ચારતાં પણ હઠ કરતાં નહિ પણ હૃદયમાં પરમાત્મા પાસે પ્રાર્થના કરતા હતાં કે મારા ગુરૂનાં ચરણુમાં રહેવાની પ્રીતિ થાય તો ઠીક એમ પ્રાર્થના કરતા હતાં પછી બીજે દિવસે સવારમાં એમના પતિ બજારમાં ગયા હતાં ત્યાં સાંભળ્યું કે કોઇ અહીં કાશીથી મહાત્મા પધારેલા છે તેમના દર્શન કરવા સર્વ લોકો જતા હતાં એટલે ભગ-વતી દેવી ઘરે આવ્યા પછી જમીને દેવી પાસે વાત કરી કે બજારમાં માણુસો એમ કહેતાં હતાં કે અહીં દેવરીયાને નાકે ધર્મશાળામાં મહાત્મા પધારેલા છે તે બહુજ સારા છે તે આપણે પણ દર્શન કરવા ચાલીયે. ભગવતી દેવી કોઇ દિવસ પણ મર્યાદા છોડી ફરવા એમનાં પતિ સાથે જતાં ન હતાં એટલે એમનાં પતીએ કહ્યું કે તમે તમારી

ભાભી અથવા પાડોસણુને તેડી દર્શન કરવા જાઓ અને હું તમારા ભાઇ સાથે દર્શન કરવા જાઉં. ભગવતી દેવી અંજાર જેવા શહેરમાં રહી કોઇ પણ દિવસ મંદિરમાં કે મહાત્માનાં દર્શન કરેલા નહતા એમનાં પતિએ પણ કોઇ પણ દિવસ દર્શન કરવા આજ્ઞા પણ ન આપેલી અને પોતે પણ કોઇ મહાત્માનાં દર્શન કરવા જતા નહતા પરંતુ આજેજ એમને ઇચ્છા થઇ અને ભગવતી દેવીને કહ્યું કે દર્શન કરવા જાઓ એટલે દેવી હાથ જોડી નમ્રતાથી વિનંતિ કરી કહે છે કે આપ દર્શન કરી આવો અને હું ન જાઉં તો એટલે ભગવતી દેવીને કહે છે કે આપણુને તો કોઇ મહાત્માના ચરણુમાં રહેવાનું છે એટલે તમે પણ દર્શન કરી આવો જો આપણુને યોગ્ય લાગશે તો આપણે મહાત્માના ચરણુમાં રહેશુ અને તમે જો આવશો તો મારા કરતાં તમારી બુધ્ધિ ઠીક પહોંચે છે અને તમે પરીક્ષા કરી શકશો માટે તમે જાઓ. એટલે ભગવતી દેવીએ કોઇ પણ દિવસે પતિ સામે હઠ કે પતિની આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું નહતું એટલે પોતાની ઇચ્છા નહતી છતાં ના ન કહી શકયા પણ મુંઝાઇને અંતરમાં ઉંડા ઉતરી ગયાં અને હ્રદયમાં પરમાત્મા પાસે પ્રાર્થના કરવા લાગી ગયા અને કહ્યું કે હે પ્રભો! મારા પતીને મારા ગુરૂ પ્રત્યે પ્રીતિ થાઓ અને મને તો મારા ગુરૂના ચરણુમાં રહેવું છે અને મને મારા ગુરૂ સિવાય બીજા કોઇ મહાત્માનાં દર્શન પણ કરવાની ઇચ્છા નથી એમ પરમાત્મા પાસે પ્રાર્થના કરી અંતરમાં ઉંડા ગયા અને પછી જ્યારે જાગ્રત થયા ત્યારે ભગવતી દેવીનાં પતીએ કહ્યું કે હું તમારા ભાઇ સાથે જાઉં છું અને તમે દર્શન કરવા આવજો એટલે ભગવતી દેવીએ કહ્યું કે હું પાડોશમાં પૂછી આવું કે મારી સાથે ધર્મશાળામાં દર્શન કરવા ચાલશો? ત્યારે પાડોશણે કહ્યું કે દેવરીયાને નાકે ઘણી ધર્મશાળાઓ છે કંઇ ધર્મશાળામાં ચાલવું છે તે ખબર છે એટલે દેવીએ કહ્યું કે કયા નાકા કે કેટલી ધર્મશાળાઓ છે તે મને ખબર નથી પણ પૂછી આવું એટલે દેવીના પતીએ કહ્યું કે દેવરીયાના

નાકે વલુભાઇની ધર્મશાળામાં આવજો એમ કહીને એમનાં પતી ભગવતી દેવીમા ભાઇ સાથે ગયા પછી દેવી પણ પોતાની પાડોશણની સાથે દર્શન કરવા ગયા. ભગવતી દેવીનો દ્રઢ સંકલ્પ સિદ્ધ થવાથી કોઇક ગૃહસ્થે દેવીનાં ગુરૂને તેડાવેલાં હોવાથી તેજ દિવસે સવારનાં આવી ગયા હતા અને ધર્મશાળાનાં દરવાજામાં આવતાં ને સામા તેમના ગુરૂ બેઠેલાં હતા એટલે ભગવતી દેવીએ સામેથી દર્શન કર્યાં પણ પરિપૂર્ણ ઓળખ્યા નહિ કારણ કે એમણે ગુરૂનું નામ એમના માતા પિતા દ્વારાએ સાંભળ્યું હતું અને ફોટા દ્વારે દર્શન કરેલાં પૂર્ણ ગુરૂનો મેલાપ એમને થયો ન હતો. ફોટા ને ગુરૂની મૂર્તિ એક જણાણી પણ આત્મામાં વિશ્વાસ આવ્યો નહિ એટલે ભગવતી દેવીએ પાડોશણને કહ્યું કે તમે પૂછી જુઓ કે આ માતાજીનું નામ શું છે? એટલે બાઇ માણસોને પૂછયું તો કહ્યું કે જયા લક્ષ્મી હમણાં આનંદ લહેરી તરીકે ઓળખાય છે. તે ભુજથી આવ્યાં છે એટલે ભગવતી દેવીના હૃદયમાં એકદમ પ્રેમ ઉભરાયો પરંતુ એમને દયા તથા વિવેક હોવાથી કે કોઇને વાગી જાય અથવા કોઇનું હૃદય વચ્ચે પડવાથી કચવાય તેના માટે ધીરજ રાખી પોતાનું પ્રેમ સમાવી છેટેથી વંદન કરી સામા બેસી ગયા અને નિમિષ માર્યા વગર એમની મૂર્તિ નીરખી બે કલાક સુધી બેઠાં હતાં અને મૃગની માફક એમનાં ગુરૂ જે ચર્ચા કરતાં હતા તે શ્રવણ કરતા હતા. ભગવતી દેવીનાં પ્રેમના આકર્ષણને લીધે અને એકાગ્ર ચિત્તથી બેઠેલાં એટલે એમનાં ગુરૂએ પણ કોઇ દિવસે નહિ જોયેલાં છતાં છેટે બેઠેલાં દેવી સામે અમી દ્રષ્ટિથી વારંવાર જોતા હતા. ભગવતી દેવી બે કલાક બેઠાં છતાં સભામાં ભીડ હલકી થઇ નહિ અને ઘરે જવાનો સમય પણ થઇ ગયો હતો એટલે જતીવખતે એક તો ઘણા દિવસનો સંકલ્પ ધાર્યું તે ઇચ્છિત ફળ પ્રાપ્ત થયું ને વળી તો ગુરૂ એટલે જતી વખતે પ્રેમનો ઉભરો સમાતો નહતો. પરંતુ મ્હોટી સભા હતી તેથી ધીરજ રાખી છેટેથી વંદન કરી ઘરે ગયાં અને બહાર નીકળ્યાં એટલે ભગવતી દેવીના

હૃદયમાં એમ વિચાર થયો કે જો એમની આજ્ઞાનું પાલન નહિ થાયતો એમનો આત્મા પ્રસન્ન નહિ રહે એટલે તે પાડોશણને કહ્યું કે આપણે ચાલો દર્શન કરી આવીયે? તો પાડોશણે કહ્યું કે આપણે વગર દીઠે કયાં ગોતીશું. અંજારમાં ધર્મશાળાઓ ઘણી છે તે આપણે કયાં ગોતીએ ત્યાંની ધર્મશાળાની ખબર ન હોવાથી ભગવતી દેવી ઘરે ગયાં. સાંજના સાત વાગે ભગવતી દેવીના પતી ઘરે આવ્યા ને કહ્યું કે કેમ તમે ત્યાં આવ્યાં નહિ અમે તમારી ઘણી વાટ જોઇ ત્યારે ભગવતી દેવીએ હાથ જોડી નમ્રતાથી કહ્યું કે આપે જે ધર્મ-શાળા કહી હતી તે ધર્મશાળામાં અમે ગયાં હતાં. ત્યાં માજી ભુજથી કોઈક ગૃહસ્થે તેડાવ્યાથી આવી ગયા છે તેનાં અમે દર્શન કરી આવ્યા પરંતુ મહાત્મા કઇ ધર્મશાળામાં આવ્યા છે તે અમને ખબર ન હોવાથી મારાથી આવી શકાયું નહિ માટે માફી માગું છું. એટલે એમનાં પતીએ કહ્યું કે મે તમને સરખું ધર્મશાળાનું નામ દીધેલું ન હોવાથી તમારાથી ન આવી શકાયું તો ફીકર નહિ માજી આવ્યા છે જાણી હું બહુજ ખુશી થયો છું, કાલે આપણે દર્શન કરવા ચાલશું. બીજે દિવસે સવારના સાત વાગે નાહી ધોઇને ચા પી લીધી એટલે ભગવતી દેવીનાં પતીએ કહ્યું કે તમે તમારી ભાભીને કહી આવો આપણા માટે ત્યાં રસોઇ બનાવે આપણે ત્યાં જમી આવીશું. આપણે આપણે માજીનાં દર્શન કરી આવીયે. ભગવતી દેવી પોતે કોઇ વખતે પણ કયાં જમવા જતાં નહિ છતાં પણ તે વખતે કહ્યું. અને એમના પતિ પણ કયાં જમવા જતા નહિ અને પોતાના કચ્છનાં સ્રીનો ચોલો દેવીનાં પિયરનાં ગુરૂને અનુભવેલાં તથા મહાત્માનાં ચરણમાં રહેવાની ઇચ્છા હતી એટલે ભગવતી દેવીનાં પતીને પુરતું પ્રેમ આવી ગયું ને કહ્યું કે આજથી તમારી પુત્રી તથા હું તમારા ચરણમાં છીયે. આજથી અમે આપનાં ચરણમાં છીએ. અમે બંને દંપતી આજથી તમારી આજ્ઞા પાળવા તૈયાર છીએ. આજથી તમારી પુત્રીને પણ કહી દઉં છું કે આપની આજ્ઞા પ્રમાણે વર્તન કરે તેમાં હું ખુશી છું અને

શીખવું હોય તે શીખે અને અમને દંપતીને આપ મઢીયે રાખો ત્યારે માજીએ કહ્યું કે મારી પાશે આવવાને તો ઘણાં કહે છે પણ હું કોઇને રાખતી નથી પણ જો તમે દંપતી પ્રેમથી આવતાં હો તો મને પણ વિશ્વમાં બોધ દેવા થાય છે કે જુઓ આ નાની અવસ્થામાં પણ દંપતી પરમાત્માનો ભક્તિ કરે છે અને તમે જેઠુભાઇનાં પુત્રી જમાઇ છો, જેઠુભાઇથી ગુરૂ શિષ્યનાં નાતા પહેલાં ત્રણ પેઢીનો નાતો છે એટલે તમોને મારાથી ના નહિ કહી શકાય માટે તમોને જ્યારે ઇચ્છામાં આવે ત્યારે ભલે ખુશીથી આવજો. પોતાની મરજી મુજબ જ્યારે ભગવતી દેવીનાં પતિએ માજી સાથે વાતો કરી લીધી ત્યારે દેવીનાં પતિએ દેવીનાં ભાઇને કહ્યું કે ચાલો આપણે જઇએ. તમારી બેન ભલે થોડીવાર બેસે અને વાતચીત કરવી હોય તે કરે આપણે ચાલીયે એમ કહીને બંને જણ ગયા પછી દેવીએ પોતે માજીશ્રીને વિનંતી કરી કહ્યું કે મારૂં શું શીખવાનુ અધિકાર છે મને આપ શું શીખાડશો? એટલે માજીશ્રીએ કહ્યુ કે મને તમારા મોઢા ઉપર યોગનું તેજ દેખાય છે તમે શું કરો છો? કે જેથી તમારા મોઢા ઉપર તેનો પ્રતાપ દર્શાય છે અને તમે ગુરૂ કરી કોઈની પાસેથી શીખ્યા હો તેવું પ્રતાપ દર્શાય છે માટે તમે શું શું કરો છો અને શેનો જપ કરો છો? દેવીએ કહયું કે મારા ગુરૂ તો તમેજ છો બાકી તો મને પિતાશ્રીએ આ યોગની ક્રિયા શીખાવી છે તે કરૂં છું અને જપ તો મારા મનથીજ દીર્ઘ ૐ કારનો હું કરૂં છું હવે આપને જ યોગ્ય લાગે તે જપ આપો અને જે પ્રમાણે મારો અધિકાર હોય તે પ્રમાણે શીખાવો તે હું શીખું ત્યારે માજીએ ધન્યવાદી આપીને કહ્યું કે ધન્ય છે તમને શીખવા જેવું હવે કંઇ પણ નથી અને જપ પણ જે તમે કરો છો તે પણ ઠીક છે કે જપ સંન્યાસીઓ કરે છે તે તમે કરો છો એટલે જપ પણ તમને દેવાની જરૂર નથી પરંતુ તમે આહાર શેનો કરો છો? દેવીએ કહયું કે મહિનામાં પંદર દિવસ તો ચા દુધ કે છાશ તે લઉં છું અને વચમાં સૂક્ષ્મ આહાર લઉ છું પણ હમણાં

છ માસ સુધી એકલું દુધ લીધેલું પણ હમણાં આઠ દિવસ થયાં તેમ હું બે ટાઇમ ચા અને સુક્ષ્મ આહાર લઉં છું. જો કે મને ચા ઉપર પ્રીતી નથી તો પણ મને આજ્ઞાથી પીવી પડે છે એટલે માજીશ્રીએ કહયું કે ચા તમને યોગ્ય નથી. હું તમારા પતીને સમજાવી દઇશ અને તમારાથી બની શકતું હોય તો દુધનું આહાર તમારા માટે ઉંચુ કહેવાય તે દુધનું આહાર થઇ શકે તો ઠીક એમ થોડીવાર વાતચીત કરી ભગવતી દેવીનાં પતીનું જમવાનું ટાઇમ થવાથી ભગવતી દેવીને તેમની પાડોશણ ઘરે ગયા જઇને દેવીએ પતીને કહયું કે મને જો આપ આજ્ઞા આપતા હો તો હું ચા છોડી દઉં અને માજીના કહ્યા પ્રમાણે દુધ લઉં એટલે ભગવતી દેવીનાં પતીએ કહ્યું કે જો માજીની આજ્ઞા હોય તો તમે ભલે કરો મારી તો તબીયત નરમ રહે છે, એટલે મારાથી બની શકશે નહી પરંતુ તમને હું રજા આપું છું કે તમારાથી જે બની શકે તે કરો શીખો અને હું ખુશીથી રજા આપું છું કે તમોને માતાજી સાથે કયાં જવું હોય અને તે વખતે હું હાજર હોઉં. ન હોઉં તો પણ હું સાથેજ રજા આપી દઉં છું મારી કોઇ વાતે મના નથી અને કદાચ કે મને બ્રમવાયાની ઉપાધીથી મગજ કોઇ વખત ઠેકાણે ન હોવાથી અને મને સગાં વહાંલાઓ ભોળવે તો હું બે શબ્દ કહી લઉં વા બીજો કોઇ બે શબ્દ કહી લે તો તે વખતે તમે ધીરજ રાખી લેજો પરંતુ મન ઉપર લેવું નહીં અને જે કાર્ય કરતા હો તે છોડી ન દેવું. કારણકે ભકિત જગ્તનો વેર છે અને લોકોતો કહે અને ભકિત કરતાં અજ્ઞાની લોકોતો નિંદા કરે પણ આપણે લક્ષ દેવું નહીં આપણને તો આશ્રમમાં માજીની પાસે રહીને ભકિત કરવી છે, માટે મારી ગેર હાજરીમાં પણ જો માજીને તેડાવવું હોય અથવા આપને પણ માજી પાસે જવાની ઇચ્છા થાય તો હું ખુશીથી રજા સાથેજ આપું છું આજ માજીશ્રી વાત કરતા હતાં કે લોકોએ મને જુગાર બંધ કરવા તેડાવ્યું છે તે મને આખો શ્રાવણ મહીનો જુગાર

મુકાવવાં ભરેશ્વર ભાષણ કરવા રોકાશે એટલે આપણે ત્યાં સુધી દર્શન કરવા જઇશું એટલે તમે તો દુધ પીઓ છો અને હું જમું છું તે તમારા ભાઇને મારા સારૂ રસોઇ કરાવશું અને તમે હું ચા પી લઉં પછી ભલે જજો ને જે લાભ લેવાનું હોય તે લાભ લેજો અને સાંજના હું તથા તમારો ભાઇ આપણી ગાડી લઇ આવશું અને દર્શન કરી થોડી વાર બેસી પછી તમોને તેડતાં જઇશું એમ ભગવતી દેવીનાં પતીએ કહ્યું એટલે ભગવતી દેવી સવારનાં પતીને જમાડી દુધ પી અગીયાર વાગે માજી પાસે ગયાં તે દિવસે માજી ના કેવાથી ભરેશ્વરમાં ગયા અને માજી પોતે જુગાર જેવા અનિષ્ટ વ્યસનને છોડાવવાનું ઉપદેશ આપતા હતા. એ માજી ના સદ્ઉપદેશનું શ્રવણ કરી ગણી બેનો આનંદ વશ થઇ પોતાનું જુગાર જેવા નિંદકકાર્યને તે વખતે જ છોડવી તત્તપર થઇ માજી સમક્ષ પ્રતિજ્ઞા લઇ પોતાના તે વખતના અમુલ્ય કીમતી સમયનું કૃતાર્થ કર્યું અને કેટલીક બેનો દ્વેષથી બળી પચી માજી ને ગાળો અપશબ્દો બોલવા લાગી, અને પથ્થરા મારવા લાગી બેર તે દિવસનું સમય પૂર્ણ કરી માજી પોતાનાં આશ્રમમાં આવ્યા. (અને પછી દીવશે) અને ભગવતી દેવી સમય થતા પોતાને ઘેર ગયા અને ફરી બીજે દિવસે અગીઆર વાગે માજીનાં દર્શન કરવા ભગવતી દેવી આવ્યા અને તે દિવસે સાંજના ચાર વાગાનો સમય થતા માજીશ્રી એ ભગવતી દેવીને કહ્યું કે બેન ચાલો આપણે ભરેશ્વર જઇએ પરંતુ ભગવતી દેવીએ તેનો કશો ઉત્તર આપ્યો નહી ને જવાને તૈયાર પણ થયા નહી એટલે માજી શ્રીએ એમને પુછીયું કે તમારા પતિની આજ્ઞા હોવા છતાં તમો ચાલવાને કેમ અચકાઓ છો એટલે ભગવતી દેવીએ માજી શ્રીને કહ્યું કે આપને ત્યાં ગણી બેનો અપશબ્દો બોલી પથરા મારે છે તે મારાથી સહન થતું નથી જેથી ચાલવાને મન અચકાય છે એટલે માજી શ્રીએ તેને દ્રષ્ટાંત આપ્યું.

~~~

એક રાજા હતો તે પોતાની રૈયત ઉપર જગાત વધારે રાખેલી હતી પરંતુ પોતે જ્ઞાની અને દયાળુ હોવાથી વિચાર કર્યું કે મારા ઉપર રૈયત રાજી છે કે નારાજ છે કદાચ નારાજ હોય તો જગાત ઓછી કરી પ્રજાને સંતોષ આપું એમ ધારી રાજા જંગલમાં શિકાર કરવાને ગયો પછી જંગલમાંથી પોતાનું વહાન ઠાલું ઘેર મોકલાવી દીધું અને એક ખેડુતનું ગાડો ભાડે કરી તેનો કારણ માત્ર એજ કે પોતાના ગુણ દોષ જાણવા માટે પછી ગાડાવાલાને પોતે અજાણ થઇ પુછયું કે આ ગામનો રાજા કેવો છે. એટલે ખેડુત લોકો નિરદોષ બુદ્ધિના હોવાથી પીછાણી શકવાની શકિત ન હોવાથી ગાડાવાલાએ રાજાને ન ઓળખતાં તે ગામના રાજાને ગાળો આપવા લાગી ગયો. અને પોતાના રાજાની બીજી પણ ગણીજ નિંદા કરવા લાગ્યો એટલા વખતમાં ગામ નજદીક આવતાં રાજા અધવચ ઉતરી પોતાનો ડગલો આપ્યો અને કહ્યું કે મારો માણસ તારા ભાડાનાં પૈસા આપી આ ડગલો લઇ જશે. ત્યારબાદ રાજા પોતાનાં સ્થળે જઇ પોતાના કારભારીને મોકલ્યું તે કારભારીએ ગાડાવાલાનું નામ ઠામ પૂછી લીધું અને ભાડાના પૈસા આપી રાજાનુ ડગલો લઇ લીધો પછી બીજે દિવસે રાજાએ કચેરી ભરી તે ગાડાવાલાને તેડાવ્યો એટલે ગાડાવાલો રાજાનો તેડો જાણી શરીરમાં ધ્રુજતાં ધ્રુજતાં કચેરીમાં આવ્યો. ધ્રુજવાનું કારણ પોતે આગલે દિવસે રાજાને ગાડો આપી હતી જેથી મનથી કંપતો હતો. પછી રાજા સમક્ષ કચેરીમાં ખેડુત આવતાં રાજાએ તે ખેડુતને કહ્યું કે જેવી ગઇ કાલે ગાડા ઉપર રાજાને ગાળો આપી તેવીજ ગાળો હમણાં કચેરીમાં સૌને સાંભળતા આપ એટલે પ્રથમ તો ખેડુતનાં મનને ઘણોજ ભય હતો પરંતુ રાજાનું પ્રસન્ન મુખ જોઇ રાજાનાં ઘણુંજ કેવાથી ગાળો તો આપી પરંતુ જેવી અજાણતામાં આપી હતી. તેવી તો જાણતામાં કેમ આપી શકાય સેજ આપી પછી તે
~~~

દિવસથી રાજાએ તેને પેન્શન પગાર કરી આપ્યું અને કહ્યું જે જ્યારે જ્યારે મને તારી ગાળો સાંભળવાની ઇચ્છા થાય ત્યારે તારે કચેરીમાં ગાળો આપી જવી. બ્હેનો! આ દ્રષ્ટાંતનો સિદ્ધાંત એ છે જે મહાત્માઓ પોતાના આશ્રમમાં બેઠા હોય તે વખતે તેઓને કોઇપણ કહી શકતું નથી પરંતુ દેશ કલ્યાણનાં માટે ઉપદેશ કરવાને જાહેરમાં આવે ત્યારે લોકો પોત પોતાની બુદ્ધિ અનુસાર ઘણાઓ સન્નમાન આપે છે ત્યારે ઘણાઓ તુચ્છ બુધ્ધિના અપમાન પણ કરે છે પરંતુ મહાન પુરૂષો માન અપમાન સહન કરવા માટે ઇચ્છાપૂર્વક જન કલ્યાણ કરવા જાહેરમાં આવે છે. માટે બ્હેન! આપણે એ તુચ્છ વિચાર મન ઉપર લેવાનો નથી. આપણે તો મહદ્ વૃત્તિ રાખી નિર-અભિમાનપણે પરમાત્માની કૃપાથી જે બને તે પરોપકાર કરતે જાવું એવી રીતે માજીશ્રીએ દેવીને સમજાવવાથી દેવી માજીશ્રીના સાથે રોજ જવા લાગ્યા અને જુગાર છોડાવવા પ્રયાસ કરતા રહ્યા એવી રીતે આખો મહીનો પ્રયાસ કરતા લુહાણા મહાજન ભરે-શ્વરમાં જુગાર રમતાં બંધ થયા પછી શ્રાવણ માસ પૂર્ણ થતા માજીશ્રીએ કાલે ભૂજ આશ્રમમાં જવાનું છે એમ કહ્યું એટલે ભગવતી દેવીએ બે ચાર દહાડા વધુ રહેવા ઘણોજ આગ્રહ કર્યું એટલે દેવીનાં પતિએ કહ્યું કે માજીશ્રીની રહેવાની ઇચ્છા ન હોય તો આપણે બહુજ આગ્રહ કરી તેઓની અનેચ્છાએ રોકવું નહી કારણ કે આપણે મહાન પુરૂષોને આપણા આધિનમાં રાખવાનું નથી પરંતુ તેઓની આજ્ઞામાં આપણને રહેવાનું છે. જો તમારી ઇચ્છા હશે તો માજી-શ્રી જશે અને તેનાં બીજેજ દિવસે આપણે માજીશ્રીના આશ્રમમાં બે દહાડાના બદલામાં આઠ દિવસ રહી આવશું ત્યારબાદ બીજે દિવસે માજીશ્રી ભુજ પોતાનાં આશ્રમમાં ગયા અને ભગવતી દેવી અને એમનાં પતિ તથા એમનાં ભાઇ પોતાની ઘરની ઘોડા ગાડી હતી તેથી ભુજ ગયાં. ભુજમાં જઈ પોતાના કાકાના છોકરાને ત્યાં ગાડી છોડી અને ભુજથી એક ગાઉ આશ્રમ છેટું હોવા છતાં ભગવતી દેવી

અને તેમનાં પતિનાં મનમાં એવી ભાવનાં કે ગુરૂના દર્શન કરવા પગે ચાલીને જવું જોઇએ. શાસ્ત્રમાં પણ કહ્યું છે જે મહાત્માઓનાં દર્શન કરવા પગે જવાથી પગલે પગલે યજ્ઞ ફળ થાય છે તેમ દેવ દરબાર કે ગુરૂ દરબારમાં ખાલી હાથે જવું ન જોઇએ એટલા માટે ભગવતીએ પોતાના ગજવામાં દશ રૂપીઆની નોટ ભેટ માટે રાખી હતી જેથી તેઓ માજીશ્રીનાં આશ્રમે પગે ચાલીને દર્શન કરવાને ગયા. રસ્તામાં જતાં માજીશ્રીની પવિત્ર પાર્ણ કુટી એક ખેતરનાં આશરે દુર રહી તે વખતે જરમર જરમર છાંટા પડવા લાગ્યા. તે વખતે ભગવતી દેવી કોઇ પણ દિવસ ટાઢ તડકો કે વરસાદનો ત્રાસ વેઠેલો નહી હોવાથી તેમ બાલ અવસ્થામાં રમત ગમત પણ તેઓ ટાઢ તડકામાં નહી ફરવાના કારણે ઝીણી ઝીણી વરસાદથી પણ ભગવતી મુંઝાઇને ચાલવા લાગ્યા જેથી તેઓના ગજવામાંથી દશ રૂપીઆની નોટ રસ્તે નીકળી ગઇ જેમનું તેઓને ખ્યાલ રહયો નહી પછી માજીશ્રીના આશ્રમે પોતા ત્યાં માજીશ્રીના પવિત્ર ચર્ણોમાં વંદન કરવા વખતે ચર્ણો પાસે ભેટ રાખવા માટે ગજવામાં હાથ નાખી જોયું તો દસ રૂપીઆની નોટ ન હોવાથી ભગવતી દેવી વીચારમા પડી ગયા વિચારમાં પડેલા ભગવતીને જોઇને માજીશ્રીએ પુછયું કે બ્હેન! તમો શા વીચારમાં પડી ગયા ત્યારે જુઠું ન બોલવું તેમાં ગુરૂ સમક્ષ તો જુઠું બોલાયજ નહી તેથી ભગવતીદેવી સાચે સાચું કહી દીધું કે રસ્તામાં ઝીણી ઝીણી વરસાદ થવાથી હું જરા મુંઝાઈ ગઇ અને ગજવામાં રાખેલી દશ રૂપીઆની નોટ કયાંક નીકળી ગઇ એટલે માજીશ્રીએ કહ્યું કે બ્હેન! આટલા વરસાદથી તમો મુંજાઇ ગયા ત્યારે તમો દંપતી જંગલ આવવાની ઇચ્છા રાખો છો કે કેવી રીતે આવી શકશો? કારણ કે અમારા પાસે જંગલમાં ટાઢ તડકો અને વરસાદ તેમ બીજા પણ ઘણા દુઃખો સહન કરવા પડે છે તો તમારાથી કેવી રીતે જંગલના દુઃખો સહન થશે? એટલું માજીશ્રીના શ્રીમુખે પવિત્ર વચનો સાંભળતાં તેજ વખતે ભગવતી દેવીએ પોતાનાં

હૃદયમાં તે વચનો ધારણ કરી લીધાં અને તેજ સમયથીજ ટાઢ તડકો અને વરસાદનાં દુઃખોને સહન કરવા ટેવ પાડવા લાગ્યા. ભગવતી દેવીનો શરદીનો કોઠો હોવા છતાં પણ ગુરૂનાં વચનને માન આપી તિતીક્ષા ધારણ કરવા લાગ્યા પછી ભુજમાં ભગવતીના કાકાના છોકરાને ત્યાં (આઠેક દિવસ) રોકાયા. વ્યવહારીક ધર્મ અને સંબંધનાં લીધે તેઓ ગુરૂ આશ્રમમાં ન રહેતાં પોતાના સંબંધીઓના ઘરે રોકાયા હતા જેનો કારણ ભગવતી દેવી એમ સમજતાં કે જ્યાં સુધી આપણે ગામમાં બેઠા છીએ ત્યાંસુધી લોકોની મર્યાદા જાળવવી એ વિવેકનાં ખાતર ભુજમાં રોકાયા હતા પછી કાકાનાં ઘેરથી દુધ પી નવેક વાગે માજીશ્રીનાં દર્શન કરવા દંપતી જતા હતા એવી રીતે આઠેક દિવસ ત્યાં રોકાઇ રહેલા અને અંજાર જતી વખતે ભગવતીના પતિએ માજીશ્રી પાસેથી ઘણીજ નમ્ર પ્રાર્થના કરી વીનવીને કહ્યું કે અમો જ્યાંસુધી મઢીમાં રહેવા નથી આવ્યા ત્યાંસુધી આપશ્રીને અમો જ્યારે તેડાવીએ અમારા ઉપર કૃપા કરી પધારશો. કદાચ હું કામ પ્રસંગે મુંબઇ જાઉં અને પાછળ તમારી પુત્રી એકલી હોય અને આપશ્રીને તેડાવે તો આપશ્રીએ જરૂર અંજાર કૃપા કરીને પધારશો એ અમારી નમ્ર પ્રાર્થના છે. અમો પણ આપશ્રીના દર્શન કરવ ાઆવતા રહેશું.

## ભગવતી દેવીનો ચમત્કાર

એવી રીતે માજીશ્રી પાસેથી રજા લઇ દંપતી અંજાર આવ્યા. અંજાર આવે છ એક માસ થયા ત્યારે ભગવતી દેવીનાં પતિએ માજીશ્રીને તેડાવ્યાં. માજીશ્રી અંજાર પધાર્યા તેના બીજે દિવસે દેવીનાં દેવરે ભગવતીના પતિને કહ્યું કે ચાલો તમારા પૈસાનું હીસાબ કરી જાઓ એટલે દેવીના પતિ નિખાલશ હૃદય હોવાથી પોતાના નાના ભાઇના વચનમાં શ્રદ્ધા રાખી તેની સાથે પોતાનાં ગામ કીડાને જાય છે તે વખતે ભગવતી દેવીને ભલામણ કરે છે કે માજીશ્રી પાસે દર્શન કરવા જશો. તમને ઠીક લાગે તેટલો વખત માજીશ્રી

પાસે રહેશો અને દરેક રીતે પૂરતી સેવા બજાવશો અને બે ચાર દિવસમાં હું પણ આવી જઇશ એમ કહીને પોતાના ભાઇ સાથે ગયા. તેના બીજે દિવસે ભગવતી દેવી નવેક વાગે માજીશ્રીના દર્શનાર્થે ગયા. વાંસેથી બીજે દહાડે દેવીનાં દેવર અંજાર આવેલા તેને ખબર હતી કે અત્યારે ભગવ દેવી ઘરે હશે નહી એટલે તે સમય જોઇને ઘરને સાધારણ તાડું દીધેલું હતું તેને ખોલી ઘરમાં દાખલ થઇ જે દાગીના માટે ઘણો પ્રયાસ કરતા એ લોકોનાં હાથમાં દાગી-ના ન આવેલાં હતાં તે આજ રોજે તેને!સહેજે મલી ગયા તેનો કારણ એજ કે દેવીના પતિથી કુંભારીઆમાં તીજોરી ન ઉઘડી હતી તે દિવસથી ભગવતી દેવીને પ્રભુમાં પૂર્ણ શ્રદ્ધા આવી ગઇ જેથી તીજોરીને તેઓ ચાવી દેતા નહિ તેથી સહજમાં તેમનાં દેવરને દાગીના મલી ગયા અને તે દાગીના લઇને એમનાં દેવર ચાલ્યા ગયા તે પછી પાડોશીનો .છોકરો ભગવતી દેવીને કેવા ગયો તે છોકરો. માજીશ્રી ધર્મશાળામાં ઉતરેલાં હતા ત્યાં આવ્યો અને દેવીને બારે હાકલ કરીને કહ્યું કે તમારો દેવર તીજોરી ખોલી દાગીના લઇ ગયો છે. એટલે દેવી સાંભળી મનમાં ધીરજ રાખી ને માજીશ્રી પાસે આવ્યા છે એટલે માજીશ્રીએ દેવીને પુછયું કે આ ભાઇ શું કરવા આવેલા છે એટલે દેવીએ માજીશ્રી પાસે તે છોકરાનાં કેવા પ્રમાણે વાત કરી સમજાવી, ત્યારે માજીશ્રીએ કહ્યું કે તમે ઘેર જાઓ અને તપાસ કરો ત્યારે ભગવતી દેવી માજીશ્રીને હાથ જોડીને કહે છે જે હું જેના શરણે આવેલ છું તે મારી રક્ષા કરશે એવી મને અચળ શ્રધ્ધા છે એટલે માજીશ્રીએ ભગવતી દેવીનો વાંસો થાપીને કહયું કે ધન્ય છે. દેવી તમારી અચળ ધીરજને જોઇ હું આનંદ પામું છું તે દિવસે પછી સાંજનાં ભગવતી દેવી ઘેર ગયા ઘેર જઇ પણ ત્રીજોરી ઉઘાડીને ભગવતી દેવીએ જોયું નહી તેનો કારણ એજ કે મનનો ધર્મ છે કે વખતે અસંતોષ હ્રદયમાં થાય તો ધ્યાનમાં ખલેલ થાશે એવું જાણી ભગવતીદેવી પોતાના ધ્યાનમાં

બેસી ગયા પછી બીજે દહાડે ભગવતીદેવી માજીશ્રીજી પાસે ગયા. ત્યારે માજીશ્રીજી પૂછે તો શું જવાબ દેવું એવું ધારી ત્રીજોરી જોઇ તો જેમ દાગીના રાખેલાં હતાં તેવીજ રીતે પડેલાં હતાં એટલે ભગવતીદેવીના મનને એમ થયું કે દાગીના કોઇએ ઉપાડેલાં નથી પાડો-સીઓને ખાલી વેમ પડેલ છે. પછી તેઓ માજીશ્રીના દર્શન કરવા ગયેલા છે. અને ત્યાં માજીશ્રીએ પૂછયું એટલે ભગવતીદેવીએ કહ્યું કે દાગીના ગયા નથી મેં જેમ રાખેલા હતા તેમજ પડેલાં છે. પછી ત્રીજે દહાડે ભગવતી દેવીના દેવર અને એમના પતિ આવેલા છે. ભગવતી દેવીનાં દેવરે ભગવતી દેવીને વંદન કરી ઘણી રીતે માફી માગી. અને કહયું કે હે માતુશ્રી! ધન્ય છે તમારા સત્ય, તપ અને ભકિતને જે દાગીનાં લેવા માટે મેં ગણાય પ્રયત્નો કર્યા ને દાગીના મને સહેજે મળ્યાં પરંતુ હું લઇ જતો હતો ત્યારથી મારો જીવ ગભરાણું અને બે ગાઉ પંથ કાપીને પાછો દાગીના જ્યાંથી ઉપાડેલ ત્યાં રાખી દીધા ત્યારેજ મને શાંતિ થઇ અને હું ઘેર જઇ શકયો. અને જેમ આપને આગળ સતાવેલ છે તેની આપની પાસેથી હું માફી માગું છું ત્યારે ભગવતી દેવી કહે છે કે એમાં તમારૂં કાંઇ પણ દોષ નથી. પ્રભુની ઇચ્છા એવી હશે કારણકે ભગવતી દેવી મનમાં એમ સમજતા હતાં કે પ્રભુ અમારી હાલ કસોટી કરે છે તેથી પ્રભુ પ્રેરણાથીજ આ બધું થાય છે. એમ કહી પોતેના દેવરને આશીર્વાદ આપે છે. એટલે તે પોતાને ગામ ગયા. પછી ભગવતીદેવી અને તેના પતિ માજીશ્રીનાં દરશન કરવા ગયા ત્યારે બીજે દિવસે માજીશ્રી ભુજ પોતાના આશ્રમે જતાં તે વખતે ભગવતીદેવી અને એમના પતિએ માજીશ્રી પાસે નમ્ર પ્રાર્થનાં કરી છે કે હવે આપ જ્યારે અમારા ઉપર કૃપા કરીને જ્યારે અંજાર પધારો ત્યારે આપને ત્યાં ઘેર ઉતરજો તે પછીથી જ્યારે પણ ભગવતીદેવી માજીશ્રીને બોલાવતાં માજીશ્રીને ગામમાં ન ઉતરતાં છતાં પણ ભગવતીદેવીનાં પ્રેમને જાણી માજીશ્રી એમના ઘરે ઉતરતા. અને તે દીવસથી માજીશ્રી ગામમાં ઉતરે છે. પછી માજીશ્રી

જ્યારે ભુજ જતાં હતાં તે વખતે દંપતિને કહ્યું કે જુઓ તમારા હૃદયમાં મઢી બનાવી જંગલમાં રહેવાની ઇચ્છા છે જેથી મને કરાંચી જવાનું છે. પાછળ તમો મઢીમાં તમો બન્ને દંપતિ રહેવા આવો જંગલમાં મઢીમાં રહેવું તેનો અનુભવ મેળવી જુઓ પછી તમને ઠીક લાગે તો રેવા આવજો કારણકે જંગલમાં રહેવું તે કાંઇ સાધારણ હકીકત નથી માટે પ્રથમ મહીનો માસ અનુભવ કરી જુઓ.

## ચાલો જંગલમાં રહીએ.

ભગવતી દેવી હંમેશાં ચાર પાંચ કલાક સમાધીમાં બેસી રહેતાં આ પ્રમાણે તેમની સર્વે વૃતિઓ પરમાત્મામાં તદાકાર થઇ ગયેલી હતી એક વખતે પોતાનાં સ્વામીને કહ્યું કે હવે આપણે સૌ જગતની જંઝાળ છોડી દઇ અને જંગલમાં એકાંત સ્થાનમાં નિવાસ કરીએ તેમ માજીશ્રીજી પણ આપણે કહી ગયેલાં છે માટે ચાલો આપણે ત્યાં રહીને અનુભવ કરીએ પછી મઢી કરીએ. એવો ભગવતીદેવીની તીવ્ર ઇચ્છા જાણી એમના પતિએ વચનને માન આપી ભુજ માજીશ્રીનાં આશ્રમમાં ગયા તે વખતે માજીશ્રી કરાંચી ગયેલાં હતાં પછી ત્યાં ભગવતી દેવી અને એમનાં પતિ છ મહીનાં સુધી રહ્યા છે અને ગુરૂ કૃપા તથા આત્મભાવથી ઘણાં હિંસક પ્રાણીઓનું ભય જીતી ત્યાં એમની મઢી કરવાની ઇચ્છા થઇ. પરંતુ ભગવતી દેવાનાં પતિને કોઇ પૂર્વ કર્મનાં લીધે પોતાની લક્ષ્મીમાં મન ગયું એટલે દેવીને કહ્યું કે મારા ભાઇઓ આપણી લક્ષ્મી જે નથી આપતા તે તમારા ભાઇઓ વકીલ છે તેમને કહી કોર્ટમાં કેસ લડીને આપણી ગએલી લક્ષ્મી લઇને પછી આપણે મઢી બનાવી રહીએ એટલે ભગવતીદેવીએ હાથ જોડી વિનંતી કરીને કહ્યું જે પરમાામાની કૃપાથી આપણે સદગુરૂનાં શરણે આવેલા છીએ તો પછી આપણી સર્વ ચિંતા ગુરૂનાં ચર્ણમાં મૂકી દઇએ છતાં પણ આપણું જીવન ચાલે તેટલું આપણા

પાસે દાગીનાં છે. ત્યારે દેવીનાં પતિએ કહ્યું કે મારા ભાઇઓ પાસેથી લક્ષ્મી લઈ મને દાન કરવું છે. ત્યારે ભગવતી દેવીએ કહ્યુ કે ભલે તમારીજ લક્ષ્મી છે છતાં કેશ કરી લક્ષ્મી મેળવીને દાન કરવું તે યોગ્ય ન કહેવાય અને તેથી ભકિત પણ દીપે નહિ અને દાન કરીને પણ કોઇની આત્મા સંતોષવી છે કે નહિ તો તેઓ પણ તમારા ભાઇઓ છે એ પણ આપણા આત્મા છે ત્યારે ભગવતીદેવીના પતિએ કહ્યું કે મારા ભાઇઓ ગરીબ નથી. મને તો કોઇપણ પ્રકારે તેઓ પાસેથી મારી લક્ષ્મી લેવી છે. ભગવતી દેવીએ ઘણુંએ સમજાવ્યું છતાં એમના પતિને એ વાત રૂચી નહી અને છેવટે લક્ષ્મીના માટે મઢીમાં રહેવાનું મુકીને પોતાના ગામમાં જવાની ઇચ્છાથી ભગવતી દેવીને કહ્યું કે " ચાલો આપણે મારા ભાઇઓ સાથે સમજુતી કરીને પણ મારે લક્ષ્મી લેવાની ઇચ્છા છે માટે જઇએ એટલે ભગવતીદેવીની અનિચ્છાએ પોતાનાં પતિના વચનને માન આપી પોતાના ગામમાં ગયા છે.

## ગામ કીડાને

ભગવતી દેવીનાં પતિશ્રી પોતાના ગામ કીડાને ગયા અને ત્યાં પોતાના સંબંધીઓને ગણી ગણી રીતે સમજાવ્યું છતાં પણ તેઓ માયાવશ બુદ્ધિના હોવાથી સમજ્યા નહી અને કાંઇપણ આપ્યું નહી પણ નિરદોષ આત્માઓને ગણી ગણી રીતે ઉપાધી આપવા લાગ્યા. ખેર પ્રભુઇચ્છા બલીયશી. એમ ભગવતીદેવીના પતીએ સંતોષ વાળી લીધું અને કફની પહેરી જંગલમાં જવું એવું નિશ્ચય કર્યું પરંતુ મંદભાગ્યથી ભગવતીદેવીના પતિની તબીયત ઓચિંતિ એકદમ નરમ થઇ ગઇ અને સત્યાવી અઠયાવીશ દહાળા માંદગી ચાલી.

## દેહોત્સર્ગ

ચૈત્ર સુદ બીજના રાત્રે સાત વાગે જોતાંજ ભગવતીદેવીનાં સ્વામિનું સ્વરૂપ મહાન તેજસ્વી ભગવતી દેવીને જણાયું. નેત્રમાં પરિપ્રહ્ય

તેજની જ્યોત ઝળકી રહી હતી ભગવતીદેવી ગદગદીત થઇ ગયાં અને પાછી મનમાં ધીરજ રાખી અને કહેવા લાગ્યા કે શ્રી પરમાત્માના નામને હૃદયમાંથી નહી વીસારતાં. અને બીજી કોઇપણ જાતની ઇચ્છા હોય તો જણાવશો એટલે ભગવતીદેવીનાં પતિ તે વખતે બોલ્યા કે તમારા જેવા પુનીતને જ્ઞાનીને મારે શું કહેવાનું હોય અને હું આપને ખૂશીથી આજ્ઞા આપું છું કે તમારે કફની પહેરી તમારા ગુરૂશ્રીની સેવા કરવા જજો એમ ખુશીથી રજા આપું છું. અને પોતાની છેલ્લી વખતે પોતાના કુટુંબીઓને પ્રતિજ્ઞા લેવરાવી કે મારા ઘરના માણુસને તમો કોઇપણ રીતે અટકાવશો નહી એમની ઇચ્છામાં આવશે તેમ લક્ષ્મીનું દાન કરશે અને પોતાના આત્માનું કલ્યાણ કરશે તેમ લોકારીત પણ નથી કરવાના માટે તમો કોઇપણ રીતે એમને ઉપાધી આપશો નહી એવી રીતે છેલ્લે સમય પોતાનાં કુટુંબીઓ પાસેથી ચોકસ કરાવ્યું છે. એમ તેમના પતિએ કહ્યા પછી ભગવતી દેવી મનમાં ધીરજ રાખી કારણ કે આજ સુધીમાં પોતાનું આખું આયુષ્ય પ્રભુ ભકિતમાંજ વિતાવ્યું છે. વૈરાગ તો સદાને માટે જેમનાં હૃદયમાં રમી રહયો છે. અને જ્ઞાન જ્યોતિનો દીપક જેનાં અંતરને નિરંતર પ્રકાશ આપીજ રહયો છે એવા ભગવતી દેવી આ અવસરને ઓળખી ગયાં કે આ અવસર અમુલ્ય છે એમ ધારીને શાસ્ત્ર વિધિ મુખે બોલતા જાય અને પોતાના સ્વામિની પુજા કરતાં જાય. શુધ્ધ અને પવિત્ર ગંગોદકથી સ્વામિના દેહને સ્નાન કરાવ્યુ. પુષ્પ, ચંદન, અંબિલ, દુધ, દહીં અને ગૌમુત્રાદિ ક્રિયાથી પૂજા કરી તેમની આરતી ઉતારી અને તેમનું ચર્ણામૃત લઇ પાન કર્યું. પોતાના સ્વામિની પૃથ્વી સમાન પવિત્ર ગણાતી પ્રદક્ષિણા પ્રપુલ્લ વદને પરમાત્માનાં ગુણ ગાતાં ગાતાં ફરવા માંડી અને પછી સ્વામિનાં મનની સાથે સ્તુતિનો આરંભ શરૂ કર્યો.

### શાર્દુલ

માતર્મે દિનિ તાત મારૂત સખે, તેજઃ સબન્ધો જલં
ભ્રાતર્વ્યોમ નિબધ્ધ એવ ભવતા મેષઃ પ્રણામાંજલિઃ

યુષ્મત્સંગ વશીય જાત સુવૃતો, દ્રેકસ્યુર ન્નિર્મલ
જ્ઞાતા પાસ્ત સમસ્ત મોહ મહિમા, નિત્યે પરે બ્રમિણિ

અર્થ

હે માતા સમાન પૃથ્વી, હે પિતા તુલ્ય પવન, હે મિત્ર તુલ્ય તેજ હે સદ્દબંધુ તુલ્ય જળ, અને હે ભ્રાતા તુલ્ય આકાશ હું તમારી આગળ બે હાથ જોડું છું કેમકે તમારા સંગથી થએલા પૂણ્યનાં વિષેશપણાથી સ્પુરાયમાન સ્વચ્છ જ્ઞાનથી જેનો બધો મોહ મહીમા દૂર થયો છે. એવો હું પરબ્રહ્મમાં લય પામું છું. શિવ ૐ

છેવટમાં શ્લોકોનો બ્રહ્મ શબ્દ બ્રહ્મમાં બ્રહ્મ મળતાંજ બ્રહ્મ થતાં ભગવતી દેવીનાં પતિનો મહાન આત્મા જ્યોતિ સ્વરૂપમાં ભળી ગયો શિવમ્ શિવમ્ પર બ્રહ્મરૂપ પતિ આગળ દેવી સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી દંડવત નમી પડયાં તે વખત ભગવતી દેવીને બ્રહ્મનાંજ દર્શન થયાં. ક્ષણવાર પોતે પરમાત્મામાં તદાકાર થયાં પછી દેવીએ પોતાનાં કુટુંબીઓને કહયું કે તમારા ભાઇનાં પાછળની તમામ ક્રિયા શાસ્ત્ર વિધિ અનુસાર કરવાની છે. લૌકિક વિધિ કાંઇપણ કરવાની નથી માટે દરેક ક્રિયા ૐ કાર શબ્દોચારથી કરવાની છે. એમ કહી પછી ભગવતી દેવી સમાધિમાં બેસી ગયા છે. દેવી પરમાત્માના ધ્યાનમાં મગ્ન હતાં. તેમનાં ચહેરા પર ગ્લાનિની છાયા નહુતી પણ સ્વયં તેજ પ્રકાશી રહયું હતું પછી બીજે દિવસે સવારે આઠ વાગે એટલે બાર કલાક પછી ભગવતો દેવી જાગ્રત થયાં છે. ત્યાંસુધીમાં એમનાં પતિની મર્ણ ક્રિયા થઇ ગઇ હતી પછો જ્ઞાતિ રિવાજ મુજબ ગામના પડોશનાં સગા સબંધીઓ આવવા લાગ્યાં પરંતુ ભગવતીએ જ્ઞાતિ રીવાજ ન કરતાં. કારણ કે દેવી એમ સમજતાં કે જે જન જનમ્યું તેનું મૃત્યુ તો જરૂર થવાનું જ માટે તેનો શોક કરવો એ નકામું છે. સૌના માટે મૃત્યુનો આ એક દિવસ તો જરૂર આવવાનોજ છે એમ જાણી આવનાર સંબંધિઓને ભજન

કરી જવાબ દેતા પછી.

## ભજન

ધીરજ ધર આ વાર મન તું ધીરજ ધર આ વાર
પંચ ભુતની દેહ જાણીને સોચન કર લગાર–મન
દુઃખ મૃત્યુનું ભુલી જઇને રદય ન ભર તલભાર–મન
સદા આત્માને અમર જાણી વૃતિ જ્ઞાનથી ઠાર–મન
મૃત્યુ લોકે સ્થુલ અમર નહી બ્રહ્મા સરજનહાર–મન
યોગી પતંનજલી જેવા રહ્યા નહી રામ અંશાઅવતાર–મન
જ્ઞાની ધ્યાની ભકતો સર્વે એ તો પ્રભુમાં એકતાર
વંદે આનંદ ગુરૂ પ્રતાપે આનંદ કર અવતાર–મન

જગતની માયાને ઝાડી ઝાપટી ખંખેરી નાખી પોતાથી અલગ કરવાનો વિચાર આરંભ્યો ગામમાં અનેક પ્રકારની ટીકા થવા લાગી પરંતુ ભગવતી દેવી અંગત સંબંધમાં આવતાં તેમનાં સ્નેહીજનો અને અન્ય મનુષ્યો તો ચોકસ સમજતાં હતાં કે તેમનું જ્ઞાન સત્ય છે તેથીજ તેમને આ વખતે ધીરજ છે. પછી બે ત્રણ દીવસ બાદ દેવીનાં પીયરમાંથી વ્યવહાર કરવા આવેલા તે વખતે દેવીનાં ભાઇ-ઓએ પોતાની બેન ભગવતી દેવીને સૌના સાંભળતા કહ્યું કે બેન તમો તમારા કુટુંબીઓ તમને કોઇ પણ રીતે સમજાવે પરંતુ તમારે સમજુતી કરવી નહી અને કાંઇ આપે તે લેવું નહી અને કોઇપણ રીતે તમારા હાથની સહી આપવી નહી. અમો પોતે તેઓના પાસેથી હીસાબ કરીને લેવા સમર્થ છીએ અને લેશું બાકી તમો કવલી ગાયોને દોહી કુતરાઓને દુધ પાતા નહી કારણ કે અમારા મનમાં બહુજ નારાજી થાય છે કે તમારી લક્ષ્મી તમોને આપી નહી અને ઉપરાંત તમોને ઘણીજ ઉપાધી આપી છે તેને બદલો અમો પોતે લેશું એમ કહી ભગવતી દેવીનાં ભાઇઓ પોતાનાં

ગામ અંજાર ગયા પછી બીજે ત્રીજે દહાડે દેવીનાં કુટુંબીઓ વિનાં ભાઈઓનાં ડરથી ડરીને એઓની જે કાંઇ લક્ષ્મી હતી તેનો ચોથો હિસ્સો દેવીનાં સામું કર્યું અને કહયું કે આ તમારો હીસાબ દેવી પોતાના મનમાં સોળે સોળ આના સમજતાં હતાં કે આજે આપે છે ને કાંઇ પુરેપુરો હીસાબ નથી છતાં પણ દેવી ઘણુંજ જ્ઞાની હોવાથી સમજતાં હતાં કે ગુણ ઉપર તો ગુણ સૌ કરે પણ અવગણ ઉપર જે ગુણ કરવું એજ મહાન પુરૂષોનું ખાસ કર્તવ્ય છે અને કદાચ કેશ કરીને લક્ષ્મી લઇએ તે જ્ઞાની પુરૂષોનો ધર્મ નથી અને એ લક્ષ્મીનો દાન કરીએ તે દીપે નહી દાન કરીને. કોઇ આત્માને સંતોષ આપવાનું છે ત્યારે આ પણ મારા આત્મા છે એમ જાણી અપકાર ઉપકાર ભુલી જે એ લોકોએ રાજી થઇને આપ્યું. તે હીસાબ તપાસ્યા શિવાય કે સગા સંબંધીઓના કહેવા ઉપર ધ્યાન ન આપતા ભગવતી દેવીએ લક્ષ્મી લઇ લીધી. દેવીનાં પતિનું શરીર છુટયું તેના બીજા દિવસથી જે કાંઇ પોતાના પાસે હતું અને ભગવતી દેવીનાં કુટુંબીઓએ જે કાંઇ આપ્યું તેમાંથી છુટે હાથે તે દીવસથી દાન કરવા લાગી ગયા. તેમાં પણ યાચકો કરતાં પણ અયાચકોને ગુપ્ત દાન ભગવતી દેવીએ ઘણું કર્યું છે અને માત્ર કીર્તી દાનતો એમનાં વડીલોનાં કેવાથી એઓનું માન જાળવવા માટે એમનાં પતિની જન્મભુમીમાં ત્રણસો સાઠ દિવસ ગાયોને ગાશ પક્ષિઓને ચુણો અને કુતરાઓને રોટલા આપવા માટે પોતાના ખેતર વાડી તથા બીજા પણ વેચાતા લઇને રાખેલા છે અને પોતાના ઘર ખોરડા હતા તે પોતાની નણદ ભત્રીજા અને દેવરને આપ્યા છે અને થોડા ઘણા પૈસા પોતાની વિધવા નણંદ તથા દેરાણીના માટે રોટલો હતો છતાં પણ ભગવતી દેવીએ આપ્યાં. માત્ર બે હજાર રૂપીઆ તથા પોતાના શરીર ઉપરનાં કપડા રાખીને બાકીની જે કાંઇ મીલકત હતી તેમનું દાન દેવીનાં પતિને બાવીસ દિવસ થયા સુધીમાં દાન કરીને પછી પોતાના પુજ્ય ગુરૂ માજીશ્રી પાસે જતી વખતે આખા

ગામના માણુસો ગામના ઝાંપા સુધી મુકવા આવ્યા અને ભગવતી દેવીને ધન્યવાદ આપીને કહ્યું જે ધન્ય છે તમોને કે ભક્તિ ઘણા ભકતો કરી ગયા છે છતાં તમો તો તમારા કુટુંબીઓ જેઓ તમને ઘણી ઘણી ઉપાધીઓ આપી છે અને લક્ષ્મી લેવાના માટે સમર્થ છતાં ચોપડામાં હીસાબ જોયા શિવાય લક્ષ્મી લઇ ઉપરાંત અમીમય દ્રષ્ટિથી તેઓને ઘર ખોરડા ઇત્યાદી બક્ષીસ આપી એઓનાં સાથે દરેક રીતે સંતોષ જાળવીને જાઓ છો. અમારી બુદ્ધિ અનુસાર અમે જોતા આ દુનિયામાં આવા મહાન સ્ત્રી આત્માને કોઇ વિરલ જનુની એ જન્મ આપેલ હશે એમ કહ્યું પછી ભગવતી દેવી પોતે પુજ્ય ગુરૂશ્રી માજીશ્રી પાસે ગયાં.

## પર્ણકુટીમાં

આવી આવી અનેક પ્રકારની જંજાળથી ભગવતી દેવીને થયું કે જો કાંઇક અંશે જગતથી જુદું રહેવાય તો ઉપાધી ઓછી થાય અને માયામાંથી વિરકત રહી શકાય. જો આમ થાશે તોજ આત્માની ઉન્નતિ સાધી શકાશે એમ ધારીને માજી પાસે ભુજમાં આવ્યા છે. પછી ભગવતી દેવીની આ સ્થિતિ જોઈ દરેક સ્ત્રીઓ આશ્રમમાં દેવીને જુદા જુદા ભાવથી જોવા આવવા લાગી અને ભગવતી દેવીને દરેક સ્ત્રીઓ પૂછવા લાગી કે તમારા પીયર કયા ગામના તમારા સાસરા, કયા ગામના તમારા પતિનાં આત્માને શાંત થએ કેટલો વખત થયો તમારા છોકરાઓ શું છે એમ પુછવા લાગી. પરંતુ બેનોના પુછવાથી ભગવતી દેવી પોતાનાં ગુરૂશ્રીની મર્યાદા જાળવવા પોતે જવાબ ન દેતાં દેવીના ગુરૂ બધાને જવાબ આપતા એમ એકાદ બે દીવસ જવાબ આપ્યું. પછી ભગવતી દેવીના ગુરૂશ્રીએ દેવીને કહ્યું કે તમો તમારી બુદ્ધિ અનુસાર ભજનદ્વારા સૌને જવાબ આપો પછી ભગવતી દેવીએ બધાને ભજનદ્વારાએ જવાબ આપવાનું કર્યું.

## ભજન.

રે જ્ઞાન સુક્ષ્મ આનંદ સારો રે જ્ઞાન સુક્ષ્મ આનંદ સારો
પ્રેમ રૂપી પીયર મારૂં સંયમ સાસરૂં ધારૂં
પુરૂષોતમ પતિ પ્યારો—રે જ્ઞાન.

દયારૂપી બંધવ મારો શાંતિ ભગની ધારી
શરણ ગુરૂનો ધાર્યો—રે જ્ઞાન.

સભર સ્થાને વાસ અમારો ચૈતન્ય આત્મા પુત્ર પ્યારો
કુટુંબ શદગુણના ધાર્યા—રે જ્ઞાન

શ્રવણ મનન છે જ્ઞાન સાચું અહુર નિશ હું આનંદ યાંચું
નૌકા રૂપે ગુરૂતારો—રે જ્ઞાન

એવી રીતે ભગવતી દેવી દરેક સ્ત્રીઓને ઉપરોક્ત ભજનદ્વારા એ જવાબ આપતા હતા પછી ભગવતી દેવીને ગુરૂઆશ્રમમા પાંચ છ મહીનાં આવે થયા એ ભગવતી દેવીનાં ગુરૂશ્રીએ એમની દરેક રીતની પરિક્ષા કરી અને ભગવા પહેરાવવાનો ચોકશ કર્યું અને કહ્યું કે તમારા ભાઇઓ પાસેથી રજા લઇ આવો.

## રજા.

પછી ભગવતી દેવી પોતાના ભાઇઓ પાસે રજા લેવાને ગયા છે ત્યાં પોતાનાં પીયર કુટુંબને નાના મોટા સર્વને બેસાડી પોતાના મોટા ભાઇની મર્યાદા રાખતા પોતાની બેન દ્વારાએ રજા માગી છે. એટલે એમના ભાઇએ એમને કહે છે કે તમો સર્વનું ભલે દાન કર્યું પણ રૂપીઆ બે હજાર જે રાખ્યા છે તેમનું દાન ન કરો બાકી તમારા પતિની આજ્ઞા છે તો અમારાથી ના કહેવાય નહી તમો ખુશીથી ભગવો ધારણ કરો અને તમો અમારૂં માન રાખીને પુછવા આવ્યા એટલી તમારી મોટાઇ માનીએ છીએ. તેના જવાબમાં ભગવતી દેવીએ પોતાની બેનદ્વારા કહેવરાવ્યું કે મોટા મોટા

ચક્રવતિ રાજાઓ રાજ છોડી ગયા છે તેઓએ કયાં પોતા શારૂ કાંઇપણ લક્ષ્મી રાખી છે તેના જવાબમાં ભગવતી દેવીનાં ભાઇએ કહ્યું કે અત્યારે તમને મશાણુ વૈરાગથી તમો બધુ દાન કરી દેશો તમારી પચીસ વરસની નાની અવસ્થા છે એટલે આગળ જતા પાછળ જવું ન પડે માટે વીચારવાનું છે એટલે ભગવતી દેવીએ પોતે મોટા સામે હઠ પકડી વિષેશ પડતું ન બોલવું તેના માટે યુકિતથી ભજન દ્વારાએ જવાબ આપે છે.

## ભજન (રાગઃ–આશાવરી)

આત્મા સાથે સમજીને વિચાર્યું તન મન ને ધન નહી મારૂં
માગવા નથી વૈભવ મારે નથી ભોગવવા આવારે

જુઠો પ્રપંચ સઘળો દેખાય રાજા રંક સૌ મુકીને જાય
જુઠું જાણીને મન વાળું આજ મોક્ષ મેળવવાને કાજ.

પ્રેમે તપ કરવા મન ધાર્યું ગુરૂ ચરણે રહેવાને વિચાર્યું
એથી આનંદ અતી ઉભરાય જન્મ મરણના ફેરા જાય.

ઉપરોકત ભજન દ્વારાએ ભગવતી દેવીએ પોતાના ભાઇને જવાબ આપ્યું એટલે એમનાં ભાઇને પ્રથમ સહજ ગ્લાની થઇ પછી હરશીને રજા આપી છે અને કહ્યું છે કે ધન્ય છે તમારી વિરકત બુદ્ધિને કુલમાં એક પણ ભકત જ્ઞાની કે યોગી થાય છે તે એકોતેર પુરી આને તારે છે બેન અમારા મહદ્‌ભાગ્ય કે તમારા જેવા કુલમાં પ્રગટ થયા અને પછી એટલું વિનતિ કરીને કહે છે કે આપ અમારા પાસે અહી રહો તો અમોને જે સેવાનો લાભ મળે. તેના જવાબમાં ભગવતી દેવીએ વિનયપૂર્વક કહ્યું કે ઘેર બેઠે ભજન થઇ શકે નહી. પાંચ વરસનાં ધ્રુજી પણ પ્રભુ પ્રાપ્તિ માટે જંગલમાં ગયા છે. તે પછી તે લોકોએ ભગવતી દેવીને વંદન કરીને રાજી ખુશીથી રજા આપી છે. એવી રીતે રજા લઇને દેવી ભુજ ગુરૂશ્રી પાસે આવ્યા છે.

## સંન્યાસી

સંવત ૧૯૮૭ કારતક સુદ પૂર્ણિમાનાં દિવસે શાસ્ત્રોકત વિધિ પ્રમાણે યજ્ઞ ક્રિયા કરીને ભગવતી દેવીએ ગુરૂ કૃપાથી ગુરૂશ્રીનાં હાથે ભગવો વસ્ત્ર ધારણ કર્યો છે. ભગવો ધારણ કરવાની ક્રિયા વખતે ભગવતી દેવીનાં ભાઇઓ તથા અન્ય સંબંધીઓ તથા દેશ વિદેશના સર્વે ત્યાં આવેલ હતાં. તેઓએ તથા આખા ગામની બેનોએ ભગવતી દેવીનું સપ્રેમ પુંજન વંદન કરી દેવીશ્રીનાં દર્શન માટે ફોટાઓ લીધા છે. દેવીનાં ભગવો પહેરવાની પ્રસંસા દેશવિદેશમાં પ્રસરી ગઇ અને કચ્છ રાજનાં રાણીશ્રીઓને ભગવતી દેવીનાં દર્શન કરવાની ઇચ્છા થઇ છે. એટલે આશ્રમમાં તેમના કામદારની સ્ત્રી તેડવા આવેલા છે અને માજીશ્રીને રાજ તરફથી વિનંતિ કરીને કહ્યું આપને કોઇપણ રીતની હરકત ન હોય તો અમારા ઉપર કૃપા કરીને ત્યા પધારવા કૃપા કરો એટલે માજીશ્રીએ કહ્યું કે શાસ્ત્ર વિધિ પ્રમાણે નજીકનાં સંબંધીઓની ભીક્ષા લઇને પછી તમારે ત્યાં આવવાનું થશે.

## ભીક્ષા

પછી ભગવતી દેવી પોતાના ગુરૂશ્રીજીની આજ્ઞાથી પ્રથમ અંજાર પોતાનાં પીયર પક્ષમાંથી ભીક્ષા લઇ પછી બે દીવસ અંજારમાં રહીને પછી પોતાનાં સાસરાનાં ગામ કીડાને ગયા છે. ત્યાં કુટુંબ પક્ષમાંથી તથા ગામમાંથી સર્વ સ્ત્રી વર્ગ દર્શન કરવા આવેલાં છે અને પુરૂષ વર્ગોને દર્શન કરવાની ઇચ્છા થવાથી ભગવતી દેવીનાં કાકાજીએ કહેવરાવ્યું કે અમો દર્શન કરવાને આવીએ ત્યારે ભગવતી દેવીએ કહ્યું કે આપની ઇચ્છા હોય તો ખુશીથી પધારો એટલે દેવીના કાકાજી તથા અન્ય પુરૂષ વર્ગમાંથી દર્શન કરવાના માટે આવેલાં છે અને એમના કાકાજી ગદગદીત અશ્રુપૂર્ણ નેત્રે ભગવતી દેવીને વંદન કરી માફી માગીને કહે છે કે અમે

સંવત ૧૯૬૨ના વર્ષે શાકે ૧૯૨૭ના પોશ વદિ
૬ ભોમેના ઇષ્ટ ઘટી ૨૮ ને પલ ૧૫ સમયે
ઠા૦ શ્રીપ જેઠુ ડોશા વકીલ ગૃહે
પતિવ્રતાબાઇ જીવાબાઇ ઉદરે પુત્રી
જન્મ.

卐 જન્મ કુંડલી 卐 જન્મ નામ રતનબાઇ




## સમાધિ યોગ

દશમેશ નવમેશ વસે નવમેપ બળિ જો થાય
ગુરૂ શુક્ર સંગમ દ્રષ્ટિથી જપ ધ્યાન સમાધિ થાય.

અજ્ઞાનથી આપની પરીક્ષા ન કરી શકતા. તુચ્છ બુદ્ધિથી ઘણી ઘણી તકલીફો આપી છે તેના માટે હું માફી માગું છું એટલે ભગવતી દેવીએ કહ્યું કે એમાં તમારૂં કોઇપણ રીતનો દોષ નથી. કોઇ પૂર્વના પ્રારબ્ધથી આપને એ મતિ આવવાથી આપ નિમિત થયેલાં છો. પરમાત્માની એવી ઇચ્છા હશે એમાં આપનો કોઇપણ રીતનો દોષ નથી કારણ કે ભગવતી દેવી બીજાના ગુણજ દેખતાં હતાં અને પોતાની ભુલ દેખતાં હતાં. જે સુખ દુઃખ થાય છે તે આપણા પૂર્વના કે આ જન્મનાં હલકા કરમોથી થાય છે. પ્રભુ તો ફલદાતા છે. કર્મ પ્રમાણે પ્રભુ ગમે તે દ્વારાએ ભોગ આપે છે એ પ્રમાણે ભગવતી દેવીએ જવાબ આપ્યો પછી બે દિવસ કીડાને રોકાઇ પછી માજીશ્રી પાસે ભુજ આશ્રમે ગયાં.

## કચ્છ રાજ્યમાં પધરામણી

રાજનાં ઘણાજ માનભર્યાં આમંત્રણ આવ્યાથી માજીશ્રી અને ભગવતી દેવી રાજ્યમાં ગયા છે ત્યાં શ્રી રાજમાતા ગંગાબા સાહેબ તથા તખ્ત બા સાહેબે તથા કુમારશ્રી માધુભા સાહેબના ધર્મ પત્નિ તથા નાના કુંવરીઓ એ ઘણાંજ હૃદય સન્નમાન પૂર્વક શાસ્ત્રવિધિ પ્રમાણે સપ્રેમ પુજન વંદન કરી આસન દઇને બેસાડયાં પછી ગુરૂશ્રીની મર્યાદા મુકી ભગવતીદેવી ન બોલતાં એમના પુજ્ય ગુરૂશ્રી ઉપદેશ દેવા લાગ્યાં ગુરૂશ્રી જ્યારે પણ કોઇને ઉપદેશ આપતાં હોય અને ત્યાં ભગવતીદેવી બેઠેલાં હોય તો ગુરૂ વચનામૃત એકાગ્ર ચિત્તથી મૃગની પેઠે શ્રવણ કરતા પણ તે દિવસે ગુરૂવચનમાં ભગવતી દેવીનું મન બેસતું ન હતું અને હૃદયમાં ભ્રમણ થવા લાગ્યું કે આ રાજસ્ત્રીઓને મેં જોયલા છે. તેનો કારણ ભગવતીદેવીનાં પીયરમાંથી રાજમા આવજાવ સારી રીતે હોવાથી દરેકના જણબચા રાજમાં ગએલા હતા પરંતુ ભગવતીદેવી કોઇ સમેબી રાજમાં ગએલા ન હતા. તેનું કારણ એજ કે ભગવતીદેવીને બાર જવાની

ઉત્સાહ ન હતી તે કારણથી કોઈ વખતે રાજમા ગએલા ન હતા છતાંય ભગવતી દેવીના મનમાં એમ થયા કરે મેં રાજ- રાજ ઓને જોએલા છે ભગવતીદેવી તે સમય મનને ઘણું સમજાવવા લાગ્યા કે હે મન તું કોઈ સમે રાજમાં આવેલો નથી અને રાજસ્ત્રીઓ કોઇ સમે રસ્તામાં ફરતા જોએલા નથી છતાંય અનેક રીતના અહિનો આડા અવરા વિચારો લાવી શા માટે ભમરમાં પડે છે એમ ઘણી રીતે ભગવતીદેવીએ મનને સમજાવ્યું પણ મન સમજ્યો નહિ એમના ગુરૂ ચાર કલાક રાજમા ઉપદેશ આપ્યું ભગવતીદેવીએ ઘણું સમજાવ્યું પણ મન સમજ્યું નહી ત્યાં સુધી છેવટે મનને આશ્રમમા જઇને મનને ઘણું ધીકારીયું તે તારે વૈભવ મૂકયો છે તેનો હજી તને રાગ ગયો નથી તેથી તને રાજવૈભવ જોઇ મન ભમરમાં પડી ગએલો છે. તેમ અનેક રીતે સમજાવીને ધ્યાનમાં બેસી રહયા જયારે પરીપુણ મન સ્થીર થયું ત્યારે હૃદયમા ભાસ થયું કે અંઇ રાજમા જન્મ થયેલો: નથી તે પછી માજીને પેટે જન્મ થયેલું અને ત્રીજું જન્મ આ માતપિતાને પેટે જન્મ થએલો છે. આવી રીતનું ધ્યાનમાં જોવાંથી ભગવતીદેવીને હૃદયમા સમજાઇ ગયું કે મનનો વાંક નથી પણ રાજના માણસને અનુભવેલા છે.

## કચ્છ અંજાર નિવાસ

ભગવતીદેવીને એમના ગુરૂ બે વરસ આશ્રમમા રાખ્યા પછીથી પરિપુર્ણ કસોટીથી પાકા કરી કાંઈ સ્વાભાવીક અધુરાસની પુરણતા કરીને હાલે અંજાર આશ્રમમા રાખેલા છે. ભગવતીદેવી અંજારમાં આવ્યા પછી ભગવતીદેવી આશ્રમ ચોવીસે કલાક બંધ કરી આશ્રમમાં બેઠા રહેતા હતા માત્ર એક નાવા ધોવા સીવાયં એકાંતમાં બેસી રહેતા હતા અનેક રીતે અંજાર આવ્યા પછી પરમાત્માએ દરેક રીતની કસોટી કરી પણ ભગવતીદેવીએ ધીરજ છોડી નહિ અને અષ્ટે પ્રહર પ્રભુના નામમા મગ્ન રહેતા હતા ભગવતીદેવીને અંજા-

રના તથા પરગામના માણસો દરસનને માટે બહુ આગ્રહ કરવા લાગ્યા કે અમને દરસન આપો તથા આપની વાણીનું કાંઇ પણ લાભ આપવું જોઇએ. એવા બહુ લોકોના કેવાથી ભગવતી દેવી ત્રણ વાગા પછી દરવાજો ઉઘાડવું અને પાંચ વાગે દરવાજો બંધ કરવું. એવો નિર્ણય કરી ઉપદેશ આપવેઃ માટે નિશ્ચય લોકોને કર્યું અને જો કોઇ પણ પ્રેમથી બોલાવે તો જાવું તે નિશ્ચય આજ દિવસ સુધી ચાલુ છે.

## દેશાટન અને કાર્ય

ભગવતી દેવીને ક્યાંથી ક્યાં જવું એવો કાંઇ ચોકસ નિયમ નથી પરંતુ જ્યાં જ્યાં પોતે જઇ ચઢે ત્યાં ત્યાં લોક કલ્યાણનું અને તેમને સદ્‌બોધ આપવાનું કામ તેઓ ઉપાડી લે છે. શ્રી કચ્છમાં મુંબઇ વગેરે મોટા શહેરો તેમજ નાનાં ગામડાઓમાં પણ પોતે હોય તો ત્યાંની આસપાસનાં સ્ત્રી વર્ગ બાળક અને પુરૂષોને અનેક પ્રકારનો શાસ્ત્રીય બોધ આપે છે. હાલમાં મુંબઇમાં પણ ઘણા ગૃહ કુટું-બોમાં કેટલાએક વખતનો જામી રહેલો મલિનતારૂપી કાર્ય ધોઇ નાખ્યે છે અને હુજી પણ પોતાના સમાગમમાં આવતા દરેક મનુષ્યના જીવનને સુધારી રહ્યા છે. આ પ્રસંગો લખતી વખતે ભગવતી દેવી પોતે મુંબઇમાં જ બિરાજે છે અને કોઇ પણ મનુષ્ય પોતાને ત્યાં કે કોઇપણ સભામાં તેમનો લાભ લેવા માટે બોલાવે તો પોતાથી બનતો સદબોધ આપવાને તે ચુકતાં નથી. મુલુંડમાં, પારલામાં માટુંગામાં તેમણે સ્ત્રીઓની ઘણી સભાઓ મેળવી તેની અંદર પોતાના અનુભવ અને જ્ઞાનનો લાભ આપ્યો છે. જે ગ્રહસ્થો અને સન્નારીઓ તેમના પરિ-ચયમાં આવ્યા છે. તેમને ખાત્રી થઇ છે કે તેઓ સાક્ષાત્ પવિત્ર ભગવતી દેવી સ્વરૂપ છે અને તેમનું સર્વસ્વ જગત કલ્યાણ અર્થે અર્પવાને તેઓ હંમેશાં તૈયાર રહે છે. "પરોપકારાય સતાં વિભુતય" એટલે કે સંતોનો વૈભવ પારકાનાં કલ્યાણ માટેજ હોયે છે.

છેવટમાં

ભગવતી દેવી! ષડરિપુ આદિ રાક્ષસોને મારવામાં દેવી અંબા, કૃષ્ણ ભકિતથી સમસ્ત ગુજરાત, મારવાડ, કચ્છ અને ટુંકામાં આખું હિંદ દિગ મૂઢ બન્યું છે. એવી મીરાં, સતીઓમાં પરમ પવિત્ર ગણાતી સતી શિરોમણી સીતા, મહા કષ્ટથી સ્વામીની સેવા ઉઠાવી પ્રભુ પ્રસાદ પામનાર સતી સાવિત્રી, સતી દમયંતી, સતી સુકન્યા વગેરે સર્વ સતીની પવિત્ર જીવનમાંથી મળતો સદ્બોધ આપ આપના આ માનવ જીવન પ્રસંગમાંથી આપી રહ્યા છો. તે અમારી અર્વાચીન અને પશ્ચિમના સંસ્કારમાં ઉછરતી બાળાઓને તેમજ ગૃહિણીઓને માર્ગ રૂપ થાઓ.

ભગવતી દેવી! મને ચોકસ ખાત્રી છે કે રાજસ અને તામસ પ્રકૃતિવાળા દેહધારીઓ કદાચ આપના આ અલૌકિક જીવન પ્રસંગો માટે સંશય યુકત રહેશે કારણ કે મલિન આત્માઓ સંતોના જીવનને શું ઉકેલે. પરંતુ જેના અંતઃકરણ ગંગોદક સમાન નિર્મલ છે અને સંત મહાત્માઓનો જેને લેશ પણ પરિચય છે તેમજ સંતોની મહત્તાને જેઓ જરા પણ સમજે છે એવા મુમુક્ષુ મનુષ્યો આપના આ જીવન પ્રસંગોનો અમૃતરસ પી પોતાના દેહ તથા આત્માને પવિત્ર બનાવશેજ.

લી૰ ઇષ્ટ કૃપાકાંક્ષી

**વીઠ્ઠલદાસ રાઘવજી**

ના પ્રણામ

**સમાપ્ત.**

શ્રી હરિ :



# આત્મ પ્રકાશ પંચરત્ન.

## દોહરો.

ગુરૂ પરમાત્મા અને આત્મા વંદુ વારંવાર,
સાક્ષી રૂપે વ્યાપી રહ્યા સર્વમાં એક તાર.

## દોહરો.

વંદુ ગણુપતી સરસ્વતી શારદા સર્વની કરજો સહાય,
વાણીમાં મધુરતા, નેત્રે અમૃતધાર. હૃદય પ્રકાશ જો, તત્વ વિચારી એ સાર.

પવિત્ર આત્માઓ! આપ સર્વેને આત્મ તત્વનો વિચાર કરતા તેમા વિઘ્નો પડે તેઓને શ્રી ગણુપતી હરો, તથા સરસ્વતી વા શારદા હૃદય પ્રકાશજો. જેથી આપણે સર્વે આત્મ તત્વનું વિચાર કરીને બ્રહ્માનંદમાં શમીએ. આત્મ તત્વનું વિચાર કરતાં દુર્ગુણ દૂર કરવા, સ્તુતિ તથા સહાય કર્તા સદ્‌ગુણ ગ્રહણ કરવા તેને માટે પરમાત્માની સ્તુતિ.

## સ્તુતિ-રાગ-કલ્યાણ.

હે જગતના પતિ આપો સર્વને સન્મતિ
હૃદયમાં રહીને કાપો દુર્ગુણ કૃતિ. ટેક

અધર્મ કાપો, સ્વધર્મ સ્થાપો, યાચું છું આ વાર,
કૃપણતા કાપી કરૂણતા રાખી પ્રેમ કરીએ એકતાર—હે

સહનશીલતા આપો, અહંકાર કાપો, શાંતિ વારંવાર,
માન અપમાન લોભ મોહને મેલી સત્યમાં છે સાર—હે

રાગ દ્વેષને ટાળો, ઇર્ષા બાળો નમ્રતા આ વાર,
આત્મભાવ હૃદયમાં ધરીએ અખંડ એ એકતાર—હે

કામ ક્રોધને કાઢો, લોભને વાઢો, સરળતામાં સાર,
દુર્ગુણ કાપો, સદ્ગુણ સ્થાપો, વિશાળતા આ વાર—હે

દુષ્ટતા કાપો, દયા આપો, પર ઉપકારમાં છે સાર,
અવિદ્યા કાઢો, બ્રહ્મવિદ્યા આપો, આત્મામાં એકતાર—હે

છળકપટને ટાળો, નીષ્ઠુરતા બાળો, નિંદામાં નહિ સાર,
મમત્વ મારો, પ્રપંચ ટાળો, સત્યવૃતિએ આ વાર—હે

વિષયો મેલી, વૈરાગ્ય રેલી, ઉદારતા આ વાર,
બ્રહ્માનંદમાં વ્યાપી રહી આનંદે એકતાર—હે

**સંપૂર્ણ.**

પ્રિય આત્માઓ ! આ લઘુબુદ્ધિથી આત્મ પ્રકાશ પંચરત્ન નામનું પુસ્તક, જ્ઞાનની સાથે ગમત ને ગમતની સાથે જ્ઞાન, સાદી અને સરળ ભાષાથી આપણે સર્વે સહેલાઇથી સમજી શકીએ તેવા હેતુથી રચેલું છે. ગુરૂ શિષ્યના પ્રશ્નોતરથી પહેલા અધ્યાયમાં સંસાર સારરૂપ વર્ણન, બીજા અધ્યાયમાં ઉત્પતિ વર્ણન, ત્રીજા અધ્યાયમાં નવધા ભકિતવર્ણન, ચોથા અધ્યાયમાં હઠયોગનું અષ્ટાંગ અંગવર્ણન, પાંચમાં અધ્યાયમાં આત્મજ્ઞાન વર્ણન.

હે શુદ્ધ આત્માઓ ! આપ સર્વને આ ગ્રંથ વાંચતા આત્મ પ્રકાશ થાઓ આવો મારો અંતરાત્માથી આશીર્વાદ છે.

એક નિર્જન પ્રદેશમાં, જ્ઞાનગીરી ગુફામાં, શાંતિના દાતા ગુરૂશ્રી, બીરાજતા હતા. ત્યાં એક સમય એક ગૃહસ્થ દર્શન કરવા ગયેલા હતા. તેણે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરીને તેણે કહ્યું, હે ગુરૂદેવ ! ત્રાહિ ત્રાહિ. આ અસાર સંસાર સાગરમાં, અમે ત્રિવિધ તાપોમાં તપીએ છીએ તેને આપ કૃપા કરીને ઉગારો.

ત્યારે ગુરૂશ્રીએ કહ્યું, હે બેટા! આ સંસારને સારરૂપ જોવાનું છે. કારણ કે આ સર્વ જગતમાં પરમાત્મા સર્વ સ્વરૂપે વ્યાપી રહેલાં છે. જેમ દુધમાંથી ઘૃત નીકળે છે તેવી રીતે આ સંસારરૂપી માયામાંથી પોતાના સ્વસ્વરૂપનાં આનંદની પ્રાપ્તિ થાય છે. માટે હે બેટા ! આ સંસારને સારરૂપ જોવાનું છે, અને સારરૂપ જોવાથી તુલશીદાસજી જેવા સાધુ થઈ ગયા છે, કાલીદાસ જેવા ત્રીકાલજ્ઞ થઇ ગયા છે, નારદજી જેવા મુનિ થઇ ગયા છે, શૃંગી જેવા રૂષિ થઇ ગયા છે, વિશ્વામિત્ર જેવા તપસ્વી થઇ ગયા છે, નરસિંહ મહેતા જેવા ભકત થઈ ગયા છે, ધ્રુવ જેવા અવિચળ થઇ ગયા છે, વશિષ્ઠ જેવા મહાત્મા થઇ ગયા છે, યાજ્ઞવલ્ક

જેવા ગુરૂ થઇ ગયા છે, પતંજલિ જેવા યોગી થઇ ગયા છે, શંકરાચાર્ય જેવા સંન્યાસી થઇ ગયા છે, શુકદેવજી જેવા વીરકત થઇ ગયા છે, અનસૂયા આદિ જેવી મહાન સતીઓ થયેલીઓ છે, અને જનક જેવા આ સંસારમાં રહીને વિદેહ મુકત કહેવાયા છે. તેઓ પુરાણે ચડેલા છે અને ભજનોમાં પણ ગવાય છે.

(અમરજીવા સંતો મોઝું રે માણે, ભવરે સિંધુમાં મોતી વીણીને લીધાં જેણે મન વશ કીધાં) હેવત્સ! હંસ જેમ દુધ અને પાણી-માંથી જેમ દુધને ગ્રહણ કરે છે તેવી રીતે આ સંસારમાંથી સાર લેવાનું છે, મદારી જેમ સર્પની ઝેરી દાઢ કાઢી નાખ્યા બાદ નિર્ભય થઇને ગળામાં તથા હાથમાં પહેરીને ફરે છે, તેવી રીતે જેને શ્રી સદ્‌ગુરૂના મુખથી જ્ઞાનામૃતરૂપી કૃપા સાણસીથી કામ ક્રોધ તથા અહંકારરૂપી ઝેરી દાઢને કાઢી નાખે છે તો પછી જેમ મદારી સર્પની દાઢને કાઢી નાખીને જેમ નિર્ભય થઇને ફરે છે. તેમજ જેણે શ્રી સદ્‌ગુરૂના જ્ઞાનરૂપી કૃપા સાણસીથી દુર્ગુણરૂપી ઝેરી દાઢને કાઢી નાખી છે તેને આ સંસારમાં કોઇ બાધ કરી શકતો નથી. માટે હે આત્મા! માખી જેવા બનો. તેમાં પણ માખી ત્રણ પ્રકારની છે એક મધની માખી, બીજી વિષ્ટાની માખી, અને ત્રીજી સાકરની માખી છે. તેમાં મધની માખી મધ ઉપરથી અત્યંત લોભથી મધનો મોહ છોડતી નથી તેથી છેવટે પવન આવવાથી માંયે પાંખો ચોટી જાય છે અને તેથી છેવટ મરણ પામે છે. તેવી રીતે વિષ્ટાની માખી મરણ પામે છે, પરંતુ સાકરની માખી તો જેટલી સાકર ખાવી હોય તેટલીજ સાકર ખાઇને પછી ઉડી જાય છે. તેવી રીતેજ હે આત્મા! આ સંસારમાં પણ ત્રણ પ્રકારનાં મનુષ્યો છે. એક વિષયી મધની માખી જેવા, બીજા અજ્ઞાની વિષ્ટાની માખી જેવા અને ત્રીજા જ્ઞાની સાકરની માખી જેવા. કે જે

આ સંસારમાંથી સારરૂપ પોતાના સ્વસ્વરૂપનાં આનંદની પ્રાપ્તિ કરી લે છે.

શિષ્ય પ્રશ્ન કરે છે કે હે ગુરૂદેવ! આપ કહો છો કે આ સંસારને સારરૂપ જોવાનું છે અને સારરૂપ જોવાથી પોતાના સ્વસ્વરૂપનાં આનંદની પ્રાપ્તિ થાય છે તે કેવી રીતે સારરૂપ જોવાથી પોતાના સ્વસ્વરૂપનાં આનંદની પ્રાપ્તિ થાય છે તે આપના અજ્ઞાની દાસ ઉપર કૃપા કરી સમજાવો.

ગુરૂએ કહ્યું, હે પવીત્ર આત્મા! આ સંસારમાં પરમાત્મા સર્વમાં વ્યાપક છે. ચૈતન્યવાળા જણાતા પ્રાણીઓમાં નહીજ, પરંતુ સ્થાવર વૃક્ષ આદિમાં પણ પરમાત્મા રહેલા હોય એમ સ્પષ્ટ જણાય છે. અન્નાદિકનો આહાર કરીને મનુષ્યો માને છે કે, મને સુખ થયું. એવા જ્ઞાનથી જેમ મનુષ્યો વૃદ્ધિ પામે છે અને મને દુઃખ થયું એવા જ્ઞાનથી જેમ ક્ષિણ થાય છે તેમજ સ્થાવર વૃક્ષો પણ જળસીંચન મળવાથી મને સુખ થયું છે એવા જ્ઞાનથી વૃધ્ધિ પામે છે અને (મુળચ્છેદનથી) તથા શિતોષ્ણતાને લીધે મને દુઃખ થયું એવા જ્ઞાનથી જેમ સુકાઇ જાય છે. લીલા ઘાસવાળું હાથ જોઇને *ગાય પણ મનુષ્યની પાસે આવે છે અને લાકડી ઉગામેલું હાથ જોઇ ગાય પણ તેનાથી દુર નાશે છે. એ ઉપરથી એ તો સિદ્ધ થાય છે કે કીડીથી કરીને કુંજર સુધી સર્વ પશુઓને પણ આ વસ્તુ મારા સુખની છે અને અને આ

*नोटः-यथाहि पश्वादयः शब्दादिभिः श्रोत्रादीनासंबन्धे सतिशब्दादिविज्ञाने प्रतिकूले जाते ततोनिवर्तन्ते, अनुकूलेचप्रवर्तन्ते यथादण्डोद्यतकरं पुरुषमभिमुखपलभ्यमांहन्तुमयमिच्छतीति पलायितु मारभन्ते, हरिततृणपूर्णपाणिमुपलभ्यतंप्रत्यभिमुखीभवन्ति ॥ संसोधक.

વસ્તુ મને દુઃખ કરનારી છે એવુ પ્રજ્ઞાન જ્ઞાન છે. અનુકુળ વસ્તુ પ્રત્યે પ્રવૃતિ અને પ્રતીકુલ વસ્તુ તરફથી નિવૃતિ રૂપી વ્યવહાર તો સઘળા જંગમ પ્રાણીઓમાં સામાન્ય છે. આ પ્રમાણે હોવાથી એમ નક્કી થાય છે કે સર્વ પ્રાણીઓમાં સુખ દુઃખનું જ્ઞાન છે પશ્વાદિ પ્રાણી-ઓમાં તથા મનુષ્યોમાં અને દેવ લોકમાં સર્વ ચૈતન્યવાળા છે તેમને સુખ દુઃખના જ્ઞાનનો અનુભવ છે, અને અનુભવ જ્ઞાનજ પ્રજ્ઞાન કહેવામાં આવે છે, સુખમાં તથા દુઃખમાં કાંઈ ક્રિયા નથી પરંતુ જ્યાં સુધી સુખ રૂપી ફળની ઉત્પતી નથી થઇ ત્યાં સુધી સર્વ *કારક ક્રીયાઓ કરે છે પણ જ્યારે સુખ દુઃખ રૂપી ફળની ઉત્પતી થાય છે, ત્યાર પછી કોઇ તત્ત્વ સંબધીની પણ કોઈ ક્રીયા કરતું નથી જ્યાં સુધી તૃપ્તી ન થઈ હોય ત્યાં સુધી જમનારા જમે છે. પણ જ્યારે તૃપ્તિ રૂપી ફળ ઉત્પન્ન થયા પછી જમવાનુ કોઇને ગમતું નથી. સુખ અને દુઃખ રૂપી ફ-ળનો ભોકતા જે આત્મા, તેને પ્રજ્ઞાન રૂપી નેત્ર વિના સુખ દુઃખ ઉત્પન્ન થતાં નથી, અને પ્રજ્ઞાન રૂપી નેત્ર વગર સુખ દુઃખની સ્થિતિ પણ સંભવે નાહી, જેમ રજ્જુ હોય તોજ તેમાં સર્પની ભ્રાંતિ થાય છે પરંતુ રજ્જુ ન હોય તો તેમાં સર્પની પણ ભ્રાંતિ થતી નથી તેમજ પ્રજ્ઞાનથીજ પ્રપંચ દૃશ્યમાન થાય છે પ્રજ્ઞાનથી ભિન્ન થતાં સુખ દુઃખ આદીકનાં પ્રપંચો અસત્ય છે. પ્રજ્ઞાન શબ્દ ગૌણ છે જેમ સૂર્યનાં પ્રકાશમાં પ્રકાશ શબ્દ ગૌણ છે સર્વ પ્રકાશોના પ્રકાશક ભેદથી રહીત આનંદ સ્વરૂપ આત્મામાંજ પ્રજ્ઞાન શબ્દની (યથાર્થતા) ઘટે છે માયા સહિત જેમ વિશુદ્ધ આકાશમાં ગંધર્વ નગર અને નીલતા કાળા-પણું પ્રતીત થાય છે તેમ ચેતન રૂપી પ્રજ્ઞાનમાં સઘળું જગતનિ પ્ર-તીતિ થાય છે માટે વેદાંત શાસ્ત્રના જાણનારા મહાત્માઓ પ્રજ્ઞાન

*ઇન્દ્રિયોનું વ્યવહાર

બ્રહ્મસ્વરૂપ કહે છે (પ્રજ્ઞાનમાનદંબ્રહ્મ) આ મહાવાકયમાં પણ પ્રજ્ઞાનને બ્રહ્મ કહેલું છે જેમ એકનું એક આકાશ પાતાલ ભુમી અને સ્વર્ગ લોકને બાહ્યાભ્યંતર વ્યાપક થઇને રહેલું છે, તેમ ચેતન રૂપી પ્રજ્ઞાન સર્વ જગતને વ્યાપક કરીને રહેલું છે જેમ આકાશમાં કલ્પાયેલુ ગંધર્વ નગર અને નીલતા આકાશ સ્વરૂપજ જણાય છે. તેમજ જડ ચેતનરૂપી સઘળા પ્રપંચો પ્રજ્ઞાનમાં કલ્પાયેલા છે તે પ્રજ્ઞાન સ્વરૂપજ છે, પણ પ્રજ્ઞાનથી ભીન્ન નથી, હે આત્મા! આ પ્રમાણે બ્રહ્મજ્ઞાન સંબધી વિચાર કરીને અને અધિકાર પ્રાપ્ત કરી વિવેક વૈરાગ્ય આદી સાધનો વડે સંપન્ન થઇને જીવ બ્રહ્મનો અભેદનો નિશ્ચય કરવું અને શરીર તથા ગૃહ સંબંધીઓ આદીકનો અહં મમત્વ અભિમાન મુકી દેવું છતાં પણ પ્રારબ્ધ કર્મના ભોગ વગરની નિવૃતિ થાય નહિ માટે પ્રારબ્ધ કર્મની પ્રાપ્તિ માટે ઇચ્છા અનીઇચ્છા અને પરેચ્છા પૂર્વક ભોગને ભોગવતા જયારે પ્રારબ્ધ કર્મની સમાપ્તિ થાય છે, ત્યારે આનંદ સ્વરૂપ આત્મામાં તે હુંજ બ્રહ્મ છું એ પ્રકારે અદ્વૈત આત્માનો અનુભવ કરતા સુખ સ્વરૂપ બ્રહ્મમાં અભેદ રૂપી વિદેહ મોક્ષને પમાય છે માટે હે બેટા! અદ્વૈત આત્માનો જે જ્ઞાન છે તેજ મોક્ષનો માર્ગ છે અને મનુષ્યને તે અવશ્ય સંપાદન કરવા યોગ્ય છે સત્ય બ્રહ્મની પ્રાપ્તિ કરાવનારો આત્મજ્ઞાન છે, અને તે સત્ય બ્રહ્મ સ્વરૂપ છે. આત્મજ્ઞાનની અપેક્ષા કરીને મોક્ષની પ્રાપ્તિ વાસ્તે અન્ય સાધન મુમુક્ષુને માટે બીજું કંઇજ નથી આત્મજ્ઞાનની ઉપેક્ષા કરનારા મૂઢબુદ્ધિ મનુષ્ય નાશ પામે છે હે શુદ્ધાત્મા! અદ્વૈતજ કેવળ સુખરૂપજ છે અને દ્વૈત તો માત્ર ભય ઉપજાવનારૂ છે. માયાનું કાર્ય જે અહંતા મમતા અભિમાનરૂપી સંસાર છે તે યમ કિંકરની માફક જીવોને પરાજય કરનારો છે. જ્યાં સુધી આત્મજ્ઞાન થતું નથી ત્યાં સુધી બ્રહ્મનું સાક્ષાત્કાર થતું નથી ત્યાં સુધી જીવને માયા રચીત પ્રપંચમય સંસારની જન્મ વૃતિ-

ઓમાં લક્ષ ચોર્યાશીમાં ફરવું પડે છે, પણ જ્યારેજીવગુરૂનામુખથી વેદાંત શાસ્ત્રનું શ્રવણુ કરીને આત્માનો સાક્ષાત્કાર કરે છે ત્યારે સંસાર તેનો પરાજ્ય કરી શકતો નથી વેદાન્ત શાસ્ત્ર જીવ બ્રહ્મનો અભેદ દર્શાવી સત્ય રૂપી આનંદઘન બ્રહ્મસ્વરૂપનો બોધ કરે છે માટે હે બેટા! વેદાન્ત શાસ્ત્રનુ શ્રવણુ મનન અને નિદિધ્યાસન કરવું એ મુમુક્ષુને માટે હિતકારક છે હે આત્મા! અનંત કોટિ જન્મો થયા છતાં પણ જીવ અને બ્રહ્મના અભેદ રૂપી હું બ્રહ્મ છું એવું જ્ઞાન થવું ઘણુંજ દુર્લભ છે તથાપિ શ્રીસદગુરૂમહારાજના ચરણાર્વિંદના સેવાથી અને અનન્ય શ્રધાથી વિવેકી જનોને તે પ્રાપ્ત થાય છે નિરંતર સુખની પ્રપ્તિ અને અને જડ મુળથી દુ:ખની આત્યંતિક નીવૃતિને અર્થે મનુષ્યને આત્મજ્ઞાનથી ભિન્ન સઘળા કર્મોઉપાસનાદિક છે તેઓ મનુષ્યને બંધનકારક છે અને ચોરાશી લક્ષ જન્મના ફેરામાં ભ્રમણુ કરાવનારા છે.

શિષ્ય બોલ્યા હે ગુરૂદેવ! આપ કહો છો કે અદ્વૈત ભાવ સુખરૂપ છે અને દ્વૈત ભાવ દુ:ખ રૂપ છે હે પ્રભો! એમ આપ કહો છો પરંતુ અમને તો જીવને ઇશ્વરનો ભેદ છે જીવને જીવનો ભેદ છે જીવને જગનો ભેદ છે આવી રીતે ભેદથી આકુળ વ્યાકુળ થયેલા આ જગતને જોઇ મને એમ થાય છે કે ઓહો! આ સંસારનું દુ:ખ કેવું ભયંકર છે. કામ ક્રોધ આદિક તથા સંબધીથીઓથી વિનોદ મેળવનારૂં આ જગતનાં મનુષ્યો બહુજ દુ:ખી છે તેમ છતાં પણ પોતાને સુખી માને છે એ શું? અને આ મહાભયંકર તથા ક્લેશકારક જગતથી મનુષ્યોને કેમ ભય ઉત્પન્ન થતો નહી હોય? હે મહારાજ આવા વિચારોથી મને આ જગત ઉપર અનુકંપા થાય છે તેથી આપને વિનંતિ કરૂં છું કે આ અજ્ઞાનરૂપી લોઢાના સત્વ રજ ને તમ એ ત્રણ ગુણરૂપી ત્રણ ફણુવાળા ત્રિશૂલથી પીડાતા અમે કહ્યા પ્રકારે સુખી થઇયે અને કેવા પ્રકારે

મોક્ષ પ્રાપ્ત કરી શકીએ તે આપ કૃપા કરીને શ્રવણ કરાવો.

શ્રી સદગુરૂએ કહ્યું, હે પવીત્રાત્મા! તમારો પ્રશ્ન સાંભળી હું બહુજ પ્રસન્ન થયો છું. હે આત્મા! હું તમને વેદાંન્ત શાસ્ત્રનું પરમ કલ્યાણકારક ગુહ્યતમ રહસ્ય કહું છું. તે તમે સાવધાન થઇને સાંભળો. આ જગત્ અજ્ઞાનથી ઉત્પન્ન થયેલું હોવાને લીધે, જ્ઞાનથી જ તેની નિવૃત્તિ થાય છે. કર્માદિક ઉપાસનાઓ તેની નિવૃત્તિ કરી શકતાં નથી. માત્ર એક આત્મજ્ઞાનજ તેની નિવૃત્તિ કરી અખંડ પરમસુખ આપવાને સમર્થ છે. આ સંસારરૂપી મહાતીક્ષણ ત્રિશૂળ ઇશ્વરની માયાથી ઉત્પન્ન થયેલું છે, માયા તે બીજું કંઇજ નહિ પણ તે તત્વ સંબંધીનુંજ અજ્ઞાનજ છે જેમ * તંતુના નાશથી પટનો નાશ થાય છે તેમ જ્ઞાનથી અજ્ઞાનરૂપી માયાનો તથા સંસારરૂપી ત્રિશૂળનો નાશ થાય છે.

શિષ્યે પૂછ્યું, હે પ્રભો! જ્ઞાનથી અજ્ઞાનની નિવૃત્તિ થાય કે માયાની નિવૃત્તિ થાય?

ગુરૂજી બોલ્યા, હે બેટા! જેમ દીવો અને બતી એ બે શબ્દો એકજ અર્થના છે તેમજ આ અજ્ઞાન અને માયા પણ એકજ અર્થનાં છે.

શિષ્યે પૂછ્યું, હે મહારાજ! * ઘટપટાદિકનું જ્ઞાન હોવા છતાં પણ અમારૂં અજ્ઞાન કેમ નિવૃતિ થતું નથી.

ગુરૂજી બોલ્યા, હે શુદ્ધાત્મા! ઘટપટાદિકનું જ્ઞાન તે કાંઇ સત્ય

---

* कारणनाशात् कार्यनाश :

* घटमहंजानामिपटमहंजानामि सविशेषज्ञान

જ્ઞાન કહેવાય નહિ પરંતુ વેદાંન્ત શાસ્ત્રના શ્રવણથી ઉત્પન્ન થએલું જે જ્ઞાન તેજ અજ્ઞાનને ટાળનારૂં સત્ય જ્ઞાન કહેવાય છે. અને એનાથી ભિન્ન જેટલા જ્ઞાન છે તે સર્વ અજ્ઞાનજ જાણવા. વેદાંન્ત-શાસ્ત્રથી ઉત્પન્ન થયેલું જ્ઞાન જે હું; બ્રહ્મ છું; એવું જ્ઞાનજ માત્ર મોક્ષકારક છે. અને એનાથીજ સંસારરૂપી દુઃખનો તથા માયાનો અથવા અજ્ઞાનનો લય થઇને અખંડ પરમાનંદ સ્વરૂપ વા બ્રહ્મસ્વ-રૂપમાં મુક્તિ પમાય છે. પોતાના સ્વરૂપના અજ્ઞાનની નિવૃત્તિ માટે હું; બ્રહ્મ છું; એવું વેદાંન્ત શાસ્ત્રના શ્રવણથી જ્ઞાન મેળવવું. આનું નામ આત્મજ્ઞાન છે. સંસારરૂપી દુઃખનું કારણજ અજ્ઞાન છે. તેની આત્મજ્ઞાનથી નિવૃતિ કરી શકાય છે. અને ભેદરહિત આત્મસ્વરૂપ જે બ્રહ્મ તેની એનાથી પ્રાપ્તિ થાય છે. હે બેટા! આત્મસ્વરૂપ બ્રહ્મમાં દેશપરિચ્છેદ નથી કાલપરિચ્છેદ નથી અને વસ્તુપરિચ્છેદ પણ નથી અનાત્મિક પદાર્થોમાં પણ બ્રહ્મ વ્યાપક હોવાથી તેમાં દેશપરિચ્છેદ નથી. ઉત્પતિ અને નાશરહિત હોવાથી તેમાં કાલપરિચ્છેદ નથી અને સર્વના આત્માસ્વરૂપ હોવાથી બ્રહ્મમાં વસ્તુપરિચ્છેદ પણ નથી. હે બેટા! આત્મ ત્રણ પરિચ્છેદોથી રહિત છે. જે વસ્તુ આદિ અને અંત-કાળમાં ન હોય તે * અનિત્ય કહેવાય અને પરમાત્મા તો કાલત્રયમાં વિદ્યમાન છે માટે તે અખંડ જ્યોતિ નિત્ય કહેવાય. આનંદ સ્વરૂપ નિત્ય બ્રહ્મ ભિન્ન કોઇ વસ્તુ છેજ નહિ. હરિરેવ જગદ્ જગદ્દેવહરિઃ આ જગતમાં પરમાત્મા વ્યાપક હોવાથી સર્વત્ર ઓતપ્રોત રહેલા છે. વસ્તુપરિચ્છેદ દેશપરિચ્છેદ અને કાલપરિચ્છેદથી રહિત આનંદ-ઘનરૂપ પરબ્રહ્મ પરમાત્મામાં અનિત્યતા સંભવતી પણ નથી. કારણકે, જે વસ્તુ ભેદવાળી હોય તે અનિત્ય કહેવાય છે. પરંતુ પરમાત્મા

*आदावन्तेऽपियन्नास्ति वर्तमानेऽपि तत्तथा

તો ભેદરહિત છે. અને દેશકાળ વસ્તુ વિગેરે સઘળી કલ્પિત વસ્તુઓ છે, અને પરમાત્મા તેમના આધારરૂપ છે. કલ્પિત વસ્તુ કોઇનો આધાર થઇ શકે નહી, એ તો સ્પષ્ટ છે. સંપૂર્ણ જગતના અધિષ્ઠાનરૂપ પરમાત્મા કોઇ જડ અસત્ય વસ્તુમાં રહેલા નથી પરંતુ પોતાના મહિમામાંજ રહેલા છે અનિત્યને જડ એવા સર્વે પ્રપંચોનાં અધિષ્ઠાન પરબ્રહ્મ પરમાત્મા એકજ છે, હે આત્મા! જેમ માળાનાં મણકાઓ સૂત્રને આધારે રહેલાં છે. તેમજ આ જગતનો સઘળો સ્થૂલ પ્રપંચસ્વરૂપ વ્યવહાર પરમાત્મારૂપી સૂત્રને આધારે રહેલો છે. જેમ પરમાણુઓ પૃથ્વીઆદિ ભૂતોમાં રહેલા છે તેમજ સઘળો સૂક્ષ્મ પ્રપંચ પણ પરમાત્મામાં રહેલો છે. ગંગાદિ અનેક નદીઓ પોતાનાં નામ તથા રૂપનો સર્વથા પરિત્યાગ કરીને સમુદ્રમાં સમાઇ જઇને તેમાં લય પામે છે. તેમજ આ જગતના સર્વ કારણો બ્રહ્મ વિષે રહેલા છે, વળી જેમ અગ્નિમાં ધુમાડારૂપી અંધકાર રહેલો છે તેમજ સૃષ્ટિકાળમાં અનિત્ય જળ દુઃખરૂપ આ સઘળો પ્રપંચ સચ્ચિદાનંદ ઘનસ્વરૂપ બ્રહ્મ વિષે રહેલો છે. *જેમ વાયુમાં અંધારોગંધ ત્રણ રહે છે. તેમ સ્થિતિકાળમાં સઘળો પ્રપંચ પરમાત્માને આધારે રહે છે. જેમ શરદ્ ઋતુમાં આકાશ વિષે લય ભાવને પામીને મેઘમંડળ અદ્રશ્ય રહે છે. તેમ પ્રલયકાળમાં પ્રપંચ માત્ર

*ન્યાય દર્શનનાં આધારે "गुणक्रियावत्त्वं द्रव्यस्य लक्षणम्" માટે વાયુમાં અંધકાર રહી શકે નહિ. કારણ કે, તે અભાવ પદાર્થ હોવાથી આધારાધેય ભાવ ઘટે નહિ, અને ગંધ ગુણ પૃથ્વીનો હોવાથી "गंधवती पृथ्वी" તેનાં પરમાણુઓ વાયુની સાથે મળી ગયેલા હોવાથી સુગંધિ આદિનો અનુભવ નાસિકાદ્વારા થાય છે, પરંતુ વાયુમાં ગંધનો સંભવ બની શકે નહિ.

સંશોધક.

પરમાત્મામાં લયભાવને પામીને, અદ્રશ્ય થઇ જાય છે. જેમ દોરીમાં (રજ્જુમાં) સર્પ કલ્પિત છે. માટે હે બેટા! હું આત્મસ્વયંપ્રકાશ છું, અને સુખ સ્વરૂપ છું; મને આત્મામાં લેશ માત્ર પણ દુઃખ નથી આવી સંભાવના કરવી.

શિષ્યે કહ્યું, હે પ્રભો! આપ કહો છો કે તું આત્મસ્વરૂપસ્વયં-પ્રકાશ અને સંપૂર્ણ જગતનો આત્મા છે. તો હે પ્રભો! આ જગતમાં વિધમાન દુઃખની સાથે મારો સંબંધ કેમ નહી?

ગુરૂજી બોલ્યા, હે આત્મા! અદ્વૈત આત્માનો વિચાર કરતાં આ જગત્‌માં દુઃખ દેખાતુંજ નથી જે વસ્તુ ઉત્પન્ન થાય છે માટે જડ છે, અને ચૈતનસ્વરૂપ આત્મામાં અસત્ય જડ વસ્તુ પરમાર્થથી હોયજ નહી. તેથી જડ દુઃખ સ્વરૂપ આત્મા નથી.

શિષ્યે કહ્યું હે મહારાજ! જેમ ઉત્પન્ન થતું હોવાને લીધે દુઃખ જડ છે તેમજ સુખ પણ ઉત્પન્ન થતું હોવાને લીધે જડ મનાય એટલે સુખ પણ આત્મામાં હોવું જોઇએ નહી.

ગુરૂજી બોલ્યા, હે બેટા! જેમ દુઃખ ઉત્પન્ન થાય છે તેમ સુખ ઉત્પન્ન થાય છે એવું વિવેકી પુરૂષો માનતા નથી. સુખને તો નિત્ય માનવામાં આવે છે આનંદ સ્વરૂપ આત્માના પ્રતિબિંબ યુકત અંતઃકરણની વૃત્તિને સુખરૂપ માની મૂઢ મનુષ્યો તેની ઉત્પત્તિ અને નાશ માને છે પરંતુ તે અંતઃકરણ અને તેની વૃત્તીઓ એ બન્ને ઉત્પન્ન થનારી વસ્તુઓ હોવાથી સુખરૂપ નથી. શ્રુતિ કિંવા યુકિત કોઇપણ તેની સુખસ્વરૂપતાને પ્રતિપાદન કરતાં નથી. વ્યાપાક આત્માને શ્રુતિ સુખરૂપ માને છે.

હે નિર્દોષાત્મા! વિષયોમાંથી ઉત્પન્ન થતું ફળ કે જેને આ લોકમાં સુખરૂપ માને છે. તેઓના પૂર્વ સંસ્કારોનો ભ્રમ માત્ર છે, વિષયોમાં ઉત્પન્ન થતું સુખ કરાવે છે. આ શરીરમાં રહેલો પ્રાણ ક્ષુધા અને તૃષા ઉત્પન્ન કરે છે. અને જેમ પ્રજ્જવલીત અગ્નિની જવાળા કાષ્ટને અલ્પ સમયમાં શાંત કરે છે. તેમ ક્ષુધા તૃષાની અલ્પ કાળની શાંતિ માટે મનુષ્યો ભોજનાદિક કરે છે, છતાં તેથી તેમને નિરંતર સુખ પ્રાપ્ત થતું નથી. જે વસ્તુથી નિરંતર સુખ થાય તે વસ્તુઓ અન્નાદિક નથી અન્ન અને જળ સુખના કારણ નહિ; પણ તેઓ અત્યંત લેવાયાં હોય તો; સામો મૃત્યુના કારણરૂપ થઇ પડે. માટે તે પણ જીવોને દુઃખજ ઉત્પન્ન કરનારા છે. પરંતુ ભ્રાંતિથી સુખોનું કારણ લાગે છે. હે આત્મા ! આ પ્રમાણે શબ્દાદિક વિષ-યોની પ્રાપ્તિ થતાં પણ મનુષ્યને સુખ ઉત્પન્ન થતું નથી કિન્તુ ક્ષણ-માત્ર તે તે પ્રકારની ઈચ્છાની નિવૃત્તિ થાય છે, એમ કહીયે તો ચાલે. વિષયોની ઇચ્છાથી મનુષ્યોનું ચિત્ત ભોગો ભોગવવાને માટે પ્રથમ ચંચળ થાય છે, અને જ્યારે તે પ્રાપ્ત થાય છે ત્યારે ક્ષણવાર એ ચંચળતાની નિવૃત્તિ માત્રજ થાય છે. વિષયજન્યસુખ એતો મૂઢ મનુષ્યોની ભ્રાંતિ માત્ર સુખ છે અને જેમ કામથી ઉન્મત્ થયેલા સ્ત્રી તથા પુરૂષ વર્ગ શ્રમથી જ્યારે નિવૃત્ત થાય છે, ત્યારે તેમને અત્યંત પરિતાપ થાય છે. તેમાં સુખ હોય તો તેઓ એક બીજાનો કદાપિ ત્યાગ કરે નહિ. સમાગમ પછી જે પરિતાપ થાય છે અને જે મતિ ઉપજે છે તે મતિ જો મનુષ્યોને નિરંતર રહેતી હોય, તો તેઓ ઇશ્વર તુલ્ય ગણાય તેના માટે શ્લોકમાં કહ્યું છે.

શ્લોક

*
ભોજનાન્તે શ્મશાનાન્તે મૈથુનાન્તેચ યામતિ:
સામતિ:સર્વદાચેત્સ્યાન્નરો નારાયણો ભવેત્ ।।

## અર્થ

હે આત્મા! ભોજન સ્માશાન અને મૈથુનનાં અંતે જે મતિ ઉત્પન્ન થાય છે, તે મતિ જો સર્વે કાળ ટકતી હોય તો નરનારાયણ રૂપ થઇ જાય, પરંતુ તેમ બનતું નથી. કામ કદી પણ શાંત પડતો નથી, અને ભોગોથી ઉલટો વધે છે, અને શ્રમથીજ તેની નિવૃત્તિ થાય છે.

## દ્રષ્ટાંત

* જેમ અગ્નિમાં ઘીના ટીપા રેડવાથી અગ્નિ શાંત પડતો નથી પરંતુ મોટી ધારા રેડવાથી શાંત પડે છે તેમજ ચિત પણ અલ્પ વિષયોનાં ભોગ ભોગવવાથી શાંત પડતો નથી પરંતુ ઘણા વિષયો ભોગવવાથી શાંત થાય છે, તેમજ કામાદિક પણ ભોગથી ઉલટાં વધે છે, અને શ્રમથીજ એની નિવૃત્તિ થાય છે પણ તેમાં અજ્ઞાનીઓ સુખ માને છે, પણ જ્ઞાની મનુષ્યો વ્યાપક એવા પરમાત્મસ્વરૂપ સુખરૂપ કહેલા છે. માટે હે આત્મા! તેઓ એવા પરમાત્મસ્વરૂપવાળા થવાને માટે પ્રયત્નો કરે છે, જેના વડે ઇન્દ્રિયો પ્રસન્ન થાય છે તે સુખ કહેવાય, પરંતુ વિષય જન્ય સુખથી તો તે ઇંદ્રીઓ સામો સંતાપને પામતી જણાય છે. માટે વિષય સુખ તે સુખ નહી, પરંતુ તે

---

* कोन मुच्येत बंधनात् ॥

* नजातुकामःकामानामुपभोगेनशाम्यति
हविषाकृष्णवर्त्मेवभूयएवाभिवर्धते ॥ संशोधक.

દુઃખજ છે, સુખ તો માત્ર સચ્ચિદાનંદ સ્વરૂપ આત્મામાંજ રહેલું છે, અને તેને જાણવાથીજ નિત્ય સુખની પ્રાપ્તિ થાય છે. માટે હે પવિત્રાત્મા! વિષયોનું સુખ તે ફળરૂપ નહિ, પરંતુ તે દુઃખ રૂપજ છે. અને એક વસ્તુમાં અનેક બુધ્ધિ થવી તેનું નામ ભ્રાંતિ છે જો તેમે ન હોય તો તે સુખ કાલત્રયાવચ્છિન્ન રહેવું જોઇએ, પરંતુ તેમ થતું નથી. માટે તે દુઃખ રૂપ છે, હે બેટા! આ મિથ્યા ભ્રાંતિ રૂપ સંસારમાં દુઃખનું મુળ તપાસીએ તો તેમાં વિષય પ્રધાન છે. માટે હે શુધ્ધાત્મા! "હું સતચિત્ આનંદઘનસ્વરૂપ છું" પરબ્રહ્મ પરમાત્મા છું. હું દેશ કાળ અને વસ્તુ પરિચ્છેદથી રહિત છું. હું અનંત છું, અને રજ્જુમાં જેમ સર્પ કલ્પિત છે, તેમ હું જે અનંત આત્મરૂપ છું, તેમાં સર્વ પ્રપંચો કલ્પિત છે, કાર્ય દેશ અને કલાદિક સર્વે પદાર્થો અને સર્વ જ્ઞાનનો હું આત્મામાંજ એક પરમ વિષય છું માટે વેદાંન્ત શાસ્ત્રના વાકયોથી તથા વેદાંન્ત શાસ્ત્રના વાકય જન્ય જ્ઞાનથી પરિપૂર્ણ આત્માને હું પ્રત્યક્ષ દેખું છું આત્મ-સ્વરૂપનો નિશ્ચય કરવા માટેજ આ દુઃખરૂપ શરીરમાં મેં પ્રવેશ કર્યો છે. અને આત્મસાક્ષાત્કારથી હવે હું કૃતકૃત્ય થયો છું હવે મારે બીજું કંઇ કર્તવ્ય કર્મ રહ્યું નથી. નામ રૂપથી પર વસ્તુનો કથન કરવામા કોણ સમર્થ છે કે જે અદ્વૈતાત્માનો કથન કીંવા શ્રવણ કરી શકે. અર્થાત્ કોઇ પણ ન કરી શકે, માત્ર વેદાંન્ત શાસ્ત્રના અનુભવી શ્રી સદગુરૂ, વેદાંન્ત શાસ્ત્રનો કથન કરી શકે છે. અને અધીકારી પુરૂષ હોય તેજ તેનું શ્રવણ કરે છે. કારણ કે, વેદાંન્ત શાસ્ત્રમાં આત્માને મન તથા વાણીનો અવિષય કહેલો છે, એથી કરીનેજ શ્રુતિમાં જીવ બ્રહ્મનો અભેદ પ્રતિપાદન કરેલ છે. આત્મસ્વરૂપ બ્રહ્મની પ્રાપ્તિનું સાધન જ્ઞાનજ છે તે આત્મજ્ઞાનનો જીજ્ઞાસુ પરમ વૈરાગ્ય વિના અધીકારી થતો નથી. માટે પ્રથમ અંતઃકરણ શુધ્ધ કરવું જોઇએ.

હે બેટા! આ આખુ જગત પરમાત્મસ્વરૂપ છે, એમ જાણીને કોઇની નિંદા કે સ્તુતિ કરવી નહિ. જે મનુષ્ય કોઇની નિંદા કે સ્તુતિ કરે છે, તે મનુષ્ય દ્વૈત ઉપર અભિમાની હોવાથી પોતાના સ્વ- રૂપમાંથી ભ્રષ્ટ થાય છે. કારણ કે, ભેદ બુધ્ધિ રાખનારો મનુષ્ય પ્રથમ વિક્ષેપ બાદ લયને પામે છે કારણ કે, દ્વૈત વસ્તું મિથ્યા છે માટે સારૂં શું? અને નરશું શું વાણીથી અને ઇન્દ્રયોથી તેમ કેટલુંક સુખ અને કેટલુંક દુ:ખ કંઈ પણ નહિ, જે કાંઇ જોવામાં તથા જાણવામાં આવે છે તે સર્વે મિથ્યા છે. જેમ છાયા (પ્રતિબંબ) તથા રજ્જુમાં દેખાતાં સર્પ વિગેરે પદાર્થો જેમ મિથ્યા છે, છતાં પણ તેઓ ભયજનક છે. તેમ દેહાદિક પદાર્થો પણ મિથ્યા છે, છતાં પણ તેઓ જ્યાં સુધી લય પામ્યા નથી, ત્યાં સુધી ભય ઉત્પન્ન કરે છે. મનુષ્યને સ્વપનામાં જે વિષયોનું અનુભવ થાય છે તે મિથ્યા છે. તેમજ તેમ સંસારી આત્મામાં સુખદુ:ખાદિકનું જે અનુભવ થાય છે. તે મિથ્યા છે, જેમ કડાં કુંડળલાદિક આકારોમાં રહેલું સોનું તથા વિશેષ આકાર વિનાનું સોનું એ બંન્ને જેમ એકજ છે તેમજ કાર્ય કારણ રૂપે દ્વૈત તથા તેનું પરમ કારણ રૂપ અદ્વૈતાત્મા એકજ છે. પરમાત્માથી કોઈ પણ જાતિનો વસ્તુ ભેદ નથી. જે કાંઇ ભેદ દેખાય છે તે મનુષ્યોના અજ્ઞાનથી કલ્પાયલું છે. કારણ કે, ઉપાધી વિનાના પરમાત્મસ્વરૂપમાં દુ:ખ તથા સુખ કંઇજ નથી જે પરમાત્માથી આ જગતની ઉત્પતિ સ્થિતિ તથા લય થાય છે જેમ ઘડામાં કાર્ય કારણરૂપે માટી વ્યાપી રહેલી છે અને જેમ કડા કુંડળ વિગેરેમાં કાર્ય કારણરૂપે જેમ સુવર્ણ વ્યાપી રહેલું છે તેમજ આ જગતનાં પ્રપંચમાં કાર્ય કારણરૂપે પરમાત્મા વ્યાપી રહેલા છે, તથા જે મિથ્યા કાર્યથી જુદાં છે તથા જે પરમાત્માના જ્ઞાન સ્વરૂપને જ્ઞાનીજનો પણ જે વેદનું રહસ્ય જાણવાને મુંઝાયા છે તે વેદનો જે પરમાત્માએ આદિ કાવ એવા બ્રહ્માનાં મનમાં અંતર્યામીપણાથી

ઉપદેશ કર્યો હતો. વળી સૂર્યનાં કિરણોથી જેમ ઝાંઝવાનાં જળની ભ્રાંતી થાય છે તે ખરી નથી. તથાપિ સૂર્યનાં કિરણોની સત્તાથી જેમ સત્ય ભાસે છે તેમજ અધિષ્ઠાન રૂપે જે પરમાત્મા તેમાં તમોગુણના કાર્ય-રૂપે પંચ મહાભૂતની સૃષ્ટિ રજોગુણના કાર્યરૂપ ઇંદ્રિયોની સૃષ્ટિ અને સત્વગુણના કાર્યરૂપ દેવતાઓની સૃષ્ટિ કલ્પિત તથા અસત્ય છે. તથાપિ પરમાત્માની સત્તાથી સત્ય હોય એમ ભાસે છે. વળી જે પરમાત્માએ પોતાના જ્ઞાનરૂપ પ્રકાસથી અવિદ્યાનો નાશ કર્યો છે જે ભૂત ભવિષ્ય અને વર્તમાન કાળમાં વિદ્યમાન છે એવા સર્વ શ્રેષ્ઠ પરમાત્માનું ધ્યાન કરવું. કારણ કે, હે બેટા! સંસારરૂપી માર્ગ વિશ્રામસ્થાન વિનાનો છે. આ સંસારમાં કામનાઓથી પીડાયેલા અજ્ઞાની મનુષ્યો આ દેહમાં અહંકાર બાંધનારા તથા મમતારૂપી ઘર વિગેરેના મોટા ભારોને ઉપાડી ચાલનારાઓ છે. આ મનુષ્યદેહ સર્વે પુરૂષાર્થોને આપનારૂં છે છતાં પણ આ મનુષ્યદેહ પામીને માયા વડે આ શરીરમાં મારૂં તથા તારૂં હું આ અભિમાન રાખનારા અવળે માર્ગે ચાલનારા પુત્રાદિક પરિજનો તેને તિરસ્કાર કરે છે, છતાં પણ કલોલ કરે છે. આ સંસારમાં હવે આયુષ્ય ઘણું થોડું બાકી રહ્યું છે એમ વિચારીને મોહમયી મદીરાથી ઉન્મત્ત થયેલા મનુષ્યનાં વર્ષો અજ્ઞાન દશામાં વહી જાય છે તેથી તેનું શું ફળ થાય છે. કાંઇ નહી પરંતુ બે ઘડી પણ જો જ્ઞાન દશામાં જાય એટલે કે તે આયુ-ષ્ય વૃથા જાય છે એમ જાણવામાં આવે તો તે ઉત્તમ છે, કારણ કે, જેથી કલ્યાણને માટે પ્રયત્ન કરી શકાય છે.

## દ્રષ્ટાંત

જેમ હે આત્મા! પૂર્વે ખટ્વાંગ નામનો રાજા તે પોતાનું આયુષ્ય બે ઘડીનું છે, એમ જાણીને બે ઘડીમાં પૃથ્વી ઉપરના સર્વ વિષયોનો

ત્યાગ કરીને, અભયસ્વરૂપ શ્રી પરબ્રહ્મ પરમાત્માને પામ્યો હતો.

શિષ્યે પૂછયું હે ગુરૂદેવ! આપ કહો છો કે, ખટ્વાંગ નામનો રાજા પોતાનું આયુષ્ય બે ઘડીનું છે એમ જાણીને અભયરૂપી શ્રી પરબ્રહ્મ પરમાત્માના સ્વરૂપના પામ્યો હતો તે કેવી રીતે તે આપ કૃપા કરીને સમજાવો.

ગુરૂ બોલ્યા હે બેટા! ભૂત ભવિષ્ય તથા વર્તમાનકાળની વસ્તુ-ઓનું જ્ઞાન તથા વિજ્ઞાનવાળા આત્માનાત્મવિચાર પૂર્વક વર્તવાવાળા ખટ્વાંગ રાજાએ દેવોના પક્ષમાં રહીને દૈત્યોનો પરાજય કર્યો હતો. તેથી દેવોએ પ્રસન્ન થઇને તેને કહ્યું કે, વર માંગો એટલે રાજાએ કહ્યું કે પ્રથમ તો મારૂં આયુષ્ય કેટલું છે તે મનો કહો? એટલે દેવતાઓ બોલ્યા, કે તમારૂં આયુષ્ય હવે માત્ર બે ઘડીનું છે. તે સાંભ-ળીને ખટ્વાંગ રાજા તુરત દેવોએ આપેલા વિમાનમાં બેસીને પૃથ્વી ઉપર આવ્યો અને પરમાત્માનું સ્મરણ કરીને પરમાત્માને શરણે જઇને મુકિતને પામ્યો.

શિષ્યે પૂછયું હે ગુરૂદેવ! મનુષ્યો સુખને માટે અનેક પ્રકારના કર્મો કરે છે પરંતુ તે તે કર્મોથી સુખની પ્રાપ્તિ અથવા દુઃખની નિવૃત્તિ પામતા નથી, પરંતુ ઉલટું તે કર્મોથી વારંવાર તેઓ દુઃખને પામે છે. માટે આ દુઃખમય સંસારમાં મનુષ્યોને જે કર્મ કરવા યોગ્ય હોય, તે આપ કૃપાળુ અમને કહો. કારણ કે, અમો પૂર્વ જન્મના કર્મોને લીધે પરમા-ત્માથી વિમુખ થયેલા અને અધર્માચરણ કરવાથી અત્યંત દુઃખ થતું જોવામાં આવે છે. માટે મનુષ્ય ઉપર અનુગ્રહ કરવા અવશ્ય કલ્યાણ કર-નારા આપના જેવા સંતજનોમાં શ્રેષ્ઠ હે કૃપાળુ ગુરૂદેવ! અમને માર્ગ દેખાડો, કે જે માર્ગથી સારી રીતે પરમેશ્વરની ભકિતદ્વારા પવિત્ર થઇયે અને અમે આત્મજ્ઞાનની પ્રાપ્તિ કરીએ.

ગુરૂએ કહ્યું, હે આત્મા! પરમાત્માની દ્રઢ ભક્તિ કરનારા અને સર્વ કર્મોનો ત્યાગ કરનારા પોતાના પરિજનો સાથે અર્થાત પુત્રો તથા બંધુઓની સાથે તેમજ સંબંધીઓની સાથે સ્નેહ નહિ રાખનારા અને પરમાત્માને વીષે મનને જોડનારા સત્પુરૂષોને આધ્યાત્મિક આધિભૌતિક અને આધિદૈવક ત્રિવિધ તાપો દુઃખ આપનારાં થતાં નથી. તેમાં આધ્યાત્મિક દુઃખ બે પ્રકારનું છે. એક શરીરની સાથે સંબંધ ધરાવનાર અને બીજું મનની સાથે સંબંધ રાખનાર, વાત પિત્ત અને કફનાં દોષથી તાવ તથા સંગ્રહણી આદિ રોગો થવાં તે પ્રિય વસ્તુનો વિયોગ અને અપ્રિય વસ્તુનો સંયોગ થવું આનું નામ માનસિક દુઃખ. મનુષ્ય પશુ પક્ષિ મૃગ સર્પ વિગેરેથી જે દુઃખ થાય છે તેને આધિભૌતિક તાપ જાણવું. શીતોષ્ણ, પવન, વર્ષાદ, વજ્રપાત ગ્રહપીડા વિગેરેથી ઉત્પન્ન થતું તે દુઃખને આધિદૈવિક કહેવાય છે. હે ગુણગ્રાહી બેટા! તે મહાત્મા પુરૂષોના સંગથી સર્વથા મુક્તિ થાય છે. માટે તેઓનો સંગ જ ઇચ્છવા યોગ્યજ છે, કારણ કે મહાત્માપુરૂષોના સંગથી વિષય દોષો ટળી જાય છે, અને તેથી અવિદ્યાની નિવૃત્તિ થાય છે. એને લીધે પરમાત્મા વીષે શ્રદ્ધા પ્રીતિ અને ભક્તિ ઉત્પન્ન થાય છે. તે ભક્તિદ્વારા મનુષ્યને ઐહિલોકિક તથા પારલોકિક વિષયોમાં પરમ વૈરાગ્ય ઉત્પન્ન થાય છે, અને તે વૈરાગ્યના ઉપાયો વડે યોગ ધારણ કરીને યોગના સરળ ઉપાયો વડે મનદ્વારા નિરોધ કરવાનો પ્રયત્ન કરાય છે. વિષયોનું સેવન કરવાથી વૈરાગ અને જ્ઞાન તથા યોગથી વૃદ્ધિને પામેલા પરમાત્મા વિષે અર્પણ કરેલી ભક્તિથી સર્વમાં આત્મ રૂપે રહેલ પરમાત્માને આ લોકમાંજ પામે છે. જે સુખ સંતોષીને અને આત્મસ્વરૂપમાં વિહાર કરનારા જ્ઞાનીઓને મળે છે, તે સુખ વિષયોના ભોગની ઇચ્છાથી તથા સંસારની માયામાં ગુંથાવાથી અને ધનની ઇચ્છા-

ઓથી તથા કામનાઓથી અને લોભથી દશે દિશાઓમાં દોડાદોડ કરનારાઓ મનુષ્ય ને કયાંથી મળે. જેમ પગમાં પગરખાં પહેરનારા મનુષ્ય ને કાંટાં તથા કાંકરાવાળી ભૂમીમાં પણ સુખ મળે છે. તેમજ સદા તેઓનું એ સંતોષી મનના મનુષ્યોને સર્વે દિશાઓ સુખકારી નિવડે છે જે મહાત્માઓ તથા જ્ઞાની પુરૂષો અને બ્રાહ્મણો જો તેઓ અસંતોષી હોય તો તેજ, વિદ્યા, તપ, યશ અને તેઓ સઘળાઓ નાશ પામે છે. હે પવિત્રાત્મા! કામનો અંત ભુખ તથા તરસ વેઠવાથી થાય છે. લોભનો અંત દિગ્વિજય કરવાથી થતો નથી. પરંતુ કેટલાએક જ્ઞાની પુરૂષો તથા બુધ્ધિશાળી મનુષ્યો અસંતોષથી નર્કમાં પડયાં છે. માટે હે આત્મા! સંકલ્પ ને વિકલ્પનો પરિત્યાગ કરવા વડે કામને જીતવો. કામનો ત્યાગ કરવા વડે ક્રોધને જીતવો ધનને અનર્થરૂપ જાણી લોભને જીતવો, તત્વનો વિચાર કરીને ભયને જીતવો, આત્મવિદ્યાથી શોકને તથા મોહને જીતવો મહાત્માજનોની સેવાથી દંભને જીતવો. મૌન સેવન કરવાથી યોગમાં વિઘ્ન કરનારા સંપૂર્ણ વ્યવહારોને જીતવા શરીરનું સ્વાર્થ ત્યાગ કરવાથી હિંસા ઉપર પૂર્ણ વિજય કરવો કોઇ પ્રાણીઓએ આપેલા દુઃખ તે ઉપર દયા કરીને જીતવા દૈવ તરફથી થયેલાં દુઃખને યોગના બળથી જીતવું સત્વ ગુણવાળા પદાર્થોના સેવનથી નિંદ્રાને જીતવી, સત્વગુણથી રજોગુણ તથા તમોગુણને જીતવા શાન્તિથી દયા વિગેરે સાત્વિક ગુણોને જીતવા, કુસંગથી વિષયોમાં જતી ઇન્દ્રિયોને વૈરાગ્યથી જીતવી, અને મહાત્માઓની કૃપા વડે અજ્ઞાનને જીતવો, હે બેટા! આ સર્વ ઉપાયો કરતાં મનુષ્ય એકજ ગુરૂભકિતથી એ સર્વને પરિશ્રમ વિના જીતી લે છે. સાક્ષાત્ ઇશ્વર સ્વરૂપ અને જ્ઞાનરૂપી દીવાને પ્રગટાવનારા ગુરૂ ઉપર જે મનુષ્યો આ તે મનુષ્ય છે? એવી મિથ્યા બુધ્ધિ જેઓ કરે છે તેઓનું જ્ઞાન તથા ભકિત હાથીના

સ્નાનની પેઠે મિથ્યા સમજવા જે ગુરૂ છે તે સાક્ષાત્ ઇશ્વર સ્વરૂપ છે. હે આત્મા! શાસ્ત્રોમાં સર્વ નિયમો માટે પાળવા જે આજ્ઞાઓ કરી છે તે છ ઇન્દ્રિયોને નિયમમાં રાખવા માટે છે. ઇન્દ્રિયોનો વિજય કર્યા વિના વિષયોની તૃષ્ણા વિષયોનું સેવન વડે કદાપિ શાંત થતી નથી. પરંતુ અગ્નિમાં ઘૃતાદિકની આહુતીઓ નાખવાથી તેની જવાળા અતિશય વૃધ્ધિ પામે છે. હે બેટા! વિષયોનું દ્રષ્ટાંત સારી રીતે સમજી ગયા પછી જો વિવેકપૂર્વક તેઓનો ઉપભોગ કરવામાં આવે તો, થોડા ભોગથી મનુષ્યનો મન સંતોષ પામે છે. થોડા ભોગો વડે વિવેકીના મનને કેવી રીતે સંતોષ થાય. હે આત્મા! તે માટે હું તેમોને જણાવું છું "દ્રષ્ટાંત" જેમ કોઇ એક રાજાને પૂર્વે તેના શત્રુએ બંધનમાં નાખીને પછી મોકળો કર્યો હોય, અને તે રાજાના તેને જીતનારા રાજાએ પાછો આપેલા માત્ર એકજ ગામ વડેજ સંતોષ પામે છે, પરંતુ શત્રુઓ વડે જે રાજા બંધનને પામેલો નથી, અને જેને શત્રુઓ એ સર્વે ભણીથી ઘેરીને તાબામાં લીધો નથી તે રાજા વિસ્તારવાળા પોતાના દેશને પણ અધિક માનતો નથી. માટે હે આત્મા! વારંવાર ઇન્દ્રિયોનો નિગ્રહ કરવો.

શિષ્યએ પૂછ્યું હે મહારાજ! જેના અંતઃકરણમાં વિવેક અને જ્ઞાન ઉત્પન્ન થયેલા હોય, એવા મનુષ્યના હૃદયમાં તેમનું પ્રારબ્ધ કર્મ વિષયોની ઇચ્છા ઉપજાવી શકતો નહી હોય.

ગુરૂએ કહ્યું હે શુધ્ધાત્મા! ત્રણ પ્રકારનું પ્રારબ્ધ કર્મ જોવામાં આવે છે. મનુષ્યને ઇચ્છા ઉપજાવી પ્રવૃત્તિ કરાવી ભોગ આપનારૂં ૧ મનુષ્યની ઇચ્છા વિના પ્રવૃત્તિ કરાવી ભોગ આપનારૂં ૨ અને બીજાની ઇચ્છાથી પ્રવૃત્તિ ભોગ કરાવી આપનારૂં ૩ એમ ત્રણ પ્રકારના પ્રારબ્ધ

કર્મશાસ્ત્રમાં કહેલાં છે ઇચ્છા વડે ભોગ આપનારા મંદ પ્રારબ્ધ કર્મને હું કહું છું, રોગ ઉપજાવનારા અથવા રોગની વૃધ્ધિ કરનારા અહિતકર આહારનું સેવન કરનારાઓ તથા પારકા ધનની ઇચ્છા રાખનારાઓ પોતપોતાના ભૂલભરેલા કર્મોથી દુઃખનું પરિણામ જાણ્યા છતાં, પણ પોતે પોતાના મંદ પ્રારબ્ધ કર્મથી તેમ ઇચ્છે છે આ પોતાની ઇચ્છા વડે પ્રવૃત્તિ કરાવી દુઃખરૂપ ભોગ આપનારૂં પ્રારબ્ધ કર્મ જાણવું. આ પોતાની ઇચ્છા વડે પ્રવૃત્તિ કરાવનારૂં તીવ્ર મંદ પ્રારબ્ધ કર્મ મનુષ્યથી દૂર કરી શકાતું નથી. વળી આ લોકમાં પરમેશ્વરદ્વારા પોતાની ઇચ્છા વડે કુપથ્ય સેવનાદિકમાં પ્રવૃત્તિ કરાવનારૂં મનુષ્યનું તીવ્ર વેગવાળું પ્રારબ્ધ કર્મ નિવારણ કરવાને શક્ય નથી આ કારણથીજ હે આત્મા! ગીતાજીમાં પણ અર્જુન પ્રત્યે શ્રી કૃષ્ણ ભગવાને પોતેજ એમ કહ્યું છે કે, બ્રહ્મને જાણનારા મનુષ્ય પોતાની પ્રકૃતિથી પૂર્વજન્મમાં કરેલા તીવ્ર શુભાશુભ કર્મના સંસ્કારોથી આ જન્મમાં પ્રગટ થએલા સ્વભાવને અનુસરીને પ્રવૃતિ કરે છે. સર્વે પ્રાણીઓ પોતે પોતાના પ્રાપ્ત સ્વભાવને અનુસરે છે, તેમાં મારો કે બીજાનો નિરોધ શું કરી શકે? અર્થાત્ કાંઇજ નહિ કરી શકાશે. તીવ્ર પ્રારબ્ધ કર્મનું ફલ નિવારણ કરી શકાય એવું નથી. જે ભવિષ્યમાં અવશ્ય થનારા પ્રારબ્ધ કર્મના પરિણામથી ઉત્પન્ન થયેલા તથા દુઃખાદિકની નિવૃતિનો ઉપાય મનુષ્યથી કરી શકાતો હોય, તો રાજા નળ અને શ્રી રામચંદ્રજી તથા સાક્ષાત્ ધર્મરાજા જેવા દુઃખ વડે લેપન પામત નહિ. અર્થાત્ તેઓ શા કારણે દુઃખ ભોગવે. હે નિર્દોષાત્મા! જો તમને આ શંકા થાય તો અને પ્રારબ્ધ કર્મનું ફલ જાણ્યું હોય તો પછી કેમ નિવૃતી કરી ન શકાય. તો તેના ઉત્તરમાં જણાવવાનું કે રાજા પરિક્ષીતના પુત્ર જન્મેજયને વૈશંપાયને તેમને ભાવી કહ્યું હતું છતાં પણ તેઓ ટાળી શક્યા ન

હતા. માટે હે આત્મા ! પ્રારબ્ધ કર્મનું ફલ જો અનિવાર્ય હોય તો તેની નિવૃતી કરવામાં સમર્થ થયેલા ઇશ્વરનું ઇશ્વરપણું નહિ રહે તિવ્ર પ્રારબ્ધ કર્મોના ફલનું અવશ્ય થવાપણું પરમેશ્વરેજ નિર્માણુ કરેલું છે. માટે તીવ્ર પ્રારબ્ધ કર્મનું ફળ અવશ્ય થવાનું છે, હવે મનુષ્યને પોતાની ઇચ્છા વિના પણ ભોગ આપનારા પ્રારબ્ધ કર્મના ફલને ભોગવે છે

શ્રીમદ્ ભગવદ્ ગીતાના ત્રીજા અધ્યાયમાં અર્જુનને શ્રી કૃષ્ણ ભગવાન પોતે કહે છેઃ–

મનુષ્ય પોતે ઇચ્છા નહિ કરતો છતાં પણ જાણે બલાત્કાર વડે કોઇથી પ્રેરાતો હોય તેવી રીતે પાપાચરણ કરે છે તે મનુંષ્યની તેવી ઇચ્છા નહી છતાં પણ પાપ કર્મમાં પ્રવૃત્તિ કરાવનારો આ કામ અર્થાત્ તૃષ્ણા છે એ કામને પ્રતિબંધ કરે તો ક્રોધરૂપે પણ આ કામ થાય છે આ કામ ઘણા વિષયો મળ્યા છતાં પણ કદાપિ સંતુ-ષ્ટ થતો નથી. લોકમાં પ્રસિધ્ધ બધા પાપોનો હેતુરૂપી હોવાથી મહાન્ પાપાત્મા હોવાથી અને તે રજોગુણથી ઉપજાયલું છે. આ કામને તમે અહીંઆ જગતમાં શત્રુરૂપે સમજો. હે કુંતીપુત્ર અર્જુન ! તમે હમણાં યુધ્ધ કરવાને ઇચ્છતા નથી છતાં પણ તમે ક્ષત્રિયોના સ્વભાવને આધીન થઇને ભવિષ્યમાં અવશ્ય કરશો. આવી રીતે હે આત્મા ! ઇચ્છા વિના પણ પ્રારબ્ધ કર્મનું ફલ અવશ્ય ભોગવવાનું હોય છે. હવે પરેચ્છા નામનું પ્રારબ્ધ કર્મ કહું છું. હે બેટા ! પોતાની ઇચ્છિા નહિ છતાં પણ બીજાને સંતોષ આપ-વાનાં ઇચ્છિાવાળા થઇને તે પ્રસંગે મનુષ્યોને પ્રાપ્ત થયેલા સુખ-દુઃખને તે ભોગવે છે આ પરેચ્છાપૂર્વક પ્રારબ્ધ કર્મ કહેવાય છે. આ વાત શાસ્ત્ર પ્રસિદ્ધ છે દોષદર્શન હૃદયમાં જાગ્રત છતાં પણ

વિવેકી મનુષ્ય કોઇ વખતે પોતાના મંદ તીવ્ર પ્રારબ્ધ કર્મની નિવૃતિ ન થઇ શકવાથી ભોગની ઇચ્છાવાળા થાય છે, આવી રીતે જ્ઞાનીમાં સ્વેચ્છા પ્રારબ્ધ કર્મ પણ સંભવી શકે છે.

શિષ્યે કહ્યું, હે ગુરૂદેવ ! બ્રહ્મવેત્તાને પણ ભોગની ઇચ્છા થાય ખરી ?

ગુરૂએ કહ્યું, હે બેટા ! જેવી રીતે ભુંજેલા બીમાં જેમ પોતાનું સ્વરૂપ વિદ્યમાન છતાં પણ અંકુર ઉપજાવવારૂપી કામ કરવાને સમર્થ થતો નથી, તેવી રીતેજ બ્રહ્મવેત્તાની ઇચ્છા જાણવી. તેમની તે ઇચ્છા-નુંસ્વરૂપ વિદ્યમાન છતાં પણ દ્રષ્ય પદાર્થોના સત્યપણાના જ્ઞાનથી રાગની વૃધ્ધિ કરવારૂપ અને વિપત્તિરૂપ કાર્ય કરવામાં થતી નથી. જેવી રીતે ભુંજેલાં બીજ ઉગી શકતાં નથી, પણ તે ખાવાને માટે ઉપયોગી થાય છે. તેવી રીતે બ્રહ્મવેત્તાની ઇચ્છા પણ થોડા ભોગો ભોગવનારી થાય છે પણ રાગની વૃધ્ધી વડે ઘણું દુઃખ આપનારી થતી નથી. પ્રારબ્ધ કર્મ વિષયોના ભોગદ્વારા બ્રહ્મવેત્તાને દુઃખ આપનારૂં કેમ નહી થાય ?

હે આત્મા ! એવી તમને શંકા થાય તો, તેનું સમાધાન આવી રીતે થઇ શકે. પ્રારબ્ધ કર્મ માત્ર ભોકતાની સમીપ ભોગની સામગ્રી લાવવામાં હેતુરૂપ થાય છે, પણ તે દુઃખ ઉપજાવવામાં સમર્થ થતું નથી.

જો વિષયોમાં સત્યપણાની ભ્રાંતિ હોય તો તે ભોગની સામગ્રી ભોકતાને રાગદ્વેષ વડે દુઃખ આપનારી થાય છે. મારો આ પ્રાપ્ત ભોગ વિનાશ ન પામો. પરંતુ તે ભોગ વૃદ્ધિ પામો વિઘ્નો મારા આ પ્રાપ્ત ભોગને પ્રતિબંધ ના કરો આ ભોગથી હું કૃતાર્થ થયો છું. હે બેટા ! આ ભ્રાંતિ કહેવાય છે. એ ભ્રાંતિની નિવૃતિનું સાધન

કહું છું તે સાંભળ! જે સુખ મને પ્રાપ્ત નહીંજ થાય અને મારા મંદ પ્રારબ્ધ કર્મ વશાત્ મને ભવિષ્યમાં જે દુઃખ થવાનું તે અવશ્ય થશેજ આવું ચિંતવન વિષયનો નાશ કરનારૂં અજ્ઞાન ઉપર જણાવેલી ભ્રાંતિનો નાશ કરનારૂં છે. હે બેટા! જ્ઞાની અને અજ્ઞાની એ બન્ને દુઃખરૂપ સમાન ભોગ ભોગવતાં હોય છતાં તે બ્રહ્મજ્ઞાનીને દુઃખની પ્રાપ્તિ ન થાય અને અજ્ઞાનીને તેવા દુઃખની પ્રાપ્તિ થાય. અજ્ઞા-નીને શા સારૂ દુઃખની પ્રાપ્તિ થાય. હે આત્મા! એવી જો તમને શંકા થાય તો તેના ઉત્તરમાં કહું છું હે બેટા! અજ્ઞાની અને જ્ઞાનીઓ બન્નેને ભોગ સામાન્ય હોય, છતાં પણ ભ્રાંતિવાળો એટલે અજ્ઞાની મનુષ્યને દુઃખની પ્રાપ્તિ થાય છે, અને જ્ઞાની મનુષ્યને દુઃખની પ્રાપ્તિ થતી નથી. હે નિર્દોષાત્મા તેનું કારણ એજ કે મિથ્યા પદા-ર્થોમાં રમણીયપણાની બુધ્ધિથી અથવા નહી મળી શકે એવા પદા-ર્થની પ્રાપ્તિની ઇચ્છાથી અજ્ઞાનીને ઘણુંજ દુઃખ થાય છે પરંતુ જ્ઞાની તેમાં મિથ્યાપણું ભ્રાંતિરૂપ જાણીને તેમાં રહેલી આશક્તિની નિવૃતિ કરતાં છતાં જ્ઞાની પ્રારબ્ધકર્મનાં ફલરૂપી ભોગને ભોગવતાં છતાં પણ તેમાં રમણીયપણાંની બુધ્ધિ તથા અશકય પદાર્થો મેળ-વવાની ઇચ્છા કરતાં નથી. એટલે પછી તેમને દુઃખ શા કારણથી થાય, અર્થાત્ નજ થાય. વિષયોનાં ઉપભોગ વડે તે સમયમાં તેમને સુખનો અનુભવ થાય છે, છતાં તેમાં રહેલી જ્ઞાનીને પ્રીતિ કેવી રીતે શૂન્ય થઇ શકશે? એમ જો તમને શંકા થાય તો તેના ઉત્ત-રમાં હે નિર્દોષાત્મા જેમ જાગૃતમાં પ્રતીત થતાં જગતનાં પદાર્થોને સ્વપ્ના જેવા ઇન્દ્રઝાલનાં જેવી જેની રચના વિચારવામાં આવી શકતી નથી. એવા સ્વભાવવાળા જોનારા જ્ઞાની મનુષ્યને આ જગ-તના પદાર્થોના ભોગમાં કેવી રીતે તેમાં ગાઢ આસક્તિવાળાં થાય હે બેટા! અર્થાત્ નજ થાય પોતે સ્વપ્નાને પ્રત્યક્ષપણે જોઇને પછી

પોતાની જાગૃતાઅવસ્થાને જોનારા મનુષ્યોને તે બન્નેનું એટલે સ્વપ્નાનું ને જાગૃતનું સાવધાન મનવાળા થઇને નિત્યાનિત્યનું વારંવાર ચિંતવન કરવું અર્થાત જાગૃતાવસ્થા પણ સ્વપ્નાવસ્થાના જેવીજ છે એમ તેણે વારંવાર વિચારવું તે બંને અવસ્થાનું દરેક રીતે સામાન્યપણું છે એમ લાંબા સમય સુધી વિચારીને જાગૃતાવસ્થામાં રહેલી જે સત્યપણાની બુદ્ધિને સંપૂર્ણપણે તજીને પછી જ્ઞાની પૂર્વની પેઠે જાગૃતાવસ્થામાંને તેના વિષયોમાં અનુરાગ પામતો નથી. કારણ કે, હે શુદ્ધાત્મા ભોગનો ક્ષણીકપણું અને તેનાં ધર્મો જાગૃતાવસ્થાનાં વિષયો સ્વપ્નાવસ્થા સમાન છે એમ લાંબા સમય સુધી વારંવાર આદરપૂર્વક વિચાર કરીને જ્ઞાનીઓ તેઓનું ત્યાગ કરે છે.

શિષ્ય વિનંતી કરીને કહે છે હે ગુરૂદેવ! હું ઇદ્રીયોના વિષયોનેજ પુરૂષાર્થ માનનારો અમે અમારા કર્મને લીધે આ દુઃખથી ભરેલા સંસારમાં પીડાઇએ છીએ તે હે પ્રભો! અમારૂં કલ્યાણ કેવી રીતે થાય તે આપ કૃપા કરી આ પ્રિય શિષ્ય ઉપર દયા કરીને સમજાવો.

શિષ્યનું એવું ન્યાયવાળું ગંભીરાર્થવાળું અને સર્વનું કલ્યાણ કરનારૂં વચન સાંભળીને ગુરૂશ્રીમુખ મલકાવીને પ્રેમથી તેના પ્રત્યે બોલ્યા હે શુદ્ધાત્મા! સર્વ પ્રાણીઓનાં હીતમાં મન રાખનારા અને વિદ્વાન્ એવા તમે સારો પ્રશ્ન કર્યો છે જ્ઞાની મનુષ્યની પરોપકારી બુધ્ધિ હોય છે હે નિર્દોષાત્મા! સદગુણોવાળા શ્રોતા તથા વકતાએ બન્નેના સમાન સારા પ્રશ્નોત્તર થાય છે એવા દરેક પ્રશ્નોત્તર સર્વનું કલ્યાણ કરનારાં થાય છે હે બેટા! પરમાત્મા પ્રત્યે તારી પ્રીતિ છે તેવી નિષ્ટા હૃદયમાં રહેલા કામરૂપી મળોને ધોઇ નાખીને માયા દેહગૃહ વિગેરે વસ્તુઓ ઉપર વૈરાગ યુક્ત થઇને પરબ્રહ્મ સ્વરૂપ આત્મા ઉપર દ્રઢ પ્રીતિ થાય છે હે વત્સ! ગુરૂ શાસ્ત્રો ઉપર શ્રધ્ધા રાખવાથી પોતાનો સ્વધર્મ પાળવાથી

મહાપુરૂષોની સેવા કરવાથી આત્મજ્ઞાનનાં સાધનો ઉપર નિષ્ટા રાખવાથી કામી મનુંષ્યોનો સંગ ત્યાગ કરવું એકાંત સ્થાનમાં વાસ કરવું કોઈની પણ હિંસા ન કરવી ઉપરામ વૃતિ રાખવી, શાંત મન રાખવું પોતાનું હિતચિંતન કરવું યમ નિયમ પાળવા કોઇની પણ નિંદા સ્તુતિ કરવી નહી તથા સુખ દુઃખને સહન કરવાં યોગક્ષેમને માટે પણ કામકાજ ન કરવું ગુરૂની સેવા કરનારા મનુષ્યને જ્યારે ગુરૂ વિષે ખરી પ્રીતિ થાય છે ત્યારે કાષ્ટમાંથી અગ્નિ જેમ કાષ્ઠને બાળીને ભસ્મ કરે છે તેમ ગુરૂની સહાયતાથી તથા જ્ઞાન વૈરાગના બળથી અવિદ્યાદિક પંચકલેસને તથા પંચમહાભૂત અને જીવને આવરણરૂપી લિંગ શરીરને બાળીને ભસ્મ કરે છે જેથી ફરીને ઉત્પન્ન થઈ શકતું નથી. પછી કર્તા ભોકતા ગુણોમાંથી મુકત થવાય છે અને દ્રષ્ટા તથા દ્રશ્યનો ભેદ પ્રથમ જોવામાં આવતો હતો તે પણું નાશ પામે છે જેમ જાગ્રત થયેલો મનુષ્ય જેમ સ્વપ્નાનાં પદાર્થોને દેખતો નથી તેમ લિંગ શરીરરહીત જ્ઞાની પોતાના બહારના તથા અંદરના સુખ-દુઃખને પણ જોતો નથી.

દ્રષ્ટા તથા દ્રશ્ય તે બંનેનો સંબંધ કરાવનારો જે અહંકારને જાગૃતાવસ્થામાં તથા સ્વપ્નાવસ્થામાં જુએ છે તે અંતઃકરણ સંબંધને લીધે જુએ છે પરંતુ સુષુપ્તમાં અંતઃકરણ ન હોવાથી તેમાંનું કંઇપણ દેખાતું નથી માટે હે ગુણગ્રાહી બેટા! પ્રથમ તો સર્વદા વિષયોથી દૂરજ રહેવું જેનું ન જીતેલું અને અવળે માર્ગે ચાલનારા મનના વિના બીજો કોઇપણ શત્રુ નથી. કેટલાએક મંદબુધ્ધિવાળા મનુષ્યો પ્રથમ છ ઇદ્રિયોરૂપી પોતાને લુંટનારા શત્રુઓને જીત્યા વિના દશ દિશાઓને પોતે જીતી લીધેલી માને છે, પરંતુ સર્વ જીવો ઉપર સમતા રાખનારા મહાત્માઓ મનને જીતનારા તથા જ્ઞાનીઓ છે

તેઓનાં પોતાના અજ્ઞાનથી કલ્પાયેલા શત્રુઓ ક્યાંથીજ હોય હે બેટા! વિષયોનું મનન કરનારા મનુષ્યને ઇંદ્રિયો પોતાના તરફ વિષયોમાં મનને પણ ખેંચી જાય છે અને પછી મન બુધ્ધિને બુદ્ધિ વિચાર કરવાની ચૈતન્યશકિતને હરણ કરી લે છે. હે બેટા! દ્રષ્ટાંત તરીકે જેમ નદી કિનારા ઉપર ઉગેલા વૃક્ષો પોતાના મુળીયાં વડે નદીમાંથી જળને ચુસી લે છે, તેમ બુધ્ધિમાંથી વિચારશકિતનો નાશ થાય છે પછી સાર કે અસાર સમજાતું નથી તેને લીધે પછી વ્યવહારિક જ્ઞાનનો પણ નાશ થાય છે એમ વિવેકી પુરૂષો કહે છે તેના માટે ગીતાજીમાં પણ કહ્યું જે મન સંસારમાંથી આત્માનો ઉધ્ધાર કરનારો છે માટે મિત્ર છે. અને બંધનમાં નાખે છે માટે શત્રુ છે વળી પણ કહે છે કેઃ–

( મનએવ મનુષ્યાણાંકારણં બંધમોક્ષયોઃ )

હે બેટા! મનથીજ બંધન થાય છે અને મનથીજ મોક્ષ થાય છે હે બેટા! જે આત્માને લીધેજ આપણને આ સઘળું પ્રીય લાગે છે, તે આત્માનો પોતેજ નાશ કરવો, એના જેવી મનુષ્યને આ જગતમાં બીજી કોઇપણ સ્વાર્થની હાની નથી. ધનની તથા સંબંધીઓની તથા વિષય વાસનાની ઇચ્છા કરવાથી મનુષ્યના સર્વ પુરૂષાર્થનો નાશ થાય છે અને તેને લીધે મનુષ્યો શાસ્ત્રના જ્ઞાનથી ભ્રષ્ટ થાય છે, તેથી ચોરાશીલક્ષ યોની ભોગવવી પડે છે. માટે જે મનુષ્યને પોતાના આત્માના કલ્યાણની ઇચ્છા હોય તો વિષયોનો કોઇપણ દિવસ સંગ કરવો નહી. હે આત્મા! મનુષ્ય જ્યારે ઈન્દ્રિયોના સુખને માટે કર્મ કરે છે ત્યારે તે ભાન વિનાનો થઇને યોગ્ય કે અયોગ્ય કર્મ કરીને પાપકર્મ કરે છે, અને તે પાપકર્મોને લીધે દેહ ઉત્પન્ન થાય છે. તે દેહ મિથ્યા છે, છતાં પણ દુઃખ આપે છે માટે પાપકર્મ કરવા નહી.

મનુષ્ય જ્યાં સુધી આત્મતત્વને જાણવાની ઇચ્છા કરતો નથી ત્યાં સુધી અજ્ઞાનને લીધે, તેને પોતાના ખરા સ્વરૂપનું જ્ઞાન થતું નથી અને જ્યાં સુધી વિષયોની ક્રિયાઓ ચાલુ હોય છે, ત્યાં સુધી મન પણ વિષયોને વશ થાય છે, ત્યારે મન મનુષ્યને વિષયાધીન કરી મૂકે છે તેથી મનુષ્યનું મન આત્મસ્વરૂપના અજ્ઞાન વડે ઢંકાઇ જાય છે, અને જ્યાંસુધી મનુષ્ય વિષય ઉપર વૈરાગ્ય કરતો નથી. તથા પરમાત્મા વિષે પ્રીતિ કરતો નથી ત્યાં સુધી તેને દેહાદિઅભિમાન છુટતો નથી. વિદ્વાન મનુષ્યો પણ જ્યાં સુધી ઈન્દ્રિઓની ચેષ્ટાઓને મિથ્યા માનતો નથી ત્યાં સુધી ઇન્દ્રિઓનાં સ્વાર્થ સાધવામાં મૂઢ બની જાય છે અને તેથી પોતાના સ્વરૂપને ભૂલી જઇ અજ્ઞાની થઇ જાય છે અને તેથી હું અને મારૂં તથા મારૂં ઘર પુત્ર સગાસંબંધીઓ અને ધનનો મોહ થાય છે. માટે હે આત્મા! અહંકારનો પરિત્યાગ કરીને પરમાત્માનું સ્મરણ કરવું તથા ગુરૂની સેવા કરવી, તૃષ્ણાનો ત્યાગ કરવો, સુખ દુઃખ સહન કરવા. સર્વ પ્રાણીઓ ઉપર સમદ્રષ્ટી રાખવી, વેરનું ત્યાગ કરવું, અને શાન્તિ રાખવી, શરીર ઉપર ઘર ઉપર તથા સંબધીઓ ઉપર અહંમહત્વનો ત્યાગ કરવો. ગુરૂ તથા શાસ્ત્રો ઉપર શ્રધ્ધા રાખવી શાસ્ત્રનો અભ્યાસ કરી એકાંત સ્થળમાં વાસ કરવુ મૌન રહેવું પરોપકારમાં પ્રેમ રાખવો સત્ય બોલવું અહિંસા વૃતિ રાખવી પ્રાણ ઇન્દ્રિઓ મન અને બુધ્ધિને સારી રીતે વશ કરી આળસ રહીત થઇને પોતાનું મનુષ્ય દેહનું કર્તવ્ય કરવુ વાણીને નિયમમાં રાખી અષ્ટ પ્રહર પરમાત્માનું સ્મરણ કરવું નકામું વખત કોઇની નિંદામાં તથા સંસારના પ્રપંચોમાં ગુમાવવો નહી. કારણ કે, મનુષ્ય દેહ દેવોને પણ દુર્લભ છે તો તેની કોડીની કિંમત કરીને કાઢી નાખવો નહી તેના ઉપર 'દ્રષ્ટાંત'. હે આત્મા! એક ખેડુત પોતાનો ખેતર ખેડતો હતો તેથી તેને પોતાના ખેતરમાંથી એક રત્ન મળ્યો

તે પોતે જાતીનો કુંભાર હોવાથી તેને રત્નનાં કિંમતની પરીક્ષા ન હોવાથી કાચનો કકડો જાણી પોતાના ગધેડાના ડોકમાં બાંધ્યું હતું. તેને એક સમય રત્નની પરીક્ષા કરનારો ઝવેરી મળ્યો તે ઝવેરીએ ગધેડાનાં ડોકમાં રત્નને દીઠું. તેથી ઝવેરીએ મનમાં વિચાર કર્યો કે, આ અમૂલ્ય રત્ન ગધેડાનાં ડોકમાં બાંધ્યું છે, તેથી તેને રત્નની પરીક્ષા નથી.

એમ જાણીને કુંભારને કહ્યું, હે ભાઇ! તારા ગધેડાનાં ડોકમાં જે તે બાંધ્યું છે તે મને આપ અને હું તેના બદલામાં તને કંઇ પણ આપું, એટલે પહેલો કુંભાર પ્રથમથી તો ના પાડી પરંતુ ઝવેરીનાં ઘણા આગ્રહથી તેને રત્ન ગધેડાના ડોકમાંથી છોડી આપ્યું અને કુંભાર બિચારાને રત્નની પરીક્ષા ન હોવાથી, મનમાં વિચાર કરીને કહે છે:- કે કાચનાં કકડાની તેના બદલામાં મારે શું વસ્તુ લેવી? પરંતુ મારા છોકરા માટે થોડી કોડીઓ રમવા માંગી લઉં એમ ધારીને કોડીઓ માગી તે ઝવેરી થોડી આપીને પ્રેમથી રત્નને પોતાના ઘેર લઇ આવ્યો, અને પછી તે રત્નને સુવર્ણનાં સિંહાસન ઉપર પંચામૃતથી સ્નાન કરાવીને રેશમના રૂમાલમાં વિંટીને પધરાવ્યું અને પછી ચંદન તથા પુષ્પથી પૂજા કરીને કપુરથી તેની આરતી ઉતારે છે એટલામાં રત્નનાં ફૂટ સરખા કકડા થઇ પડયા તેથી ઝવેરી બિચારો મનમાં નિરાશ થઇને રત્નને ધિકકાર આપીને કહ્યું; કે તને ધિકકાર છે, કારણ કે તું ગધેડાના ડોકમાં બંધાએલો હતો ત્યારે ન ભાંગ્યો અને તારી આટલી પ્રેમથી પૂજા કરતાં તું ભાંગી પડયો; માટે તને ધિકકાર છે. એટલે રત્ને કહ્યું, હે ભાઇ! ગધેડાનાં ડોકમાં બાંધનાર કુંભારને મારી પરીક્ષા ન હતી પરંતુ તને તો મારી પરીક્ષા છે, છતાં તેં મારી કોડીની કિંમત કરી તેથી હું તને કોડીની કિંમતથી પણ નકામો

થયો; તેમ હે પવિત્રાત્મા! મનુષ્યો માયાના મોહથી પોતાનાં આત્મ-સ્વરૂપને વિસરી જાય છે, અને પોતાનાં સ્વરૂપથી જૂદા પડયા પછી સંસારમાં ઉપરાઉપર જન્મ મરણને પામ્યા કરે છે. માટે હે નિર્દોષાત્મા! આ જગતમાં શાસ્ત્રજ્ઞાન તથા અપરોક્ષજ્ઞાન જે યોનીમાં મેળવી શકાય છે તેવી મનુષ્ય યોનીમાં અવતાર પામીને જે મનુષ્ય પોતાના આત્મસ્વરૂપને જાણતો નથી, તે કોઈ દિવસ શાન્તિને પામતો નથી. માટે હે ગુણગ્રાહી નિર્દોષાત્મા! પ્રવૃતિ માર્ગમાં કલેશ તથા વિપ-રીત ફળ મળે છે એમ જાણીને તથા નિવૃતિ માર્ગમાં અક્ષય મોક્ષ મળે છે. એમ જાણીને વિવેકી મનુષ્યો સંકલ્પોથી વિરામ પામી અને રાગ તથા દ્વેષાદિક ભયાનક તથા સુખ દુખાદિક સંકલ્પોનો ત્યાગ કરી; હું સચ્ચિદાનંદ સ્વરૂપ છું એવો ભાવ હૃદયમાં દ્રઢ કરવું, અને સર્વનાં આત્મા અંતર્યામિ જે પરમાત્મા છે તે આ સર્વ સંસારમાં સર્વ સ્વરૂપે વ્યાપી રહેલા છે એવું નિશ્ચય કરવું. કારણ કે રાગદ્વેષ અને સુખ દુખાદિકના સંકલ્પોનો ભોગ મળે છે. માટે હે બેટા! રાગદ્વેષ અને સુખ દુઃખાદિક સંકલ્પોનું ત્યાગ કરવું અને જ્યાં સુધી પૂર્ણ જ્ઞાન થયું હોય ત્યાં સુધી સાત્વિક સંકલ્પો કરવા અને જ્યારે આત્માનો અપરોક્ષજ્ઞાન થાય પછી સાત્વિક સંકલ્પો પણ ત્યાગ કરવાના છે, કારણ કે સંકલ્પો બળવાન છે તે ભોગ આપ્યા વિના રહેતા નથી. તે ઉપર આ એક, 'દ્રષ્ટાંત' છે. પૌરા-ણિક નહી પણ પ્રમાણીક છે, એક આત્માને બસો ભજન આવડતા હતા તેમાં આ એક ભજન ઉપર તેમને બહુજ પ્રીતિ હતી તે ભજન.

**જાવું છે*મસાણે ચેતી લેને ટાણે મહોબત મેલી મનવા જાવું છે મસાણે।**
**કાલ અચાનક ઓંચીતે આણે ભોજન પીરસ્યા રહેસે રે ભાણે॥**

---

* जायस्व म्रीयस्व

જો કે હે બેટા! આ ભજન ઘણા આત્માઓ ગાતાં હશે પરંતુ આ આત્માને તો આ ભજન ઉપર દ્રઢ પ્રીતિ હોવાથી તે આત્માનું તે દ્રઢ સંકલ્પ હોવાથી તેજ પ્રમાણે બનાવ બન્યો છે. ભોજનને ભાણામાં પીરસીને ભોજન કરવા બેસતી વખતે જરીક પેટમાં ચૂક આવતાં તે આત્માને પ્રથમ કોઇ જાતની વ્યાધી નહી છતાં પણ ભોજન ભાણામાં મૂકી અને આ પંચમહાભૂતના દેહને છોડી ચાલ્યો ગયો. જો કે હે બેટા! શાસ્ત્રમાં કહે છે:—

જેમ છિન્નભિન્ન થયેલા પુષ્પની પાંખડી નાશ પામી જાય છે તેમ પંચમહાભૌતિક દેહની તેજ ગતિ થાય છે.

જેમ ફાટેલા પુષ્પની પાંખડીઓ વીખરાઇ જાય છે. તેમજ આ પંચભૂતનો દેહ પણ એક દિવસ વીખરાઇ જવાનો છે. વિશેષ ઉદ્દેશ એજ કે જેવો સંકલ્પ તેવો ભોગ થાય છે માટે હે આત્મા! સંકલ્પ એટલો બળવાન છે કે એક સંકલ્પ માત્રથી પરમાત્મા એ સૃષ્ટિને રચી છે માટે હે બેટા! સંકલ્પ વિકલ્પને જ્યારે સમાવિશ ત્યારે માત્મજ્યોતિ પામીશ.

શિષ્યે પૂછ્યું, હે મહારાજ! આપ કહો છો કે સંકલ્પો ભોગ આપે છે, અને મનનું તો ધર્મ છે કે સંકલ્પ અને વિકલ્પો કરવા. તો જ્ઞાનીની મુકિત કેવી રીતે થાય? અને પરમાત્માએ એક સંકલ્પથી કેવી રીતે સૃષ્ટિ રચી તે આપ કૃપા કરીને આ અજ્ઞાનીને સમજાવો.

ગુરૂએ કહ્યું હે પવિત્રાત્મા! રાગદ્વેષાદિક સંકલ્પો તથા વિકલ્પો તો જ્ઞાનીઓ અટકાવી મૂકે છે પણ એમનું સાત્વિક સંકલ્પ માત્ર પરોપકારને માટે હોય છે તે પણ લૂલો અને સમુદ્રની લહેરની માફક જેમ સમુદ્રમાં લહેર ઉઠે છે અને પાછી તરત સમાઇ જાય છે તેવી

રીતે જ્ઞાનીનો સંકલ્પ હોય છે. હે આત્મા! તેનું કારણ એજ કે જ્ઞાની પોતાનું સર્વસ્વ અહંકાર પરમાત્માને અર્પણ કરીને દગ્ધ પટવત્ રહે છે. જેમ ચિત્રવાળા વસ્ત્રને બાળી નાંખ્યું હોય તો પણ તેમાં ચિત્રો હોય તે બળી ગયા પછી પણ દેખાય છે. પરંતુ તે ક્રિયા કરવાને સમર્થ થતાં નથી કારણ કે ઉપાડવાથી રાખ થઇ જાય છે તેથી તે ક્રિયા કરી શકતાં નથી તેમજ જ્ઞાની દગ્ધ પટવત્ રહે છે બેટા! જેમ ભુંજેલા બી ઉગવા સમર્થ થતા નથી તેમજ જ્ઞાનીનો સંકલ્પ પણ ભોગ આપતો નથી. સંકલ્પ ત્રણ પ્રકારનો છે એક જળમાં * લીટો કાઢયા જેવો બીજો રેતીમાં લીટો કાઢયા જેવો ત્રીજો પત્થરમાં લીટો કાઢવા જેવો એટલે જે અપરોક્ષ જ્ઞાની છે તેમનો સંકલ્પ જળમાં લીટો કાઢવા જેવો અને પરોક્ષ જ્ઞાનીનું રેતીમાં લીટો કાઢવા જેવો અને અજ્ઞાનીનો પત્થરમાં લીટો કાઢવા જેવો દ્રઢ હોય છે તેથી ભોગ આપે છે માટે હે ગુણગ્રાહી બેટા! રાગદ્વેષનાં તથા સુખદુઃખનાં સંકલ્પનો ત્યાગ કરીને 'હું આત્મા સત્‌ચિત્ આનંદ સ્વરૂપ છું' અને સુખરૂપ છું તથા પરમાત્મા આ સંસારમાં સર્વ સ્વરૂપે વ્યાપી રહેલા છે એવું હૃદયમાં દ્રઢ કરવું. કારણ કે, પરમાત્મા સર્વ વ્યાપક છે. સર્વકાળ છે. એક આત્મામાં અવરણો નહિં. જીવ ભાવમાં હોઇ શકે. હે બેટા! પરમાત્મા સર્વમાં સર્વ સ્વરૂપે રહેલા છે એવું હૃદયમાં ભાવ કરવાથી આ સંસાર સારરૂપ તથા આનંદરૂપ જણાશે.

હરિઃ ૐ તત્! સત્ પરમાત્માને નમઃ

## સંસાર સારરૂપ વર્ણન નામનો પહેલો અધ્યાય સમાપ્ત.

---

* લીંટી



लोकानां तु विवृध्द्यर्थं मुखबाहूरुपादत :।

ब्राह्मणं क्षत्रियं वैश्यं शूद्रंच निरवर्तयत् ॥

# અધ્યાય બીજો ઉત્પત્તિ વર્ણન

# અધ્યાય બીજો ઉત્પત્તિ વર્ણન

દોહરો

સંકલ્પે સૃષ્ટિ રચી, અકાર ઉકાર ને મકાર.
સત, રજ, તમ, દર્શી રહ્યો. સર્વમાં એકતાર

હે જીજ્ઞાસો! પરમાત્માએ એક સંકલ્પથી કેવી રીતે સૃષ્ટિ રચી છે તે હવે હું કહું છું તે સાંભળ. પ્રલય સમયમાં પરમાત્મા જળમાં શેષશય્યાઉપર પોઢેલા હતા ત્યારે એમને અંતઃકરણમાં સંકલ્પ ઉઠયો કે 'એકોહંબહુ સ્યામ' હું એક છું તે બહુ રૂપે વિચરૂં આવો પરમાત્માને વિચાર થવાથી સૃષ્ટિની ઉત્પતિ કરેલી છે. પ્રથમ અકાર ઉકારને મકારમાંથી અક્ષર બ્રહ્મ ૐ કાર ગોઠવ્યો તે પછી રજોગુણમાંથી બ્રહ્માજીને સૃષ્ટિની ઉત્પતિ કરવા માટે પેદા કર્યા સત્વ ગુણમાંથી વિષ્ણુને સૃષ્ટિનો પાલન કરવા માટે પેદા કર્યા અને તમોગુણમાંથી શંકર ભગવાનને સૃષ્ટિનો સંહાર કરવા માટે પેદા કર્યા પ્રથમ બ્રહ્માજીએ સૃષ્ટિને ઉત્પન્ન કરવા માટે પુરૂષ તથા પ્રકૃતિને પેદા કર્યા અને પુરૂષ તથા પ્રકૃતિએ બે જોડલામાંથી સત્વ ગુણમાંથી * દેવોને ઉત્પન્ન કર્યા એટલે દેવતાઓની પિતૃઓની અને અસુરોની એમ ત્રણ સૃષ્ટિ ગંધર્વ

---

तत्र देवमष्टप्रकारं, प्राजापत्यं सैाम्यमैन्द्र गान्धर्वं याक्षं राक्षसं पैशाचमिति। पशुमृगपक्षि सरीसृपस्थावराणि भूतान्येवं पचविषस्तैरश्चः। मानुषयोनिरेकैव। इति चतुर्दश भूतानि॥

આ સૃષ્ટિ ક્રમ સાંખ્ય મતના આધારે તથા પુરાણોને અનુસરીને લખાએલું છે.
સંશોધક.

ચારણ તથા વિદ્યાધરોની એક સૃષ્ટિ કિન્નર વગેરેની એક સૃષ્ટિ, ભૂત પ્રેત અને પિશાચોની એક સૃષ્ટિ સિદ્ધચારણ તથા વિદ્યાધરોની એક સૃષ્ટિ અને આ આઠ સૃષ્ટિ દેવ સૃષ્ટિ કહેવાય છે તે પછી રજો-ગુણમાંથી મનુષ્યને ઉત્પન્ન કર્યા તમોગુણમાંથી દાનવોને ઉત્પન્ન કર્યા જીવની ચાર ખાણ છે જરાયુજ, અંડજ, 'સ્વેદજ અને ઉદ્‌ભિજ્જ અપ્સરાઓની એક સૃષ્ટિ, યક્ષ રાક્ષસની એક સૃષ્ટિ જાતિ, શબ્દ-ગુણ, શબ્દ ક્રિયા અને યદ્રચ્છા શબ્દ આચાર પ્રકારથી શબ્દ પ્રવૃત્તિ થાય છે ઓરમાંથી વીંટાયલા ઉત્પન્ન થાય તે જેવા કે મનુષ્યાદિક તે જરાયુજ કહેવાય છે ઇંડામાંથી ઉત્પન્ન થાય તે કબુતર સર્પ વિગેરે તે અંડજ કહેવાય છે પરસેવાથી ઉત્પન્ન થાય તે માકણ જૂ વિગેરે તે સ્વેદજ કહેવાય છે અને પૃથ્વી ફોડીને અંકુર રૂપે બહાર નીકળે તે વૃક્ષાદિ તે ઉદભિજ્જ કહેવાય છે તે મુખ્ય ચાર ખાણમાંથી લક્ષ ચોરાશી યોનીમાંથી તેમાં અનંત જીવો પેદા થાય છે વિશ લાખ સ્થાવર, નવ લાખ જલજંતુ, અગીઆર લાખ કાચબા, દશ લાખ પક્ષિ, ત્રિસ લાખ પશુ,' અને ચાર લાખ વાનરજાતિ આવી રીતે લક્ષ ચોરાશી યોનીઓ ગણવામાં આવે છે. તમાં મુખ્ય દેવ દાનવ અને મનુષ્યો છે તેમાં પ્રથમ દેવો બ્રહ્માજીની પાસે પ્રાર્થના કરીને કહેવા લાગ્યાઃ-કે હે પ્રભો! વાસસ્થાન બતાવો ત્યાં અમે જઇને વાસ કરીએ તથા અમોને જે કાર્ય કરવા માટે આજ્ઞા આપો તે કાર્ય અમો કરીએ તે દેવોની પ્રાર્થના ઉપરથી બ્રહ્માજીએ ગુહ્ય વાણીથી કહ્યું કે 'દ' તે પછી મનુષ્યો બ્રહ્માજીની પ્રાર્થના કરીને રહેવા માટે સ્થાનક તથા કાર્ય કરવા માટે આજ્ઞા માગી ત્યારે બ્રહ્માજીએ મનુષ્યોને પણ 'દ' કહ્યો. તે પછી દાનવો બ્રહ્માજીની પ્રાર્થના કરીને રહેવા માટે તથા કાર્ય કરવા માટે આજ્ઞા માગી ત્યારે બ્રહ્માજીએ દાનવોને પણ 'દ' કહ્યો. હે આત્મા! આવી રીતે ગુહ્ય ઉચ્ચારથી બ્રહ્માજીએ દેવોને દાનવોને અને મનુષ્યોને કહ્યું.

ત્યારે દેવો દાનવો અને મનુષ્યો કહેવા લાગ્યા હે મહારાજ! અમોને તમો 'દ' અક્ષરથી શું આજ્ઞા આપી તે અમો સમજી શકતા નથી. માટે હે પ્રભો! અમોને આપ કૃપા કરી સમજાવો. ત્યારે પ્રથમ બ્રહ્માજી દેવોને કહે છે કે 'દ' એટલે તમો ઇન્દ્રિઓનો દમન કરો તો તમારૂં કલ્યાણ થાય તે પછી મનુષ્યો બ્રહ્માજીને કહેવા લાગ્યા હે પ્રભો! તમો 'દ' અક્ષરથી શું આજ્ઞા કરી તે અમો સમજી શકતા નથી ત્યારે બ્રહ્માજી મનુષ્યોને કહેવા લાગ્યા-: 'દ' એટલે તમો દાન કરો તો તમારૂં કલ્યાણ થાય. તે પછી દાનવો બ્રહ્માજીને કહેવા લાગ્યા:- કે હે પ્રભો! તમો 'દ' અક્ષરથી શું આજ્ઞા કરી તે અમો સમજી શકતા નથી. ત્યારે, બ્રહ્માજી દાનવોને કહે છે કે 'દ' એટલે તમો દયા રાખો તો તમારૂં કલ્યાણ થાય. આવી રીતે દેવોને દાનવોને અને મનુષ્યોને કાર્ય કરવા માટે બ્રહ્માજીએ આજ્ઞા આપી પછી રહેવાને માટે સ્થાન બનાવી આપ્યા પ્રથમ ચૌદ લોક બનાવ્યા તેના નામો ભૂર્લોક ભુવર્લોક સ્વર્લોક, મહર્લોક, જનલોક, તપલોક, સત્યલોક, વા બ્રહ્મલોક, વા વૈકુઠલોક એ સાત ઉર્ધ્વલોક કહેવાય છે ત્યારપછી નીચેના લોક, અતલ, વિતલ, સુતલ, તલાતલ, મહાતલ, રસાતલ, અને પાતાલ, એ સાત અધો-લોક એમ ચૌદ લોક કહેવાય છે તેમાં મુખ્ય ત્રણ લોક તેમાં પાતાલ લોકમાં દાનવોએ વાસ કર્યું મૃત્યુલોકમાં મનુષ્યોએ વાસ કર્યું અને સ્વર્ગલોકમાં દેવોએ વાસ કર્યું તે પછી જળચર પ્રાણીઓએ જળમાં વાસ કર્યું, ભૂચર ભૂમીમાં વાસ કર્યું અને નભચર નભમાં વાસ કર્યું પક્ષીઓને આકાશમાં ઉડવાની સિદ્ધિ જન્મથીજ હોય છે જળ જંતુઓ જળમાં રહી શકે છે. હે બેટા! હવે હું મૃત્યુલોકની રચના કહું છું મૃત્યુ-લોકમાં ઇલાવત રમ્યક, હિરણ્યમય કુરૂ હરિવર્ષ ભારત કેતુમાલ ભદ્રાશ્વ અને કિંપુરૂષ એ નામના નવ ખંડ કહેવાય છે તે પછી ઇંદ્ર, અગ્નિ,

યમ, નિઋતિ વરૂણ, વાયુ, કુબેર, અને ઈશાન એ નામના આઠ દિગ્પાલ કહેવાય છે તે પછી જંબુ, પ્લક્ષ, કુશ, ક્રૌંચ,શાક, શાલ્મલિ, પુષ્કર, એ નામનાં સાત દ્વીપ છે તેમાં મનુષ્યનાં આત્મ કલ્યાણનાં માટે પ્રથમ હૃદય પવિત્ર કરવા માટે ચાર ધામ અને અડસઠ તીર્થ તેમાં ચાર સરોવર છે. પંપા સરોવર, માન સરોવર, બિંદુ સરોવર, નારાયણ સરોવર, એ નામના ચાર કહેવાય છે. મૃત્યુલોકમાં નદીઓ અનેક છે. તેમાં મુખ્ય કહું છું. ગંગા ગોદાવરી, કાશી, ત્રિવેણી, નર્મદા, સરસ્વતી યમુના ભાગીરથી, કાવેરી, અને ગોમતીજી. એ નામની પવિત્ર નદીઓ કહેવાય છે. તે પછી ધર્મનું સ્થાપન કરવા માટે સપ્તર્ષિઓ છે. કશ્યપ, અત્રિ, વસિષ્ટ, વિશ્વામિત્ર, ભરદ્વાજ, જમદગ્નિ, અને ગૌતમ, એ નામના સપ્તર્ષિઓ કહેવાય છે તે અને આત્મજ્ઞાન પ્રાપ્ત કરવા માટે ચાર વેદો રચાયા છે.

સામવેદ, યજુર્વેદ, ઋગ્વેદ, અથર્વવેદ, એ ચાર વેદ કહેવાય છે તે પછી ચાર ઉપવેદ રચ્યા છે. આયુર્વેદ, ધનુર્વેદ, ગાન્ધર્વ, અને સ્થાપત્યવેદ, એ ચાર ઉપવેદ કહેવાય છે. તે પછી છ શાસ્ત્ર રચાયા, સાંખ્ય, વેદાંત, વૈશેષિક, યોગ, ન્યાય અને મીમાંસા એ છ શાસ્ત્રો કહેવાય છે તે પછી અઢાર પુરણ રચાયા * શ્રીમદ્ભાગવત્

---

* ब्राह्मं पाद्मं वैष्णवंच, शैवं भागवतं तथा ।
तथान्य नारदीयं य, मार्कण्डेयं च सप्तमम् ॥
अग्नेय मष्टमं प्रोक्तं, भविष्यं नवमं तथा ।
दशमं ब्रह्म वैवर्तं लैङ्गमेकादशं तथा ॥
वाराहं द्वादशं प्रोक्तं, स्कान्दं चैव त्रयोदशम् ।
चतुर्दशं वामनं च कौर्मं पञ्चदशं तथा ॥
मात्स्यं च गारुडं चैव ब्रह्माण्ड मन्तिमं तथा । संशोधक.

શિવ, સ્કંધ, મત્સય, અગ્નિ, નારદ, વિષ્ણુ, બ્રહ્મવૈવર્ત ભવિષ્ય, ગરૂડ, પદ્મ, માર્કેંડય આત્મ, વામન, વારાહ, કર્મ, લિંગ અને બ્રહ્મ, એમ અઢાર પુરાણ કહેવાય છે તેમાં બ્રહ્મપુરાણ દશ હજાર શ્લોકોનું છે. પ્રદ્મપુરાણ પંચાવન હજાર શ્લોકોનું છે. વિષ્ણુપુરાણ ત્રેવિશ હજાર શ્લોકોનું છે શિવપુરાણ ચોવિશ હજાર શ્લોકોનું છે. માર્કંડેયપુરાણ નવ હજાર શ્લોકોનું છે. નારદપુરાણ પચીસ હજાર શ્લોકોનું. અગ્નિ-પુરાણ પંદર હજાર અને ચાર શ્લોકોનુ છે. ભવિષ્યપુરાણ ચૌદ હજાર અને પાંચસો શ્લોકોનું છે શ્રીમદ્‌ભાગવત્‌પુરાણ અઢાર હજાર શ્લોકોનું છે. બ્રહ્મવૈર્તપુરાણ અઢાર હજાર શ્લોકોનું છે. લિંગપુરાણ અગીઆર હજાર શ્લોકોનું છે. વારાહપુરાણ ચોવીસ હજાર શ્લોકોનું છે, સ્કંદ-પુરાણ ખ્યાશી હજાર શ્લોકનું છે. વામનપુરાણ દશ હજાર શ્લોકોનું છે. કૂર્ચપુરાણ સતર હજાર શ્લોકોનું છે. મત્સ્યપુરાણ ચૌદ હજાર છે. ગરૂડપુરાણ ઓગણીસ હજાર શ્લોકોનું છે અને બ્રહ્માંડપુરાણ બાર શ્લોકોનું છે આ પ્રમાણે હે આત્મા! પુરાણોના શ્લોકસંખ્યા ચાર લાખની કહેલી છે. તે પછી શ્રુતિ અને સ્મૃતિ શ્રુતિ વેદમય છે અને સ્મૃતિ ધર્મમય છે તે પછી મનુષ્યનાં દિવસ તથા રાત્રિ બન્ને ચાર ચાર પ્રહરનાં છે. પંદર દિવસનું એક પક્ષ થાય છે તે પક્ષમાં એકનું નામ શુકલ અને બીજાનું નામ કૃષ્ણપક્ષ છે તે બન્ને પક્ષ મળીને એક માસ ગણાય છે આ માસ પિતૃઓનો દિવસ રાત્રિ ગણાય છે. બે માસની એક ઋતુ અને છ માસનો એક અયન થાય છે. અયન બે છે દક્ષિણાયન અને ઉતરાયન તે બે અયન મળીને મનુષ્યોનાં બાર મહિના વા એક વર્ષ ગણાય છે તે દેવતાઓનો રાત્રિ દિવસ ગણાય છે.

મનુષ્યનું ઘણામાં ઘણું આયુષ્ય સો વર્ષનું છે. તે પછી સત્યયુગ ત્રેતાયુગ, દ્વાપરયુગ, અને કલિયુગ એ ચાર યુગોને યુગોની સંખ્યા

તથા સંધ્યાશ મળીને દેવતાઓનાં બાર હજાર વર્ષો પૂરા થયા એમ શાસ્ત્રોમાં નિર્માણ કરેલું છે તેમાં ચારસો વર્ષ સંધ્યાનાં, ચારસો વર્ષ સંધ્યાંશનાં અને ચાર હજાર વર્ષ યુગનાં એમ દેવોનાં, ચાર હજાર અને આઠસોનો એક સત્યયુગ કહેવાય છે ત્રણસો સંધ્યાના ત્રણસો, સંધ્યાંશનાં અને ત્રણ હજાર વર્ષ યુગનાં એમ ત્રણ હજાર છસો વર્ષનો એક ત્રેતાયુગ કહેવાય છે બસો વર્ષ સંધ્યાના બશો વર્ષ સંધ્યાંશનાં તથા બે હજાર વર્ષ યુગના એમ બે હજાર અને ચારશો વર્ષનો એક દ્વાપરયુગ કહેવાય છે. સો વર્ષ સંધ્યાના સો વર્ષ સંધ્યાંશના એક હજાર વર્ષ યુગનાં એમ એક હજાર બસો વર્ષનો એક કલીયુગ કહેવાય છે. યુગનાં આરંભમાં સંધ્યા હોય છે તથા અંતમાં સંધ્યાંશ કહેવાય છે આ સેંકડોની સંખ્યાવાળા બન્ને સમયની વચ્ચેના, જે કાળને કાલવેતાઓ યુગ કહે છે. અને તે યુગમાં ભિન્ન ભિન્ન વર્ણાશ્રમોના ધર્મોની સ્થાપના કરવામાં આવે છે, અને તે પ્રમાણે વર્ણો તથા આશ્રમો વર્તે છે. સત્ય યુગમાં મનુષ્યોમાં ધર્મ ચારે ચર્ણથી સંપુંર્ણ રીતે રહે છે. અને પછી અધર્મની વૃદ્ધિ થવાથી બીજા યુગોમાં એક એક ચર્ણ ઓછો થતો જાય છે. હે વત્સ ! હવે ચાર યુગોનું વિશેષ વર્ણન આગળ કહેવામાં આવશે. ત્રણ લોકથી બહાર આવેલા મહોલોકથી માંડીને બ્રહ્મલોક સુધીમાં ચાર હજાર યુગનો એક દિવસ ગણાય તથા રાત્રિ પણ તેટલીજ મોટી ગણાય છે. આ બ્રહ્માની રાત્રિ તથા દિવસ કહેવાય છે. તેમાં રાત્રે વિશ્વને સર્જનહારા બ્રહ્મા નિદ્રા કરે છે અને રાત્રિ વિત્યા પછી પ્રભાતમાં બ્રહ્મા પાછા લોકો ઉત્પન્ન કરે છે. તે બ્રહ્માનાં એક દિવસમાં ચોદ મનુઓ ઉપભોગ કરે છે. અર્થાત બ્રહ્માનાં એક દિવસમાં ચૌદ મનુઓ ઉત્પન્ન થાય છે. આ પ્રત્યેક મનુઓ એકોતેર ચોકડી કરતાં કંઇક અધીક કાળ સુધી પોતે પોતાનું આયુષ્ય ભોગવે

છે. અને તે મનવંતરોમાં મનુઓ તથા તેનાં વંસજ, રાજાઓ, સપ્તર્ષિઓ, દેવતાઓ, ઇન્દ્ર તથા તેઓને અનુસારનારા ગંધર્વો વિગેરે એક સાથેજ ઉત્પન્ન થાય છે, તેમાં ત્રણ લોકની ઉત્પત્તિ થાય છે. આવી બ્રહ્માની રોજની લોકસૃષ્ટિ છે. જે સૃષ્ટિમાં પક્ષિઓ મનુષ્યો પિતૃઓ અને દેવતાઓનું કર્મ વડે જન્મ થાય છે. હે નિર્દોષાત્મા! બ્રહ્માની મૃત્યુલોકની સૃષ્ટિમાં લક્ષચોર્યાસી યોની કરતાં મનુષ્ય દેહ ઉત્તમ છે. તેમાં ચાર વર્ણ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર તે ચાર વર્ણમાં વેદ મય પરમાત્માએ વેદોનું રક્ષણ કરવા માટે જીતેંદ્રિય તથા તપવિદયા અને યોગાભ્યાસવાળા બ્રાહ્મણોને પોતાના મુખમાંથી ઉત્પન્ન કર્યા. અને તેઓનું રક્ષણ કરવા માટે અનંત નેત્રોવળા પરમાત્માએ પોતાના અનેક હાથોમાંથી ક્ષત્રિયોને ઉત્પન્ન કર્યા. વૈશ્યોને જંઘામાંથી તથા શુદ્રોને પરમાત્માએ ચરણોમાં ઉત્પન્ન કર્યા છે.

હે આત્મા! હવે પ્રથમ બ્રાહ્મણોના ધર્મો કહું છું. બ્રાહ્મણોએ વેદો ભણવા અને ભણાવવા. સત્ય વર્તન કરવો. તથા કરાવવો, સદા પવિત્ર રહેવું. તમોગુણી અહાર તથા વર્તન કરવું નહિ, સદાએ શાન્તિ રાખવી. શમ, દમ, તપ, પવિત્રાતા, સંતોષ ક્ષમા, સરળતા દયા, પરમાત્માનું સ્મરણ કરવું અને પ્રભુ પ્રત્યે તત્પર રહેવું એ બ્રાહ્મણોનાં ધર્મો છે. બ્રાહ્મણોનું દેહ સંસારમાં સુખો ભોગવવા માટે નથી. પણ જીવતા સુધી કષ્ટ ભોગવીને તથા તપશ્ચર્યા કરીને મૃત્યુ પછી પરલોકમાં અનંત સુખો ભોગવવા માટે છે. એમ વેદો વદે છે. બ્રાહ્મણોએ પોતે ભણવું અને ભણાવવું. યજ્ઞ કરવો અને કરાવવો તથા દાન લેવું અને આપવું. એમ છ કર્મોનું અધીકાર છે. અને તેઓમાં છેલ્લા ત્રણ કર્મો તેઓની આજીવિકા માટે છે. અર્થાત ભણાવવું, યજ્ઞ કરાવવો, અને દાન લેવું એ ત્રણ કર્મોથી તેઓની

આજીવિકા ચાલે છે. બ્રાહ્મણો વિદ્યાભ્યાસ દ્વારા પાપ પુંજનું નાશ કરી ગૃહસ્થ શ્રમાં પુત્રના મુખનુ દર્શન કરવાથી ત્રણ રૂણમાંથી મુકત થાય છે. ત્યાર પછી પુત્ર તથા પત્નિની આજ્ઞા લઇને સંન્યાસ લેવો. એ ત્રણ રુણ એટલે દેવરુણ, પિતૃરુણ, અને રુષિ-રુણ એવા પ્રકારના ત્રણે રૂણોમાંથી મુકત થઇને જ્યાં સુધી સંન્યાસ ન લીધો હોય ત્યાં સુધી ઘરમાં રહીને સ્વધર્મને સેવવું. અને જે ઘરમાં રહીને પણ સ્વધર્મને સેવે છે તે ઘરમાં રહ્યા છતાં ઘર ઉપર અતિ આસક્તિ ન રાખતાં અને પરમાત્મા ઉપર આસકિત રાખનાર છેવટે મુકિતને પામે છે. આ બ્રાહ્મણોનું ધર્મ કહેવાય છે.

હે આત્મા! હવે ક્ષત્રિયોના ધર્મો કહું છું. ક્ષત્રિયોએ યજ્ઞ કરાવવા અધિકાર છે. પ્રજાનું રક્ષણ કરનારા ક્ષત્રિ રાજાએ બ્રાહ્મ-ણોવિના બીજાઓ પાસેથી દંડ અર્થાત્ જગાત લેવી. એ ક્ષત્રિયોનું ધર્મ છે. દુર્ગુણી મનૂષ્યો ઉપર મહાત્માઓએ ક્ષમા રાખવી. અને રાજઓએ શિક્ષા કરવી. એ ક્ષત્રિયોનું ધર્મ છે. કારણ કે તેઓ પરમાત્માની પાલન કરનારી શકિત છે. અને તેઓ રથ વડે તથા ધનુષ્યના પ્રચંડ ટંકાર વડે દુષ્ટ લોકોને દંડ આપતા સૂર્યની પેઠે જો પૃથ્વિ ઉપર ફરે નહીતો તેજ વખતે પરમાત્માની બાંધેલી ચાર વર્ણની તથા ચાર આશ્રમોની મર્યાદાઓનું દુષ્ટ લોકો નાશ કરે. વળી તે નિશ્ચિત થઇને સુંઈ રહેતો! નિરંકુર એવા લાલચુ લોકોને લીધે અધર્મનો વધારો થાય. અને દુષ્ટોથી દુઃખી થતું આ જગત વિનાશ પામે. માટે રાજાઓએ પોતાના ધર્મોમાં સાવધાન રહેવું જોઇએ. કારણ કે ક્ષત્રિતેજ રૂપ ધર્મ દંડને પરમાત્માએ બનાવ્યો છે અને તે દંડના ભય વડે તે રાજાના સંપૂર્ણ સ્થાવર જંગમ પ્રાણીઓ પોત પોતાના ભોગ ભોગવે છે. અને સ્વધર્મથી ચલાયમાન

થતાં નથી. દેશકાળ શકિત અને વિધિના તત્વોનું વિચાર કરી અપરાધી મનુષ્યોને રાજાએ યથા યોગ્ય દંડ આપવું પરંતુ શાસ્ત્રમાં કહ્યું છે કે, મદિરાદિકથી મત થયેલો હોય, જે ભાન વિનાનો ઉન્મત્ત હોય, જે ભૂત પીડાથી કે વાયુ પ્રકોપથી ગાંડો થઇ ગયેલો હોય, જે નિદ્રામાં હોય, જે બાળક હોય, ઉદ્યમ વગરનો હોય, જેથી જડ થઇ ગયો હોય, જે શરણાગત હોય, એવા પ્રકારના મનુષ્યોને રાજા તથા અધીકારી મનુષ્યો મારતા નથી. ઉપર જણાવેલા અપરાધ વિના બીજા અપરાધીઓને દંડ આપવું. કારણ કે, દંડ પ્રજાનો રક્ષણ કરે છે. દંડ સુતેલાઓને જગાડે છે. અને પંડિતો દંડનેજ ધર્મ માને છે. જે રાજા આલસ્ય રહિત થઇને દંડ કરવા યોગ્ય મનુષ્યને દંડ જો ન કરે તો બળવાન મનુષ્યો નિર્બળ મનુષ્યોની હિંસા જરૂર કરશે. ને યથા યોગ્ય દંડનું આચરણ ન થાય તો સર્વે વર્ણો દૂષિત થઇ જાય છે. જે દેશમાં પાપને નાશ કરવા વાળો દંડ કરે છે. અને રાજાજો સારી રીતે દેખરેખ રાખનારો હોય છે. તો તે, દેશમાં પ્રજા મુંજાતી નથી. સત્ય બોલનારા, સારી રીતે સમજીને કાર્ય કરનરા, બુધ્ધિમાન અને ધર્મ, અર્થ કામને જાણનારા રાજાના હાથમાં દંડ આપવાનો કહ્યો છે. જે રાજા તે દંડને સારી રીતે ચલાવે છે તે ધર્મ, કર્મ, અર્થ, કામ વડે વૃધ્ધિને પામે છે. અને જે વિષયોનો મહાન અભિલાષી તથા ઉલટો ચાલનાર તથા છળ કપટ કરનારો રાજા પણ તેજ દંડ વડે નાશ પામે છે. તે સંસ્કાર રહિત રાજાઓ વડે ધારણ કરી શકાતું નથી રાજધર્મથી વિપરિત ચાલનારા રાજાઓને તેના બંધુ વર્ગ સહિત નાશ કરે છે. અને રાજાનો નાશ પામ્યા પછી કિલ્લો રાજ તથા સ્થાવર જગંમ પ્રજા અંતરીક્ષમાં રહેલા પક્ષિ આદિક તથા વાયુ આદિક દેવો તથા મુનીઓ પીડા પામે છે. રાજાઓએ પોતાના ન્યાય પ્રમાણે ચાલવું

તે અધર્મીઓને વિષે અત્યંત દંડ આપવો. અને અધર્મીઓમાં તે કેવા આચરણવાળા રાજાએ હોવું જોઇએ. તેવા રાજાનાકર્મોને હું કહું છું. તેથી તેની ઉત્પતિ તેમજ તેની પરમ સિધ્ધિ એટલે પ્રભુત્વ કેવું હોવુ જોઇએ તે કહુ છું પ્રભુએ યથા વિધિએ સંપૂર્ણ રાજયની ન્યાયાનુસાર રક્ષા કરવી જોઇએ. રાજા સિવાય આ લોકમાં ચારે બાજુએ ચલેવિચલ થઈ જાય છે, એટલા માટે એ સર્વની રક્ષા કરવા માટે પરમાત્માએ રાજાને ઉત્પન્ન કર્યા છે. ઇન્દ્ર, વાયુ, યમ, સૂર્ય, અગ્નિ, વરૂણ, ચંદ્ર, અને કુબેર, એટલાના સાર અથાત અંશોને ખેંચીને રાજા બન્યો છે. એટલે તે દિવ્ય ગુણોના અંશો વડે યુકત પુરૂષ રાજા થાય છે. માટે એ રાજા પોતાનાં તેજથી સર્વ પ્રાણીઓના ઉપર સત્તા ભોગવે છે, અને પૃથ્વીમાં કોઇ રાજાની સામે જોવાને શકિત-માન થતું નથી. માટે આ પણ મનુષ્ય છે એવી બુદ્ધિ વડે રાજા બાળક હોય તો ગણુ તેનું અપમાન કરવું નહિ. કારણ કે તેમાં મોટા દેવો મનુષ્ય રૂપે રહેલા છે, તે માટે રાજા પોતાના અનુકૂલસંયોગો તથા પ્રતિકૂલોસંયોગોમાં અનિષ્ટનો નિશ્ચય કરીને કાયદાઓ ઘડે તેને તોડવા નહિ. તે રાજાની સિદ્ધિ માટે પ્રયોજનનું રક્ષણ કરનાર તથા આત્માથી ઉત્પન્ન બ્રહ્મતેજ સ્વરૂપ ધર્મ દંડને પરમાત્માએ બનાવ્યો છે. માટે બ્રહ્મણોમાં ક્ષમા ગુણ યુકત રહેવું જોઇએ. ન્યાયપૂર્વક ચાલનારા રાજાનો યશ જગતમાં પાણીની અંદર તેલના બિંદુની માફક પ્રસરે છે. અને ઉપરોકત કહેલા આચરણોથી વિપરીત ચાલનારા તથા વિષયાશકત રાજાનો યશ, લોકમાં પાણીની અંદર ઘૃતના બિન્દુની માફક સંકોચાઇ જાય છે. તેવીજ રીતે ધર્મ શાસ્ત્રને જાણનારા વિદ્વાન બ્રહ્મણોનું સેવન કરવું, તથા તેઓ જે રાજ્ય ધર્મ સંબંધી કહે તે કરતાં રહેવું. કેમકે વિદ્વાનો યથાયોગ્ય ધર્મોના કુલનું આજ્ઞા પ્રમાણે ચાલનારા રાજા તથા મનુષ્યો રાક્ષસો વડે પણ પૂજાય છે. માટે

વિદ્વાનોની પાસેથી વિનય શીખવું. કેમકે વિનયવાળો રાજા કદાપી નાશને પામતો નથી. પૂર્વે વેન, નહુસ અને દુર્યોધનાદિ રાજા અવિનયથીજ નાશ પામ્યા હતા અને પૃથુ તથા મનુએ કેવલ વિનયથી જ રાજ્ય પ્રાપ્ત કર્યું હતું. વિનયથી કુબેર ધનાધિપતિ પણે આવી રાજાના પુત્ર વિશ્વામિત્રે વિનયથી બ્રાહ્મપણું સંપાદન કર્યું હતું. ફક્ત એક ધર્મજ મિત્ર છે અને તે મૃત્યુ પામ્યા પછી પણ સાથેજ રહે છે, અને અન્ય સર્વ તો શરીર છુટતાની સાથેજ નાશને પામે છે. અધર્મીને રાજા જો યથાયોગ્ય દંડ ન કરે તો; તેનું પાપ રાજાને લાગે છે. જેવી રીતે બ્રહ્મહત્યા અથવા કોઈપણ હત્યા કરનારનું પાપ તેનું અન્ન ખાય તેને પણ લાગે છે. વ્યભિચારી સ્ત્રીનું પાતક તેના પતિને લાગે છે. શિષ્યનું પાપ ગુરૂને અને અધર્મીનું પાપ રાજાને લાગે છે, માટે રાજાઓએ અધર્મીને યથાયોગ્ય દંડ કરવો અને પોતાના સ્વધર્મો પાળવા જોઈએ. મંત્રીઓદ્વારા, ચોર વિગેરે દુષ્ટ લોકોથી પ્રજાનું રક્ષણ કરાવવું ને શાસ્ત્રમાં કહેવા પ્રમાણે કર લેવું તથા પોતાના રાજ્યમાં પોતે સ્વધર્મ પાળીને વર્ણ તથા આશ્રમમાં રહેલા લોકોને પોતાના ધર્મ પ્રમાણે ચાલનાર શીલ, સત્ય, અને પરમાત્માનું સ્મરણ કરી રહેલી પ્રજાનું દરેક રીતે રક્ષણ કરાવવું, તથા રાજાએ પ્રજા ઉપર દેખરેખ રાખવી અને નિરાભિમાની રહીને પ્રજા પૃથ્વી તથા ધર્મોનું રક્ષણ કરવું. મહાપુરૂષોની સેવા કરવી, ગૌબ્રાહ્મણ તથા વૃદ્ધોને માન આપવું સર્વે પ્રાણીઓનું રક્ષણ કરવું. ગરીબો ઉપર વાત્સલ્ય ભાવ ધરાવવું. પ્રજાની સ્ત્રી ઉપર માતાની જેવી દ્રષ્ટિ તથા પ્રજા ઉપર પિતાના જેવું પ્રેમ રાખવું. વેદ જાણનારા બ્રાહ્મણોનું દાસ થઈને રહેવું અને મહાત્માઓની સેવા કરવી. શત્રુનોપુત્ર છતાં પણ જો તે નિરાપરાધી હોય તો ધર્મ માર્ગમાં ચાલનારા રાજાએ તેને શિક્ષા કરવી નહિ. અને પોતાનો પુત્ર જો અપરાધી

હોય તો તેને અવશ્ય શિક્ષા કરવી. સર્વે પ્રજાજનો ઉપર સમ દ્રષ્ટિ રાખવી અને સૂર્યની પેઠે એટલે જેવી રીતે સૂર્ય આઠ મહિના સમુદ્રમાંથી જળનું સોષણ કરી ચાર મહિનામાં તે પાછો વરસે છે. તેવીજ રીતે રાજાઓએ સુકાળમાં પ્રજા પાસેથી કર લેવું અને દુષ્કાળમાં પ્રજાને જોઇતી સહાયતા આપવી આવી રીતે સ્વધર્મને પાળનારા રાજા યજ્ઞો કરી દેવતાઓને પ્રસન્ન કરનારાઓને આયુષ્ય, રાજ્ય લક્ષ્મી, બળ, તથા કીર્તિને પ્રાપ્ત કરે છે. એટલુંજ નહિ પરંતુ સાક્ષાત્ પરમાત્મા પ્રસન્ન થાય છે અને જ્યારે ઇશ્વરની કૃપા દ્રષ્ટિ થાય તે વખતે કોઇપણ વસ્તુ દુર્લભ રહેજ નહિ. માટે રાજાઓએ પોતાના સ્વધર્મમાં રહેવું અને જે રાજા પોતાના ધર્મ પ્રમાણે પ્રજાનું પાલન કરે છે તેને પ્રજાએ કરેલા ધર્મોના પુણ્ય છઠ્ઠા ભાગનું ફળ મલે છે, અને ઉપર કહેલા ધર્મો પ્રમાણે ન વર્તનાર રાજાને પ્રજાએ કરેલા સર્વે પાપના ભાગીદાર થાય છે, માટે રાજાએ પોતાના સ્વધર્મનું અવશ્ય પાલન કરવું.

હે પવિત્રાત્મા! આ ક્ષત્રિયોનો ધર્મ છે.

હે આત્મા! હવે વૈશ્યોના ધર્મ કહું છું, વૈશ્યે વેપાર તથા ખેતીવાડીનો ધંધો કરી પોતાની આજીવિકા ચલાવવી. બ્રાહ્મણોને અનુકૂલ રહેવું; તથા પરમેશ્વરનું સ્મરણ કરવું એ વૈશ્યોનો ધર્મ છે.

હે આત્મા! હવે શૂદ્રોનો ધર્મ કહું છું; શૂદ્રોએ, બ્રાહ્મણો, ક્ષત્રિયો તથા વૈશ્યોની સેવા કરવી, અને જે દ્વિજ વર્ણમાં પોતાનો સ્વામી હોય તેની પરિચર્યા (નોકરી) કરી પોતાની આજીવિકા ચલાવવી. આ શૂદ્રોનો ધર્મ છે.

રાજા તથા બ્રાહ્મણોએ વ્યાપાર કરવો નહિ. કારણ કે તેમાં સાચું

ખોટું કરવું પડે છે. તેને શ્વવૃતિ એટલે કુતરાની વૃતિ કહેવાય છે. જેથી કરી રાજાઓએ તથા બ્રાહ્મણોએ શ્વવૃતિથી આજીવિકા કરવી નહિ. કારણ કે શાસ્ત્રમાં કહ્યું છે * બ્રાહ્મણો સર્વે મનુષ્યોના ગુરૂ છે. કે; જગત ગુરૂ બ્રાહ્મણો, બ્રાહ્મણોના ગુરૂ સંન્યાસી તથા સંન્યાસીના ગુરૂ અવિનાશી છે. માટે બ્રાહ્મણોએ વ્યાપાર કરવો નહિ. કારણ કે, બ્રાહ્મણો સર્વે વેદમય છે. તથા રાજાઓ સર્વે દેવમય છે.

હવે બ્રાહ્મણોના લક્ષણ કહીશ તેનું શ્રવણ કર. મનનો તથા ઇન્દ્રિયોનો નિગ્રહ કરવો. સમ, દમ, સંતોષ, ક્ષમા, સરલતા, જ્ઞાન, દયા, તપશ્ચર્યા, પવિત્રતા અને સત્ય, તથા પરમાત્મા વિષે તત્પર રહેવું એ બ્રાહ્મણોના લક્ષણ છે.

૨ યુધ્ધમાં ઉત્સાહ પરાક્રમ, ધૈર્ય, તેજ દાન, મનનો વિજય, ક્ષમા, બ્રાહ્મણોનું સત્કાર કરવો, મહાત્માઓની સેવા કરવી, ધર્મની અર્થની તથા કામની વૃધ્ધિ કરવી. અને સર્વેનું રક્ષણ કરવું એ ક્ષત્રિયોનું લક્ષણ છે. ૩ દેવ, ગુરૂ તથા ઇશ્વરની સેવા કરવી. ધર્મ અર્થ અને કામની વૃદ્ધિ કરવી. આસ્તિકતા તથા નિત્ય ઉદ્યમ કરવો તથા વ્યવહારકુશળ થવું એ વૈશ્યના લક્ષણ છે. ૪ પોતાથી ઉત્તમ વર્ણને પ્રણામ કરવા, પવિત્રતા રાખવી, નિષ્કપટપણાથી સ્વામીની સેવા કરવી, મંત્ર ભણ્યા વિના વૈશ્વાદેવાદિક પંચ મહા યજ્ઞો કરવા ચોરી ન કરવી, સત્ય બોલવું, ગૌ બ્રાહ્મણોનું રક્ષણ કરવું એ શુદ્રોના સામાન્ય લક્ષણો છે.

હે આત્મા ! હવે ચાર આશ્રમોના ધર્મ કહું છું. પરમાત્માના પેઢુમાંથી ગૃહસ્થાશ્રમ, હૃદયમાંથી બ્રહ્મચર્યાશ્રમ વક્ષસ્થળમાંથી

(ટીપણી) ૧ આ લોક પ્રસિધ્ધ દંતકથા છે.

વાનપ્રસ્થાશ્રમ અને મસ્તકમાંથી સંન્યાસાશ્રમ.

પ્રથમ બ્રહ્મચર્યાશ્રમના ધર્મો, બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય જાતીના લોકોએ ગર્ભાધાન સંસ્કારથી લઇને અનુક્રમે પ્રાપ્ત થયેલો ઉપનયન (જનોઇ) સંસ્કાર જે બીજો જન્મ કહેવાય છે. જ્યારે ગુરૂ જનોઈ આપે છે ત્યારે ગાયત્રી મંત્રનો ઉપદેશ આપે છે. જેમ નવ તાંતણાવાળું જનોઇ છે; તેમ નવ ગુણો પાળવા કોમળતા, તપ, સંતોષ. ક્ષમા, તૃષ્ણાથી રહિતપણું, જીતેંદ્રિયપણું, દયા, મનોનિગ્રહ અને આત્મજ્ઞાન એવા ગુણોને પાળવા માટેજ ઉપનયન સંસ્કાર એ બીજો જન્મ કહેવાય છે. એ સંસ્કારને મેળવ્યા પછી એટલે કે દ્વિજ પણુ પ્રાપ્ત કરી જીતેંદ્રિય થઇ ગુરૂના ઘરે રહેવું. તથા તેઓમાં પ્રીતિ રાખવી. શ્રધ્ધાપૂર્વક વેદાભ્યાસ કરવો, ગુરૂ ઉપર દૃઢ ભકિત રાખવી. સાંજે તથા સવારે ગુરૂ. અગ્નિ, સૂર્ય અને દેવતાઓની ઉપાસના કરવી. નિયમપૂર્વક બેસીને ગાયત્રીનો જપ કરવો. ગુરૂ ભણવા માટે બોલાવે ત્યારે ગુરૂની પાસેથી ધ્યાનપૂર્વક વેદાધ્યાન કરવું. ભણવાના આરંભમાં તથા અંતમાં ગુરૂના ચરણમાં મસ્તક નમાવી પ્રણામ કરવા. શાસ્ત્રમાં કહેવા પ્રમાણે, મૃગચર્મ દંડ માળા જટા, કમંડલ, દર્ભ એટલી વસ્તુઓ ધારણ કરવી માથા ઉપર કેશ વધારવા પરંતુ તેમાં તેલ નાખવું નહિ. સ્નાન ભોજન હોમ તથા તપ કરતી વખતે તથા મળ મૂત્રનો ત્યાગ કરતી વેળાએ મૌન રહેવું. નખો ઉતારવા નહિ તથા કાંખ વિગેરેના કેશો ઉતારવા નહિ ભિક્ષા માંગીને ગુરૂને અર્પણ કરવી. ગુરૂ આજ્ઞા કરેત્યારે ભોજન કરવું તે પણ અલ્પાહાર કરવો, યમ નિયમ પાળવાં ડહાપણથી રહેવું. ઈન્દ્રિયો ઉપર વિજય મેળવવો. સ્ત્રીઓ સાથે ખપ પૂરતું ભાષણ કરવું. તરૂણ બ્રહ્મચારીએ તરૂણ એવી ગુરૂ પત્નિ પાસે વ્યવહાર રાખવો નહિ. કારણ કે તરૂણ સ્ત્રી અગ્નિ સમાન કહેવાય

છે. અને તરૂણ પુરૂષ ઘીના ઘડા જેવો ગણાય છે. માટે એકાંતમાં મેળાપ કરવું નહિ, પરંતુ ભિક્ષાદિકના પ્રસંગમાં અથવા સર્વે મનુષ્યોના સમક્ષમાં ખપ જેટલોજ સ્ત્રીઓ સાથે પ્રસંગ રાખવો કારણ કે હે આત્મા ! જીવ સ્વરૂપનો સાક્ષાત્કાર કરે જ્યાં સુધી આ સર્વે દેહાદિક મિથ્યા છે. એવો નિશ્ચય કરીને જ્યાં સુધી સ્વતંત્ર થતો નથી ત્યાં સુધી તેને દ્વૈત ભાવના રહે છે, એટલે આ પુરૂષ અને આ સ્ત્રી, એવું જ્ઞાન મટતું નથી ત્યાં સુધી તેને લીધે મન વિષયોમાં જાય છે. આ ઉપર કહેલાં ધર્મો બ્રહ્મચારીએ પાળવા પરંતુ આ સામાન્ય ધર્મના નિયમ પ્રમાણે દરેક ગ્રહસ્થાશ્રમી પુરૂષે તથા વાનપ્રસ્થાશ્રમમાં રહેલા મુનિએ અને સંન્યાસીએ પણ ઉપર લખેલા ધર્મોનું પાલન કરવું તેમાં માત્ર ભેદ એ છે કે, ગૃહસ્થે ઋતુ સમયે પોતાની સ્ત્રી પાસે જવું બાકી તો પોતાની યુવતિ પુત્રી સાથે પણ એકાંતમાં વસવું નહિ. કારણ કે, બ્રહ્માજી જેવાને પોતાની પુત્રી સાથે એકાંતમાં રહેવાથી બલવાન ઇન્દ્રિય સમુદાયે ભુલાવ્યું હતું. માટે સર્વેને જાગ્રતિમાં રહેવાનું છે. ઉપર કહેવા પ્રમાણે વર્તતા બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ, અને સંન્યાસી પરબ્રહ્મ પરમાત્માને પામે છે ને ગૃહસ્થ વિના અન્યને કોઇપણ દિવસે વીર્યનો શ્રાવ કરવો નહિ. કદાચિત્ પોતાની મેળે વીર્ય સ્ખલીત થઇ જાય તો જળથી સ્નાન કરી, પ્રાણાયામ અને ગાયત્રી મંત્રનો જપ કરવો, અને પવિત્ર તથા સાવધાન થઇને અગ્નિ, આચાર્ય સૂર્ય, ગાયત્રી, બ્રાહ્મણો તથા વૃદ્ધો અને દેવતાઓની ઉપાસના કરવી. આચાર્યને પરમેશ્વર સ્વરૂપ જાણવા પરંતુ મનુષ્ય સમજીને તેઓનું કદાપિ અપમાન કરવું નહિ. તેઓના ગુણોમાં કયારે પણ દોષનો આરોપ કરવો નહિ; કારણ કે ગુરૂદેવ રૂપ ગણાય છે. ગુરૂની સેવા કરનારા શિષ્યે સદાએ તેઓની પાસે દાસની માફક બેસી રહેવું. ગુરૂ જાય ત્યારે તેની પાછળ જવું. શયન

કરે ત્યારે તેઓની પાસે સૂવું; ગુરૂ બેસે તે પછી તેમની પાસે બેસવું. ગુરૂ બહારથી આવતા હોય ત્યારે તેમની સન્મુખ ઉભા થઇને તેઓને આસનાદિક આપી સત્કાર કરવો, તથા જો તેમને પરિશ્રમ થયો હોય તો ચરણો દાબવા તથા બે હાથ જોડીને તેઓની પાસે હાજર રહેવું. કારણ કે જેનાં ઉપર ગુરૂની કૃપા હોય તેને કાંઈ પણ દુર્લભ રહેતું નથી. માટે ગુરૂની સંપૂર્ણ કૃપા મેળવવી. બ્રહ્મચારીએ ત્રિદંડી થવું, મૌન સેવવું તે વાણીનો દંડ છે. તપશ્ચર્યા કરવી એ દેહનો દંડ છે. પ્રાણાયામ કરીને મનને દંડ દેવું. અહાર વિહાર (ખાવા, પીવા,) મોજ, મજાહનો ત્યાગ કરીને વિદ્યા પૂર્ણ થાય ત્યાં સુધી અખંડિત બ્રહ્મચર્ય વૃતને ધારણ કરી ગુરૂના ઘરમાં રહેવું એ સામાન્ય બ્રહ્મ-ચારીઓના ધર્મ કહેવાય છે.

હે આત્મા ! હવે નૈષ્ટિક બ્રહ્મચારીના ધર્મ કહું છું, જો બ્રહ્મ-ચારીને મહોલોકમાં થઇને બ્રહ્મલોકમાં જવાની ઇચ્છા હોય તો તેઓએ યાવત્ જીવન પર્યંત બ્રહ્મચર્યવૃતને ધારણ કરવું. ગુરૂને પોતાનો દેહ સમર્પણ કરીને ત્રણ વિદ્યાઓનું અધ્યયન કરવું ગુરૂ દક્ષિ-ણામાં પોતે તેઓનું સેવક બનીને રહેવું. બ્રહ્મતેજવાળાને પાપોથી રહિત, નૈષ્ટિક બ્રહ્મચારીભેદબુદ્ધિનો ત્યાગ કરીને, અગ્નિમાં તથા ગુરૂમાં એને પોતાના શરીરમાં તથા સર્વે પ્રાણીઓમાં પરબ્રહ્મ સ્વરૂપની ભાવના કરવી. સ્ત્રીઓનું દર્શન, સ્પર્સ, તથા હાસ્ય વિગેરેનું ત્યાગ કરવું તથા સ્ત્રી પુરૂષના જોડલાનો પણ મુખ્યત્વે કરીને ત્યાગ કરવુ. શૌચ, આચ-મન, સંધ્યા, ઉપાસના સરળતા, તીર્થોનું સેવન, મંત્રોનો જપ અને ન અડકવા જેવી વસ્તુઓનું ત્યાગ કરવું. અભક્ષ્ય, ભક્ષણ અયોગ્ય ભાષ-ણનું હંમેશા ત્યાગ કરવું. સર્વે પદાર્થોમાં ઇશ્વરની ભાવના કરવી. મન, વાણી, તથા શરીરનો નિગ્રહ કરવો. આ સર્વે ધર્મ નૈષ્ટિક

બ્રહ્મચારી એજ પાળવા; એટલુંજ નહિ પરંતુ સર્વે આશ્રમના સાધારણ ધર્મો છે. આવા પ્રકારનું નૈષ્ટિક બ્રહ્મચર્ય વ્રત ધારણ કરનારનું અગ્નિની માફક તેનું તેજ પ્રકાશે છે, અને જો તે નિષ્કામી હોય તો તેનું અંતઃકરણ રૂપી લિંગ શરીર તીવ્ર તપથી બળીને તે ઇશ્વરનો પરમ ભકત થાય છે; અને જો ગૃહસ્થાશ્રમમાં જવાની ઇચ્છા હોય તો, તેમણે ગુરૂ પાસેથી વિદ્યાભ્યાસ કરી, ગુરૂની આજ્ઞા પ્રમાણે ગુરૂ દક્ષિણા આપીને બ્રહ્મચારી વ્રત પૂર્ણ કરવા માટે સ્નાન કરવું એટલે સમાવર્તન સંસ્કાર કરવું અને પછી જો વિષયો ભોગવવાની ઇચ્છા હોય તો ગૃહસ્થાશ્રમધર્મ ધારણ કરવું અને જો અંતઃકરણ શુદ્ધ હોય તો સંન્યાસ લેવું. પરંતુ ઇશ્વરના ભકતોને આશ્રમ લેવાની જરૂર નથી. માત્ર અભકતોને જરૂર છે. અને તે તેને પૂર્વના આશ્રમથી પછીના આશ્રમમાં જવું. પરંતુ પછીના આશ્રમથી પૂર્વના આશ્રમમાં જવું નહિ. જેને ગૃહસ્થાશ્રમની ઇચ્છા હોય તેને પોતાની જાતીની, સારા કુળની અને સારા લક્ષણવાળી અને અવસ્થામાં પોતાથી નાની કન્યાને પરણવી. તે પણ બ્રાહ્મણે બ્રાહ્મણ જાતીની કન્યાને પરણવી. ક્ષત્રિયોએ ક્ષત્રિય જાતીની, વૈશ્યોએ વૈશ્ય જાતીની તથા શૂદ્રોએ શૂદ્ર જાતીની કન્યા પરણવી પરંતુ પોતાથી ઉત્તમતા કે ઉત્તમ વર્ણની કન્યા પરણવી નહિ કારણ કે તેમ કરવાનું શાસ્ત્રોમાં નિષેધ છે. આ નૈષ્ટિકબ્રહ્મચારીના ધર્મ છે.

હે આત્મા! હવે ગૃહસ્થાશ્રમના ધર્મ કહું છું કારણ કે સ્વર્ગલોકના વૈભવો તુચ્છ છે. હે આત્મા! કેટલાક મનુષ્યો સ્વર્ગ લોકની ઇચ્છાથી યજ્ઞો કરીને સ્વર્ગમાં જાય છે. "क्षिणे पुण्ये मर्त्य लोकं विशंति" એટલે કે પુણ્યના ભોગે પૂરૂં થયા પછી પાછો મૃત્યુ લોકમાં જીવ અવતરે છે. માટે હે બેટા! સ્વર્ગાદિના સુખોને પણ નાસવંત સમ-

જવાં અને તેમાં આશક્તિ રાખવી નહિ. હે આત્મા! પુત્ર સ્ત્રી અને સબંધીઓનો સમાગમ વટેમાર્ગુના સમાગમ સરખો જાણવો કારણ કે નિદ્રા જાતાંને તેની પાછળ જેમ સ્વપ્નો પણ ચાલ્યા જાય છે. તેમ દેહ જતાં તેની પાછળ તે સર્વે જતાં રહે છે. માટે હે પવિત્રાત્મા! મનુષ્યો આ પ્રમાણે વિચારીને ઘરમાં પરોણાની માફક રહેવું પરંતુ તેના ઉપર અહંતા, મમતા રાખવી નહિ. અને આ જેસર્વ ઐશ્વર્ય છે. તે સર્વે પરમેશ્વરે આપ્યું છે અને સર્વ પરમાત્માનું છે. એમ જાણીને અહંકારનો ત્યાગ કરવું અને વિવેકી પુરૂષ દ્રવ્ય તથા શરિરાદિક અનિત્ય અનાત્મક પદાર્થો ઉપર ધીરે ધીરે અહંતા મમતાને છોડી દેવી અને અંતઃકરણ ઉપરામ કરીને ઘરમાં રહેવું અને પવિત્ર હૃદયથી પરમાત્માનો સ્મરણ કરવું. આવી રીતે જો ગૃહસ્થો વર્તન કરે તો તેઓનું કલ્યાણ થાય છે.

જઇએ શીદ વન પર્વતે સહીયે શીદ બહુ કષ્ટ ।
વ્યવહારે રહી ચિંતીયે; પ્રીય પ્રભુ પ્યારો અષ્ટ ॥

હે જીજ્ઞાસો! જનક તથા વસિષ્ટ જેવાં વ્યવહારમાં રહીને એકાગ્ર મન વડે પરમાત્માનું ધ્યાન કરીને સર્વે યોગની સિદ્ધિઓ પ્રાપ્ત કરી હતી છતાં પણ તેઓ પરમાત્મા પરાયણ રહેતાં હતાં. તેથ તેઓને વિષયો જરા પણ ચલાયમાન કરી શકતાં ન હતાં. આ પ્રહર પરમાત્માનું સ્મરણ કરતાં હતાં અને બીજાઓને કરાવતાં હતાં પોતાની આયુષ્યનો કોઇ પણ પ્રહર નિષ્ફળ ગયો ન હતો. અર્થાત સર્વ કાળ પરમાત્માના ધ્યાનમાંજ ગયો હતો. આવી રીતે પરમે શ્વરના ભક્તિના પ્રસંગથી ત્રણે આશ્રમોમાં ન જતાં પરમેશ્વરન ભક્તો ગૃહસ્થાશ્રમમાં પણ આનંદિતા રહે છે અને શારીરાદિક દુઃખે

માનસિક દુઃખો અને અંતરિક્ષના દુઃખો પરમાત્માના ભકતોને કેમ બાધ કરી શકે? નજ કરી શકે.

ગૃહસ્થોના ઘરમાં પાંચ * હિંસાના સ્થાન છે. ચૂલો, ઘંટી, સાવેણી, ખાંડણી, તથા પાણીઆરૂં. તે કાર્યોમાં અજાણતા હંમેશા હિંસા થાય છે. પ્રત્યેક ગૃહસ્થે તે પાપોમાંથી મુકત થવા માટે પંચ-મહા યજ્ઞો કરવા જોઇએ. મનુષ્યને પોતાના પ્રારબ્ધથી ધનપ્રાપ્તિ થાય. તેમાંથી નિત્ય પંચમહાયજ્ઞો અવશ્ય કરવા. તેઓના નામો:- દેવ, ઋષિ, પિતૃ, મનુષ્ય, તથા અતિથિ અને ગોગ્રાસ (ગાય વિગેરે પ્રાણીઓને ખવડાવવું તે) જરૂર આપવો. અતિથિ સત્કાર કરવાથી અન્નની શુદ્ધિ થાય છે તથા પાપોનું નિવારણ થાય છે અને તે અન્નનું ભક્ષણ કરવાથી હૃદય પ્રફૂલ્લિત રહે છે. હે આત્મા તેના માટે શ્રીમદ્ભગવત્ ગીતાજીમાં પણ કહ્યું છે કે:-

યજ્ઞ શિષ્ટા મૃત ભુજો, યાંતિ બ્રહ્મ સનાતનમ્ ।
નાયં લોકોઽસત્યયજ્ઞસ્ય કુતોઽન્ય; કુરૂસતમ ॥

ભાવાર્થ:-

હે વત્સ ! યજ્ઞના અવશેષ રહેલા અમૃતરૂપી અન્નને આરોગનારા સનાતન બ્રહ્મને પામે છે, અને યજ્ઞ નહિ કરનારા માટે આ લોક નથી તો પછી બીજો લોક કયાંથી હોય? માટે દરેક ગૃહસ્થે પંચ-મહા યજ્ઞો કરવાનો અધિકાર છે. બ્રાહ્મણો તથા ક્ષત્રિયોને, વૈશ્યોને વેદ યુકત વિધીપૂર્વક યજ્ઞો કરવા. શૂદ્રો ને પૌરાણિક શ્લોકોથી યજ્ઞો

---

(ટીપણી) कण्डनं पेषणं चुल्ली उद कुम्भश्चमार्जनी पञ्च सूना गृहस्थस्य पञ्चयज्ञान् प्रणश्यति.

કરવાનું અધિકાર છે. માટે દરેક ગૃહસ્થોએ ચાલુ પંચમહાયજ્ઞો કરવા પછી પોતાનું પોષણ કરવું અને જો શકિત હોય તો દૈવેચ્છાથી પ્રાપ્ત કરેલાં તથા ન્યાય માર્ગેથી મેળવેલાં ધનમાંથી પ્રથમ પોતાના સંતાનો, સંબંધીઓનું; ત્યારપછી જ્ઞાતિજનોનું પછી પરનાતનું, ત્યારપછી કુતરા તથા ચાંડાલ ઇત્યાદિ સર્વે પ્રાણીઓનું પોતાના આત્મસમ જાણીને ધનમાંથી યથોચિત પોષણ કરવું. આ પ્રમાણે કરવાથી સર્વેના અંતર્યામી પરમાત્માનું પૂજન થાય છે અને તેથી પરમહંસની ગતિને પ્રાપ્ત થવાય છે, કારણ કે ચાર આશ્રમોમાં ગૃહસ્થાશ્રમનો ધર્મ ઉંચો છે. બીજા ત્રણે આશ્રમો એટલે કે, બ્રહ્મચારી, વાનપ્રસ્થ, અને સંન્યાસી એ ત્રણે આશ્રમો ગૃહસ્થાશ્રમીને આધારે રહેલા છે. માટે ગૃહસ્થોએ પોતાના સ્વધર્મથી વર્તવું અને જો તેઓ જો સ્વધર્મ પ્રમાણે વર્તે નહિ તો પરમાત્માના તરફથી શિક્ષાને પાત્ર થાય છે માટે ગૃહસ્થોએ કુટુંબી હોવા છતાં પણ તે કુટુંબના ઉપર આશકત થવું નહિ. તેમ પરમાત્માના સ્મરણમાં પ્રમાદ કરવો નહિ. વિવેકી ગૃહસ્થો પોતાના વૈભવોને નાશવંત જાણે છે.

હે નિર્દોષાત્મા! તને ગૃહસ્થાશ્રમના વિશેષ ધર્મો કહ્યા.

હે આત્મા! હવે વાનપ્રસ્થાશ્રમના ધર્મો કહું છું. વાનપ્રસ્થ પોતાની સ્ત્રીની ભલામણ પુત્રોને કરીને; અથવા તો સ્ત્રી જો સાથે ચાલે તો તેણીને સાથે વનમાં લઇ જવું. અને આયુષ્યનો ત્રીજો ભાગ એટલે કે, પંચોત્તેર વર્ષો સુધી શાંતપણે વનમાં રહેવું; કારણ કે પંચોતેર વર્ષ પછી ઇન્દ્રિયો ક્ષીણ થાય છે તેથી થોડોક વૈરાગ્ય હોય તો પણ સંન્યાસ લેવામાં અરચણ આવતી નથી. વાનપ્રસ્થે વનમાં

ઉત્પન્ન થતાં કંદ, મૂળ, તથા ફળોનું અહાર કરવું. મૃગચર્મ, તથા વલ્કલ, વસ્ત્રોના બદલે ધારણ કરવા. મસ્તકના વાળ, શરીરના રૂવાડાં તથા નખો ઉતારવા નહિ. સવારના, બપોરના અને સાંજના સ્નાન કરવું. ઉનાળામાં પંચાગ્નિ કરી બેસવું; ચોમાસામાં વરસાદને માથા ઉપર ઝીલી અભ્રાકાશ નામનું વૃત કરવું. શિયાળામાં ગળા સુધી પાણીમાં રહીને ઉદકવાસ નામનું વૃત કરવું. વૃક્ષો ઉપર પકવ થયેલાં અથવા તો અગ્નિથી પકાવેલા અન્નનું ભક્ષણ કરવું. કોઇ પણ વસ્તુ-તથા અન્ન વિગેરેનું સંગ્રહ કરવું નહિ. વાનપ્રસ્થે ગૃહસ્થાશ્રમીની માફક અગ્નિ હોત્રી (અગ્નિમાં હોમ કરવું તે) થવું પરંતુ જેમાં પશુઓના બળિદાન અપાય છે એવા યજ્ઞો કરવા નહિ. આ પ્રમાણે વાનપ્રસ્થ તપ કરવાથી મહોલોકમાં જાય છે અને પરમાત્માના સ્વરૂપને પામે છે. હે આત્મા! આ વાનપ્રસ્થોના ધર્મો કહ્યા.

હે આત્મા! હવે સંન્યાસીઓના ધર્મો કહું છું સંન્યાસીઓએ ઇન્દ્રિયોને નિયમમાં રાખીને આત્મામાંજ વિલાસ કરવું અને આત્મા-માંજ સંતોષ માનવું. પ્રાણીમાત્રમાં આત્મા એકજ છે એવું જ્ઞાન રાખીને સર્વે ઉપર સમદ્રષ્ટિ રાખવી. નિર્જન પ્રદેશમાં વાસ કરવું. પરમાત્માના સ્મરણથી અંતઃકરણ શુધ્ધ રાખવું અને સંન્યાસીએ અભેદ એક આત્માનું ચિંતવન કરવું. જ્ઞાન ઉપર નિષ્ઠા રાખીને પોતાને થતાં બંધનો તથા મોક્ષનો વિચાર કરવું. એટલે કે ઇન્દ્રિયોનો વિક્ષેપ એ બંધન છે. અને ઇન્દ્રિયનો નિગ્રહ એ મોક્ષ છે. માટે ઇન્દ્રિયોને નિયમમાં રાખવી અને વાણી સત્યથી પવિત્ર બોલવી. મનમાં વિચાર કરતા જે શ્રેય-સ્કર જણાય તેમ કરવું. મૌન રહીને ભોજન કરવું અને જો કોઇ માંગવા આવે તો તેને થોડુંક આપવું તથા બાકી રહે તે પોતે ખાવું. પૃથ્વી ઉપર જોઇને પગ મૂકવો. જે વસ્તુઓ, જેઓનું પરમવૈરાગ્યથી

ત્યાગ કર્યો છે; તેઓને આપત્તિ વગર રાખવી નહિ. આ જગતમાં જે પદાર્થો જોવામાં આવે છે તેઓને સાચા જાણવા નહિ પરંતુ તે પદાર્થો નાશવાળા છે એમ જાણીને આ લોકમાં તથા પરલોક વિષે મનમાં આસક્તિ ન રાખતાં આ લોકના સુખને માટે કૃતાર્થ કર્મોથી વિરામ પામવું અને આ મમતાના આશ્રય રૂપ જગત તથા મન વાણી અને પ્રાણથી સંયુકત એવું આ અહંકારના સ્થાનરૂપ આ શરીર વિગેરેનું જે આત્મામાં સુખાભાસ થાય છે એટલું માયાથી જાણવું. જેમ સ્વપ્નામાં સુખદુઃખનું ભાન થાય છે, તે જેમ જાગ્રત થયા બાદ અસત્ય એટલે મિથ્યા છે. આવી રીતે સંન્યાસીએ તેનું ત્યાગ કરી આત્મામાં નિષ્ઠા રાખી અને પોતાના આશ્રમધર્મનું પાલન કરવું, અને કેટલાક બાહ્ય * ચિન્હો કાંઇ ધર્મનું કારણ નથી આવી રીતે ધર્મ શાસ્ત્રકારો વારંવાર સદુપદેશ આપી રહ્યા છે.

દ્રષ્ટાંત:-

જેમ કતક વૃક્ષનું ફળ પાણીને નિર્મળ બનાવે છે; પરંતુ તે ફળનો નામ ગ્રહણ માત્રથી તે પાણી સ્વાદિષ્ટ તેમજ સ્વચ્છ બનતું નથી. કિંતુ તેમાં તે ફળ નાખવાથી જ પુર્વોકત જલ સ્વાદિષ્ટ બને છે એ જ પ્રમાણે ધર્મનુ બાહ્ય ચિન્હ માત્ર ધારણ કરવાથી ધર્માત્મા થઇ શકાતું નથી. પણ વિધિપૂર્વક અનુષ્ઠાન કરવાથી ધર્માત્મા થઇ શકાય છે. માટે પોતાના શરીરને પીડા થતી હોય તોપણ સ્વધર્મ છોડવો નહિ. અહિંસા વૃત વડે સઘળા પ્રાણીઓને દુઃખ ન થાય તેવી રીતે જગતમાં વિચરવું, સંન્યાસી પોતાના પુર્વજન્મોપાર્જીત સુકૃત તથા દુષ્કૃત એ બન્નેના અનુભવ થયા પછી પણ

(टीपणी) समः सर्वेषु भूतेषु न लिङ्गं धर्म कारणम् मनु.

રાગદ્વેષ ઇત્યાદિકને છોડી ધ્યાનયોગ વડે સનાતનબ્રહ્મને પ્રાપ્ત કરવું અને જ્ઞાનદ્વારા સંસારના સંપૂર્ણ પદાર્થોમાં નિષ્પૃહ થવું. આ લોકમાં આત્મસુખ જ તે મોક્ષ પ્રાપ્ત કરાવે છે. અર્થાત્ આત્મજ્ઞાન જ તે જ સાચું સુખ છે. માટે હે પ્રિય શિષ્ય! આ સંન્યાસીઓના ધર્મો કહેલાં છે.

હે આત્મા! પરમહંસ સંન્યાસીએ પોતાના દેહને માટે કોપીન તથા દંડ સિવાય કોઇ પણ વસ્તુઓનું સંગ્રહ કરવું નહિ. એટલે જે વસ્તુઓથી પોતાના દેહને ચાલે નહિ એટલી જ વસ્તુઓનું ગ્રહણ કરવું. બીજા કોઇની સહાયતા લેવી નહિ. અર્થાત્ એકલાએ આત્માની સાથે જ વિહાર કરવું. શાન્તિ રાખી ઇશ્વરના સ્મરણમાં તત્પર રહેવું. સર્વ ઉપર સમદ્રષ્ટિ રાખવી. કાર્ય તથા કારણથી અ-ભિન્ન એવા આત્મામાં આ દ્રષ્યમાન જગત રહેલું છે. કાર્ય તથા કારણ રૂપે જગતમાં પરબ્રહ્મવ્યાપી રહેલો છે. એમ જોવું. સુસુપ્તિ અવસ્થામાં આત્માનું સ્વરૂપ તમોગુણથી ઢંકાયલું રહે છે અને જાગૃત તથા સ્વપ્નાવસ્થામાં આત્માનું વિક્ષેપને લીધે આત્મસ્વરૂપ પ્રકાસતું નથી. માત્ર તે તે અવસ્થાઓની સંધિકાળમાં તમોગુણ તથા વિક્ષેપ હોતાં નથી. તેથી તે વખતે આત્મસ્વરૂપને થતાં બંધ તથા મોક્ષ એ માયા માત્ર છે પરંતુ ખરેખર નથી એમ વિચારનાર પરમ-હંસ સંન્યાસીએ આત્મસ્વરૂપ પરબ્રહ્મને સર્વત્ર વ્યાપક દ્રષ્ટિથી જોવા અવશ્ય થનાશ મૃત્યુની ઇચ્છા કરવી નહિ. તથા વિતંડાવાદ એટલે ખોટા તર્કો કરવા નહિ. કોઇના પક્ષપાતમાં પડવું નહિ રાગદ્વેષ રહિત સમચિત્તવાળા થવું. ઘણા શિષ્યો કરવા નહિ. પોતે વિદ્વાન છતાં પણ ઇતર લોકોની દ્રષ્ટિમાં ઉન્નમત તથા અજ્ઞાનીના જેવું પોતાનું સ્વરૂપ દેખાડવું. સર્વ પદાર્થો ઉપર વૈરાગ્ય રાખવું. મોહનું

ત્યાગ કરવું. વિવેકી છતાં પણ બાળકની માફક માનાપમાન સહન કરવું. ફળેચ્છા રહિત રહેવું. પોતે વિદ્વાન હોવા છતાં શાસ્ત્રાર્થમાં ઉતરવું નહિ. હંમેશા અસંગ રહેવું નિયમિત એક જ સ્થાન ઉપર રહેવું નહિ. પ્રાણી માત્રનું અપમાન કરવું નહિ. દુષ્ટ પુરૂષોના વચનોને સહન કરવાં. પોતાના શરીરને માટે કોઈના સાથે વૈર કરવું નહિ. આકાશમાં રહેલો ચંદ્ર પાણીના જૂદા જૂદા પાત્રોમાં જૂદા જૂદા સ્વરૂપોથી જોવામાં આવે છે. પરંતુ ચંદ્રમા એક જ છે. ઉપાધિના ભેદથી તેનું અનેકપણું જોવામાં આવે છે તેવી રીતે પરમાત્મા પણ આપણા દેહમાં તથા સર્વ પ્રાણીઓમા એક જ સ્વરૂપે રહેલાં છે માટે સર્વેમાં આત્મભાવ રાખવો આહારને માટે વધુ પ્રયત્ન ન કરતાં જેટલાં અન્નથી દેહ યાત્રા ચાલી શકે એટલું માગી લેવું. કારણ કે દેહ હોય તોજ તત્ત્વજ્ઞાન મેળવી શકાય છે અને તત્ત્વજ્ઞાન થી મોક્ષ મળે છે. માટે યદ્રચ્છાથી અન્ન વસ્ત્ર તથા શૈયા મળે તેમાં સંતોષ રાખવું. અને દેહના રક્ષણ ખાતર જરૂર પડતાં પદાર્થો ગ્રહણ કરવાથી બંધન થતું નથી, પરંતુ વિશેષ ગૃહણ કરવાથી સંન્યાસી પોતાના ધર્મથી ભ્રષ્ટ થાય છે. પોતાને જરૂર જેટલું ગૃહણ કરતાં છતાં જો અજ્ઞાની મનુષ્યો આત્મજ્ઞાનીઓની નિંદા કરે તો તેનાથી વિચલીત થવું નહિ. પરમહંસે સ્નાદિક કાર્યો કરતાં જો જ્ઞાનનિષ્ટામાં અંતરાય પડે તો તેમાં આસક્તિ રાખવી નહિ.

હે શિષ્ય ! તને જો શંકા થાય કે જ્ઞાનિઓએ શા માટે નિયમો પાળવા નહિ ? આનો પ્રત્યુત્તર સાંભળ.–નિયમો પાળવા એ ભેદ દ્રષ્ટિ-વાળાઓનુ કામ છે. પરંતુ આત્મજ્ઞાનીઓને એવી ભેદ દ્રષ્ટિ હોતી નથી. તેનું કારણ એ હોઇ શકે કે ? તે ભેદદ્રષ્ટિ આત્મજ્ઞાનથી નાશ પામી છે, પરંતુ પરમહંસોએ એવાં નિયમો પાળવા નહિ અને

આત્માની સાથે વિહાર કરવો. શાંતિ રાખી પરમાત્માનું સ્મરણ કરવું સર્વે ઉપર સમદ્રષ્ટિ રાખવી તથા કાર્ય અને કારણથી પર એવા અવિનાશી આત્મામાં આ સંપૂર્ણ જગત રહેલું છે. એમ જાણવું. આ પ્રમાણે પરમહંસ સંન્યાસીઓનો સ્વધર્મ પાળતાં દેહત્યાગ પછી પરમપદને પામે છે. પરંતુ જે મનુષ્યો મહાકષ્ટથી કરેલા મોટા કલ્યાણકારક તપનો ક્ષણિક સુખોને માટે ઉપયોગ કરે છે તે મનુષ્ય કરતાં બીજો કોણ મૂર્ખ હોઇ શકે? માટે હે પવિત્રાત્મા! ઉપર કહેવા પ્રમાણે જો પરમહંસ જીવન સુધી ધર્મ પાળે તો તેનું મોક્ષ થાય છે.

હે આત્મા! આ વર્ણાશ્રમના ધર્મો કહ્યાં.

તેમાંથી જે વર્ણ તથા આશ્રમને જાણવનારૂં જેનામાં જે લક્ષણ હોય; તે લક્ષણવાળા મનુષ્યને તે વર્ણ તથા આશ્રમવાળો જાણવો, હે વત્સ! જન લોકમાં નૈષ્ટિક બ્રહ્મચારી જાય છે. પરલોકમાં વાનપ્રસ્થ જાય છે અને બ્રહ્મલોકમાં સંન્યાસી જાય છે. આ સર્વનો *પુનર્જન્મ થતો નથી. આ ત્રણે આશ્રમો પરમાત્માના અંશ છે અને તે આશ્રમો ત્રણ લોકની બહાર છે. એટલે કે; પાતાળલોક, મૃત્યુલોક, તથા સ્વર્ગલોક. પરંતુ બ્રહ્મચર્ય આશ્રમથી રહિત ગૃહસ્થાશ્રમી એ ત્રણલોકની અંદર છે.

હે આત્મા! હવે સામાન્ય મનુષ્યના ધર્મ કહું છું તે સાંભળ. અપવિત્ર રહેવું નહિ. અસત્ય ભાષણ કરવું નહિ, ચોરી કરવી નહિ. નાસ્તિકપણું રાખવું નહિ. અભક્ષ્યભક્ષણ કરવું નહિ. નિરર્થક કજીઓ કરવો નહિ. કામ, ક્રોધ કરવા નહિ. તૃષ્ણા રાખવી નહિ. આ ચારે આશ્રમોથી બહારના મનુષ્યોના ધર્મો છે. અહિંસાનુ પાલન કરવું, સત્ય વદવું, ચોરી કરવી નહિ, કામ, ક્રોધ અને લોભથી રહિત

(ટીપણી) બ્રહ્મની પ્રાપ્તિ સિવાય પુનર્જન્મ ટળી શકે નહિ

થવું, સંપૂર્ણ પ્રાણીઓનું હિત કરવા માટે યત્ન કરવો. આ સર્વે મનુષ્યોનુ સામાન્ય કર્તવ્ય છે.

હે આત્મા! હવે ચાર યુગોના ધર્મો વિસ્તારથી કહું છું. સત્યયુગમાં તપ, શૌચ, દયા અને સત્ય. એ ચારેથી ધર્મ સંપૂર્ણ હોય છે. સત્યયુગમાં મનુષ્યનો હંસ નામનો એક જ વર્ણ હતો અને ૐકાર જ વેદરૂપ ગણાતો હતો. હે શુદ્ધાત્મા! સત્યયુગમાં મનુષ્યો સંતોષી શાન્ત સ્વભાવવાળા જીતેંદ્રિય સુખદુઃખને સહન કરનારાઓ સમદ્રષ્ટિવાળા સત્યપાત્રને દાન આપવાને કુશળ એવા પરોપકારમાં પ્રેમ રાખનારાઓ અને આત્મજ્ઞાનના અભ્યાસીઓ હોય છે.

ત્રેતાયુગમાં મિથ્યા ભાષણ, હિંસા, અસંતોષ તથા ક્લેશ આ ચાર પ્રકારના અધર્મથી ધીમે ધીમે ધર્મનો ચોથો ભાગ નાશ પામે છે. ત્રેતાયુગમાં ઘણા મનુષ્યો ક્રિયામાં તથા તપમાં કુશળ હોય છે. બહુ હિંસા ન કરનારાઓ અને વિષય લંપટ હોતા નથી. ધર્મ, અર્થ, અને કામને સેવનારાઓ હોય છે. વેદાધ્યયન કરવામાં ઘણા જ કુશળ હોય છે અને વર્ણોમાં બ્રાહ્મણ ઉત્તમ ગણાય છે.

દ્વાપર યુગમાં હિંસા, અસંતોષ, મિથ્યા ભાષણ તથા દ્વેષ આ ચારે પ્રકારનાં અધર્મોથી ધીરે ધીરે ધર્મનો અર્ધો ભાગ નાશ પામે છે. દ્વાપર યુગમાં ઘણા જ મનુષ્યો પોતાના ધર્મમાં નિષ્ઠા રાખનારાઓ હોય છે. ધનવાન તથા સર્વકુટુંબમાં આનંદમાનનારાઓ હોય છે. અને વર્ણોમાં બ્રાહ્મણો તથા ક્ષત્રિયો ઉત્તમ ગણાય છે.

હે નિર્દોષાત્મા! કલિયુગમાં તો અધર્મ વૃદ્ધિ પામવાથી ધર્મનો એક ભાગ બાકી રહેશે અને તે પણ અંતે નાશ પામશે કલિયુગમાં ઘણા મનુષ્યો લોભિષ્ટ, નિર્દયી, નિરર્થક, વૈર કરનારાઓ, ભાગ્ય

વગરનાં, મંદબુદ્ધિવાળા, અલ્પ સંતોષવાળા, અપૂર્ણ આયુષ્યવાળા, ચંચલ પ્રકૃતિવાળાઓ હોય છે અને વર્ણોમાં શૂદ્રોની ઉત્તમતા રહેશે.

સત્વ, રજ તથા તમોગુણ એ ત્રણે ગુણો મનુષ્યોમાં જોવામાં આવે છે. જ્યારે જે મનુષ્યના મનબુદ્ધિ તથા ઇન્દ્રિયો સત્વગુણમાં પ્રવેશ કરે છે. ત્યારે તે મનુષ્યમાં સત્વગુણ છે એમ જાણવું. સત્વગુણના લક્ષણ જ્ઞાનમાં તથા તપમાં પ્રીતિ ઉપજે છે. જ્યારે મનુષ્યને સકામ કાર્યો ઉપર પ્રેમ થાય છે ત્યારે મનુષ્યમાં રજોગુણ પ્રવર્તિ રહયો છે એમ જાણવું. જ્યારે લોભ, અસંતોષ, માન, દંભ, મત્સર તથા સકામ કર્મોમાં પ્રેમ ઉપજે ત્યારે તે તમોગુણી છે એમ જાણવું. આવી રીતે તે મનુષ્યના સ્વભાવને પારખી ક્રમશઃ સત્યયુગ, ત્રેતાયુગ, દ્વાપરયુગ અને કલિયુગ તે જ મનુષ્યમાં આ યુગો વ્યાપી રહયાં છે એમ જાણવું

કલિયુગમાં મનુષ્યો વેદોકત આજ્ઞા પૂર્ણતયા પાલન કરશે નહિ. જેને જે માર્ગ રૂચિકર લાગે તે માર્ગને પકડી રાખશે. બ્રાહ્મણો પણ વેદોનો વ્યાપાર કરશે. બ્રહ્મચારી ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસીઓ સર્વ પોતપોતાના ધર્મો છોડી દેશે. શાસ્ત્રમાં કહ્યું છે કે, વૈદ્યરાજ, તથા રાજા, અને મહાત્માઓએ લોભી થવું નહિ. પરંતુ કલિયુગમાં એ ત્રણે લોભિષ્ટ થઇ જશે. કલિયુગમાં ઉત્પન્ન થતી વર્ણસંકર પ્રજા ધર્મોની મર્યાદાને ભેદી નાખશે. તેથી સમય ઉપર વરસાદ વરસતો નથી. કલિયુગમાં માનવજાતિ સત્પાત્રને દાન કરશે નહિ.

મનુષ્યો ક્ષુદ્ર દ્રષ્ટિવાળા, અલ્પ ભાવનાવાળા, ઘણુખાનારા, દરિદ્રી, વિષયાશક્ત સ્ત્રી માત્ર પ્રિય છે એવાં અને પોતાના માતા-પિતા, ભાઇ, બ્હેન અને કુટુંબીઓ સાથે શત્રુતા ધરાવનારાઓ, સ્ત્રિયાધીન, સાલા અને સાલીઓ સાથે સલાહ કરનારાઓ આ કલિયુગના મનુષ્યો છે.

કલિયુગમાં ઘણી જ સ્ત્રીઓ પરપુરૂષ ગામિનીઓ થાશે પોતાની ઇચ્છા મુજબ વર્તનારીઓ, ઘણું જ આહાર કરનારીઓ, નિર્બળ સંતાન ઉત્પન્ન કરનારીઓ, અલ્પ લજ્જાવાળી, અસત્ય વર્તન કરનારી, પતિવૃત ધર્મને નહિ પાળનારી, હઠીલી પતિને પોતાના આધિન રાખનારીઓ સૌભાગ્યવતીઓ કરતાં વિધવા સ્ત્રીઓ વસ્ત્રાભૂષણ પ્રત્યે મોહ રાખનારીઓ જોવામાં આવશે.

હે આત્મા ! કલિયુગમાં સતી સ્ત્રીઓ દુઃખ પામશે અને દુષ્ટ સ્વભાવની સ્ત્રીઓ સુખ વૈભવ ભોગવશે. સ્ત્રી-પુરૂષો કામી, ક્રોધી, દંભી, હઠાગ્રહી, દ્વેષી, દુષ્ટ બુધ્ધિવાળા, અહંકારી અને પોતાનો સ્વાર્થ સાધવામાં કુશળ, અને મોહથી બીજાઓનો દ્રોહ કરનારાઓ હોય છે. જેનું અન્ન ખાય તેનું જ અનિષ્ટ કરનારાઓ હોય છે.

**पण्डित सो जो गाल बजावे**" ઉપરોકત હિન્દી કહેવત અનુસાર અતિ ચંચલતાથી બોલનારાઓ વિદ્વાનો કહેવાય છે. જેમાં લુચ્ચાઇ વિશેષ હશે તે સત્યવાદી ગણાશે. જેઓ અસત્ય બોલનાર તથા મશ્કરી કરી જાણનારાઓ ગુણવાનો કહેવાશે. જે મનુષ્ય બીજાઓનો દ્રોહ કરે; તે જ મોટાઇમાં ખપશે. જે પરધનનું હરણ કરશે; તે ચતુર કહેવાશે. વર્તમાન યુગમાં સર્વે લોકો સ્વાર્થી થાશે. વસુકી ગયેલી ગાયોને, માનવીઓ ત્યાગી દેશે. નિર્ધન મનુષ્ય બુધ્ધિમાન હોવા છતાં પણ તેને તેના સમાજમાં સત્કારતા નથી તથા લક્ષ્મી-વાળા મનુષ્યો ગુણહીન હોવા છતાં પણ જગતમાં અતિ આદર પામ-શે. કલિયુગની ઉગતી પ્રજા; દેવ, બ્રાહ્મણ, ગુરૂ, મહાત્મા અને વડી-લોની આજ્ઞાનો લોપ કરશે અને કેટલાક મનુષ્યો અલ્પ જ્ઞાની હોવા છતાં પણ બીજાઓની સમક્ષ ઇશ્વરી તત્વની ફિલોસોફી કર્યા કરશે. અર્થાત્ બ્રહ્મજ્ઞાનીનું ડોળ કરશે. સ્વધર્મનો દ્રોહ કરનારાઓ નર્ક-

વાસી થાશે અને કલિયુગમાં ધર્મ, સત્ય, પવિત્રતા, ક્ષમા, દયા, આયુષ્ય, બળ તથા સ્મૃતિઓ નાશ પામશે. સઘળાં મનુષ્યો જપ, તપ, યજ્ઞ વ્રત કે દાન કેવળ કીર્તિને માટે જ કરશે. બ્રાહ્મણો પોતાની જાતિચિહ્ન તરીકે જનોઈ માત્ર જ ધારણ કરશે. સ્ત્રી તથા પુરૂષનો સંબંધ બાંધવામાં કુલિનતાનો ત્યાગ કરશે. કલિયુગને રહેવાના સ્થળો, મદિરાપાન, સ્ત્રી, સુવર્ણ તથા ધુત (જુગાર) માનવામાં આવે છે. કલિયુગ અધર્મનો સખા હોવાથી લોભ, અસત્ય, ચોરી, દુર્જનતા, સ્વધર્મનો ત્યાગ, દરિદ્રતા, કપટ, કલેશ અને દંભ મુખ્યત્વે દર્શાય છે. હે આત્મા ! આ કલિયુગ મહાભયંકર છે તેણે સદાચાર, યોગમાર્ગ તથા તપશ્ચર્યાનો નાશ કર્યો છે. મનુષ્યો અઘાસુર રાક્ષસની માફક પાપીઓ જેવાં જણાય છે. અસત્યતાથી દુષ્ટ કર્મો કરે છે. આ યુગમાં સદાચારી જનો કષ્ટો ભોગવે છે. અને દુરાચારી માનવીઓ વૈભવો ભોગવી રહ્યા છે. આ યુગમાં જેઓ બુધ્ધિ સાળી મનુષ્યો છે; તેઓ ધીરજ ધારણ કરી શકે છે. અને ધીરજશાળીનેજ સુજ્ઞ મનુષ્યે પંડિત જાણવો. હે નિર્દોષાત્મા ! સત્ય, ત્રેતા, દ્વાપર, તથા કળિયુગ આ પ્રમાણે જૂદા જૂદા યુગોમાં પુરૂષો નામ રૂપવાળા તથા નિર્ગુણ પરમાત્માનું સ્મરણ કરે છે. પરંતુ ગુણગ્રાહી પુરૂષોએ અન્ય યુગો કરતાં આ કળિયુગની ઘણીજ પ્રસંસા કરી છે. કારણ કે; સત્ય યુગમાં ધ્યાનથી જે ફળ થાય છે, ત્રેતાયુગમાં યજ્ઞ કરવાથી જે લાભ મળે છે; દ્વાપર યુગમાં દેવોનું પૂજન કરવાથી જે વસ્તુ પ્રાપ્ત થાય છે તે ફળ કળિયુગમાં ઇશ્વરના નામનો સ્મરણ માત્ર કરવાથીજ પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે. હે પ્રિય શિષ્ય ! પરમાત્માના સ્મરણથી મનુષ્ય માત્રને શાન્તિ મલે છે તથા જન્મ મરણ પણ મટે છે. હે આત્મા ! સત્ય, ત્રેતા તથા દ્વાપર યુગોના મનુષ્યો; પોતાનું કલિયુગમાં જન્મ થાય એવું ઇચ્છે છે. કારણ કે; કલિયુગમાં મનુષ્યને પુણ્ય

કર્મ કરવાનો મનમાં સંકલ્પ કર્યો હોય તો પણ તેને તુરતજ ફળની પ્રાપ્તિ થાય છે. અને પાપ કર્મો કર્યા હોય છતાં પણ તેનું અશુભ ફળ તુરત મલતો નથી. હે આત્મા! કલિયુગમાં બહુ રત્ના વસુંધરા એટલે કે કલિયુગમાં પણ કોઇ કોઇ સ્થળે પરમાત્માના પરમ ભકતોનો જન્મ થાય છે. હે આત્મા ! આ તમોને ચારે યુગોના ધર્મો કહ્યાં.

પ્રલય વિચાર.

યુગાંત પછી આત્યંતિક પ્રલય થાય છે. તે પ્રલય ચાર પ્રકારનો થાય છે નિત્ય, પ્રાકૃતિક, નૈમિતિક અને આત્યંતિક પ્રલય એમ ચાર પ્રકારના શાસ્ત્રોમાં પ્રલયો કહ્યા છે.

મનુષ્યોની જે રાત્રિ છે; ત્યારે સૂઇ રહેવું એ નિત્ય–પ્રલય કહેવાય છે. જીવોની ફરી પોતાના કર્મોને અનુસરીને જન્મવું એ પ્રાકૃતિક પ્રલય કહેવાય છે. ચાર હજાર યુગો; એ બ્રહ્માનું એક દિવસ અને તે કલ્પ કહેવાય છે. જેની અંદર ચૌદ મનુઓ થાય છે અને તે કલ્પની અંતે પ્રલય થાય છે. તેટલા કાળને બ્રહ્માની રાત્રિ કહે છે. અને તે રાત્રિમાં ત્રણે લોકોનો પ્રલય થાય છે. તેને નૈમિત્તિક પ્રલય કહે છે. અને આત્યંતિક પ્રલય એટલે કે જે પ્રલયમાં નાશનું કારણ પ્રાપ્ત થવાથી મુળ પ્રકૃતિ તથા તેનું કાર્ય બ્રહ્માંડ પણ લયને પામે છે. પૃથ્વી જળમાં લય પામે છે. જળ અગ્નિ તત્ત્વમાં મલી જાય છે. અને અગ્નિ વાયુ રૂપ બને છે. વાયુ આકાશમાં લીન થાય છે. અને આકાશ પોતાના મૂળ કારણમાં લય પામે છે. હે આત્મા ! દ્રષ્ટાંત તરીકે ઘટાકાસ, મઠાકાશ તથા મહાકાશ આ ઉપાધી વસાત્ કથન કરવામાં આવે છે. પરંતુ ઘડો ફૂટે તો, તેનું આકાશ મઠાકાસમાં મલી જાય છે. મઠ એટલે ઘર પડી જાય તો તેમાં રહેલો જે આકાશ

તે મહાકાશમાં મલી જાય છે. તેવી રીતે સઘળાં પદાર્થો પરમાત્મામાં લય પામે છે. તેને આત્યંતિક મહાપ્રલય કહે છે.

શિષ્યે પ્રલયની વસ્તુ સ્થિતિ જાણ્યા બાદ બન્ને હાથ જોડી ગુરૂને પ્રશ્ન પૂછવા લાગ્યો; કે હે ગુરૂદેવ! અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરવામાં સૂર્ય સમાન આપ તેજસ્વી છો. હે મહારાજ ! હું આપની અમૃત સમાન વાણી શ્રવણ કરી સંતુષ્ઠ થયો છું; છતાં પણ હું ગૃહસ્થાશ્રમી હોવાથી હે પ્રભો! વિશેષ રૂપથી ગૃહસ્થાશ્રમના ધર્મજ મને ફરીથી સમજાવો. પ્રથમ માતપિતા તરીકની સંતાનો પ્રત્યે શું ફરજ છે તે, દંપતિના પરસ્પર ધર્મો, ગર્ભવતી સ્ત્રીના ધર્મો. બાળકોને કેવી રીતે ઉછેરવું અને શિક્ષણ આપવું તે તથા ગંગા-સ્વરૂપ (વિધવા) સ્ત્રીઓના ધર્મો; અને એક મનુષ્ય તરીકેનું કર્તવ્ય શું છે તેનું વિસ્તારપૂર્વક વર્ણન કરો? ગુરૂએ કહ્યું, કે હે શુદ્ધાત્મા! સત્પુત્રોએ પોતાના માતા તથા પિતાની સેવા કરવી. વડિલોની આજ્ઞાનું પાલન કરવું. જેવી રીતે ભગવાન રામચંદ્રજી પોતાની અપર માતા તથા પિતાશ્રીની આજ્ઞા પાલન કરવા માટે રાજ્યસિંહાસનનું ત્યાગ કરી ચૌદ વર્ષો સુધી વનના કષ્ટો આનંદથી સહન કર્યા. તેવી રીતે વડિલોની આજ્ઞાનું પાલન કરવું એ ગૃહસ્થાશ્રમીનું ધર્મ છે. ગૃહસ્થાશ્રમીએ ગુરૂને ઇશ્વર સ્વરૂપ સમજવું. પિતાને બ્રહ્મરૂપ સમજવું. માતાને પૃથ્વી સમાન જાણવી, ભાઇઓને ઇન્દ્રસ્વરૂપ ગણવો, તથા બહેનોને દયાની મૂર્તિઓ જાણવી. અતિથિને ધર્મ મૂર્તિ છે એમ સમજવું. અભ્યાગતને અગ્નિ સ્વરૂપ સમજવું અને પ્રાણીમાત્ર પરમાત્માનું સ્વરૂપ છે. આવી રીતે પુખ્ત વિચાર કરવું હે આત્મા! મનુષ્યે માતાની સેવા કરી આ લોકમાં ખ્યાતિ મેળવવી. પિતાની સેવા કરી સુખ ભોગવવું અને ગુરૂની સેવા કરી બ્રહ્મ લોકની પ્રાપ્તિ

કરવી. જે મનુષ્યે આ ત્રણેનો સત્કાર કર્યો હોય તેણે સર્વે ધર્મોનો આદર કર્યો છે એમ જાણવું. કારણ કે, માત પિતા અને ગુરૂની સેવામાં સર્વે કર્મોની સમાપ્તિ છે એજ સનાતન ધર્મ છે. ગુરૂઆદિ વૃદ્ધોની સેવા કરવાવાળો તથા અભિનંદન સ્વભાવવાળો જે મનુષ્ય તેનું આયુષ્ય, યશ, બુદ્ધિ, તથા બળ વૃદ્ધિને પામે છે. હે આત્મા! જે મનુષ્યદેહથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષાદિ ચારે પદાર્થો સિધ્ધ થાય છે. તે શરીર જેનાથી ઉત્પન્ન થયું છે અને જેઓ વડે પોષણને પ્રાપ્ત થયું એવા માતપિતાના ઉપકારનો પુત્ર એકસો વર્ષ સુધી પણ વાળી શકતો નથી. પુત્ર માતાપિતાનું રક્ષણ કરતો નથી. તે મરી ગયા બાદ નર્કવાસી થાય છે. હે આત્મા! માતા, પિતા પતિવૃતા સ્ત્રી, બાળક, ગુરૂ, બ્રાહ્મણ અને આશ્રિતોનું પોષણ કરતો નથી તેને જીવતાં જ મૂવો સમજવો અને તે મૃત્યુ બાદ નર્કમાં પડે છે.

જે સનાતન ધર્મ તેનુંજ પાલન કરવું. અને ધર્મના બીજા અંગોનું જેવી રીતે પાલન થાય. યથાસાધ્ય તેનું તેવી રીતે વર્તન કરવું હુવે અર્થ શાસ્ત્ર કે અન્યાયથી દ્રવ્યની પ્રાપ્તિ ન કરતાં ન્યાયથી ધન મેળવવાને માટે પ્રયત્નશીલ થવું કારણ કે; પરિશ્રમથી મેળવેલું ધન દીર્ઘકાળ પર્યંત સ્થાયી બનીં રહે છે. હે વત્સ! સ્વભાર્યામાં સંતુષ્ટ રહેવું અને પરસ્ત્રિને, માતા તથા ભગિની તુલ્ય સમજવું. આ સંક્ષેપ રૂપ રેખા કામ શાસ્ત્રની કહેવાય છે. અને સંસારી બંધનોથી મુકત થઇ જવું આનું નામ મોક્ષ કહેવાય છે.

હે પુત્ર! ચાર પ્રકારના પુરૂષાર્થો જેનાથી સિધ્ધ થાય છે. તે

ચાર પુરૂષાર્થો કહ્યા તેનું તું શ્રવણ કર. ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ. ધર્મના બે ભેદ છે. એક લૌકિક, અને અને બીજો પારમાર્થીક.

અર્થ તથા કામ એ બન્નેના પણ બે ભેદો સમજી લેવાં.

મોક્ષનાં પણ બે ભેદ છે. ક્રમ મુકિત અને સદ્યો મુકિત, આ પ્રકારના પુરૂષાર્થના ભેદો મેં તમને કહ્યાં. હવે હે વત્સ! શાસ્ત્ર વિહિત અગ્નિહોત્રાદિ કર્મોનું સેવન નિરંતર કરવું. અને શાસ્ત્ર વિરૂદ્ધ કર્મોનું ત્યાગ કરવું. જેમ કે, વામમાર્ગીઓ પંચ * મકારનાં સેવનથી પુણ્ય માને છે; તે વેદ વિરૂધ્ધ હોવાથી સર્વથા ત્યાગ કરવા યોગ્ય છે. માટે આવા વેદ વિરૂધ્ધ સિધ્ધાંતોમાં નહિ પડતાં શાસ્ત્ર વિહિત કર્મો કરવા આ મનુષ્ય દેહ છે. અને તે શરીર માતા પિતા દ્વારા મળેલું હોવાથી એનું ઉપકાર વાળી શકાય તેમ તો છે જ નહિ. એટલુંજ નહિં વડિલોની કૃપા થવાથી મનુષ્ય પરમાત્માના સ્વરૂપને પણ પામે છે.

હે આત્મા! હવે હું પતિવૃતા સ્ત્રીઓનાં ધર્મો કહું છું પતિવૃતા સ્ત્રીએ પોતાને સર્વ રીતે પતિને અનુકુલ રહેવું એ તેણીનો સામાન્ય ધર્મ છે. કારણ કે સ્ત્રીને માતા પિતા ભાઇ તથા અન્ય સુહૃદથી અલ્પ સુખની પ્રાપ્તિ થાય છે. પરંતુ પતિદ્વારા અવિચળ સુખ મલે છે. માટે પતિ શીલ રહિત હોય કામી કે, દૂર્ગુણી હોય, વૃદ્ધ અથવા રોગી હોય, ગુણહીન હોય, જળ કે, નિર્ધન હોય, આંધડો તથા બહેરો, હોય કે, અતિદીન હોય તો પણ પત્નિએ અનાદર કરવો નહિ. અને જે સ્ત્રી, ઉપરોકત લક્ષણવાળા પતિનો અપમાન કરે છે. તેને યમપુરીમાં અનેક યમયાતનાઓ ચોકસ ભોગવવી પડે છે.

અને જે સ્ત્રી મન, વાણી, તથા દેહ વડે સંયમ શીલ હોય તથા

---

* मद्यं मासं च मीनं च मूद्रा मैथून मेव च આ પંચ મકારોપાસના વામ માર્ગીઓ સિદ્ધાંત રૂપે માને છે.

પોતાના સ્વામીની આજ્ઞાનું ઉલ્લંઘન ન કરનારીનું કલ્યાણ થાય છે. અને સંત પુરૂષો દ્વારા તેણીને સાધવીની ઉપમા અપાય છે. અને જે સ્ત્રી પોતાના પતિનો તિરસ્કાર કરી અને પરપુરૂષની સાથે ભોગો ભોગવવામાં લલચાય છે તેને લીધે આ લોકમાં નિંદાને પાત્ર થાય છે અને મૃત્યુ પામ્યા બાદ શિયાળાની યોનીને પામે છે. કારણ કે, આ સંસારમાં સ્ત્રીનું પોતેજ સુખનો દાતા છે. ધર્મ, વૃત, તથા નિયમ ઇત્યાદિક કર્મો પણ પતિની કૃપાથીજ મેળવી શકાય છે. મન કાયા તથા વચન દ્વારા પતિના ચરણોમાં પ્રેમ રાખવો. જે સ્ત્રી પતિની સેવાથી વંચિત રહે તે ધર્મપત્નિ તરીકે અધિકારથી શૂન્ય રહે છે. સાધ્વી સ્ત્રીએ પતિને દેવ તુલ્ય માની સેવા કરવી. કારણ કે સ્ત્રીનું સર્વસ્વ પતિજ છે. અને પતિની સેવા એજ પરમેશ્વરની સેવા એમ શાસ્ત્રોમાં કહેલું છે. માટે તેનાથી વિરૂદ્ધાચરણ કદાપિ કરવું નહિ.

શ્લોકઃ——

પતિ બ્રંહ્મા પતિ વિંષ્ણુઃ પતિ દેંવો મહેશ્વરઃ ।
પતિઃ સાક્ષાત્ પરંબ્રહ્મ તસ્મૈ શ્રી પતયે નમઃ ॥
ધ્યાન મૂલં પતિ મૂર્તિ પૂજા મૂલમ્ પતિપદમ્ ।
મંત્ર મૂલં પતિઃ સેવા મોક્ષ મૂલં પતી રતિઃ ॥

અર્થઃ——

માટે પતિવૃતા સ્ત્રીનો પતિ એજ પરમેશ્વર છે. અને પતિવૃતા સ્ત્રીને માટે બીજો કોઇ યજ્ઞ વૃત કે તપ નથીજ પતિવૃતા સ્ત્રીને માત્ર પતિની સેવા કરીનેજ સ્વર્ગ સુખની પ્રાપ્તિ થાય છે સ્ત્રીએ પોતાના કલ્યાણને માટે જીવન પર્યંત પતિને અપ્રિય લાગે એવું આચરણ

કરવું નહિ અને પતિ સ્વર્ગસ્થ થયા બાદ પણ એવા આચરણો ન કરવા જેનાથી પતિલોકની પ્રાપ્તિ ન થાય. અને વર્તમાન પતિની સેવા જેમ પાર્વતીજી શંકર મહાદેવને નીરંતર સેવે છે. તેવી રીતે પ્રીતિથી પતિની સદાએ સેવા કરવી. અને મન, વચન, તથા કાયા વડે તથા માનાપમાનની ગણના ન કરતાં પ્રાણપતિની સેવામાં નિરંતર તત્પર રહેવું. અને સાધ્વી સ્ત્રીએ પતિના સગા સંબંધિઓને પણ દુભાવવા નહિ

અને પતિવૃતાનાં શાસ્ત્રમાં કહેલા નિયમો પાળવાં. સ્ત્રીઓએ નિત્ય સ્વચ્છતાથી રહેવું. સૌભાગ્યવતી સ્ત્રીઓએ ચાંદલા વગર પગલું ભરવું નહિ. તથા વસ્ત્રા ભુષણો પણ પતિની શકિત મુજબ પહેરવાં પરંતુ પતિવૃતા સ્ત્રીઓનું ખરૂં શૃંગારતો સદગુણ હોય છે. સ્ત્રીઓએ પતિના સન્મુખ હઠ કરવું નહિ. કારણ કે દક્ષ કન્યા સતીએ હઠ કરી પોતાના પિતાના ઘરે ગયા હતાં. પરંતુ ત્યાં તેમનું અપમાન થવાથી યજ્ઞ કુંડમાં બળીને ભસ્મ થઇ ગયાં હતાં. માટે અનિષ્ટ પરિણામો બનવા પામે નહિ એને લીધે દુરાગ્રહ છોડી દેવો. માટે પતિવૃતા સ્ત્રીઓએ મન, વચન, અને કાયા વડે કરી પણ પતિનું કોઇ કાળે અપ્રિય કરવું નહિ.

હવે જે સ્ત્રીનું પતિ પરદેશ ગયેલો હોય તેવી સ્ત્રીએ કોઇપણ કાર્યમાં ગાફલ રહેવું નહિ. પવિત્રતા રાખવી. ઘરનો સરસામાન સ્વચ્છ રાખવો. અને પોતાની ઇન્દ્રિયો કાબુમાં રાખવી. પરપુરૂષ સામે જોવું નહિ. યાત્રા તથા મેળા વિગેરેમાં જોવા જવું નહિ. નાટક, સીનેમા વિગેરેમાં મોહ રાખવો નહિ. અને કારણ સિવાય બીજાને ઘરે વારંવાર જવું નહિ. જુગાર રમવું નહિ. તથા ઝીણા વસ્ત્રો પરિધાન કરવા નહિ. ઘરના કામકાજમાં કુશલ રહેવું. ઘરનો ખર્ચ નિયમિત રાખવો ધર્મનું સદાયે સેવન કરવું. અને જ્ઞાનનું સંપા-

દન કરવું. કારણ કે સ્ત્રીઓ થકી પણ પુરૂષોનું ઉદ્ધાર થાય છે. એવાં અનેક ઉદાહરણો ઉપરથી જાણી શકાય છે.

દ્રષ્ટાંત:—

એક વાણીઓ હતો તે, સાધારણ લક્ષ્મીવાન હતો. પરંતુ તેનું મન દાન કરવામાં ઘણુંજ ઉદાર હતું. તેને લીધે પોતાના ગામમાં જે કોઇ સંત મહાત્માઓ તથા બ્રાહ્મણો આવે તેને ભોજનાદિક વડે શુશ્રુષા કરવામાં ઘણોજ કુશલ હતો. તેના સંસ્કારો એના ભાવી સંતાનો ઉપર પણ ખુબજ પડયા હતાં. તેથી તેની એક કન્યા અવસ્થામાં દશ વર્ષની હતી છતાં પણ તેણીએ એવી પ્રતિજ્ઞા લીધી કે, કોઇ પણ મહાત્માને જમાડવા સિવાય જમવું નહિ. તે બાઇ જ્યારે સાસરે ગઇ અને એના સસરાજી બહુ પૈસાદાર છતાં પણ સ્વભાવમાં બહુજ લોભી હતાં. અને બાઇના સાસુજી ઘરમાં ન હોતાં પતિ પત્ની તથા સસરાજી એ મલી ત્રણ વ્યકિતઓજ હતી. દાન કરવામાં કોઇ સહમત હતા જ નહિ. તેથી તે બાઇએ મનમાં વિચાર્યું કે આ લોકો મને દાન કરવા દેશે નહિ. અને દરરોજ જમવા વગર પણ ચાલે નહિ માટે પરમાત્માની ઇચ્છા પણ એમજ હશે એમ ધારીને પોતાના પિતાના ઘરે લીધેલું વ્રત પડતું મૂકી દીધું. તેમના લગ્ન થયાં પછી; પોતાના પીયરથી એક બ્રાહ્મણ તે બાઇને મળવાને આવ્યો. અને બાઇને કહેવા લાગ્યો કે, આપ પીયરના માટે શું સમાચાર મોકલાવો છો ! ત્યારે તેણીએ કહ્યું મારા પિતાજીનો કહેશો કે; અમો નિત્ય વાસી ખાઇએ છીએ. અને ઉપવાસી રહીએ છીએ. એમ જણાવશોજી. ઉપરોકત વાર્તા તેંણીના સસરાજીએ સાંભળી તેથી પોતાના પુત્રને એકાંતમાં બોલાવી કહેવા લાગ્યો કે હે પુત્ર ! આપણા ઘરે રશોઇઓ નિત્ય રશોઇ કરે છે.

છતાં પણ તમારી સ્ત્રીએ પોતાના પિતાને કહેવડાવ્યું કે અમો વાસી ખાઇએ છીએ અને ઉપવાસી રહીએ છીએ તેથી તેણીના પતિને એકદમ ક્રોધ ચડયો અને પોતાની સ્ત્રીને મારવા લાગ્યો. ત્યારે તે પતિવૃતા સ્ત્રી બન્ને હાથ જોડી પોતાના પતિને કહેવા લાગી કે હે સ્વામીનાથ! મારો કોઈપણ અપરાધ થયો હોય તો આપની પાસે ક્ષમા માગું છું. અને જે કાંઇ મારી ભૂલ થઇ હોય તો મને કૃપા કરીને કહો? પોતાની સ્રીના વિનય યુક્ત વચનો સાંભળીને કહેવા લાગ્યો કે, મારા પિતાના ઘરે તરેહ તરેહનાં ભોજનો નિરંતર તૈયાર થાય છે. છતાં આપણે ઉપવાસી કેમ? સ્ત્રી કહેવા લાગી કે હે નાથ! આપણે પૂર્વજન્મના સારા કર્મો કર્યાં હશે તે આપણે ભોગવીએ છીએ. હમણા દાન તથા પુણ્ય કશુંએ કરતાં નથી. તેથી આવતા જન્મમાં આપણને ઉપવાસી રહેવું પડશે. તેણીના પતિએ આવી શ્રેયસ્કરી વાણી સાંભળીને પોતાના પિતાને સંપૂર્ણ વિગત સમજાવી. એટલે તે વાણીઓ પોતાની પુત્ર વધૂને કહેવા લાગ્યો કે હે પુત્રી! આપણે દાન નથી કરતાં એટલે આપણને આવતાં જન્મમાં શું અવશ્ય ઉપવાસી રહેશું? ત્યારે સતી સ્રી કહેવા લાગી કે તમારી ઇચ્છામાં આવે તેમ કરો. એટલે વાણીઆએ કહ્યું આપણે ત્યાં કોહેલી જુવાર છે તે વેંચાતી નથી તેનું આપણે સદાવૃત ચાલુ કરીએ. ત્યારે સતી મનમાં બહુ ખુશી થઇને મનમાં વિચાર કર્યું કે; સસરાજીની આટલી થોડી ઉદારતા બસ છે. તેજ દીવસથી વાણિઆએ કોહેલી જુવારનું સદાવૃત સરૂ કર્યું. થોડા દિવસો વિત્યા બાદ તેમનાં ખેતરમાં ચણાનો બહુ પાક થયો. ત્યારે તે વાણિક સ્રી પોતાના પતિની પાસે વિનંતિ કરી કે હે સ્વામીનાથ! આપના પિતાજીને કહો કે તેઓ ચણાનું સદાવૃત ચાલુ કરે. તેણીંની ઇચ્છા મુજબ તે પણ થયું. ત્યાર પછી તે સતીએ વિચાર્યું કે હવે સસરાજી ચણાનું દાન કરવા

સુધી આવી પહોંચ્યાં માટે હવે કાંઈક નવીન યુકિત કરૂં. જેને લીધે અમો દાનમાં આગળ વધી શકીએ એક દિવસે બાઇએ રશોઇઆને કહ્યું કે હે મહારાજ! આજે આપણા ઘરે ચણાની જૂદા જૂદા પ્રકારની રશોઇ કરશો. રશોઇઆએ શેઠાણીના કહેવા પ્રમાણે ચણાની રશોઇ તૈયાર કરી પૂર્વોકત વાણિયો જમવા માટે બેઠો. જમતી વખતે તો સ્વાદથી ખૂબ જમ્યો. પરંતુ રાત્રે પેટમાં ખૂબ દુ:ખવા લાગ્યું. કારણ કે એક તો ચણાની રશોઇ અને વૃદ્ધાવસ્થાને કારણે રાત્રિમાં નિદ્રા પણ આવી નહિ. અને અજીર્ણ થવાથી રશોઇઆને ધમકાવવા લાગ્યો. પરંતુ રશોઇઓ પોતે નિર્દોષ છે એમ જણાવ્યું. એટલે પોતાની પુત્ર વધૂને કહેવા લાગ્યો કે તમો જાણો છો, કે મારી વૃદ્ધાવસ્થા છે. એટલે ચણાની રશોઇ પચે કેમ! ત્યારે સતી કહેવા લાગી કે તમારી વૃદ્ધાવસ્થા છે એટલે જ મેં ચણાની રશોઇ બનાવવાનું કીધું કારણ કે આપ પોતાનું આયુષ્ય પુરૂં કરી થોડાજ સમયમાં સ્વર્ગમાં જવાનો છો

અને તમે એકલાં ચણા આપો છો તેથી તમને તે એજ મલશે. એટલા માટે અહિં ચણા ખાશો તો સ્વર્ગમાં પણ દુ:ખ નહિ થાય. તેટલા જ માટે ચણાની રસોઇ કરાવું છું; કારણ કે અહિં માંદા પડશો તો તમારો પુત્ર તથા હું તમારી ચાકરી કરીશું. પરંતુ સ્વર્ગમાં તમારી કોણ ચાકરી કરશે? ઉપરોકત વચનો સાંભળી શેઠજી કહેવા લાગ્યા કે, હે પુત્રી! સ્વર્ગમાં શું મને એકલા જ ચણા મલશે કે! ત્યારે સતી પુત્રવધૂ કહેવા લાગી કે હે સસરાજી! તમો એકલાજ ચણા દાનમાં આપો છો તો તમારા માટે ચણાજ સ્વર્ગમાં હશે. એટલે શેઠજીએ તેજ દિવસથી ભોજન સામગ્રી આપવાનું ચાલુ કરી દીધું.

હે આત્મા! આ દ્રષ્ટાંતનું સિદ્ધાંત એ છે કે સ્ત્રીઓએ પોતાના પતિ અજ્ઞાનિ હોય તો પણ યુક્તિથી ધર્મનું સ્થાપન કરી શકે છે. માટે સ્ત્રીઓને કેવી રીતે વર્તન કરવાનું છે તેને માટે નીચેનું શ્લોક જણાવું છું:—

**કાર્યેષુ મંત્રી કરણેષુ દાસી ।**
**ભોજ્યેષુ માતા શયનેષુ રંભા ॥**
**ધર્માનુકૂલા ક્ષમયા ધરિત્રી ।**
**ષાડ્ગુણ્યમેતદ્ધિ પતિવ્રતાનામ્ ॥**

સ્ત્રીઓએ પતિને કાર્ય કરવામાં સલાહ આપવી, જોઇએ તેને લીધે તે તે વખતે મંત્રી જેવી છે, કામકાજ કરવામાં એક દાસી સમાન છે. તથા જમાડતી વખતે સ્નેહાળ માતા સમાન વર્તવું તથા શયન વખતે પ્રીતિયુક્ત વર્તન કરવું તથા ધર્મકાર્યમાં અનુકૂલતા અને ક્ષમા કરવામાં પૃથ્વી સમાન રહેવું. ઉપરોક્ત ગુણો પતિવૃતા સતીઓમાં સામાન્ય જણાય છે. કારણ કે, પતિવૃતાનો પતિ સર્વ પાપથી મુક્ત થઇ જાય છે.

હે આત્મા! આ સંસારમાં ચાર પ્રકારની પતિવૃતા સ્ત્રીઓ કહેલીઓ છે. ઉત્તમ, મધ્યમ, કનિષ્ઠ, તથા લઘુ. હે વત્સ! જેણીના મનમાં એમ છે કે, આ વિશ્વમાં તથા સ્વપ્નસૃષ્ટિમાં પણ પતિ સિવાય બીજો કોઇ પુરૂષ છેજ નહિ એવું માનનાર ઉત્તમ પ્રકારની સતી સ્ત્રી જાણવી. અને જે સ્ત્રી પરપુરૂષને ભાઇ તથા પિતા અને પુત્ર સમાન ગણે છે તે મધ્યમ પ્રકારની પતિવૃતા જાણવી. જે સ્ત્રી પોતાના કુળનો વિચાર કરીને મર્યાદામાં રહે તેવી સ્ત્રી કનિષ્ટ પતિવૃતા કહેવાય, અને જે સ્ત્રી સંયોગો નહિ મલવાથી અથવા ભયને લીધે પોતાના ધર્મમાં રહે તે લઘુ પતિવૃતાના લક્ષણ છે.

અને જે સ્ત્રી પોતાના પતિને મૂકીને પ્રથમ ભોજન કરે તે સ્ત્રી આવતા જન્મમાં સુકરી (ભુંડણ) યોનીને પ્રાપ્ત કરે છે તથા જે સ્ત્રી પોતાના પતિને "તું" આવી રીતે શબ્દોથી બોલાવે છે તે બીજા જન્મમાં મુંગી થાય છે. જે સ્ત્રી પોતાના પતિની સાથે છળકપટ કરીને પરપુરૂષની સાથે પ્રીતિ કરે તેવી સ્ત્રીને સો કલ્પ સુધી રૌરવ નામના નરકમાં રહેવું પડે છે. માટે ક્ષણિક સુખને વાસ્તે આવા અકૃત્યો ન કરવાં. હે આત્મા! જે સ્ત્રી છળને છોડી દઇ પતિવૃતા ધર્મને ગૃહણુ કરે છે તે સ્ત્રી વિના પરિશ્રમે પરમપદને પામે છે.

કારણ કે, સ્ત્રીને ગુરૂના ઘરમાં નિવાસ, તપશ્ચર્યા, આત્મવિચાર, પવિત્રતા, સંધ્યાવંદનાદિક, તથા ઉત્તમ ક્રિયાઓ કરવાની હોતી નથી માત્ર પરમાત્મા વિષે દ્રઢ ભકિત અને પતિ સેવાથી સ્ત્રીઓનું કલ્યાણ થાય છે.

શિષ્ય પુછે છે કે હે મહારાજ! આપ કહો છો કે; પતિવૃતા સ્ત્રીઓને પતિ સિવાય બીજું કાંઇપણ તપવૃતાદિ કરવાનું નથી. માત્ર પતિની સેવા કરવી તથા તેની આજ્ઞાનું હંમેશાં પાલન કરવું એજ મુખ્ય છે માટે હે પ્રભો! તપ કે વૃત કર્યા વિના સ્ત્રીઓ પોતાનું તથા બીજાઓનું કલ્યાણ કેવી રીતે કરી શકે? તથા દુર્ગુણી પતિ હોય તો કેવી રીતે સેવા કરી શકાય? તથા પતિ વિદેશ જાય તો પતિવૃતા સ્ત્રીને કેવી રીતે વર્તવું તે આપ કૃપા કરી આપના સેવકને વિસ્તારથી સમજાવો.

ગુરૂજી બોલ્યા કે હે પવિત્રાત્મા! પતિ જો દુર્ગુણી હોય તો પણ સતી સ્ત્રીએ પોતાના કલ્યાણને માટે તેની સેવા કરવી, કારણ કે, લગ્ન વખતે દેવતાઓ અને બ્રાહ્મણોની સાક્ષીમાં સપ્તપદી દ્વારા

સાત પ્રતિજ્ઞાઓ કરવી પડે છે.

> **સુખેન સર્વ કર્માણિ કરિષ્યામિ ગૃહેતવ ।**
> **સેવા શ્વશુરયોશ્ચાપિ બન્ધુનાં સત્કૃતં તથા ॥**

હે પતિ! હું આપના ઘરનું સર્વ કામ સારી રીતે કરીશ, તથા આપના માતાપીતાની સેવા કરીશ તથા તમારા ભાઇઓનું પણ સત્કાર કરીશ. આપ જ્યાં જશો ત્યાં હું આપની સાથેજ આવીશ. કદાપિ આપનાથી દૂર રહીશ નહિ, તથા કયારે પણ આપને છેતરીશ નહિ. આવી રીતે આર્ય સ્ત્રીઓને લગ્ન વખતે સાત પ્રકારની પ્રતિજ્ઞાઓ કરવી પડે છે માટે સતી સ્ત્રીઓએ પોતાના કલ્યાણને માટે પતિવૃત ધર્મને પાડવું. મયદાનવની પુત્રી મંદોદરીએ દુષ્ટ એવા રાવણને સેવ્યું હતું. સત્યવાન દરિદ્રી હતો છતાં પણ સાવિત્રીએ તેની સેવામાં અધુરાશ રાખી નહિ એટલુંજ નહિ પરંતુ યમ પાસેથી પણ તેને મુકત કરાવ્યો હતો. અને નળરાજાને દમયંતીએ સેવ્યો હતો. સુકન્યા નામની સર્યાતિ રાજાની પુત્રીએ અંધ એવા ચવન મુનીનાં સેવા કરી હતી. સતી નર્મદાએ રોગી એવા પોતાના પતિની સેવા કરી અને પતિવૃતા ધર્મના પ્રભાવથી સૂર્યને સ્થંભાવ્યો હતો. યુધ્ધમાં હારી ગયેલા પાંડુ પુત્ર યુધિષ્ટરથી એક ક્ષણ પણ સતી દ્રુપદી વેગણા રહ્યા નહિ. સતી સીતાજીએ વનના સંકટો સહન કરી પતિની સેવાથી અલગ રહ્યાં નહિ. માટે સતી સ્ત્રીઓએ મન વચન તથા કાયાથી પતિને પરમેશ્વર જાણી પૂજન કરવું.

હે વત્સ! પતિવ્રતા સ્ત્રીઓએ તપ, કે વ્રત સિવાય પોતાનો અને બીજાનો કલ્યાણ કેમ કરી શકે? તો તેનું સમાધાન સાંભળ.

**દ્રષ્ટાંત:-**

જેમ એકજ જાતિનાં પત્થરમાંથી મૂર્તી ઘડાય છે; અને તેજ જાતીનો

પત્થર અપવિત્ર સ્થાનમાં પણ રહે છે જેને સ્પર્શ કરવાથી પણ સ્નાન કરવું પડે છે, અને પવિત્ર હૃદયથી પત્થરની મૂર્તિની પણ પૂજા કરીએ તો મોક્ષ મળે છે, અર્થાત પત્થર તો એકજ પરંતુ મનુષ્યની ભાવનામાં ફેર છે એટલે જેવી ભાવના તેવું ફળ અવશ્ય મળે છે તો પછી પતિ તો સજીવ મૂર્તી હોવાથી તેમની સેવા કરવાથી સતી સ્ત્રીનું કલ્યાણ કેમ ન થાય?

હે આત્મા! દરેક દુર્ગુણોને ટાળીને જો મૂર્તીની પૂજા કરવામાં આવે તો પૂજનારને પરલોકનું શ્રેય પ્રાપ્ત થાય છે પરંતુ પતિના સેવનથી તો સ્ત્રીનો આલોક તથા પરલોકમાં શ્રેષ્ટપણું પ્રાપ્ત કરે છે, કારણ કે સર્વ પ્રકારથી પતિની ઇચ્છાને અનુકૂલ રહેનારી સ્ત્રીઓના દુર્ગુણો ટળી જાય છે, કલેશો થતાં નથી, તથા ગૃહસ્થાશ્રમનું સંપૂર્ણ આનંદ ભોગવી શકે છે. માટે સતી સ્ત્રીઓએ પોતાના પતિને ઈશ્વર ભાવે સેવી આ લોકમાં તથા પરલોકમાં નાના પ્રકારનાં સુખોને ભોગવી સંસારમાં આદર્શ રહી શકે છે.

હે નિર્દોષાત્મા! જેમ સ્ત્રીઓએ પોતાના કલ્યાણને માટે પતિવ્રત ધર્મનું પાલન કરે છે તેમજ પતિઓએ પણ પોતાના કલ્યાણને માટે એક પત્નિવ્રત પાળવો. એક પત્નિવ્રતનું મહિમાં સાધારણ તો નજ કહેવાય કારણ કે તેના પ્રતાપથી જ ભગવાન રામચંદ્ર જેવાઓનાં યશો આજ પર્યંત એક પત્નિવ્રતનાં પ્રભાવથી જ અખંડિત બની રહ્યા છે. માટે હે શિષ્ય! જેના ઘરમાં દંપતિ અરસપરસ પોતાના ધર્મોમાં ચાલે છે; તેઓ ગૃહસ્થાશ્રમને દીપાવે છે કારણ કે જેનાથી ધર્મ, અર્થ. અને કામ, એ ત્રણે પુરૂષાર્થો સિધ્ધ થાય છે. મનુષ્ય નૌકા વડે અગાધ સમુદ્રને પણ તરી જાય છે તેમ ગૃહસ્થાશ્રમદ્વારા

આ સંસારરૂપી સમુદ્રને સંસ્કારી દંપતિઓનું સમુદાય તરી શકે છે. કારણ કે ગાર્ગી જેવી તથા મદાલસા જેવી ઉત્તમ નારી રત્નોથી ગૃહસ્થાશ્રમ ઉજ્જવળ બની ગયો હતો. માટે સ્ત્રી તથા પુરૂષ બન્ને પોતાના ધર્મનો ઉલ્લંઘન નહિ કરતાં અને સ્વધર્મમાં રહે-વાથી કલ્યાણ થાય છે મનુ ભગવાન પણ આવીજ રીતે સૂચના કરી રહ્યા છે. "યત્ર નાર્યસ્તુ પૂજ્યંતે રમન્તે તત્ર દેવતા"

હે આત્મા ! ગૃહસ્થાશ્રમમાં રહી દંપતિએ કેવા નિયમો પાળવા તે કહું છું, કારણ કે, આ મનુષ્ય દેહ કેવળ વિષયો ભોગવવાને માટે પરમેશ્વરે આપ્યો નથી. સંતાન ઉત્પન્ન કરવાને માટે અને પ્રજા તંતુનો ઉચ્છેદ ન થાય તેને લીધે જ મુનીઓએ ગૃહસ્થાશ્રમને સ્થાન આપ્યું છે. માટે દરેક પુરૂષે સ્વસ્ત્રીમાં સંતોષ રાખવો ઋતુ કાળના પહેલાં પાંચ દિવસો તથા પર્વણીઓનું ત્યાગ કરી સમાગમ કરવો. વિષયોનું અત્યંત સેવન કરવાથી અલ્પાયુષ પણુ રોગોનું ઘર બની જાય માટે નિયમોનું અવશ્ય પાલન કરવું. દાખલા તરીકે પશુ તથા પક્ષીઓ પણ આવાં પ્રાકૃતિક નિયમોનું કોઈ કાળે ઉલ્લઘંન કરતાં નથી. તો સમજુપણાનું આડંબર ઘાલનારી મનુષ્ય જાતી જો તેનાંથી વિપરીત વર્તન કરે તો તેને કઇ કોટીમાં રાખી શકાય ? એ પ્રશ્નનો ઉકેલ વાચક વર્ગના ઉપર છોડી આપીએ છીએ.

હે આત્મા ! હવે શાસ્ત્રીય સિધ્ધાંત કહું છું તે સાંભળ ! પુરૂષોએ હંમેશાં પોતે પોતાની સ્ત્રીઓને સ્વાધીનમાં રાખવી. * પિતાએ કુમારાવસ્થામાં, પતિએ યુવાવસ્થામાં, તથા પુત્રોએ વૃધ્ધાવસ્થામાં સ્ત્રી

पिता रक्षति कौमारे भर्तारक्षति यौवने ।
रक्षंति स्थविरेपुत्राः न स्त्री स्वातंत्र्यमर्हति ॥

જાતીનું રક્ષણ કરવું કોઇ કાળે પણ સ્વતંત્રતા આપવી નહિ આ એક ધર્મ મર્યાદાનો નિયમ છે.

કારણ કે મનુ ભગવાન લખી જણાવે છે કે, બહુ કલ્યાણને ઇચ્છનાર પિતા, ભાઇ, પતિ અને દેવરાદિકોએ સ્ત્રીઓનો સત્કાર કરવો. તથા તેણીઓને વસ્ત્રાભૂષણાદિકો વળે શોભાવવી. જે કુળમાં સ્ત્રીઓ દુઃખી થતી હોય તે કુળ તત્કાળ નાશ પામે છે અને જે કુળમાં સ્ત્રીઓ દુઃખ પામતી નથી તે કુળ સદા વૃધ્ધીને પામે છે. આ મનુ ભગવાનના કથનથી એમ સિધ્ધ થાય છે કે સ્ત્રીઓને સત્કાર પૂર્વક પોતાના આધીન રાખવી. પરંતુ કેવળ ઘરમાં પુરી રાખવાને માટે મનુ ઉપદેશ આપતા નથી.

હે આત્મા! હવે ગંગાસ્વરૂપ (વિધવા) સ્ત્રીઓના ધર્મો કહું છું તે સાંભળ. તેવી સ્ત્રીઓએ પોતાનું રૂપ વધુ દીપી નીકળે તેવી રીતે કેશ ઓળવા નહિ. શરીર ઉપર તૈલાદિકનું મર્દન કરવું નહિ. સાબુ ચોડીને સ્નાન કરવું નહિ. શરીર ઉપર આભૂષણો પહેરવાં નહિ. ઝીણા તથા કિંમતી વસ્ત્રો પહેરવાં નહિ, તેમજ ધોબીના ધોએલાં વસ્ત્રો પરિધાન કરવા નહિ. જીતેંદ્રિય રહેવું. પુરૂષોના સાથે બોલાચાલીઆદિકનો સમાગમ ઓછો કરવો; કારણ કે વિધવા સ્ત્રીઓએ બ્રહ્મચારીની માફક નિયમો પાળવાના હોવાથી વ્રત ભંગના લીધેજ આવા કાર્યો ન કરવાનું શાસ્ત્રકારો નિર્દેશ કરી રહ્યા છે. કારણ કે આઠ પ્રકારના મૈથુનના નિયમો બ્રહ્મચારી પાલન કરે છે તેવી રીતે વિધવા સ્ત્રીઓને પણ તેમ પાલન કરવાની આવશ્યકતા છે. સ્ત્રીઓનું સ્મરણ કરવું. (૧) કીર્તન કરવું, (૨) ક્રીડા કરવી, (૩) નિંદિત વૃતિથી વારંવાર દર્શન કરવું, (૪) ગુપ્ત સંભાષણ કરવું, (૫) વિષયો સંબંધિ વિચાર કરવો, (૬) નિશ્ચય કરવો, (૭) ક્રિયા સમાપ્તિ

એટલે સમાગમ, (૮) આવી રીતે મનુ મહારાજ આઠ પ્રકારના કર્તવ્યોને અષ્ટધા મૈથુન તરીકે વર્ણવ્યા છે.

હવે ભોજનના નિયમો કહું છું. વિધવા સ્ત્રીએ તદ્દન સાદું ભોજન કરવું અને સાત્વિક આહાર કરવો તે પણ પોતાનો દેહ ટકે તેના માટે ઔષધીની માફક આહાર લેવું. એક વખત જમવું તાંબુલાદિકોનું સેવન કરવું નહિ.

તથા કાંસ્ય પાત્રમાં પણ જમવું નહિ. વર્તનમાં વાણી મધુર રાખવી, સત્ય બોલવું પોતાના રક્ષક પિતા, પુત્ર, ભાઇ તથા દેવર જે હોય તેમની આજ્ઞા મુજબ વર્તવું. પોતાના રક્ષક જે ભાઇ આદિકોથી વિરૂદ્ધ વર્તન કરવું નહિ. દરેક રીતે હું એમની ઋણી છું આવી રીતે હૃદયમાં આભાર માનવું. મન, વાણી, તથા શરીરનું દમન કરવું, પોતાના આત્મકલ્યાણને માટે તપ વૃતાદિકો કરવાં શ્રધ્ધાથી ગુરૂની ભકિત કરવી, પરમાત્માનું સ્મરણ કોઇ કાળે પણ ભૂલવું નહિ અને જો અવકાશ મલે તો પોતાના રક્ષકોની અનુમતિ મેળવી દેશ સેવા કરવામાં પણ ચૂકવું નહિ. કારણ કે ઇતિહાસ પ્રસિધ્ધ સંઘ મિત્રા નામની મહારાજા અશોકની બ્હેને પણ અદભૂત દેશસેવા બજાવી હતી. એટલુંજ નહિ પરંતુ આખા વિશ્વને કુટુંબ રૂપ જાણી તેની પણ જો સેવા કરવામાં ઉદ્યુત રહેવું એ પણ ગંગાસ્વરૂપ સ્ત્રીઓને સુશોભિત કરનારૂં મહાન કાર્ય છે. હવે વિધવા સ્ત્રીઓને ગંગાજીની ઉપમા જે આપવામાં આવે છે તેનો આશય એ હોઇ શકે કે ગંગાજી પરોપકારને માટે સદા તત્પર રહેલાં હોવાથી અને

स्मरणं कीर्तनं केलि प्रेक्षणं गुहय भाषणम् ।
संकल्पोऽध्यवसायश्च क्रियानिवृति रेव च ॥

પવિત્રતાની મૂલ પ્રતિમા હોવાથી; માટે વિધવા બ્હેનોએ પવિત્રતાને કદાપિ ભૂલવું નહિ અને હે આત્મા! સ્ત્રીઓ દીન નથી પણ દેવીઓ છે. તેઓ અબળા નથી પણ સબળાઓ છે. સ્ત્રીઓ અલ્પ જ્ઞાની નથી પણ ગાર્ગીની માફક મૂર્તીમંત સર્વજ્ઞતાપણું પણ તેઓમાં છે. સ્ત્રીઓ મહાન શક્તિ છે, અને તે જો છળ પ્રપંચને દૂર કરી પવિત્ર હૃદયથી સત્યથી અને પરોપકારથી ધર્મનો સ્થાપન ધારે તે પ્રમાણે કરી શકનારીઓ છે. હે વત્સ! જે શક્તિ દેવોમાં નથી તે શક્તિ સ્ત્રીઓમાં છે. જયારે ઇન્દ્રાદિ દેવોનો દાનવોની સાથે યુદ્ધ થાય છે, ત્યારે પણ પરાજીત થયેલા દેવતાઓએ શક્તિને ઉત્પન્ન કરી દૈત્યો પર વિજય મેળવ્યો હતો. આ શું પ્રભાવ ઓછો ગણાય? માટે હે વત્સ! વિષ્ણુ ભગવાનનો વહાન ગરૂડ, બ્રહ્માજીનો વાહન હંસ, અને શંકર ભગવાનનો વાહન પોઠીઓ છે. પરંતુ સ્ત્રી શક્તિ ચંડિકા દેવીનો વાહન સિંહ છે. મોટા મોટા સમ્રાટોને જન્મ આપનારીઓ પણ સ્ત્રીઓજ છે. દેવતાઓનું પણ જન્મ સ્ત્રી શક્તિ સિવાય સંભવે નહિ. માટે સ્ત્રીઓ કપટ છોડી અને કાર્ય દક્ષતા જો બતાવે તો ધારેલું કાર્ય પુરૂં કરી શકે છે. આ ગંગાસ્વરૂપ વિધવા સ્ત્રીઓના ધર્મો કહ્યા.

હે આત્મા! હવે ગર્ભવતી સ્ત્રીઓના ધર્મો કહું છું.

સ્ત્રીઓને માતા થવાનો અધિકાર હોવાથી તો તેણીઓ ઉપર મ્હોટામાં મોટી જવાબદારી છે. માતા થવાથી પૂર્વ તેના ધર્મો જાણવાની ખાસ આવશ્યકતા છે. અને તે પ્રમાણે સદવર્તન કરવાથી ઉદરમાં રહેલાં સંતાન ઉપર સુંદર સંસ્કારો પડે છે. આ સંસ્કારો જીવન પર્યંત અટલ રહે છે. માટે હંમેશાં ગર્ભમાં રહેલાં બાળક ઉપર કુસંસ્કારોની છાપ ન પડે એવી ભાવનાઓનું સેવન કરવું. કારણ કે બાળકના જન્મ પછી છ મહિનાની અંદર જે સંસ્કારો પડે છે તેટલા સંસ્કારો

પાંચ વર્ષમાં પડતા નથી અને પાંચ વર્ષમાં જે સંસ્કારો પડે છે તે જીંદગી ભરમાં પણ પડતા નથી. માટે સંપૂર્ણ સૃષ્ટિનો આધાર સુસંસ્કારોને આધીન છે અને તે સંસ્કારો જનનીઓને આધીન હોવાથી આવી કર્તવ્યપરાયણતાથી વિમૂખ ન રહેવાય એ ગર્ભવતી સ્ત્રીઓનું કર્તવ્ય છે.

હે આત્મા! તે સંસ્કારો નીચે નિર્દિષ્ટ કરૂં છું પ્રથમ સત્યનું પાલન કરવું, અહિંસા વૃત ધારણ કરવું, દૈવી ગુણોને સમજીને આચરણમાં મૂકવા, મન અને વૃત્તિનું દમન કરવું, સહનશીલતા અને નમ્રતા રાખવી, વિનય તેમજ વિવેક ગ્રહણ કરવાની ટેવ પાડવી. કોઇનું અંતઃકરણ દુભાવવું નહિ. કોઇની સાથે વિરોધ કરવો નહિ. સર્વ પ્રાણીઓ ઉપર દયા રાખવી. પોતાનું હ્રદય કોમળ રાખવું. ધૈર્ય, ક્ષમા, અને ગંભીરતા વિગેરે ગુણોને સ્થાન આપવું. તન તથા મનની પવિત્રતા રાખવી. મનની ચંચલતાનો ત્યાગ કરવો. કોઇને દુઃખ થાય એવું વર્તન કરવું નહિ. ઉદારતા રાખવી. યથાશકિત દાન કરવું. સઘળા ઉપર પ્રેમ તથા આત્મદ્રષ્ટિ રાખવી. શાંતિ પ્રિય થવું. વાણીની મધુરતા રાખવી, ક્રોધ કરવું નહિ. દ્દઢ સંકલ્પની ટેવ રાખવી. સંશયનો ત્યાગ કરવો ચિંતાગ્રસ્ત રહેવું નહિ. મૃત્યુનો ભય રાખવો નહિ. સુખ તથા દુઃખમાં સમવૃતી રાખવી. હર્ષ શોકનો ત્યાગ, અને સમય મલે તો પરમાત્માનું ચિંતન કરવું. સદાએ આનંદિત રહેવું. ચિત્ત હંમેશા પ્રફુલ્લિત રાખવું. આવા ગુણો ધારણ કરવાથીજ સંસ્કારી માતાઓ થવાય છે. માટે બ્હેનોએ સુસ્કારોથી યુકત બની પોતાનું માતૃપદ દીપાવવું.

હવે ગર્ભવતીના વિશેષ નિયમો કહું છું. ગર્ભ ધારણ થયા પછી જેવું માતાનું વર્તન થાય છે તેવી ચેષ્ટા ગર્ભસ્થ બાળકની થાય

છે. માટે ગર્ભવતી સ્ત્રીઓએ પ્રથમ સદાવિચારો કરવાં. ઘરમાં દેવોની, મહર્ષિઓની અને શૂરવીર પુરૂષોની છબીઓ પોતાના શયન મંદિરમાં રાખવી. હ્રદયમાં તેવોજ ભાવ રાખવો શકિતશાળી, દાનવીર, વિદ્વાન, ઈત્યાદિ મહાપુરૂષોના ચરિત્રોનું શ્રવણ કરવું. કારણ કે; જેવા વિચારો કરશો તેવા વિચાર યુકત તેજસ્વી અને સુંદર બાળક જન્મ ધારણ કરશે. માટે નબળી ભાવનાઓ હ્રદયમમાં લાવવી નહિ તેમ ભોજન પણ સાત્વિક પૌષ્ટિક અને અલ્પાહારનો અભ્યાસી થવું. કારણ કે આવી પ્રકારનું અહાર બાળકના દેહને પુષ્ટિ અર્પે છે, ઘી, દૂધ જેવાં પોષ્ટિક આહાર કરવાથી, બાળક બુદ્ધિશાળી, ધૈર્યવાન, નિડર, દીર્ઘવિચારી, શાન્તિવાળું ગંભીરતાવાળું, કાર્ય કરવામાં કુશળ, ઇત્યાદિ સદ્‌ગુણવાળું, થાય છે. તથા ખારૂં, ખાટું, તીખું, અતિ ઉનું, અને અતિ આહાર કરવાથી બાળક નબળું, રોગી, ભીરૂં તથા તદન ગુણહીન થાય છે. માટે તેવા તામસી આહારનો ત્યાગ કરવો; તથા ખુલ્લી હવામાં ફરવાની ટેવ રાખવી. આવા પ્રકારના નિયમો ગર્ભવતી સ્ત્રીઓએ અવશ્ય પાળવા જોઇએ.

બાળકના જન્મ બાદ તેને કેવી રીતે કેળવણી આપવી તે પણ ખાસ ધ્યાનમાં રાખવાનું છે. ગર્ભમાં રહેલાં બાળકની જેમ સંસ્કાર શુદ્ધિની ખાસ જરૂરીયાત છે તેમ તેના જનમ્યા પછી વૈદકીય પદ્ધતિસર ઉછેરવાની પણ તેટલીજ જરૂરીયાત છે. સંતાનોની શારીરીક સંપતિનો આધાર તેના ઉછેરવાની વૈદ્યકી પ્રથા ઉપર રહે છે અને તે માતા ઉપર જવાબદારી ગણાય છે. બાળકના જન્મ બાદ તેને સહેજ ગરમ પાણીથી સ્નાન કરાવવું પછી ગરગુથી આપવી. નાડના છેદનથી પૂર્વે જાતકર્મ સંસ્કાર કરવામાં આવે છે. ગૃહસૂત્રમાં કહેલા મંત્રોથી અથવા "ૐ" કાર ને, મધમાં શલાકા બોળી બાળકની

જીભ ઉપર લખવું. જયાં સુધી જન્મ સૂતક લાગે નહિ ત્યાંસુધી નાડ કપાયા પૂર્વે યથાશકિત બ્રાહ્મણોને દાન અપાવવું. બીજે દિવસે સ્નાન પાન કરાવવું તે વખતે અત્યંત શાન્ત ચિત્ત રાખવું જોઇએ. ક્રોધને પામેલી માતા પોતાના બાળકને સ્તનપાન કરાવે તો તેણીનું લોહી તપેલું હોવાથી મસ્તકમાં ચકર ઇત્યાદિ રોગો થવાનું ઘણુંજ સંભવ છે તથા બાળક ક્રોધી બને છે. માટે બાળકની માતાએ ક્રોધનો ત્યાગ કરવો હિતકારક છે. તેના રૂદન વખતે ઘણીજ શાંતિથી વિચાર કરવો કે તે શા માટે રડે છે અને તેનો ઉપાય જલદીથી કરવો તથા આશ્વાસન આપવું જોઇએ. શિશુ પ્રત્યે બેદરકારીથી રહેવું નહિ. પૂર્વે એક સમયે એક માતાએ પોતાના બાળકને પારણામાં સુવાડયું હતું. થોડાક સમયે તે બાળક રડવા લાગ્યું; ત્યારે તેની માતાએ તરતજ તેને છાનો રાખવામાં હીચકાઓ નાખ્યાં પણ રડવાનું કારણ શોધ્યું નહિ. તે પારણામાં એક વીંછી બાળકને ડંશ આપતો હતો. અંતે તે બાળક ખૂબ રડીને મૃત્યુ પામ્યો. તેથી તેની માતાની જ બેદરકારીનું પરિણામ હતું માટેજ માતાઓએ બાળકોને ઉછેરવાની બાબતમાં ખૂબ સંભાળ રાખવી જોઇએ. કેટલીક અણુસમજુ માતાઓ પોતાનું બાળક ઘેનમાં ઉંઘી જાય માટે તેને અફીણ જેવી કેફી વસ્તુઓ ખવડાવે છે. કોઇક વખતે પ્રમાણથી વધારે અફીણ અપાઈ જતાં પરિણામે બાળક ખોઇ બેસવું પડે છે. તથા તેના જ્ઞાનતંતુઓ ઉપર ઘણીજ ખરાબ અસર કરે છે. આવા ઘણાજ દાખલાઓ આપણા સમાજમાં બની ગયા છે. માટે દરેક શાણી માતાઓએ પોતાનું બાળક ઉંઘી જાય એવા આશયથી કદાપી કોઇ પણ પ્રકારની કેફી વસ્તુઓ તેને ખવરાવી નહિ. બાળકને સુવાડતી વખતે મધુર સ્વરો વડે ઐશ્વરી તત્વોની તથા સદ્ગુણોના હાલરડા મીઠાસથી ગાવાં.

## હાલરડું.

ૐ શુદ્ધ સ્વરૂપી બાળ, તમે છો મારા ૐ શુધ્ધ સ્વરૂપી બાળ.
હાં હાં નિરાકાર તમે છો; મારા ૐ શુધ્ધ સ્વરૂપી બાળ.
આપ અવની ઉપર આપ પધાર્યા, ધરી બાળકનું સ્વરૂપ.
તમે છો મારા ૐ શુધ્ધ સ્વરૂપી બાળ—તમે છો.
નિત્ય અમરને અમરરૂપ છો;
સર્વમાં સાક્ષી સ્વરૂપ—તમે છો.
નિર્દોષને અચળ અરૂપ છો,
ત્રિગુણાતીત સ્વરૂપ—તમે છો.
શુધ્ધ બુધ્ધને નિર્ધાર રૂપ છો,
સદાએ અવિનાશી સ્વરૂપ—તમે છો.
નિરંજન અને નિર્મળ રૂપ છો,
અત્યંત મુક્ત સ્વરૂપ—તમે છો.
શાશ્વત કૂટસ્થ વિશ્વ રૂપ છો,
પ્રચંડનો પ્રચંડ સ્વરૂપ—તમે છો.
આનંદથી અનુભવ રૂપ છો,
સાક્ષાત્ જ્યોતિ સ્વરૂપ—તમે છો.

૧ સંપૂર્ણ.

આવા વિચારના હાલરડાં ગાવાં તેમજ બાળકોને બોલતાં શિખવવું તેમાં પણ પ્રથમ હરિ ૐની ધ્વનિ કરતાં શિખાવવી. તેમજ બાળકોને ખોરાક આપવો તેમાં પણ ઘણીજ કાળજી રાખવી. કારણ

કે સમજ્યા વિના બાળકોને ભારે ખોરાક આપવામાં આવે તો તેઓનું શરીર નિર્બળ તથા વ્યાધિ ગ્રસ્ત થાય છે. તેમજ જ્યારે બાળક સમજતું થાય ત્યારે એની પાસે જે કાંઇ વાતચિત કરવામાં આવે તે પણ ઉચ્ચ સંસ્કારવાળા મહાપુરૂષોની કરવી. જૂઓ ધ્રુવે પાંચ વર્ષની ઉંમરમાં તપ કરીને ઇશ્વરના દર્શન કર્યા ત્યાર બાદ પિતાશ્રીનું રાજ્ય પણ પ્રાપ્ત કર્યું હતું. અને ઉપમન્યુએ આઠ વર્ષની અંદર સૂર્યને પ્રસન્ન કરીને દૂધનો દરીઓ (સમુદ્ર) આણ્યો હતો. અષ્ટાવક્ર નામના મુનીએ બાલ્યાવસ્થામાંજ રાજાજનકને આત્મજ્ઞાન આપ્યું હતું અને પ્રહ્‌લાદે કેવળ સાત વર્ષની અવસ્થામાંજ દૈત્ય બાળકોના હૃદયમાં ભકિત માર્ગનો મહિમા સમજાવ્યો હતો. આદ્ય શંકરાચાર્યે પણ આઠ વર્ષની ઉમ્મરે સંન્યાસ લઇ વેદાન્ત શાસ્ત્ર ઉપર વિસ્તૃત ભાષ્ય રચ્યું હતું. આવા પ્રકારની વાતો તેઓના પ્રત્યે કરીને હૃદય ઉત્સાહથી પ્રફૂલિત કરવું પરંતુ કોઇ પણ જાતના ભયાનક શબ્દો વડે બાળકોને બીવરાવવા નહિ કેટલીક માતાઓ 'બાવા' તથા 'વાઘ'નું ભય બતાવી તેઓના કોમળ હૃદયને આરંભથીજ કાયર કરી નાંખે છે. તેમ બાળકોની સમક્ષ અન્યાય તથા અસત્ય વર્તન કરવું નહિ તથા સાધારણ અપરાધ માટે મારવું નહિ; કારણ કે, તેઓનાં હૃદયને આઘાત ન પહોંચે એવી કાળજી રાખવી અને મારનો પરિણામ નાભિમાં રહેલા મણિપુરચક્ર ઉપર પડે છે અને તે ચક્રનું સંબંધ સૂક્ષ્મણા નામની નાડીની સાથે હોવાથી તે નાડીનું પરંપરા સંબંધ બુદ્ધિનો વિકાસ થતાં અટકી પડે છે. માટે બુધ્ધિશાળી બાળકો બનાવવા હોય તો તેઓને પ્રસન્તાપૂર્વક નીતિ, રીતિ તથા આચાર વિચાર શીખવવા. તેને લીધે અનિતિનો વર્તન તેઓ છોડી દેશે. અને શુધ્ધ સંસ્કારી બાળકો બનાવવા તે માતાને આધીન હોવાથી જનનીજ પ્રેમથી કેળવી શકે છે. અને સૂર્ય

ઉદય થતાં પ્રથમ ઉઠાડવાની ટેવ પાડવી. દંતધાવન આદિ ક્રિયાઓ તેઓ દ્વારા કરાવવી. ત્યાર પછી * સ્નાનનો પણ નિયમ અવશ્ય પાલન કરાવવો. સ્નાન કરવાનું કારણ? આપણે જ્યારે ઉંઘીએ છીએ ત્યારે નાસિકામાંથી ઝેરી શ્વાસ નિકળે છે. અને તે સંપૂર્ણ શરિરમાં ધીરે ધીરે પ્રસરતો જાય છે. એને લીધે શરિરસંપત્તિ બગડે છે. માટે સ્વછતા પૂર્વક બાળકોને સ્નાન કરાવવો. ત્યાર બાદ અંગ કસરત તથા નિયમ પૂર્વક સીધા ટટાર બેસવાની ટેવ પાડવી. તેનું કારણ એ કે આમ વર્તન કરવાથી ફેફસાં મજબુત થાય છે. શ્વાસોશ્વાસ સુંદર ગતિથી ચાલી શકે છે અને કદાચિત ફેફસામાં કફ ભરાઇ રહ્યું હોય તો નિયમિત આસનથી મટી જાય છે. અને કફના વિકારથી થતાં રોગો ટળી જાય છે. માટે એને લીધે નિયમિત આસનથી ઇન્દ્રિયો ઉપર કાબુ મેળવવાનો માર્ગ બહુ સરળ થાય છે. તથા બાળકોને ભોજન પણ પૌષ્ટિક, સાદું તથા સાત્વિક આપવું.

---

## સ્નાનની ઉપયોગિતા.

निद्रादाहश्रमहरं स्वेदकण्डूतृषापहम् ।
हृद्यं मलहरंश्रेण्ठं सर्वेन्द्रियविशोधनम् ॥
तन्द्रापापोपशमनं तुष्टिदं पुंस्त्ववर्धनम् ।
रक्तप्रशादनश्चापि स्नानमग्नेश्चदीपनम् ॥

એટલે સ્નાન નિંદ્રા, દાહ, તથા શ્રમને હરનાર છે. પસીનો, ખુજલી, અને તૃષાનો નાશ કરે છે. મનને આનંદ આપનાર છે. સર્વ ઇન્દ્રિયોને શુદ્ધ કરે છે આલસ્ય તથા પાપનું નાશ કરે છે. સંતોષ તથા બલવાન બનાવે છે. અર્થાત્ પુરૂસાતન અર્પે છે. લોહીને સ્વચ્છ રાખનાર જઠરાગ્ની પ્રદીપ્ત કરે છે. ઇત્યાદિ અનેક ગુણો સ્નાન કરવાથી પ્રાપ્ત થાય છે. (સંશોધક.)

અને તે ખોરાક ઇશ્વરને અર્પણ કરી પાંચ પ્રાણાહુતિઓ આપવાનું શીખવવું, ૧ પ્રાણાય સ્વાહા. ૨ અપાનાય સ્વાહા. ૩ વ્યાનાય સ્વાહા. ૪ ઉદાનાય સ્વાહા. ૫ સમાનાય સ્વાહા. આ વિધિ ઉપરાંત જમતી વખતે ઉતાવળ કરવાની ટેવ નખાવવી નહિ. પ્રસન્ન ચિ-તે અન્નની સર્વથા પ્રસંસા કરી તથા ઉચ્છિષ્ઠ ન રાખે એવા ખાસ નિયમો માતાએ ધ્યાન રાખવા. વાસી અન્ન ખાવાની ટેવ તથા અધિક અન્ન ખાવાની ટેવ રોગનું કારણ હોવાથી માટે તેવું પણ વર્તન થવા દેવું નહિ.

તેમજ બાળકોને પ્રેમથી સમજાવવું અને રમત ગમતમાં પણ આદર્શ શિક્ષણ આપવું. જુગાર જેવી રમતો શિખવવી નહિ. તેમજ શયન કરતી વખતે પણ આવી રીતે સમજાવું કે મનની ચંચલતા દૂર કરી શરીરને કોમળ બનાવી પરમાત્માનું ધ્યાન કર્યા બાદ ઉંઘવા દેવું અને તેવી રીતે નિદ્રા કરવાથી શરિરને ઘણીજ શાન્તિ મલે છે. પરિશ્રમ ઉતરી જાય છે. સ્વપ્ના ઓછા આવે છે. અને તે પછી બાળકોને કહેવું કે; પિતા, માતા, મોટા ભાઇ, તથા બ્હેન, વિગેરેને સવારના ઉઠીને નમસ્કાર કરવું આવી રીતે આવા આવા સદુપદેશો શિક્ષિત માતા દ્વારા હંમેશાં થઇ શકે છે, તેમજ તેઓની પાસે લાલચની વાતો કરવી નહિ. દાખલા તરીકે પુત્રને માતા કહે કે, હુ તને પરણાવીશ અને પુત્રી સંતાન હોય તો "તું મોટી થઇશ એટલે સાસરે જઇશ સારાં સારાં લુગડાં ઘરેણા પહેરીસ" આવી રીતે લાલચની વાતો કરીને બાળકોના નિર્દોષ હૃદયને સંસારી રાગી વિચારો પોષવાથી બાળકો જ્યારે મોટા થાય ત્યારે પણ લાલચુ અને તૃષ્ણાવાલા બને છે. તેથી આખી જીંદગી તેઓની બગડયા બાદ દીનતાના દાસ બને છે. માટે તેઓની પાસે નિસ્પૃહતાની ચર્ચા કરવી કારણ કે; વસ્ત્રાભૂષણોથી માનવદેહ દીપતો નથી. પરંતુ સદગુણોથી માનવ

શરીર શોભા આપે છે. અને પરમાત્મા સત્ ચિત આનંદ સ્વરૂપ છે અણુ, અણુમાં તેની સત્તા વ્યાપી રહી છે. તે અજર અને અમર છે. કર્મ ફળના દાતા, તેના નિત્ય ગુણાનુવાદ કરવાથી રત્નરૂપી મનુષ્ય દેહને સફળતા મળે; આવીરીતે પ્રાંતઃકાળમાં તથા સાયંકાળમાં ઇશ્વર સ્તવન શિખાવવું. કારણકે, બાળકોને બાલ્યાવસ્થાથી જ સ્વધર્મ પાળવાની ટેવ નાખવી જોઇએ. અને ખાવા પીવા તથા સંસારીક આનંદો ભોગવવામાંજ મનુષ્ય દેહની સફળતા નથી આવી રીતે સંસ્કારી બાળકોના હૃદયોમાં પ્રભાવ પડે તેવું વર્તન દરેક કુટુંબમાં ઇષ્ટ હોઇ શકે. તથા બાલ્યાવસ્થામાં વિદ્યાભ્યાસમાંજ ખાસ કાળજી રાખવી અને પુત્ર હોય તો પચીસમે વર્ષે લગ્ન ગ્રંથીથી જોડવો. અને કન્યા હોય તો શુભસંસ્કાર યુકત બનાવી ઉમર લાયક થાય ત્યારે પતિગ્રહમાં તેણીને મોકલાવવી. મનુ ભગવાનનો તો એ સિધ્ધાત છે કે: કન્યા ઋતુ મતિ થયા બાદ પરણાવવી. જો સદ્ગુણી વરનો લાભ ન થાય તો સમાન ગુણવાલા પતિની સાથે ઋતુ ધર્મ પ્રાપ્ત થયા બાદ ત્રીજે વર્ષે પરણાવવી. પરંતુ યોગ્ય પતિ ન મળે તો મરણ પર્યંત્ પિતાના ઘરમાં બેસી રહે. પરંતું કોઇ ગુણહીન મનુષ્યના હાથમાં સોંપવી નહિ. આ સિધ્ધાંત યુગ ધર્મને અનુસરીંને લખાયલો હોય એમ અનુમાન થાય છે.

કારણ કે જુના વખતમાં સ્વયંવરનો એક એવો પણ રીવાજ હતો કે જે રીવાજથી રાજ કન્યાઓ પોતાને અનુકુલ પતિ લાગે તેના કંઠ દેશમાં વરમાલા પહેરાવવાનો રિવાજ હતો. આપણા ભારત વર્ષમાં કન્યાઓ સ્વયં પોતાનો પતિ પસંદ કરે એવો શિષ્ટાચાર ક્ષત્રિઓ સિવાય બીજા કોઇ પણ વર્ણોમાં હતો નહિ પરંતુ માતા પિતા તથા અન્ય બંધુ દ્વારા વય, વિદ્યા, કુલ, શીલ, ઈત્યાદિકનું

અનુસંધાન કરી વાગ્દાન કરવાની પ્રથા આજ પર્યંત પ્રચલિત છે. પરંતુ એમાં કોઈ વખતે વિપરીત વસ્તુસ્થિતિ પણ જોવામાં આવે છે. આમાં દોષ ભાગ્ય સિવાય બીજાને નજ આપી શકાય કારણ કે કર્મવાદિઓ તો કર્મવાદના સિદ્ધાંતનેજ માનીને "કર્મણો દોષ ઉચ્ચતે" એમ પ્રદર્શિત કરી રહ્યા છે.

## સાસરે જતી કન્યાને સદુપદેશ.

હવે લગ્ન થયા પછી કન્યા પિતાનું ગૃહ છોડી પતિગ્રહમાં પ્રવેશ કરતી વખતે તેણીને માતાદિ સ્ત્રીઓએ આવી રીતે શિખામણ આપવી કે હે બેટા! તારી સાસુજી અને સસરાજીને માતા પિતા સમ જાણીને પ્રેમપૂર્વક સેવા કરજે, તેઓની આજ્ઞાનું પાલન કરજે. જેઠ તથા જેઠાણીનું ઉત્તમ રીતે સત્કાર કરજે, તેઓને ભાઈ સમ જાણજે, અને દેવરાણીને બ્હેન સમ જાણી સાથે મલીને સમભાગે ગૃહકાર્ય કરજે. નણંદને પણ બ્હેન કરતાં વિશેષ જાણી આદર કરજે. પતિને પરમેશ્વર જાણી સેવા કરજે, પતિવ્રતા ધર્મનો પાલન નિયમ પૂર્વક કરજે, પતિગૃહમાં કલેશ કોઈ કાલે પણ કરીશ નહિ. હે પુત્રી,! ધર્મ નીતી દીપાવજે. એવી રીતે પુત્રિને સાસરે જતી વખતે શિખામણ આપવી.

## સાસુનું કર્તવ્ય.

હે આત્મા! પુત્રવધૂને પોતાની કન્યાસમાન જાણવી, કારણ કે, કન્યા તો પારકું ધન કહેવાય. અને ખરીપુત્રી તો પુત્રવધૂ છે, અને નિરંતર સેવા કરવામાં તે તત્પર હોવાને લીધે તેને પુત્રી રૂપે જાણીને તેનું, સુખમય સંસાર નીવડે. માટે ઘર કામનું બહુ બોજો તેના ઉપર નાંખવું નહિ અને પુત્રવધૂ કોઇ પણ બુદ્ધિમતાથી સારૂં

કામ કરે તો તેને ધન્યવાદ આપવો, કારણ કે પ્રશંસાથી તેનું હૃદય પ્રફૂલ્લિત થાય છે અને તેમની બુદ્ધિ કદાચિત મંદ હોવાથી આપણને ન પણ ગમે અને ગૃહકાર્યમાં ઓછાવત્તાપણું જોવામાં આવે તો પણ સાસુજીએ ક્રોધ કરવો નહિ અને વાત્સલ્ય ભાવથી પુત્રવધૂને સમજાવવું. કેટલી અભણ સાસુઓ તો પુત્રને તથા પુત્રવધૂને અપશબ્દો કહી પોતાના કુટુંબની અંદર કલેશોનો બીજારોપણ કરવાનું મૂળ કારણ બને છે. માટે તેવું વર્તન નહિ કરતાં કોઇનું પણ અંતઃકરણ દુઃખી ન થાય એવું વર્તન કરવું અને કાયિક, વાચિક, તથા માનસિક પાપોથી બચવાનું એજ માત્ર સરલ ઉપાય છે. કારણ કે, પ્રિય તથા મધુંર વાણી બોલવાથી દરેક પ્રાણીઓનાં હૃદયમાં પ્રેમનો સંચાર થાય છે, અને સાસુજીએ પણ પ્રસન્ન ચિતે આશિર્વાદ આપી તેને ઉત્તમ ગૃહિણી બનાવવામાં સફલ પ્રયત્ન કરવો. અને તેણીમાં આત્મબળ, મનોબળ, અને આધ્યાત્મિક બળની વૃધ્ધિ કરવી તેને લીધે તેઓની ભાવિ પ્રજા પણ બુદ્ધિમાન, તથા સાત્વિક બને છે. સાત્વિક પ્રજાથીજ પૂર્વજોનું કુલ ગૌરવ અખંડિત બને છે તથા તેજ કુટુંબ આદર્શ રૂપે પંકાય છે. હે આત્મા! જેના ઘરમાં સંપ હોય તેને સર્વ સંપત્તિ પ્રાપ્ત થાય છે તેને લીધે દિવ્ય ભોગો પણ તેવા કુટુંબને મળી શકે છે. તથા શુધ્ધ ભાવથી આધિ, વ્યાધિ, તથા ઉપાધિ નષ્ટ પામે છે અને આ મૃત્યુ લોક તે પણ સ્વર્ગનો સદન બને છે. તે મંદિર જાણે દેવોનું હોય એમ જોનારને ભાષ થાય છે, કારણ કે, જ્યાં દ્રષ્ટિ નાખવામાં આવે ત્યાં આનંદજં વર્તી રહ્યો હોય એમ જણાય છે, માટે વડિલોએ સંતાનો ઉપર પ્રેમ દ્રષ્ટિ રાખવી.

જેમ રામચંદ્રજી તથા સીતાજી ઉપર રાજા દશરથ તથા માતા

કૌશલ્યાનું કેવું પ્રેમ હતું ? અને રામ, લક્ષ્મણ તથા સીતાજીનું વનમાં જવાનું સાંભળીને દશરથે પોતાના પ્રાણોની પણ દરકાર કરી નહોતી. માટે માતા પિતાનું કર્તવ્ય છે કે, સદા દસરથની માફક પ્રેમાળ બનવું.

હે આત્મા ! તારા પ્રશ્ન પ્રમાણે સર્વના ધર્મો મેં તને કહ્યાં. જે મનુષ્યને પોતાને આ લોકમાં તથા પરલોકમાં કલ્યાણની ઇચ્છા હોય તો તે પોતે પોતાના સ્વધર્મમાં રહી બન્ને લોકોમાં કીર્તિ મેળવી શકે છે. મન, કર્મ અને વચનથી કોઇના આત્માને દુઃખ ન થાય તે પ્રમાણે સંસારમાં રહેવું.

હે પવિત્રતામા ! મનુષ્ય શરીરથી તથા કર્મથી ઉત્પન્ન થયેલા દોષના સમૂહથી વૃક્ષાદિ સ્થાવર યોનિને પ્રાપ્ત કરે છે. વાણીઃ દ્વારા થયેલા દોષોથી પશુ તથા પક્ષી યોનિને પામે છે. અને મનના દોષોથી નીચ કુળમાં જન્મ ધારણ કરવું પડે છે માટે વાણીને અશુભ-કર્મથી રોકી નિયમિત દંડ આપવું. મન અશુભકર્મો તરફ ન જાય એવું પ્રયત્ન કરવું. શરીરને પણ દંડ આપી અશુભકર્મો તરફ પ્રયાણ ન કરે બુદ્ધિને પણ સ્વચ્છ બનાવવી. કારણકે, કાયિક વાચિક અને માનસિક દંડને જે વાસ્તિક રીતે જાણતો હોય. તેને ત્રિદંડી કહેવાય છે. કેવળ હાથમાં રાખેલ દંડ આદિ ઉપકરણોથી ત્રિદંડી કહી શકાય નહિ.

હે આત્મા ! ધર્મ તથા અધર્મથી થતી જીવની ગતિને પોતા-નાજ વિચાર વળે હંમેશાં એ ઇન્દ્રિયો અધર્મ તરફ ઘસડાઇ ન જાય એવી રીતે વર્તવું.

હે આત્મા ! સત્વ, રજ અને તમો ગુણ જે વખતે સમાન

સ્થિતિમાં હોય આનું નામ પ્રકૃતિ અર્થાત માયા તે પ્રકૃતિ વળે આસંપુર્ણ સ્થાવર તથા જંગમ રૂપ જગત દ્રષ્ટિગત્ થાય છે. ઉપરોક્ત ત્રણે ગુણોમાંથી શરીરમાં જ્યારે સંપુર્ણપણાથી અધિકાર ભોગવે છે. ત્યારે તે પ્રાણી તેવા ગુણવાળો થાય છે. જ્ઞાન એ સત્વ ગુણનું લક્ષણ છે. અને અજ્ઞાન તમોગુણનું લક્ષણ છે. રાગ તથા દ્વેષમાં રજોગુણ અધિક જોવામાં આવે છે. સર્વે ભૂતોને આશ્રયવાળું પ્રાણી માત્રનું શરીર આ ગુણત્રયી વળે વ્યાપ્ત છે. તે ત્રણે ગુણમાં પ્રીતિયુકત શાંત શુદ્ધ, પ્રકાશ જેવું આત્મામાં જણાય ત્યારે શરીરમાં સત્વગુણ અધિક છે એમ જાણવું. દુઃખ યુકત આત્માને અપ્રિયકર્તા અને નિરંતર શરીરધારીઓને વિષયોની તરફ ખેંચી જાય એટલે પ્રતિપક્ષ રૂપ અર્થાત આત્માને ઉચ્ચકક્ષામાંથી નીચે લઇ જનાર રજોગુણ જાણવો. મોહ સંયુક્ત અસ્પષ્ટ વિષયાત્મક જેમાં તર્ક થઈ શકે નહિ એવા ગુણને તમો ગુણ જાણવો.

એ ત્રણે ગુણોમાં ઉત્તમ, મધ્યમ અને કનિષ્ટ જે ફળો રહેલા છે તે હે શિષ્ય, હું તને સંપુર્ણપણે કહું છું તે સાંભળ.

.............................................સત્વ ગુણ વિચાર

પ્રથમ જેઓના કાનોરૂપી સમુદ્રો કર્તારૂપી અનેક નદીઓનો નિરંતર સમાગમ પામતાં છતાં પણ પૂરાઇ જતાં નથી. અને સંસારના વિષયોરૂપી ઝાંઝવાના શુષ્ક જળોને જે ધિક્કારે છે. અને શ્રી ગુરૂના મુખથી જ્ઞાનામૃતરૂપી સમુદ્રના એક બિન્દુને પામીને પણ સુખી રહે છે. અને તેઓની જીવ્હારૂપી હંસ, ગુરૂના વચનરૂપી અર્થાત એવા શુધ્ધ માનસરોવરમાંથી ગુણોના સમૂહ રૂપ મોતીઓને ચણે છે અને દેવતાઓને ગુરૂને બ્રાહ્મણ અને મહાત્માઓને વૃધ્ધ પુરૂષોને તથા સંપુર્ણ પ્રાણી માત્રના વિષે એકજ આત્મા છે એમ જાણી

દરેકને મસ્તક નમાવે છે. તથા સઘળા ઉપર પ્રેમ આત્મભાવ તથા પ્રીતિયુક્ત વિશેષ વિનય દર્શાવે છે. આશા રહિત અને પરમાત્મા ઉપર વિશ્વાસ રાખે છે કામ, ક્રોધ, માન, મોહ, લોભ, રાગ, દ્વેષ, દંભ, કપટ, મોહ અને માયાથી રહીત હોય છે, સર્વેને પ્રિય તથા હિત કર્તા હોય છે, સુખ દુઃખને સમાન જાણનાર, હર્ષ, શોક તથા નિંદા અને સ્તુતિને પણ સમ જાણનારો હોય છે. પ્રશંસા જેને અપ્રિય લાગે છે. સત્ય વિચાર પ્રિય વચનોને બોલે છે. પરધનને પત્થર સમાન ગણનાર પરસ્ત્રીને માતા સમાન જોનાર, પરોપકારમાં પ્રીતી કરનાર, બીજાની આપત્તિ જોઈને મનમાં દુઃખી થનાર વેદાંત શાસ્ત્રનો અભ્યાસી હોય છે. તપ, શૌચ અને વૃત કરનારો હોય છે. ઇન્દ્રિયો અને મનનો સદા નિગ્રહ કરનાર જ્ઞાન તથા ધર્મ ઉપર શ્રદ્ધા રાખનાર આત્મચિંત્વન કરનાર આ સાત્વગુણી મનુષ્યના લક્ષણો છે.

## રજોગુણ વિચાર

હવે દંભ, અહંકાર, વિષયો ઉપર પ્રીતિ અને દાન પરોપકાર તથા પરમાત્માનું સ્મરણ કરે તે માત્ર દંભથી કરે છે. હું જગતમાં દરેક કરતાં મહાન કહેવાઉં, મને સર્વે લોકો મોટો ગણીને માન આપે એવા હેતુથી સર્વે શુભ ક્રિયાઓ કરે છે. તે મનુષ્યને રજોગુણી જાણવો.

## તમોગુણ વિચાર

તમોગુણમાં દંભ, હિંસા, લોભીપણું. નિદ્રામા દુઃસ્વપ્ના આવવા, ધીરજ રહિત નાસ્તિકપણુ, ભેદ બુધ્ધિવાળી વૃત્તિ, યાચના કરવાનો સ્વભાવ, ચુગલખોરીપણુ પાપકર્મમાં પ્રીતિ રાખવી, વિષય લંપટપણુ અપવિત્ર આચાર વિચાર જેમાં હોય, પરધન કે

પરસ્ત્રીની ઉત્કંઠા રાખનાર કુટીલતા રાખનાર, કજીઆથી પ્રેમ ધરાવનાર સદા ક્રોધી સાધુ, ગુરૂ, મહાત્મા, બ્રાહ્મણ તથા માતાપિતા ઇત્યાદિકોની સેવામાં પ્રેમ નહિ રાખનાર વેદની નિંદા કરનાર જગતનો સદાએ વિરોધી પરમાર્થના માર્ગથી વિમુખ રહેનાર મનુષ્ય શરીર પામીને પણ જે પરમાત્માના પ્રેમમાં ચિત્ ન રાખે અને નિરંતર પ્રમાદવાળો હોય તેને તમોગુણી માણસ જાણવો.

## હવે ત્રણ ગુણોનાં પરસ્પર વિચાર

સાત્વિક મનુષ્ય મોક્ષની ઇચ્છા રાખે. રજોગુણી મનુષ્યને સ્વર્ગની ઇચ્છા હોય. અને તમોગુણી મનુષ્યને સદા વિષયોની ઇચ્છા રહે છે. સાત્વિક પુરૂષને પ્રમાદનો ભય રહે છે. રજોગુણીને વૈરીઓનો ભય રહે છે. તમોગુણીને તો માત્ર દંડનો જ ભય રહે છે. હે શુધ્ધાત્મા ! એ ત્રણે ગુણોમાં રહેનારા ત્રણે ગુણોના ક્રમથી લક્ષણો સંક્ષેપથી જાણવા. તમોગુણનો મુખ્ય લક્ષણ કામ એટલે કે, વિષયો ભોગવવાની પ્રબલ ઇચ્છા. રજોગુણનો મુખ્ય લક્ષણ દ્રવ્ય પ્રાપ્તિની તમન્ના, અને સત્વગુણીનો મુખ્ય લક્ષણ સ્વધર્મનું પાલન કરવું. જે મનુષ્ય ધર્મ, અર્થ કામ અને મોક્ષમાં નિષ્કામતાથી રહે તેને સત્વગુણી જાણવો. અને ઉપરોક્ત પદાર્થોમાં ફળની આશાવાળાને રજોગુણી જાણવો. દંભ તથા હિંસા એ તમોગુણી જાણવા.

## આહાર વિચાર

દૂધ તથા ફળાદિ સાત્વિક આહાર છે એમ જાણવું ઇન્દ્રિઓને રૂચીકર જે આહાર હોય તે રાજસ આહાર કહેવાય છે. અને અશુદ્ધ આહાર હોય તેને તમોગુણી જાણવો. હે નિર્દોષાત્મા ! એ ગુણોમાંથી જે ગુણદ્વારા જીવાત્મા આ સંસારને પ્રાપ્ત થાય છે, તે ગુણો સંક્ષેપથી કહું છું તે સાંભળ.

સત્વગુણ વાળા જીવો દેવપણાને પ્રાપ્ત કરે છે. રજોગુણ વાળા જીવાત્માઓ મનુષ્યદેહને પામે છે. તથા તમોગુણી જીવ-સમુદાય રાક્ષસ યોનીને પ્રાપ્ત કરે છે. આ પ્રમાણે ત્રિવિધ ગતિ છે. જે જેવાં જેવાં ભાવથી કર્મ કરે છે તે તેવાં પ્રકારના કર્મો વળે ફળો ભોગવે છે.

## દાનનો મહિમા

હે શિષ્ય! જળદાન કરનારાઓનું શરીર નિરોગી થાય છે. અન્નદાન કરનારાઓને અક્ષયસુખ મળે છે. તિલદાન કરનારાઓને પ્રજાસુખની પ્રાપ્તિ થાય છે. દીપદાન કરનારાઓને ઉત્તમ નેત્રોની પ્રાપ્તિ થાય છે. ભૂમિ દાન કરનારાઓને રાજ્ય પ્રાપ્તિ થાય છે. સુવર્ણદાન કરનારને દીર્ઘાયુષ્ય મળે છે. ઘરનું દાન કરવાથી ઉત્તમ ગ્રહની પ્રાપ્તિ થાય છે. ચાંદીનો દાન કરનારને અનૂપમ સ્વરૂપ પ્રાપ્ત થાય છે. વસ્ત્રદાન કરનારને ચંદ્રમાની સમાન કાંતિ મળે છે. અશ્વનો દાન કરનારને ઉત્તમ અશ્વો પ્રાપ્ત થાય છે. બળદનો દાન કરનારને લક્ષ્મી પ્રાપ્ત થાય છે. ગૌદાન કરનારને સૂર્ય લોકની પ્રાપ્તિ થાય છે. રથ તથા શય્યાનું દાન કરનારને ઉત્તમ સ્ત્રી પામે છે. અભય દાન કરનારા સર્વે ઐશ્વર્યને પામે છે. ધાન્યનું દાન કર-નારા નિરંતર સુખને મેળવે છે. અને જ્ઞાનનું દાન કરનારા બ્રહ્મ ગતિને પામે છે. હે પવિત્રાત્મા! સર્વે* દાનો કરતાં જ્ઞાન દાન ઉત્તમ છે. કારણ કે જ્ઞાન દાનથી જીવ આ લોક તથા પરલોકના સુખની પ્રાપ્તિ કરી શકે છે. માટે સર્વે દાનો કરતાં જ્ઞાન દાન ઉત્તમ ગણાય છે. જેવા ભાવથી જે દાન અપાય છે તેવા ભાવ વળે જીવાત્મા જન્માન્તરમાં તે ભાવના યુક્ત ઉત્તમ પદાર્થોને પ્રાપ્ત કરે

*सर्वेषामेव दानानां ब्रह्मदानं विशिष्यते ॥ मनु ॥

છે. મનુ ભગવાન પણ દાનના મહિમાની પ્રશંસા મુક્ત કંઠે કરીને કહે છે:—જેઓ સત્કાર પૂર્વક દાન લે છે અને સત્કાર પૂર્વક જેઓ દાન આપે છે તે બન્ને પુરૂષો સ્વર્ગને પામે છે. તથા જેઓ તિરસ્કારથી દાન લે છે અને તિરસ્કારથી દાન આપે છે તેઓ બન્ને નર્કના દુઃખો ભોગવે છે.

તપશ્ચર્યા કરીને વિસ્મય પામવું નહિ, યજ્ઞ કરીને અસત્ય ( ખોટું ) વદવું નહિ. તથા કોઇની નિંદા કરવી નહિ. દાન આપીને ચારે તરફ કહેતાં ફરવું નહિ. અસત્ય ભાષણ કરવાથી યજ્ઞ ફળ નાશને પામે છે. આશ્ચર્યથી તપ નાશને પામે છે. નિંદા કરવાથી આયુષ્ય ઓછું થાય છે. અને દાનની પ્રસિદ્ધી કરવાથી દાનનો ફળ નષ્ટ થાય છે અર્થાત તેઓનું ફળ મલતું નથી. માટે હે શુદ્ધાત્મા ! સર્વે પ્રાણિઓને દુઃખ ન આપતાં પરલોકમાં સહાયતાને માટે ધર્મનો સંગ્રહ કરતાં રહેવું જેવી રીતે ભમરી માટીના રજકણો લાવીને પોતાનું ઘર બનાવે છે તેવી રીતે નિરંતર ધર્મનું સેવન કરવાથી પરલોકમાં તે રક્ષક બને છે. કારણ કે પરલોકમાં માતા, પિતા, પુત્ર, સ્ત્રી, વિગેરે સંબંધીઓની સહાયતા ત્યાં મલી શકતી ન હોવાથી અને ધર્મ જ બંધુ રૂપે રહેલો હોવાથી તેવા કાર્યો કર્તા રહેવું. જેનાથી પરલોકમાં પણ પોતાના ઉન્નત આત્માને સુખની પ્રાપ્તિ થાય. અને મનુષ્ય એકલોજ જન્મ ધારણ કરે છે. તેમ મૃત્યુ વખતે પણ કોઇનું સાથ હોતું નથી. માટે પરલોકમાં સુકૃત તથા દુઃષ્કૃતના ફળ ભોગવે છે માટે હે શુધ્ધાત્મા ! આ સંસારમાં મુક્ત થઇને પુત્રના ઉપર યથા વિધિ કુટુંબોનો ભાર સોંપી અને મોક્ષને માટે આત્મહિતનું ચિંતવન કરવું કારણ કે, હે આત્મા ! જે મનુષ્યો અશુધ્ધ રહેનારાઓ છે તેઓનો દેહ તથા ધન જલ્દી

નાશ પામે છે. દુષ્ટાચરણ કરનારા મનુષ્યો આ લોકમાં નિંદાય છે. અંતે દુઃખના ભોગી થાય છે. તથા નિરંતર રોગગ્રસ્ત રહે છે. અને પૂર્ણ આયુષ્યને ભોગવતા નથી. જેઓ સદગુણી હોય શ્રદ્ધાવાળા હોય, પારકાની ઈર્ષા ન કરનારા અને પરોપકારમાં પ્રેમ ધરાવનારા હોય, તેઓની સંપૂર્ણ શુભેચ્છાઓ પૂર્ણ થાય છે. હે બેટા! કરેલો અધર્મ પોતાનો દુષ્ટ ફળ આપ્યા સિવાય નિષ્ફળ જતો નથી. કિંતુ તાત્કાલિક તો સંપૂર્ણ જાતનો સુખ મલે છે. તેનો યશ વધે છે. અખુટ લક્ષ્મી મેળવે છે. અને જ્યારે અધર્મનો પરિણામ (વિપાક) પરિપૂર્ણ થાય છે, ત્યારે સંપૂર્ણ પદાર્થો છિન્નભિન્ન થતાં જોવામાં આવે છે. એટલે પાપથી પ્રાપ્ત કરેલો દ્રવ્ય અને અધર્માચરણ કરનારને કોઈ કાળે પણ અખંડ સુખ રહેતું નથી. તે બહુધા *દશ વર્ષ રહે છે. હે બેટા! જે મનુષ્ય અધર્મી હોય, વિશ્વાસઘાતથી કોઈનું ધન લીધેલું હોય, અને જે હંમેશાં હિંસા કરવામાં પ્રીતિ રાખતો હોય તે આ લોકનો પણ સુખ પ્રાપ્ત કરી શકતો નથી. તો પછી પરલોકનો સુખ તો ક્યાંથી મેળવી શકે? કારણ કે, જેનું મન નિત્ય ધનમાં લાગી રહેલું હોય ઇન્દ્રિઓથી પરવશ થયેલો હોય પારકાનું ધન હરણ કરી પોતાના કુટુંબનું પોષણ કરે છે તે બન્ને લોકમાં દુઃખનો ભોકતા થાય છે. તેથીજ તેને આત્મવિચાર કરવાનો સમય મલતો નથી અને મૂઢ જનની પેઠે અહંતા મમતાથી ભેદ દ્રષ્ટિ પામી અને તૃષ્ણામાં ભટકાયા કરે છે, અને તેથી શાન્તિ પામતો નથી. માટે હે શિષ્ય! આ નાશવંત દેહની ખાતર કોઈનો દ્રોહ કરવો નહિ કારણ દ્રોહ કરનારા રાવણ

*अधर्मो पार्जितं द्रव्यंदश वर्षाणि तिष्ठति
प्राप्ते द्वादशे वर्षे समुलंच विनष्यति ॥

જેવાઓ પણ છેવટે આ ભૂમંડલનો ત્યાગ કરી મરણની શરણે થઇ ગયા છે. તો પછી સામાન્ય મનુષ્યની શી વિશાત? માટે તેવા નાશવંત દેહ સારૂં કોઇ પણ પ્રાણીનો દ્રોહ કરનારાઓનો ભલા કયો સ્વાર્થ સિદ્ધ થવાનો છે? માત્ર દ્રોહ કરવાથી નર્ક મલે છે.

દ્રષ્ટાંત:—

જેમ સર્પના મુખમાં દેડકો પડયો હોય અને પોતે મચ્છર મારવાને માટે પ્રયત્ન કરે છે તેમ મનુષ્ય મૃત્યુના મુખમાં રહેલો છે છતાં બીજાનો દ્રોહ કરીને અધર્મથી છેવટ અધોગતિ પામે છે. માટે સુજ્ઞ મનુષ્યે કોઇનો દ્રોહ કરવો નહિ અને નિરંતર અપમાનને અમૃતની પેઠે ચાહવું બીજાથી અપમાન થયા છતાં પણ ખેદ ન કરનારા મનુષ્યો સુખેથી સુવે છે. અને સુખપૂર્વક જાગે છે. અને અપમાન કરનારાઓ નાશ પામે છે હે આત્મા! ધર્મથી ચાલવામાં કદાચિત દુ:ખ થતું હોય તો પણ મનને અધર્મમાં લગાડવું નહિ. આ સંસારમાં પ્રાણ ધન, વાણી બુદ્ધિથી પરોપકાર કરીને સર્વ પ્રાણીઓનું સદાએ કલ્યાણ કરવું એજ દેહ ધારીઓની દેહની સાર્થકતા છે. બ્રહ્માથી માંડીને સ્તંભ પર્યંત સર્વ સ્થાવર તથા જંગમ પ્રાણીઓમાં રહેલાં ભક્તજનો પોતાના પ્રિય પ્રાણોનો સમર્પણ કરી ઇતર જનોનું કલ્યાણ કરે છે આપણા શાસ્ત્રોમાં દધિચિ તથા શિબિરાજા જેવાં દ્રષ્ટાંતો મલી આવે છે. મનુષ્યે આપવાની પ્રતિજ્ઞા કર્યા બાદ તે પ્રતિજ્ઞાનો ભંગ કરે તો તેને અપકીર્તિનો પાત્ર બનવું પડે છે. મૃત્યુ થયા બાદ નર્કમાં પડે છે. હે બેટા! શ્રી કૃષ્ણ ભગવાન પણ અર્જુન પ્રત્યે એવી રીતિનો સદુપદેશ કરે છે.

શ્લોક:—

અકીર્તિં ચાપિ ભૂતાનિ કથયિષ્યંતિ તેઽવ્યયામ્ ।
સંભાવિતસ્ય ચા કીર્તિ મરણાદતિરિચ્યતે ॥

અર્થાત પ્રતિષ્ઠિત પુરૂષને માટે અપકીર્તિ મરણ કરતાં વધારે દુઃખ આપે છે. માટે જે મનુષ્ય આ અનિત્ય શરીરદ્વારા સતપુરૂષોએ ગાવા યોગ્ય અવિચલ યશ સંપાદન કરતો નથી, તેને નિંદાનો પાત્ર જાણવો. કારણ કે રાજા હરિશ્ચંદ્ર રંતિદેવ શિબી બલિરાજા વિગેરે દેહધારી આ નાશવંત દેહવડે અમર પદને પામ્યા છે. માટે પવિત્રાત્મા! શ્રી ગુરૂદેવની પાસેથી વિધિ તથા નિષેધનું તત્વ જાણી અને ધીમે ધીમે ઉત્તમ તપનું સંચય કરવું મહાપુરૂષોના વચનો શ્રવણ કરવાથી, દીન જનો ઉપર દયા કરવાથી સમાનતાવા-ળાઓ સાથે મિત્રતા રાખી અને સર્વ પ્રાણીઓ ઉપર સમભાવ રાખવો તેથી સર્વ પ્રાણીઓમાં રહેલો આત્માને પ્રસન્ન થાય છે. અને તેવા સત્યપુરૂષ ઉપર પરમાત્માની મહાન કૃપા થાય છે. એટલુંજ નહિ, આ સ્થૂલ શરીરના ત્યાગ બાદ પરમ સુખને મેળવે છે. માટે હે આત્મા! જો વિષયોમાં આનંદ હોય તો પશુ, પક્ષી, કીટ, તથા પતંગીઆને તે મળે છે, પરંતુ આ પુણ્ય દેશ ભારત વર્ષમાં જન્મી અને વિષયોની પાછળ દોડવું એ ઉત્તમ મનુષ્યનું કર્તવ્ય નથી. જે મનુષ્ય લક્ષ્મીના મદથી આ ક્ષણભંગુર દેહને અજર તથા અમર માની ઇન્દ્રિયાધિન બની નિર્દય થઇને જાણે પોતાની હિંસા કરતો હોય ને શું? એવી રીતે જણાઇ આવે છે. કારણ કે આ નર દેહમાં ભૂદેવ પણ ભલે કહેવાતો હોય છતાં પણ દેહના પતન થયા બાદ કીડા, વિષ્ટા, કે ભસ્મ થવું પડે છે. અર્થાત સડી જવાથી મૃત દેહમાં *કીડાઓ પડે છે. અને સિંહાદિ હિંસક પ્રાણિઓ જો ખાઇ જાય તો તેઓની વિષ્ટારૂપે પરિણામને પામે છે. અને જો અગ્નિદાહ જો કરવામાં આવે તો પરિણામે રાખ થાય છે. માટે તેવા

*कृमि विट् भस्म संज्ञांतम् ।

નાશવંત દેહને માટે અન્ય પ્રાણીઓનો દ્રોહ કરનારો મનુષ્ય શું પોતાનો સ્વાર્થ સમજે છે? કારણ કે પ્રાણીઓનો દ્રોહ કરવાથી નર્કની પ્રાપ્તિ થાય છે. માટે કોઇ કાળે પણ પ્રાણી માત્રનો દ્રોહ કરવો નહિ. હે શિષ્ય! તૃષ્ણા, રાગ દ્વેષ, ભય મોહ, ક્રોધ, દેહાભિમાન, ખેદ, તથા દિનતા આ સઘળી બાધાઓ સંસારનો મૂલ છે, તેને લીધેજ જન્મ મરણોના ચક્રો ચાલ્યા કરે છે. માટે તેઓનું ત્યાગ કરીને જેના સેવનથી અભય પદ મળે એવાં વિરક્ત મહાત્માઓનું સમાગમ કરવો. તુચ્છ વિષય સુખને માટે ભટકનારાં મનુષ્યોને સત્પુરૂષોનો સંગ ક્યાંથી મળે? કારણ કે, વિષયી જીવો તો વિષયનેજ સુખ માને છે. અવિવેકી મનુષ્ય મિથ્યા સુખની પ્રાપ્તિ માટે સ્ત્રી તથા પુરૂષજન્ય સુખનેજ સુખરૂપ માને છે તથા પ્રજોત્પત્તિનેજ સુખરૂપ માને છે પરંતુ તેમાં પણ સુખનો સંભવ નથી. કારણ કે અનેક મનુષ્યો પ્રજાથી પિડાતાં દેખાય છે. હે બેટા? તેમ અન્ન તથા જળથી સુખની પ્રાપ્તિ થતી હોય તો તેનાથી કોઇ પણ મનુષ્ય કોઇ કાળે પરાંઙમુખ થાય નહિ પરંતુ એમ બનતું નથી. તેઓનાથી મનુષ્ય પરાંઙમુખ થતો જોવામાં આવે છે. એટલુંજ નહિ પરંતુ તેઓને પોતાના દુઃખનો કારણ સમજીને પોતાની દ્રષ્ટિ આગળથી પણ દૂર કરે છે. હે આત્મા! આ લોકના ભોગો સુખકારક નથી એટલુંજ નહિ પરંતુ યજ્ઞાદિક કર્મકાંડ, સાયંકાળ તથા પ્રાતઃકાળનો હુવનદ્વારા અગ્નિને જે આહુત્તિઓ અપાય છે તેઓ સૂક્ષ્મરૂપે આકાશમાં પ્રાપ્ત થઇ તેનું ફળ પરલોકમાં પ્રાપ્ત થઇને પારલોકિક, ભોગોથી જે સુખ મળે છે તે પણ બંધનકારક હોવાથી મોક્ષને ઇચ્છનારા મનુષ્યને યત્કિચિંત પણ હિતકારક નથી. જેમ કર્મ કરવાથી સ્વર્ગાદિ લોકની પ્રાપ્તિ થાય.

તેમ ઉપાસના કરવાથી બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે. પરંતુ તે પણ વિવેકી મનુષ્યને બંધનકર્તા હોવાથી જ્યારે સ્વર્ગ તથા બ્રહ્મ લોક હિતકારક નથી. તો અલ્પ સુખવાળું આ મૃત્યુલોક કેમ સુખકારક કહેવાય? આ લોક બંધનકર્તા તથા મહા દુઃખથી ભરેલો છે. અને મનુષ્યનું શરીર પાણીના પરપોટા જેવું છે. એક ક્ષણમાં નાશ થવાને શક્ય છે. તો પછી આ અનિત્ય દેહનું અભિમાન તથા કુસંસ્કારોનો મોહ રાખનાર મનુષ્ય અનેક જન્મોમાં અજ્ઞાનરૂપી અંધકારમાં ગરકાવ થાય છે. આ સંસારમાં જેટલી અનાત્મક વસ્તુઓ છે તેના સંગથી ઉત્પન્ન થતું જે સુખ તે જ્ઞાન દ્રષ્ટિએ અવલોકન કરતાં બંધનકારક તથા દુઃખમય જણાય છે. તેથી જ્ઞાની મનુષ્યો પોતાના હિતનો વિચાર કરી અનિત્ય વસ્તુઓને ત્યાગ કરવામાંજ આત્મકલ્યાણ રહેલો છે એમ નિશ્ચય માને છે. સ્વર્ગાદિક લોકમાં સુખાભાસ માત્ર દ્રષ્ટિગત થાય છે. કારણ કે પુણ્યાત્મા મનુષ્ય સ્વર્ગના વૈભવો ભોગવી પુણ્યો સમાપ્ત થતાંજ મેઘની માફતેં પુનઃ પૃથ્વી ઉપર આવે છે. અને અન્નની સાથે મલી જઇ પુરૂષના શરીરમાં પ્રવેશ કરી તે જીવાત્મા માતાના ગર્ભાશયને પ્રાપ્ત કરે છે. તે ગર્ભ પુરૂષ સ્ત્રી શકિતથી મિશ્રિત થઇ પાંચ રાત્રિ બાદ પાણીના પરપોટા જેવો થાય છે દશ દિવસનો ગર્ભ બોરના જેવી માંસની પેસી બંધાય છે ત્યાર બાદ એક મહિને મસ્તક ઉત્પન્ન થાય છે. અને બીજા મહિનામાં હાથ પગ વિગેરે અંગોના વિભાગો બંધાય છે ત્રીજે મહિને નખ, રૂવાંટી, મર્મ સ્થળો, લિંગ તથા શરીરમાં રહેલાં છિદ્રો ઉત્પન્ન થાય તો તેમાં *સાત ધાતુઓ ઉત્પન્ન થાય છે. પાંચમા મહિને ગર્ભસ્થ બાળકને ભૂખ તરસ લાગવા માંડે છે. છઠે મહિને જીવ જરાયુથી (ઓર) વિંટાઇને

* સપ્ત ધાતુઓના નામઃ-૧ રસ, ૨ રૂધીર, ૩ માંસ, ૪ મેદ, ૫ અસ્થિ, ૬ મજ્જા, ૭ વીર્ય.

માતાની જમણી કુખમાં ફરકવા માંડે છે. *સાતમે મહિને જીવને પૂર્વ જન્મની સ્મૃતિ થાય છે તેથી વારંવાર ગર્ભાવાસથી ભય પામી થરથર કંપવા માંડે છે. પોતાના કર્મોથી પરવશ બનેલો જીવ પરમાત્માની સ્તુતિ કરે છે. ત્રાહિ, ત્રાહિ! એટલે ઉગારો, ઉગારો! હે પ્રભો! આ સંસારનાં માર્ગમાં તથા અનેક યોનિઓમાં ભટકતો એવો જે હું આપને શરણે આવેલો છું. માટે હે જગદીશ્વર! ફરીથી માતાના ઉદરમાં આવવું ન પડે આવી રીતે જ્ઞાન મને પ્રાપ્ત થાઓ. કારણ કે માતાએ ખાધેલા અન્ન તથા રસોથી તેની ધાતુઓમાં વધારો થાય છે. અને માતાના ઉદરમાં રહેલાં જીવડાઓ તેને દુઃખ આપે છે. વિષ્ટા મૂત્રના ખાડામાં સૂઇ રહેવું પડે છે. તેનું શરીર કોમળ હોવાથી પોતાની જનનીના ઉદરમાં રહેલા કીડાઓ તેને ભક્ષણ કરવાનો પ્રયત્ન કરે છે. તેને લીધે ગર્ભસ્થ બાળકને મૂર્છાવશ થવું પડે છે. અને માતાના ખાવામાં આવતાં તીખાં, કડવાં, ગરમ, ખાટાં વિગેરે ઉગ્ર પદાર્થોના પરિણામને લીધે તેને પીડાનો પણ અનુભવ કરવો પડે છે. માતાના જઠરાગ્નિના તાપથી બળ્યા કરતો વિષ્ટા તથા મૂત્રાદિક મલિન પદાર્થોથી લિપ્ત થાય છે. ઉંધે મસ્તકે લટકી રહેલો આ ગર્ભસ્થ બાળક જેવી રીતે પાંજરામાં પુરાયલા પક્ષીની પેઠે પોતાના અંગોને ફેરવી શકતો નથી. શ્વાસ પણ જેનાથી લઇ શકાતો નથી. અને આ ગર્ભના દુઃખમાંથી કયારે હું મુકત થાઉં એમ ઇચ્છે છે. નવમે મહિને આવી રીતે જીવાત્મા ચિંતવન કરે છે. હું ચોર્યાસી લક્ષ યોનિઓમાં ફર્યો જૂદી જૂદી માતાઓના સ્તનપાનો કર્યા અનેક માતા પિતાઓ જોયાં હવે તો પરમાત્માનુંજ સ્મરણ કરૂં ગર્ભ દુઃખથી ત્રાસ પામેલો બાળક આ પ્રમાણે સંકલ્પ કરે છે. પરંતુ જ્યારે તેનું પ્રસવ થાય છે. કે, તરતજ પાછું સંકલ્પેલું બધું ભૂલી જાય છે. હે આત્મા! જીવ જ્યારે ગર્ભમાં હોય છે ત્યારે પરમાત્માની

* આઠમે મહિને પૂર્વસ્મૃતિનું નાશ થાય છે.

સ્તુતિ કરે છે, કે હે પ્રભો! મને બંધનમાંથી મુકત કરો. હું આપને હવે નહિ વિસારૂં આવી રીતે ગર્ભમાં પ્રતિજ્ઞા કરે છે. પરંતુ પરમાત્માની માયાથી સંસારના બંધનમાં જીવ પડી જાય છે. જેવી રીતે કોઇ વ્યાપારી ઘણાં ધનના મનોરથો માટે સમુદ્રનો ઉલંઘન કરી વિદેશમાં જાય છે. અને ત્યાં સટ્ટાદિના ફંડમાં પડી પોતાની મૂડીને ગુમાવી નિરાંતે બેસી રહે છે તેવી રીતે મનુષ્ય વિષયોના ભોગમાં આત્મ દ્રવ્યને ગુમાવીને અજ્ઞાનીજનોને શાંત બેસી રહેવું પડે છે. આ સંસારની માયામાં ઓતપ્રોત રહી પોતાના સ્વરૂપને ભૂલી જાય છે. અને પુત્રની ઉત્પત્તિ થતાંજ પિતાના સ્વરૂપને ઉત્પન્ન થયેલું જોઇ આનંદ પામે છે. અને તેના લાલન તથા પાલનમાં અને જન્માદિ સંસ્કારો કરે છે. કદાચિત યોગ્ય પુત્ર હોય તો પિતાનું બન્ને લોકમાં હિત કરે છે શાસ્ત્રકારો પુત્રશબ્દની વ્યાખ્યા કરતાં સૂચવે છે કે પુમ્ નામના નર્કથી તારે આનું નામ પુત્ર પરંતુ પુત્રથી ભલે સ્વર્ગાદિ લોક મળે પરંતુ પુત્રથી મોક્ષ સુખની પ્રાપ્તિ થતી નથી.

હે પવિત્રાત્મા! પુત્ર તથા ધનથી મોક્ષ માર્ગ મળતો નથી. પરંતુ મોક્ષ તો આત્મજ્ઞાનસંપાદન કરવાથી પ્રાપ્ત કરવાને માટે શકય છે. આ જગતમાં અનંત કોટિ જીવાત્માઓ છે. આ તેઓમાં મનુષ્ય દેહ અત્યંત દુર્લભ છે. પાંચ વર્ષ સુધી પૌગંડાવસ્થા, પંદર વર્ષ સુધી કિશોરાવસ્થા ત્રીસ વર્ષ તરૂણાવસ્થા, *ચાલીશ વર્ષ સુધી પ્રૌઢાવસ્થા, પચાસ વર્ષ પછી વૃદ્ધાવસ્થા કહેવાય છે. ગર્ભવાસનું દુઃખ ભોગવ્યા કેળે બાળકનો જન્મ થાય છે. બાલ્યાવસ્થામાં નર્કના જેવું કષ્ટ ભોગવવું પડે છે. બોલી શકાય નહિ ફરી શકાય નહિ, અને પોતાની ઇચ્છા પ્રમાણે માતાનું સ્તનપાન

---

* ચાલીસ વર્ષ પછી કિંચિત પરિહાણુ કાલ મનાય છે અર્થાત આટલી ઉમરે પહોંચતાં મનુષ્યના શરીરમાં સંપુર્ણતા ક્ષીણ થાય છે.

કરી શકાતું નથી. અને મલ મૂત્રમાં પડી રહેવું પડે છે. બાલ્યાવસ્થામાં વ્યતિત કર્યા પછી કુમારાવસ્થા અજાણપણામાં જાય છે. પૌગંડાવસ્થા રમત ગમતમાં જાય છે. કિશોરાવસ્થા વિદ્યાભ્યાસમાં નિવૃત થાય છે. યુવાવસ્થામાં પુરૂષ અથવા સ્ત્રી આત્મતત્વનો વિચાર કરતાંજ નથી' છતાં તેઓને નાના પ્રકારની ઇચ્છાઓ રાત્રિ દિવસ ઝંખના કરાવે છે. એટલે એક ક્ષણ પણ તેઓનું ચિત્ત શાન્તિમાં રહી શકતું નથી. યુવાાવસ્થામાં જો સ્ત્રીનું શરીર હોય તો પતિને આધીન રહેવું પડે છે, અને અપ્રાપ્ત વસ્તુઓની પ્રાપ્તિ ન થતાં કોઇક વખતે મૃત્યુને પણ ભેટવું પડે છે. વળી ગર્ભ ધારણ કરી દશ મહિના પર્યંત ગર્ભનો ભાર વહન કરવો પડે છે. જનન પ્રસંગમાં મરણ પ્રાય દુઃખો સહન કરવાં પડે છે, બાળકને જન્મ આપ્યા બાદ તેઓના મલ મૂત્ર ઉચકવાથી નર્કના જેવું દુઃખ વેઠવું પડે છે. તથા યૌવનાવસ્થાને પ્રાપ્ત થયેલા પુરૂષો તેઓને ધનની, સ્ત્રીની, તથા બાળકોના ભરણ પોષણની ચિંતા રહે છે. સંસારની ધોસરી તેના કાંધ ઉપર આવતાં બળદની માફક સહન કરવું પડે છે. ત્યાર બાદની અવસ્થામાં પણ સુખ નથી. કારણ કે, પુત્ર તથા પુત્રિઓના વિવાહાદિ પ્રસંગોમાં પડી સુખ દુઃખાદિકોના અનુભવો તે ઉપરોક્ત અવસ્થામાં પણ થાય છે. અને વૃધ્ધાવસ્થામાં શરીરના દરેક અવયવો સિથિલ પડી જાય છે. દાંતો પડી જાય આંખોથી દેખાય નહિ. કાનોથી સંભળાય નહિ એટલે દરેક ઇન્દ્રિઓનું થોડે ઘણે અંશે બળ ઘટી જાય છે આ પ્રમાણે વસ્તુસ્થિતિ અવલોકન કરવામાં આવે છે.

એકંદર જોતાં સંસાર દુઃખનું કારણ છે. તેમાં પણ મરણના ત્રાસથી પ્રાણી માત્રને ભય ઉત્પન્ન થાય છે. આવા અત્યંત કલેશથી ભરેલા સંસારમાંથી સંપૂર્ણ ચિત્તની વૃત્તિઓને ખેંચી લઇ તેનાથી

દૂર રહેવું એજ ઉત્તમ માર્ગ છે. અને તેથી વૈરાગ્ય સંપાદન કરવા માટે મહાત્માઓ નિરંતર ઉપદેશ આપી રહ્યા છે. હે આત્મા ! ગર્ભથી માંડીને વૃદ્ધાવસ્થા પર્યંત સંસારમાં જે જે સંકટો ભોગવવા પડે છે તેના કર્તા પણ જીવને મરણ સમયે વધારે કષ્ટનો સામનો કરવો પડે છે. શરીર સિથિલ થઇ જાય છે. ઇન્દ્રિઓના દેવતાઓ ઉઠી જાય છે. તથા જીવ માયા પાસથી બંધાયલો પ્રત્યેક ક્ષણમાં સંસાર તરફ જોઇને તેના તરફ આકર્શાય છે. અને તેજ પળે કાળ પાસ હાથમાં લઇ ઉભેલા યમના દૂતોને જોઇ તથા પોતાના દુષ્ટ કર્મોનું સ્મરણ કરી શરીર થરથર કંપે છે. અને માતા, પિતા, બંધુ, સ્ત્રી, પુત્ર અને સગાંવહાલાંઓની સામે દીન વદને ટગર ટગર જોયા કરે છે. પરંતુ કાળના પાસમાં સપડાયલો હોવાથી કોઇ પણ આનું રક્ષણ કરી શકતું નથી. વિચાર કરતાં આ વાતથી એમ સિદ્ધ થાય છે કે મરણોન્મુખ થયેલા પ્રાણીને જે દુઃખ પડે છે; તે અવર્ણનીય છે. જેમ તપ્ત તેલમાં પડતા જે કષ્ટનો અનુભવ કરાય છે તેના કરતાં પણ મરણ શૈયાનો દુઃખનું માપ તો નજ કરી શકાય, આવાં આવાં દુઃખોને લીધે કોઇક કાળે મૂર્છા પણ આવી જાય છે. અને કવચિત ભાનમાં આવે છે ત્યારે યમદુતોના દર્શનથી ત્રાસ પામીને વાણીથી તે દુઃખને કહી શકતો નથી માત્ર આંખોમાંથી દળદળ અશ્રુધારા વહે છે. તથા ભીમકાય એવા યમ દુતોના ભયંકર દંડને જોઇ મળ મૂત્રનો ત્યાગ કરે છે. અને પાપી જીવ તેઓને જોઇ સંતાપને પ્રાપ્ત થાય છે. અને પોતાના દુષ્ટ કર્મોને ધિક્કારે છે. અને પોતાના મનની અંદર આવી રીતે વિચાર કરી જણાવે છે કે મને મનુષ્ય દેહ પ્રાપ્ત થયો છતાં પણ ચોર્યાસી લક્ષના ફેરામાંથી મુકત કરનાર આત્મજ્ઞાન સંપાદન કર્યું નહિ. શત્રુ તથા મિત્રવાળી ભેદ દ્રષ્ટિ રાખી અધર્મોનું વર્તન કરી હે જીવ ! આ તારા કર્મો-

થીજ અધમદશા મેળવી છે. તો હવે શા માટે ભય પામી રહ્યો છે. કારણ કે જે અનાત્મ દેહમાં તેં આત્મબુદ્ધિ કરી હતી. તે દેહને તારો માન્યો હતો તેને લીધેજ આ પશ્ચાતાપ કરવાનો સમય આવ્યો છે માટે આ અનિત્ય શરીરના ભોગાર્થે પાપકૃત્યોનું સંચય સિવાય બીજું કાંઇ પણ કર્યું નહિ. માટે હે જીવ! તારા પાપોનું ફળ તને અવશ્ય ભોગવવું પડશે. યમના દૂતો જીવને યમ લોકમાં લઇ ગયા પછી મૃતશરીરને તેના સબંધીઓ બાળીને રાખ કરી નાખે છે. અને થોડાં દિવસો તેનો શોક કરીને પોતાની પ્રવૃતિમાં દરેક લાગી જાય છે. અને જીવને ધર્મરાજ તેના કર્મો પ્રમાણે સુખ દુઃખના અનુભવ કરાવી ત્યાર બાદ વૃષ્ટિદ્વારા ભૂમંડલમાં કર્માનુસાર જન્મ ધારણ કરે છે.

અને પંચ મહા ભૂતના શરીરને ધારણ કરી જેવી રીતે પુણ્ય ક્ષીણ થતાં પુણ્યાત્મા પુરૂષ સ્વર્ગ લોકમાંથી મનુષ્ય લોકમાં આવવું પડે છે. તેમજ નર્કમાંથી પાપી પુરૂષ ત્યાંના પાપ કર્મોનું ભોગ પુર્ણ કરી આ જીવ લોકમાં જન્મે છે. અને કર્મ ફળાનુસાર મનુષ્ય, પશુ, પક્ષી, વૃક્ષ, લતા, કીટ, પતંગાદિ, યોનિઓને પ્રાપ્ત કરી, પૂર્વ જન્મોનું સ્મરણ ભૂલી જઇ દેહાનુસાર કર્મોમાં પ્રવર્તમાન થાય છે.

હે શુદ્ધાત્મા! સ્ત્રી પુત્રાદિકથી બનેલું આ સંસાર ખોટું છે. તેમાં સ્ત્રી છે તે તજવા યોગ્ય છે આમ જ્ઞાનીપુરૂષોનું સિદ્ધાંત છે કારણ કે, એના લીધે આખું સંસાર મનુષ્યને વિષયરૂપ દ્રષ્ટિએ પડે છે. કામદેવ મરેલાને પણ મારે છે. અને વિષય વાસના બધા દોષોને ઉત્પન્ન કરનારી છે. એટલેજ નિંદાને પાત્ર છે. માંસ અને રૂધિરથી ભરપુર આ સ્ત્રીના મુખ કમળને કામી જનોએ પૂર્ણ ચન્દ્રમાની ઉપમા આપી છે. આ પ્રમાણે નારીના સંગથી મોહને પ્રાપ્ત

કરી વિષય વાસનાનું સ્થાન સમજી રહ્યાં છે. અને પોતાની શક્તિ હ્રાસ કરી રહ્યાં છે, વળી તેઓમાંથી ગર્ભ ધારણ કરી સ્ત્રી વધુ ક્લેશને ઉત્પન્ન કરાવે છે. કારણ કે, સ્ત્રીથી ઉત્પન્ન થતાં સંતાનો વધુ મોહમાં ફસાવે છે આમ વિવેકી પુરૂષોનું કથન છે.

હે આત્મા! આ પ્રમાણે જ્યાં સુધી આત્મજ્ઞાનની પ્રાપ્તિ થાય નહિ ત્યાં સુધી સંસારી જીવને વારંવાર જન્મ મરણના ફેરા કરવા પડે છે.

દ્રષ્ટાંતઃ—

જેમ કેશર તથા કપુરના વાસણમાંથી કેશર કપુરાદિ ખૂટી જાય તો પણ તેઓની સુવાસ તેમાં રહી જાય છે. તેમ આ લોકમાં પણ જીવોની વાસનાઓ ક્ષીણ થયા વિના કર્મ બંધન નાશ પામતું નથી. જેમ રવિ સોમ વિગેરે વારોના ચક્રો ફર્યા કરે છે, અને આ ચક્ર સમુદાયનું છેડો પણ આવેજ નહિ તેવી રીતે સંસારી જીવ પણ જન્મ અને મૃત્યુની પરંપરાના ફેરામાંથી મુક્ત થઇ શકતો નથી એટલે આ દુઃખમય સંસાર સાગરના પારને પામી શકતો નથી.

માટે હે પુત્ર! આ દેહમાં ખોટો દુરાગ્રહ રાખવાથી કેટકેટલું દુઃખ થાય છે તેની ગણના થવી અશકય છે. પોતાના મનને વિષયોમાંથી દૂર કરી તેની વૃત્તિઓ વૈરાગ્ય તરફ વાળવી. શરીરાદિકમાં અનેક દોષોભર્યા છે આવો દ્દઢ વિચાર કરી અનાત્મ વસ્તુ ઉપર વૈરાગ્ય ઉત્પન્ન કરો અને આત્મજ્ઞાનના અધિકારી થવાનો પ્રયત્ન આદરવો.

માટે હે બેટા! હાની અને લાભ તથા પ્રિય વસ્તુનો વિયોગ અને તેવાથી થતું જે અવિવેકને લીધે સ્વરૂપને વિસરી જવું આ સઘળુ દેહાભિમાનથી થાય છે. અને જ્યાં સુધી શરીરનો અભિમાન રહે છે ત્યાં સુધી મનુષ્યને કર્મો બંધન કર્તા છે. એથીજ શરીરમાં

રહેતાં જડત્વાદિ ધર્મો આત્મામાં જણાય છે તેથી કલેશ ઉત્પન્ન થાય છે. પરંતુ લિંગ દેહનું જ્યારે અભિમાન મટી ગયા પછી તે પ્રમાણે થતું નથી. કારણ કે દેહાભિમાનને લીધે સુખ તથા દુઃખ સત્ય જણાય છે. પણ વિષય સંબંધી સુખ દુઃખાદિનો સમૂહ મિથ્યા છે. કારણ કે જેમ મનની અંદર સ્વપ્નાની માફક અનેક તરંગો ઉઠે છે પરંતુ તેઓનું પરિણામ સ્વપ્નાની પેઠે અસત્ય સિદ્ધ થાય છે. તેમ ઇન્દ્રિયજન્ય વિષય સુખની શકયતા કયાંથી હોય! માટે વિવેકી પુરૂષે આત્માને અમર અને આ દેહને મરણ ધર્મવાળો માની તેમાં મોહ કરવો નહિ.

હે પવિત્રાત્મા! હવે હું કલ્યાણ કરનારૂં કર્મ કહું છું તે સાંભળ. વેદનો અભ્યાસ કરવો તપ તથા યજ્ઞ કરવાં ઇન્દ્રિયોનું સંયમ કરવું અહિંસાવૃત્તિ રાખવી, ગુરૂની સેવા કરવી. પરોપકારમાં પ્રેમ કરવું, ઇશ્વર પરાયણ વૃત્તિ રાખવી એટલા સર્વ કર્મો મનુષ્યના પરમ કલ્યાણ કરનારા જાણવા. આ શુભકર્મો ક્રમવાર કરવાનું પ્રયત્ન અવશ્ય કરવું કારણ કે આનાથીજ આત્મતત્વનો લાભ થાય છે. કારણ કે સંસારી વિદ્યાઓમાં આત્મવિદ્યાજ શ્રેષ્ટતર છે, હે આત્મા! સર્વ દેહ ધારીઓમાં મનુષ્ય શ્રેષ્ટ છે મનુષ્યોમાં પણ ઉત્તમ કુલમાં જન્મેલા શ્રેષ્ટ છે. તેમાં પણ બ્રાહ્મણ શ્રેષ્ટ છે. બ્રાહ્મણોમાં પણ વિદ્વાન્ શ્રેષ્ઠ ગણાય. અને વિદ્વાનોમાં પણ અનુભવ શીલને શ્રેષ્ટતા મળે છે. તેઓમાં પણ શાસ્ત્રનુ કુલ આચરણ કરનાર શ્રેષ્ટ છે તેનાથી પણ બ્રહ્મજ્ઞાની શ્રેષ્ટ છે. કારણ કે બ્રહ્મજ્ઞાની સનાતન ધર્મની મૂર્તિ છે. હે આત્મા! જે મનુષ્ય શ્રુતિમાં તથા સ્મૃતિમાં કહેલા ધર્મોનું સેવન કરે છે તે મનુષ્ય આ સંસારમાં અક્ષય કીર્તિને પ્રાપ્ત કરી અને પરલોકમાં અવિનાશી સુખ મેળવે છે. શ્રુતિ એટલે વેદ અને મનુયાજ્ઞવલકય ઇત્યાદિક ધર્મ શાસ્ત્રોને સ્મૃતિ કહે છે.

વેદનું અર્થ સ્મૃતિ પ્રતિપાદન કરે છે. અને ખોટા તર્કો વળે શ્રુતિ તથા સ્મૃતિનો અનાદર કરવો તે સત્પુરૂષોવળે ત્યાજ છે. ઉપર જણાવેલા સત્કર્મોમાં પણ બે ભેદ હોઇ શકે એક કર્મ સમુદાયને પ્રવૃતિ માર્ગ કહેવાય છે અને બીજો નિવૃતિ માર્ગ કહેવાય છે. કારણ કે જે કર્મોદ્વારા સંસારની પાછી પ્રવૃતિ થાય તે કર્મોથી ઇન્દ્ર લોકાદિની પ્રાપ્તિ થાય છે અને જે કર્મોદ્વારા અંતઃકરણને શુદ્ધ કરી વરંવાર અભ્યાસના ક્રમથી આત્મજ્ઞાનની પ્રાપ્તિ થાય છે તેથીજ મનુષ્ય જન્મ સર્વોત્તમ છે એમ શાસ્ત્રકારો કહે છે.

## વૈદિક કર્મ પ્રશંસા

હે બેટા! આત્મજ્ઞાનથી મનુષ્ય કૃત કૃત્ય થાય છે અન્યથા થતો નથી જે જ્ઞાન વેદાદિશાસ્ત્રોદ્વારા પ્રાપ્ત થાય છે. દેવ, પિતૃ, મનુષ્યનું આત્માવેદ છે. તેજ સનાતન ધર્મ ઇશ્વર પ્રેરિત અને નારાયણરૂપ છે. આશ્રમ ધર્મ વર્ણ ધર્મ અને ભૂત ભવિષ્ય વર્તમાન એ વેદથી સિદ્ધ થાય છે. પ્રજવલિત અગ્નિ લીલા વૃક્ષોને પણ બાળી ભસ્મ કરે છે, તેજ પ્રમાણે વેદ જાણનાર મનુષ્ય વૈદિકર્મો વડે ઉત્પન્ન થયેલા સંસારી દોષોને બાળી ભસ્મ કરે છે.

## વેદાંત પ્રશંસા

હે આત્મા! વેદાંત શાસ્ત્રનાં તત્ત્વાર્થને જાણી તે પ્રમાણે વર્તન કરે તો અને કોઇ પણ આશ્રમમાં રહેલો હોય, છતાં પણ ઉપરોક્ત તત્વ સ્વરૂપ જાણનાર પરમપદ પ્રાપ્ત કરે છે. તપ બ્રહ્મચર્ય ઇત્યાદિક સાધનો પણ તેનાં અંગભૂત ગણાય છે. પાપ તથા પુણ્ય જેને લેશ માત્ર પણ સ્પર્શ કરી શકતા નથી. સંસારમાં રચીપચી રહેલો હોય પણ કમળપત્રની માફક અલિપ્ત રહે છે. જેમ પૂર્વેજનકાદિક અનેક મહાનુભાવોનાં ચરિત્રો શાસ્ત્રમાં પ્રસ્તુત છે. આવાજ ઉત્તમ પુરૂષો

પરમપદને મેળવવામાં સમર્થ થયેલા હતા.

### મનુષ્ય દેહની ઉત્તમતા

હે આત્મા ! મનુષ્ય શરીર પ્રાપ્ત કર્યા પછી પૂણ્ય કર્મોનો સંગ્રહ કરવો, તે સર્વોત્તમ છે. કારણ કે, દેવતાઓ પણ માનવદેહને ઇચ્છે છે સ્વર્ગ તથા અપવર્ગ (મોક્ષ) નો ખરેખર તે પરમમાર્ગ તથા કર્તવ્ય પરાયણતાથી સિદ્ધ થાય છે. લક્ષ ચોરાસી યોનિનાં ફેરામાંથી મુક્ત આ દેહથી થવાય છે. ઇર્ષા, દ્વેષ. મોહ, ભય, ક્ષુધા, તૃષ્ણા, નિદ્રા, ઇત્યાદિક દેહધારીઓમાં જોવામાં આવે છે. પણ આ સમૂહને તરી જઇ નિવૃતિ માર્ગમાં પોતાનો અધિકાર મેળવે છે. મહર્ષિ કપિલ ચોવીશ તત્વ યુક્ત જડ વર્ગથી પુરૂપ આત્મા જૂદો છે એને શોધવાથી સંસારની નિવૃતિ થાય છે એમ તેઓ જણાવે છે. સંપૂર્ણ તત્વો મૂળ પ્રકૃતિમાં લય પામે છે પણ છેવટે પુરૂષ ચૈતન્ય અવશેષ એટલે બાકી રહે છે. કારણ કે, સૂત્રમાં રહેલા મણકાથી જેમ સૂત્રપૃથક્ છે એમ જણાય છે તેમ સૂત્રત્મા જીવ પણ અજર અવિનાશી હોવાથી નાશ થવાવાળો જડ સમુદાયથી તેમ અનુભવાય છે. માટે હે વીર પુરૂષો ! એ આત્માને શોધો શરીરનો સંગ નાશવંત છે. સંપત્તિમાં દુઃખ ભરેલું છે. સંયોગની સાથે વિયોગ પણ રહેલો છે તેથી જે ઉત્પન્ન થનાર પદાર્થનો અવશ્ય નાશ થાય છે. આ શરીર પ્રત્યેક ક્ષણમાં ઘટતું અનુભવાય છે, પરંતુ દરેક પુરૂષોને તે સ્થિતિ જોવામાં આવતી નથી. કારણ કે, શાસ્ત્રકારો તેને ક્ષણિક કહી રહયા છે, વળી યૌવન, ધન, ઐશ્વર્ય, તથા પુત્રાદિકોમાં કદી પણ મોહ કરવો નહિ, કારણ કે, જેમ નદીમાં કાષ્ટાદિ પોતાની મેળે તણાતા, તણાતા એકઠાં મળી જાય છે, તથા ફરીને પાછા જૂદી જૂદી દીશાઓ તરફ વેગમાં પડી વહી જાય છે. એવી રીતે મનુષ્ય સ્ત્રી, પુત્રાદિકની સાથે એકત્ર થઇ વટેમાર્ગુની માફક

આશ્રીત તરુછાયા નીચે. વિશ્રાંતિ મેળવી પોત પોતાના માર્ગે પડે છે. તેવોજ પ્રાણીયોનો સમાગમ આ સંસારમાં જાણવો. સઘળાં દેહો પંચતત્ત્વનાં બનેલાં છે. અને મરણ પછી પંચતત્ત્વમાં લય પામે છે. એમાં પસ્તાવો શા માટે કરવો જોઇએ.

હે આત્મા! કેટલાક ગૃહસ્થો મનુષ્યના મરણ પછી તથા પિતાદિકની ઉત્તર ક્રિયા વખતે અશ્રુપાત કરે છે, તે કરવું નહિ. કારણ કે જો ક્રિયા વખતે અશ્રુપાત કરે તો તે અન્નાદિક પદાર્થો પિતૃઓને નહિ પહોંચતા અન્ય પ્રેતાદિકોને પહોંચે છે. અને શ્રાદ્ધ કરતી વખતે ક્રોધ કરવામાં આવે તો તેનું ફળ શત્રુઓને પહોંચે છે. જુઠુ બોલીને કાર્ય કરે તો કુતરાંઓને પહોંચે છે. માટે પિતૃઓની શ્રદ્ધાદિક ક્રિયા વખતે અશ્રુપાત નિષેધ છે. અને શ્રાધ્ધ વખતે ભોજન કરવા બેઠેલા બ્રાહ્મણોને જે જે *અન્ન પર તેઓની રૂચી હોય તે તે અન્ન પીરસવું. આળશ રહિત થઇને પિતૃઓનું તથા પરમાત્માનું સ્મરણ કરવું, પરંતુ કલેશ કરવો નહિ. કારણ કે મનુષ્યના મરણ પછી શોક કરવામાં આવે છતાં પણ પરલોકમાં ગયેલો પ્રાણી કોઇ કાળે પણ જોઇ શકાતો નથી. માટે દરેક કાર્યમાં જગદીશ્વરનું સ્મરણ કરી મનુષ્ય દેહની સફળતા ઇચ્છવી અને વિશેષમાં અમારે જણાવવાનું કે મનુષ્યના મૃત્યુ વખતે તો તેને ભૂલવુંજ નહિ. શ્રીમદ્‌ભગવત્ ગીતામાં ભગવાન શ્રી કૃષ્ણ અર્જુન પ્રત્યે કહે છે.

શ્લોક :—

અંતકાલેચ મામેવ સ્મરન્મુકત્વા કલેવરમ્ ॥

*મનુસ્મૃતિમાં મનુ ભગવાન કહે છે કે જ્યાં સુધી અન્નમાં ઉષ્ણતા હોય અને બ્રાહ્મણની વાણી સંયમવાળી હોય ત્યાં સુધી યજમાને પીરસેલું અન્ન સૂક્ષ્મ રીતે મૃત પિતૃઓને પરલોકમાં પહોંચે છે.

અર્થ :—

હે પુત્ર ! અંતકાળે મનુષ્ય જેનું સ્મરણ કરે છે, તો તે દેહ છોડીને તેના રૂપને પામે છે. અને જો પરમાત્માનું સ્મરણ કરતો છતો દેહ ત્યાગ કરે તો તેના સ્વરૂપને પામે છે. માટે વારંવાર શાસ્ત્રનો ઉપદેશ તો એમજ સૂચવે છે કે પોતાના પ્રિય સંબંધીઓનાં મૃત્યુ પછવાડે અત્યંત શોક કરવો નહિ, કારણ કે જન્મ તથા મૃત્યુ દેહ ધારીઓનું સ્વભાવ છે આ લોકમાંસૃષ્ટિને ઉત્પન્નકરનારા બ્રહ્માદ જેઓ પણ અમર રહયા નથી. સાક્ષાત ધર્મરાજ જેવાઓ પણ પોતાના દેહને અમર રાખી શકયા નથી. મર્યાદાપુરુષોત્તમ શ્રી રામચંદ્રજી તથા શ્રી કૃષ્ણ ભગવાન પણ પોતાની અવધીપૂર્ણ કરી સ્વધામ વિષે ગયા. અને શ્રીકૃષ્ણ ભગવાન સ્વલોક પધાર્યાં આનું કારણ એજ હોઇ શકે કે આત્મ નિષ્ટ પુરુષોને દિવ્ય ગતિ દેખાડવા માટેજં આ સિદ્ધાંતથી દરેક પુરુષને ઉપદેશ લેવાનો કે જન્મ તથા મરણ સંસારી જીવને અવશ્ય થયાં કરે છે. છતાં પણ શરીર ઉપર ધારણ કરેલાં વસ્ત્રોની માફક ઉપરોક્ત આત્માને જુદી જુદી યોનિયોમાં જન્મ ધારણ કરવો પડે છે. ભગવત્ ગીતામાં પણ આજ આશયનો ઉપદેશ જોવામાં આવે છે.

શ્લોક :—

**વાસાંસિ જીર્ણાનિ, યથા વિહાય ।**
**નવાનિ ગ્રહ્ણાતિ, નરોપરાણિ ॥**

અર્થ :—

જેમ મનુષ્ય જુનાં થઇ ગયેલાં વસ્ત્રોને તજીને નવાં વસ્ત્રો પહેરે છે તેમ દેહમાં રહેલો જીવાત્મા અત્યંત જીર્ણ થયેલાં શરીરોનો ત્યાગ કરી બીજાં નવા શરીરોમાં જાય છે. વસ્ત્રો બદલતાં શરીરમાં કોઇ પ્રકારનો વિકાર થતો જોવામાં આવતો નથી. તેમજ જીર્ણ

શરીરને ત્યાગ કરતો જીવાત્મા વિકાર રહિત જોવામાં આવે છે. માટે શોક, મોહ, ઇત્યાદિકોથી જે આ સંસાર તપી રહયો છે, પણ જ્ઞાની પુરુષો આને અસારરૂપ જાણી તેને ઝાંઝવાના જળની ઉપમા આપી છે. અને તે જળ સત્ય હોતું નથી, તેની આશાએ કેટલાએક મૃગલાઓ ત્રાસને પામે છે. માટે આવા ઉપાધીમય સંસારમાં વસતા સંબંધીઓ બધા સ્વાર્થી છે આમ જાણી પોતાના મનને ઉપરામ કરી આત્મબળને વધારી અને વિકારી વૃત્તિઓને વિકાર તરફ ન જવા દેતાં શુભ સંસ્કારોથી તેઓને વશ કરી આત્મલાભની પ્રાપ્તિ કરવી, કારણ કે આમાંજ સાચુ સુખ સમાયેલું છે. શિષ્ય વિનંતી કરી પૂછે છે હે ગુરૂદેવ! આ મનુષ્ય દેહ પૃથ્વી, જલ, તેજ, વાયુ, અને આકાશ આ સ્થૂલ પંચમહાભૂતોથી ઉત્પન્ન થયેલ છે અને અંતે પણ પોતાના *મૂળકારણમાં લય પામે છે. તે કેવી રીતે આપ કૃપા કરી કહો. ગુરૂદેવ બોલ્યા, કે હે શિષ્ય! કેટલાક આચાર્યો પંચ તત્ત્વનું વર્ણન કરે છે અને કેટલાક ચોવીશ તત્ત્વોનું વર્ણન કરે છે અને સાંખ્ય શાસ્ત્રમાં પચ્ચીશ તત્ત્વોનું વર્ણન કરેલું છે. અને મહર્ષિ પતંજલી ઇશ્વરની સત્તાનો સ્વીકાર કરી છવીશ તત્ત્વોને માને છે. અને કેટલાક કર્મવાદીઓ અઠ્ઠાવિશ તત્ત્વોનો સ્વીકાર કરે છે. તત્ત્વોની સંખ્યા.

૧ પ્રકૃતિ, ૨ મહતત્ત્વ, ૩ અંહકાર, ૪ શબ્દતનમાત્રા, ૫ સ્પર્શતનમાત્રા, ૬ રૂપતનમાત્રા, ૭ રસતનમાત્રા ૮ ગંધતન-માત્રા, ૯ આકાશ, ૧૦ વાયુ, ૧૧ અગ્નિ, ૧૨ જળ, ૧૩ પૃથ્વી, ૧૪ મન, ૧૫ શ્રોત્ર, ૧૬ ત્વચા (ચામડી), ૧૭ ચક્ષુ (આંખ), ૧૮ ઘ્રાણ (નાક), ૧૯ જીભ આ પાંચ જ્ઞાનેન્દ્રિય કહેવાય છે, ૨૦ વાણી,

---

*कारण नाशात्कार्यनाश :, नाश : कारणालय :

૨૧ હાથ, ૨૨ પગ, ૨૩ જનનેંદ્રિય, ૨૪ ગુદા આ પાંચ 'કર્મેન્દ્રિયે। કહેવાય છે. આ ચોવીસ જળ તત્ત્વોનાં સમૂદાયની સાથે પુરુષ ચૈતનને લઇને કૂલ્લે પચ્ચીશ તત્ત્વોને સાંખ્ય વાદિયોએ સ્વીકારેલ છે. યોગ દર્શનમાં ઇશ્વર તત્ત્વને। ઉમેરે। કરી છવીશ તત્ત્વોને। સ્વીકાર કરેલ છે. હવે કર્મવાદિઓ ઇશ્વરતત્ત્વને ગૌણ માની પચ્ચીસ તત્ત્વોની સાથે ત્રણ ગુણોને માની અઠ્ઠાવીસ તત્ત્વોની સંખ્યા પૂર્ણ કરે છે.

હે આત્મા! આ પ્રમાણે અઠ્ઠાવીસ તત્ત્વોનું વર્ણન મેં તારી પાસે કર્યું. હવે કેટલાક તત્ત્વોને આપણે જોઇ શકીયે છીએ અને કેટલાકને। અનુભવથી માપ કાઢી શકાય છે. એકંદર વિચાર કરતાં આ તત્ત્વોનાં સમૂદાયથી પ્રાણી માત્રને। જન્મ થાય છે, પરંતુ તેમાં સ્થૂલ પંચમહાભૂતો મુખ્ય છે. જેવી રીતે દુધ અને છાશ એ બન્ને પ્રવાહીપદાર્થો ભેગા થવાથી તેઓના રૂપાંતરથી બનેલો જે ત્રીજો પદાર્થ તેને દહીં કહેવામાં આવે છે. તેવીજ રીતે પંચ મહાભૂતોથી ઉત્પન્ન થતું આ દેહ આપણને જૂદા રૂપથી પ્રતીત થાય છે. મનુષ્યાદિ પ્રાણીઓના શરીરમાં કયા કયા તત્ત્વથી કઇ કઇ વસ્તુઓ ઉત્પન્ન થાય છે, તે આગળ જણાવીશું. પ્રથમ પૃથ્વી તત્ત્વથી અસ્થિ (હાડકાંઓ) માંસ, નાડી, ત્વચા (ચામડી) અને રોમ આટલા પદાર્થો પૃથ્વી તત્ત્વના છે. હવે જલના તત્ત્વો શ્રોણિત (લોહી) વીર્ય મૂત્ર, પસીને।, અને લાળ, તેજના તત્ત્વોનું વર્ણન આળશ, કાંતિ, ક્ષુધા, (ભૂખ) તૃષા, અને નિદ્રા. વાયુ તત્ત્વનું વર્ણન સંકોચ, ચાલવું. ઉપર જવું દોડવું વિકાસ પામવું. આકાશ તત્ત્વના વિભાગો શબ્દ, ચિંતા, શૂન્યપણું, મોહ અને સંશય આકાશ તત્ત્વના વિશેષ ભેદ કટી અવકાશ, ઉદર અવકાશ, હૃદય અવકાશ, કંઠ અવકાશ, અને શિર અવકાશ, હવે શ્રોત્ર (કાન) ને। વિષય શબ્દ છે. તેના દેવતા

દિશા છે. ત્વચાનું (ચામડી) વિષય સ્પર્શ છે. અને તેનાં દેવતા વાયુ ચક્ષુનું (આંખ) વિષયરૂપ છે તેના દેવતા સૂર્ય જીભનું વિષય રસ ગ્રહણ કરવું તેના દેવતા વરૂણ નાશિકાનો વિષય ગંધ છે. તેના દેવતા અશ્વિનિકુમાર હવે પછી કર્મેન્દ્રિયોના વિષયો તથા દેવતા કહું છું. વાણીનો વિષય વચન તેના દેવતા અગ્નિ છે. હાથનો વિષય ગ્રહણ કરવું તેના દેવતા ઇન્દ્ર છે. પગનો વિષય ગમન (જવું) છે. તેના દેવતા ઉપેંદ્ર જનનેંદ્રિયનો વિષય આનંદ છે અને તેના દેવતા પ્રજાપતિ ગુદાનો વિષય મલત્યાગ તેના દેવતા મૃત્યુ છે. હવે ચતુષ્ટય અંતઃકરણના નામ વિષય તથા દેવતાના નામો કહીશ તે તું સાંભળ મનનો વિષય સંકલ્પ તથા વિકલ્પ છે. તેના દેવતા ચંદ્રમા બુધ્ધિનો વિષય નિશ્ચય કરવું તેના દેવતા બ્રહ્મદેવ છે. ચિત્તનો વિષય ચિંત્વન કરવું; તેના દેવતા વાસુદેવ (ક્ષેત્રજ્ઞ) અહંકારનો વિષય અહંભાવ એટલે અભિમાન છે; તેના દેવતા રૂદ્ર છે. મુખ્ય પ્રાણ પાંચ પ્રકારનો છે. ૧ પ્રાણ, ૨ અપાન ૩ વ્યાન, ૪ ઉદાન, ૫ અને સમાન, પ્રાણનું સ્થાન હૃદય છે. તે સામાન્ય રીતે ચોવીસ કલાકમાં ૨૧૬૦૦ શ્વાસ લે છે. અપાન વાયુ મલ ત્યાગ કરે છે. સમાન વાયુ નાભિ મંડળમાં રહી અન્નાદિ રસોને વ્યવસ્થિત કરે છે. વ્યાન વાયુ દરેક અંગોમા ફરે છે. ઉદાન વાયુ કંઠ દેશમાં રહી સ્વપ્ન તથા હેડકી આદિ કાર્યો કરે છે. હવે પાંચ ઉપપ્રાણના નામો (૧) નાગ, (૨) કૂર્મ (૩) કૃકલ, (૪) દેવદત્ત (૫) અને ધનંજય નાગ નામના વાયુથી ઉદકારા આવે છે. કૂર્મવાયુ આંખો બંધ કરવાનું તથા ઉઘાડવાનું કાર્ય કરે છે. કૃકલવાયુથી છીક આવે છે. દેવદત્તથી બગાશું આવે છે. અને ધનંજય નામનો વાયુ સંપૂર્ણ શરીરમાં રહી પુષ્ટિ આપે છે. હવે ત્રણ પ્રકારના શરીરો કહેવાય છે. સ્થૂલ સૂક્ષ્મ અને કારણ હવે શરીર ઉપર પાંચ પ્રકારના આવરણો છે. તેને

કોષ કહેવામાં આવે છે. સંસ્કૃત ભાષામાં કોષ શબ્દનો અર્થ તલવારનું મ્યાન થાય છે. અર્થાત તેનાથી તલવારનું રક્ષણ થાય છે. તો અહિંયાં સંસારી જીવાત્માનું આવરણ પંચકોષ છે. હે શિષ્ય ! પાંચ પ્રકારના કોષોના નામ કહું છું તે સાંભળ * (૧) અન્નમય કોષ, (૨) પ્રાણ-મય કોષ, (૩) મનોમય, (૪) વિજ્ઞાનમયકોષ (૫) આનંદમયકોષ આ પંચ કોષોનું તથા તત્વોનું વર્ણન વિસ્તારથી પાંચમા આધ્યાયમાં કહેવામાં આવશે. હવે વાસ્તિવક રીતે જોતાં આ જળ તત્વોથી આત્મા જુદો છે. એમ સહજ સમજી શકાય છે. તે આત્મા સંગ રહિત કેવી રીતે દેહાદિકોમાં પ્રવેશ કરે છે આવી જો તને શંકા થાય તો હે શિષ્ય ! શ્રવણ કર. અવિદ્યાથી ઘેરાયલો આત્મા પિતાના શરીરદ્વારા માતાના ઉદરમાં પ્રવેશ કરે છે. અને વેદાન્ત શાસ્ત્રની દ્રષ્ટિએ અજ્ઞાનથી બંધાયલો જીવ કલ્પનાથી જન્મ તથા મૃત્યુનો અનુભવ કરે છે. જ્યાં સુધી જીવ ભાવને મુકતો નથી. ત્યાં સુધી જન્મ તથા મરણના ચક્રથી કોઇ કાળે પણ નિવૃત થઇ શકતો નથી માટે જો પોતાના સ્વરૂપને ઓળખી જાય તો પોતે ઇશ્વરજ છે કેવળ શરીર, ઇન્દ્રિય ઇત્યાદિક જળ સમુદાય સહિત જોવામાં આવે છે તે આત્મ ભાવથી જીવ અને શિવ એકજ છે તે નીચેના શ્લોકથી સ્પષ્ટ જણાશે,

---

**પંચ કોષોનું વિશેષ વિવરણ**

*માતા તથા પિતાનાં શરીરોથી ઉત્પન્ન થયેલ અન્નથી વધે છે તેને અન્નમય કોષ જાણવો. પાંચ કર્મેંદ્રિય પાંચ પ્રાણ આ દશ તત્વોનો સંયોગ તે પ્રાણમય કોષ કહેવાય પાંચ જ્ઞાનેંદ્રિય અને મનના મેળવાળાને મનોમય કોષ જાણવો. પાંચ જ્ઞાનેંદ્રિય અને બુદ્ધિના યોગવાળો તેને વિજ્ઞાનમય કોષ જાણવો આત્માનો સ્વરૂપ જે આનંદ તેના પ્રતિબિંબ યુકત આનંદમય કોષ જાણવો

અન્નમય કોષના તુચ્છ પરિણામને મલ કહે છે. પ્રાણમય કોષના તુચ્છ પરિણામને વિકાર કહે છે. મનોમય કોષના વિકારને વિક્ષેપ કહે છે, વિજ્ઞાનમય કોષના તુચ્છ પરિણામને આવરણ કહે છે આનંદમય કોષના તુચ્છ પરિણામને અસ્મિતા કહે છે.

(સંશોધક)

શ્લોક:—

જીવ: શિવ: શિવો જીવ ના જીવ: કેવલ શિવ: ।
અશાપાશે સ્થિતો જીવ: આશા મુક્ત: સદાશિવ: ॥

અર્થ:—

હે પ્રિય શિષ્ય ! જ્યાં સુધી મનુષ્ય આશાના પાસથી બંધાયલો છે ત્યાં સુધી જીવભાવને સેવે છે અને જ્યારે આશા પાસથી મુક્ત થાય છે ત્યારે જીવભાવનું ત્યાગ કરી શિવ એટલે પરમેશ્વર સ્વરૂપ થઇ જાય છે. પરંતુ ઉપરોક્ત પાશ જ્યાં સુધી છુટે નહિ ત્યાં સુધી સાચુ સુખ કોઇ કાળે મલતું નથી. પરંતુ દુ:ખના દરિયામાં ગોતા ખાયા સિવાય અન્ય ઉપાય તેને જાગતોજ નથી. તે સત્ય સુખની પ્રાપ્તિને માટે ઇશ્વરની અનુકંપા એજ માત્ર સરલ ઉપાય છે. માટે દરેક મનુષ્યે જીવમાંથી શિવ થવાનો પ્રયત્ન આદરવો કારણ કે આ મનુષ્ય દેહ વારંવાર મલતો નથી.

આત્મ સ્વરૂપનો સાક્ષાત્કાર

હે આત્મા ! સ્વયંભુ પરમાત્માએ ઇન્દ્રિઓને બહારના વિષયોવાળી બનાવેલ છે. તે કારણથી તેઓ બહારના વિષયોનું અનુસાધન કરી શકે છે. પરંતુ આત્માનો સાક્ષાત્કાર કરવાને માટે શક્તિમાન થતી નથી. કેટલાક જ્ઞાની પુરુષો આત્મસાક્ષાત્કાર કરવાને માટે ઇન્દ્રિઓને નિયમમાં રાખી આત્મ સ્વરૂપનો સાક્ષાત્કાર કરે છે. અને આત્મસ્વરૂપનો લાભ થતાં આ પ્રપંચ મિથ્યા છે એમ જણાઇ

આવે છે. જેવી રીતે રજ્જુ (દોરડું) તેનું રૂપ નહિં જાણુવાથી સર્પનો જ્ઞાન થાય છે અને તેનાથી ભયભીત થવું પડે છે પરંતુ મિથ્યા ભ્રાંતિ નિવર્ત થતાં આ સર્પ નથી પરંતુ રજ્જુ છે. એમ નિશ્ચય જ્ઞાન થતાંજ શરીરમાં કંપાદિક વિકારો નિવૃત થાય છે. તેમ અત્રે પણ એમજ સમજવું. આ બંધ તથા મોક્ષ અજ્ઞાન દશાથી જણાય છે અને તે સત્ય સ્વરૂપ પરમાત્માથી પૃથક તો નજ કહેવાય અને અજ્ઞાનની કલ્પનાથીજ ભેદ પ્રતિત થાય છે. હે શિષ્ય! વિચાર કરતાં સૂર્યમાં રાત્રિ તથા દિવસની કલ્પના કરીએ છીએ. પરંતુ તે સત્ય નથી તેવી રીતે અખંડ અવિનાશી નિત્ય, શુદ્ધ, બુદ્ધ પરમાત્મા વિષે કાંઇજ નથી તે આત્માને દેહાદિક ધર્મવાળો નથી આ દેહને વિષે ખોવાઇ ગયેલો આત્મા ફરીથી શોધવાનો છે, અહો હો! આ અજ્ઞાનીજનોની કેટલી બધી અજ્ઞાનતા છે. આ તો ઘરમાં ખોવાઇ ગયેલી વસ્તુને બહાર શોધવા જેવું થાય છે. પરંતુ મહાપુરૂષો આ દેહને વિષે અનાત્મક પદાર્થોનું સંપૂર્ણ ત્યાગ કરી આ નરશરીર વિષેજ નારાયણનો સાક્ષાત્કાર કરે છે. કારણ કે આત્મા સર્વ વ્યાપક છે. માટે એક શરીરમાંથી કેવી રીતે જાય અને કેવી રીતે નિકડે છે એ જો તને શંકા ઉત્પન્ન કરી હતી તો તેનું સમાધાન સાંભળ. કે હે આત્મા! લિંગ દેહના અભ્યાસથી આ સઘળું સંભવે છે. કારણ કે સત્તર તત્ત્વોથી યુક્ત આ સૂક્ષ્મ શરીરની સાથે આત્મા દેહાંતરમાં પ્રવેશ કરે છે. પરંતુ તેનો અનુભવ તો જ્ઞાનીજનો સિવાય અન્યોને નજ હોઇ શકે આવી રીતે શ્રી મદ્‌ભગવત્ ગીતાના ૧૫ અધ્યાયમાં એજ આશયનો શ્લોક પોતાના પરમસખા અર્જૂનને શ્રીકૃષ્ણચન્દ્રે કહ્યું છે. કે હે આત્મા! મનુષ્ય વેગથી ગોળાકાર ફરતાં તેને પૃથ્વી પણ ફરતી જોવામાં આવે છે તેવી રીતે કર્મવાદિઓના ચિત્તમાં રહેલો આત્મા દેહાધ્યાસથી જેમ પોતે કર્મ કરતો હોય ન શું?

તેવો જણાય છે. વળી આ શરીરના છ વિકારો શાસ્ત્રથી સિધ્ધ થાય છે. (૧) "જાયતે (૨) અસ્તિ (૩) વર્ધતે (૪) વિપરિણમતે (૫) અપક્ષીયતે (૬) વિનશ્યતિ " આ છ વિકારવાળો છે, એટલે જન્મ ધારણ કરે છે. જન્મા પછી પ્રત્યેક દિવસે વધતો જોવામાં આવે છે. પછી ધીરે ધીરે જૂદા જૂદા પરિણામોને પામે છે. પરિણામો બાદ ક્ષીણતાને પ્રાપ્ત કરી નાશ પામે છે અને આત્મા હું વિકાર રહિત છું આનાથી જુદો છું એમ જાણે અને ત્રિવિધ તાપો મને તપાવી શકે તેમ નથીજ આધિ, વ્યાધિ અને ઉપાધિ એ પણ મને નથીજ આધિ એટલે મનની પીડા. વ્યાધિ એટલે શરીરની પીડા અને આધિ તથા વ્યાધિના પરિણામથી ઉપાધિ ઉદ્ભવે છે વળી આ શરીરમાં છ ઉર્મિઓ ક્ષુધા અને પિપાસા ઇત્યાદિક પ્રાણના ધર્મ છે. કામ ક્રોધ, લોભ એ મનના ધર્મ છે. જન્મ અને મરણ એ સ્થૂલનાં ધર્મ છે.

હે શુધ્ધાત્મા ! હું સ્ત્રી છું પુરૂષ છું, બ્રાહ્મણ તથા ક્ષત્રિય છું. વૈશ્ય અને શૂદ્ર છું હું વૈરાગી તથા રાગી છું હું સંયોગી તથા વિયોગી છું હું બાળક છું વૃદ્ધ છું હું જન્મુ છું મરૂં છું આ દેહાદિકના ધર્મોને અવિનાશી આત્મા વિષે ઠસાવી બેસાડવા આનું નામ દેહાધ્યાસ છે દેહાદિક મિથ્યા પદાર્થો અજ્ઞાનીઓને અનર્થના કારણ બને છે. પરંતુ જ્ઞાનિ પુરુષોને મોહ ઉપજાવી શકતા નથી. શોક, હુર્ષ, ભય, ક્રોધ, લોભ, મોહ, જન્મ, મરણ, આ સર્વે અહંકારને લીધે જોવામાં આવે છે પણ આત્મામાં નથી. આ ઉપરથી જો શિષ્યને શંકા થાય કે જ્યારે અહંકારને સંસાર છે તો મુક્તિ પણ અહંકારને થવી જોઇએ આવી શંકા અસ્થાને છે. કારણ કે અહંકાર આત્માથી જૂદો નથી પરંતુ આત્મામાંજ તેની કલ્પના કરેલી છે. અહંકારની નિવૃતિ થતાંજ આત્મા તો સદાએ મુક્ત છે. કે અહંકાર ચુક્ત

જીવાત્મા દેહ ઇન્દ્રિય ગણ પ્રાણ સમુદાય અને મનનો અભિમાન ધરાવે છે. આ સંસાર મિથ્યા છે છતાં પણ જાદુગરની માફક અનેક રૂપોથી ભાસમાન થાય છે. માટે હે વત્સ ! અહંકારનો ત્યાગ કરવો એમ શાસ્ત્રોનો ઉપદેશ છે. કારણ કે હું ત્યાં હરિ નહિ અને કામ ત્યાં રામ નહિ માટે આપણે પામર જીવોને કોઇ કાળે અહંકાર કરવો નહિ. જુવો અહંકારી રાવણની શી દશા થઇ તો પછી આપણામાં શું સામર્થ્ય છે. જે અહંકારથી મેળવી શકીએ કારણ પરમાત્મા વિશ્વને સર્જે છે અને તેનો પાલન તથા નાશ કરે છે. પરંતુ ઇશ્વરમાં અહંકાર હોતો નથી માટે સર્વતા અહંકારથી દૂર રહેવું.

શિષ્ય પુછે છે હે મહારાજ ! આપ કહો છો કે, અહંકાર આત્માથી જુદો નથી. તો હે પ્રભો ! અહંકાર જો આત્માથી ઉત્પન્ન થતો હોય તો તે આત્માને કેમ જોઇ શકતો નથી ?

ગુરૂજી બોલ્યા કેઃ–હે શિષ્ય ! જેમ સૂર્યથી ઉત્પન્ન થયેલી આંખો મેઘની આવરણથી સૂર્યના દર્શન કરી શકતી નથી તેવી રીતે આત્માનો પરંપરા જે અહંકાર તે બ્રહ્મના અંશરુપ જે જીવ તેને બ્રહ્મ દર્શન કરવામાં આચરણ કરનારો થઇ પડે છે જ્યારે મેઘમંડલ વિખેરાઇ જાય છે ત્યારે સૂર્ય મંડલના દર્શન કરવામાં ચક્ષુ ઇન્દ્રિય ફળિભૂત થાય છે. અહંકાર પણ વિવેકથી નાશ પામ્યા બાદ સંસારી જીવ પોતાના બ્રહ્મ સ્વરૂપ આત્માને જોઇ શકે છે.

હે આત્મા ! અહંકારને સદ્‌ગુરૂની કૃપારૂપી સજ કરેલી જ્ઞાનરૂપી તલવાર વળે તેને કાપી નાખ. અને તૃષ્ણા રહિત થઇ વિવેકને પ્રાપ્ત કરી આ સંસારમાં અહંકારાદિ દુષ્ટ વિકારોનું નાશ કર. વિવેક સ્વાનુભાવ ગુરૂના ઉપદેશથી પ્રાપ્ત થાય છે. કારણ કે, તેના બોધની આમ જણાઇ આવે છે કે, આ જગતની આદિમાં જે છે તે અંતમાં હોય અને મધ્યમાં પણ તેજ રહેલો છે એમ જાણવું આ જગતમાં

પ્રકાશ સ્વરૂપ સંપૂર્ણ પદાર્થ વર્ગનો કારણ બ્રહ્મજ છે આ જગત તેનાથી જાદુ નથી આવોજ નિશ્ચયપૂર્વક વિવેક થવો તેને જ્ઞાની પુરૂષ જાણવો. જેમ કુંડલ આદિના આકારમાં અનેક નામોથી સુવર્ણ વ્યવહારમાં આવે છે, પરંતુ મૂલરૂપ તેનું એકજ હોય છે. તેમજ પરમાત્મા આ જગતના આદિ મધ્ય તથા અંતમાં વ્યાપક રૂપે રહેલાં છે.

હે પવિત્રાત્મા ! સર્વત્ર સમદ્રષ્ટિ રાખવી મન, વાણી, નેત્ર, તથા શ્રવણાદિક ઇન્દ્રિઓથી જાણવામાં આવતું જે આ જગત તે સર્વ માયામય તથા સંકલ્પિક શ્રષ્ટિ છે. વળી તેને ક્ષણભંગુર પણ કહે છે એમ જાણી લેવું વિક્ષિપ્ત મનવાળા મનુષ્યને ભ્રાંતિથી ભેદ દેખાય છે. તેનું કારણ એ હોઇ શકે કે, તેમાં ગુણ તથા દોષ રહેલા છે. માટે હે આત્મા ! ગુણ તથા દોષનો સમુદાયરૂપ જે ભ્રાંતિ તે મિથ્યા છે અર્થાત વાસ્તિક રૂપે જોતાં તે સત્ય નથી માટે સર્વમાં બ્રહ્મ દ્રષ્ટિ રાખવી. વેદ પોતેજ વિધિ તથા નિષેધનું પ્રતિપાદન કરે છે તેથી વેદજ ભેદની સત્યતા વર્ણવે છે. પરંતુ વાસ્તવિક રીતે વિચાર કરતાં અહિંઆં વેદાદિ શાસ્ત્રોનો તાત્પર્ય એ હોઇ શકે કે, ભેદાદિકનું પ્રતિપાદન કરી વિવેકી મનુષ્યને અભેદ તરફ લઇ જવું અને ઉપરોક્ત પુરૂષને જગત પરબ્રહ્મ વિષેજ રહેલું છે અને તેમ હું પોતે પણ બ્રહ્મ રૂપ છું આવી ભાવના તેના હૃદયમાં સ્ફુરે છે. ગુરૂ બોલ્યા કે હે શિષ્ય ! પરમાત્માએ પ્રથમ જ્યારે સૃષ્ટિ રચી ત્યારે વ્યવહાર ચલાવવાને માટે દ્વૈત પ્રપંચ રચ્યું છે એમ જાણવું ડાંગર અને ઘઉં ઇત્યાદિક વસ્તુઓ મનુષ્યોને ખાવાને માટે ઉત્પન્ન કરેલાં છે તેના ચાર ભેદો હોઇ શકે છે. ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય અને ચોસ્ય રોટલી આદિ ચાવીને ખવાય તે ભક્ષ્ય કહેવાય છે. દહીં આદિ તરલ પદાર્થોને ભોજય કહેવાય છે. ચટણી વિગેરે પદાર્થોને લેહ્ય કહેવાય

છે. શેરડી ઇત્યાદિકોને ચોસ્ય કહેવાય છે. આ મનુષ્યનું અન્ન કહેવાય અમાવાસ્યા અને પૂર્ણીમાએ થનારી ઇષ્ટિઓને દેવોનું અન્ન કહેવાય છે. પશુઓનું અન્ન દૂધ એ ચોથું અન્ન છે. હવે મન વાણી તથા પ્રાણો એ ત્રણ દરેક જીવોના અન્ન છે. આવી રીતે સાત અન્નોમાં સંપૂર્ણ દ્વૈત જગત આવી જાય છે. ઉપરનાં અન્નો પરમાત્માએ બનાવ્યા છે છતાં પણ તેમાં જીવોનું બનાવનાર પણ કેવી રીતે સંભવે, હે આત્મા! આવી જો તને શંકા ઉત્પન્ન થાય તેતેનો પ્રત્યુત્તર તું સાંભળ. પરમાત્માએ દ્રષ્ટિથી જોવાતા એવા પદાર્થોને ઉપજાવેલા છે. તો પણ પ્રાણી માત્ર પોતાના શુભાશુભ કર્મ વળે અન્નાદિક પદાર્થોનું જીવદ્વારા ભોકતા બને છે. પરમાત્મા શુભ ચિતવન વાળાને ઉત્તમ પદાર્થો મેળવી આપે છે અને પરસ્ત્રી આદિનું ધ્યાન આવા અશુભ ચિતવનથી ઇશ્વર પરિણામમાં તેને દુઃખમય સંસારમાં ધકેલે છે. યજ્ઞાદિક શુભકર્મો અને હિંસાદિક નિષેધકર્મો કહેવાય છે. આ જગત પરમાત્માનું કાર્ય અને જીવનું ભોગ્ય છે. ઉદાહરણ તરીકે સ્ત્રી પોતાના પિતાવળે ઉત્પન્ન થાય છે. અને પતિની તે ભોગ્યા છે. તેવી રીતે આ જગત પરમાત્માનું કાર્ય છે અને સંસારી જીવ તેનો ભોકતા જાણવો.

હે આત્મા! આ શરીર અન્નમાં લય પામે છે. અન્ન બીજમાં લય પામે છે. બીજનું લય પૃથ્વીમાં છે. પૃથ્વી ગંધમાં લીન થાય છે. ગંધ પાણીમાં લયને પામે છે. પાણી તેજમાં વિલીન થાય છે તેજ વાયુમાં લય પામે છે. વાયુ આકાશમાં લીન થાય છે, આકાશ પોતાના મૂલકારણમાં લય પામે છે. અહિંઆ મૂલ કારણ તેજ આત્મા જાણવો અને તે સર્વ ઉપાધીથી રહિત કારણોનો પણ તે કારણ હોવાથી કોઇમાં આનો લય થતો નથી પોતાના સ્વરૂપમાંજ પ્રેરાય છે. જેમ આકાશમાં સૂર્યોદય થતાંજ અંધારૂં નાશ પામે છે.

તેમજ મનુષ્યના હૃદયમાં જ્ઞાનોદય થતાંજ મનથી ભ્રાંતિ ટળી જાય છે. પછી દ્વૈત જગત તેની દ્રષ્ટિએ નથી. જાગૃતાસ્થાવાળાને સ્વપ્ન જ્ઞાન મિથ્યા ભાસે છે અને ભેદબુદ્ધિ નષ્ટ થાય છે. કેવલ હું સચ્ચિદ આનંદ સ્વરૂપ છું એમ અનુભવાય છે. માટે હે આત્મા! ભેદબુદ્ધિનો ત્યાગ કરવું અને આ જગત પરબ્રહ્મ પરમાત્મા વિષેજ રહેલું છે. અને હું પરબ્રહ્મ પરમાત્મા રૂપજ છું આવી દ્રષ્ટિ કરીને કર્મ કરીશ નહિ તો દેવતાઓ મને વિઘ્ન કરશે એવી શંકા કરવી નહિ. તું વેદના તાત્પર્યનો નિશ્ચયપૂર્વક અનુભવ કર. પોતાના અનુભવથી સંતુષ્ટ રહયો એટલે સર્વે દેવતાઓ પણ આત્મરૂપ છે એમ જોઇશ તો તેને વિઘ્નો કેવી રીતે કરી શકે. હે બેટા! આ સંસારમાં સુખ દુઃખ આપવા દેવતાઓ ગ્રહ ઇત્યાદિક આપવાને માટે શકિતમાન નથી. પરંતુ સુખ દુઃખનું કારણ તો એકજ મન છે. મન આ સંસાર ચક્રને ફેરવ્યા કરે છે. માટે જે મનુષ્ય અહંકાર છોડી જ્ઞાન તથા વિજ્ઞાનનો નિશ્ચય કરી સર્વ પ્રાણીઓ સાથે સ્નેહ રાખી શાન્ત સ્વરૂપ બની આ જગતને પરમાત્મા સ્વરૂપ જોતો તે પાછો જન્મ મરણ પામતો નથી. સંશય તથા વિપરીત ભાવના દૂર થઇ કે પોતાની મેળેજ જ્ઞાન પ્રાપ્ત થાય છે. વિપરીત ભાવના દૂર કરવાના ઉપાય એકાંત સ્થાનમાં બ્રહ્મનો વિચાર કરવો તેજ છે. હે શુદ્ધાત્મા! જીવ પશુ વિગેરેના શરીરમાં પણ હિત તથા અહિત જાણવા માટે પોતાના ગુરૂ થઇ શકે છે તો પછી મનુષ્ય દેહમાં રહીને પોતાના હિત તથા અહિતનો ગુરૂ કેમ બની શકે નહિ! કારણ કે પશુ કરતાં મનુષ્ય પ્રત્યક્ષ તથા પરોક્ષ ઉપરથી પોતાનો હિત તુરત જાણી શકે છે. કારણ કે પશુઓ કરતાં જ્ઞાનાદિ શકિતઓ તેમાં વિશેષ હોય છે. એને લીધે સાંખ્ય તથા યોગ્ય વિધિઓમાં નિપુણ એવા મહાત્મા પુરૂષોએ મનુષ્ય દેહમાં સર્વ શકિત સંપન્નઆત્મ વિશેષ પ્રત્યક્ષ જોવામાં

આવે છે. આવા દઢ નિશ્ચયથી કહી શકાય છે.

શિષ્ય વિનંતિ કરે છે કે, હે ગુરૂદેવ! મારા જેવાને સંસારી મોહને લીધે ઇશ્વરની માયાદ્વારા રચેલા આ દેહ તથા સંબંધીઓ ઉપર મારૂં તથા હું એવી મમતાથી સંસારમાં મોહ શકિતથી ડુબી ગયેલો છું. માટે હે પ્રભો! મારા જેવો સાધારણ ગૃહસ્થ જે ઉપાયથી મોક્ષને પામે તેવો ઉપાય મને કહો. ગુરૂજી બોલ્યા હે નિર્દોષાત્મા! તેં આ ઉત્તમમાં ઉત્તમ પ્રશ્ન કર્યો છે. કારણ કે તેમાં સર્વ પ્રાણીઓનું હિત સમાયલું છે. અને ઉત્તમ પુરૂષોએ આ પ્રશ્નને માન્ય કરેલ છે. જે પુરૂષ સંસારમાં આશકત થવાને લીધે અને દરરોજ ગ્રહકાર્યના અંગભૂત પહેલા કહી આવેલા જે પાંચ પ્રકારની હિંસા તેમાં તત્પર રહેનાર મનુષ્યને આત્મતત્વનો વિચારજ કયાંથી સુજે અર્થાત ઉત્તર કાળમાં અમારૂં શું થશે તેનો વિચાર પણ કરતો નથી. આવા સંસારી પુરૂષને મોહ પમાડનાર અનેક વિષયો જોવામાં આવે છે. કારણ કે, વિચાર કરતાં જણાય છે કે મનુષ્યનું આયુષ્ય રાત્રે નિદ્રામાં અથવા તો વિષયોના સંગમાં વ્યર્થ ચાલ્યો જાય છે. અને દિવસે ધન પ્રાપ્ત કરવાને અર્થે ઉદ્યમમાં લાગી જવું અથવા તો કુટુંબના પોષણ કરવામાં વ્યગ્ર રહેવું એટલે દિવસના ચાર પ્રહર (પોર) વૃથા વહી જાય છે. દેહ, પુત્ર, સ્ત્રી, વિગેરે પોતાના પરિજનો નાશવંત હોવાથી વસ્તુતઃ આ સંસાર ખોટો છે. તે છતાં પણ તેમાં આશક્ત થયેલો મનુષ્ય પોતાના પિતા પિતામહ વિગેરેનું મૃત્યુ પોતેજ જોયું છે. છતાં પણ જાણે દેખતો ન હોય તેમ દેખે છે. અને પોતાની દેહ પોષણની ખાતર અથવા કુટુંબીઓની માટે જે કાંઇ અધર્માચરણ કરે છે અને તેથી પદમાત્માના દ્વારમાં શિક્ષાને પાત્ર થાય છે. અધર્મ કરતી વખતે મનુષ્યને તેનાંથી મેળવેલી સંપત્તિઓને ઉત્તમ માને છે. અને તેમાં કદાપિ આનંદ પણ જણાશે. પરંતુ અંતે દુઃખનું મૂલ છે. કારણ

કે ઇશ્વરીય માયા મોટાં મોટાં જ્ઞાનિઓને પણ ભૂલાવે છે. પરંતુ પરિણામે ધર્મનો જય થાય છે. અને પાપનો ક્ષય થાય એ સ્વભાવિક છે. માટે હે પુરૂષો ઉઠો જાગ્રત થાઓ! અને નિર્ભય બનો સંસારમાં ધર્મ વિરોધી આચરણોથી દૂર રહો.

હે શુધ્ધાત્મા! સ્વર્ગ તથા પાતાળના અધિપતિપણાને પણ જેઓ સ્વીકારતાં નથી અને અષ્ટાંગ યોગથી મળનારી અણિમાદિક સિધ્ધિઓને તથા મોક્ષની પણ ઇચ્છા કરતાં નથી. એક માત્ર પરમાત્માના સદ્ગુણોનું સ્મરણ કરે છે. જે અજ્ઞાની મનુષ્યને અપ્રીય છે. તે જ્ઞાનિને સુલભ એવી પરમાત્માની કૃપા છતાં કેટલાક પુરૂષો નિસ્પૃહ રહે છે. અને અજ્ઞાની વર્ગને માટે અફસોસથી કહેવું પડશે કે પોતાનું પામર દેહ તથા ઇષ્ટ જનોને માટે અનીતિ કરે છે તેથી વારંવાર લક્ષ્ય ચોર્યાસીના જન્મ મરણના ખાડામાં પડે છે. જે મનુષ્ય પરમાત્માની માયામાં ઓતપ્રોત રહેલો છે તે પરમાત્માના ખરા સ્વરૂપને ન જાણી એટલે સ્ત્રી હોય કે પુરૂષ હોય તેઓ પરમાત્માનો સ્મરણ કરતા નથી. પરસ્પર બીજાની સાથે છેતરપીડિદ્વારા સુખની ઇચ્છા કરે છે. ઉલટું તેમાં તેઓને દુઃખ નીપજે છે. અને સંસારી બંધનોથી પૂર્ણ રીતે બંધાય છે. કારણ કે જીવને આ કર્મ ભૂમિમાં કોઇ પણ રીતે મલે નહિ તેવો તથા સંપૂણ અવયવવાળો મનુષ્ય દેહ કેટલાક પ્રયત્નો વળે પ્રાપ્ત થયો છતાં પણ વિષય વાસનામાં પ્રીતિ હોવાથી અંધપશુની માફક અંધકાર યુકત કુવામાં પડે છે. તથી પરમાત્માનું સ્મરણ કરતાં નથી તેવા પુરૂષોને આ ઉત્તમ દેહ પાછો મળી શકશે નહિ. હાથ આવેલો મનુષ્ય દેહરૂપી રત્ન ધૂળમાં વેડફી દેવું નહિ માટે હે શિષ્ય! જે મનુષ્ય વિષયાધીન હોય લક્ષ્મીવાન હોય બુધ્ધિશાળી તથા વિદ્વાન હોય શકિતશાળી હોય છતાં પણ સ્ત્રીરૂપી મોહની આગળ મદારીના મર્કટની પેઠે જેમ સ્ત્રી નચાવે

તેમ નાચ્યાં કરે છે અને ફ્લેચ્છાથી દાન, તપ, વ્રત ઇત્યાદિ કર્મો કરે છે. હું આવતા જન્મમાં સુખ ભોગવીસ આવી આશાથી સંસારમાં ભટકતાં વારંવાર જન્મ મરણના ખાડામાં પડે છે. અને જો નિસ્પૃહ ભક્તિ કરવાથી તથા સત્પુરૂષોના સમાગમથી અને સતકર્મોના સેવનથી ગુરૂદ્વારા જ્ઞાન પ્રાપ્ત કરી પૂર્ણ જ્ઞાની થતાં સંસારમાંથી છુટી શકાય છે. અને મહાપુરૂષોની ગતિને પામે છે. હે આત્મા! જે મનુષ્ય પોતાના દેહને માટે તથા પુત્રાદિકોને માટે મનવાણી પ્રાણ કે. ધન વળે જે કાંઇ શુભાશુભ કર્મ કરે છે તે સર્વે ભેદ બુદ્ધિને લીધે મિથ્યા છે અર્થાત્ તેના ફળથી આત્મલાભ થતો નથી. પરંતુ જે મનુષ્ય અભેદ દ્રષ્ટિથી જે કાંઇ કર્મ કરે તે પરમાત્માને અપર્ણ કરે તો સંપૂર્ણ ફળદાયી નીવડે છે. જેવી રીતે મનુષ્યના મુખ ઉપર તિલકાદિકથી જે શોભા છે તે શોભા તેના પ્રતિબિંબને મળે છે. તેમ મનુષ્ય જે કાંઇ કર્મ કરી કર્મ સમર્પણ પરમાત્માને કરે તો તેનું ફળ કર્તાને મળે છે. તેનો ઉદાહરણ નીચે જણાવીશું.

દ્રષ્ટાંતઃ—

જેમ વૃક્ષના મૂલમાં પાણી સિંચવાથી તે આખા ઝાડને પહોંચે છે તેમ ઇશ્વરાર્પણ કરેલાં કર્મો કેમ ફળદાઇ નીવડે નહિ! હે બેટા,! પરમાત્માની માયાનું બળ કેટલું છે કે જેને લીધે આ આખું જગત માયા મોહમાં બંધાઇ રહ્યું છે. આ પંચમહાભૂતોથી બનેલું જડ દેહ તે કયાં? અને પ્રકૃતિથી પણ પર એવો ચૈતન્યાત્મા કયાં? પુત્ર સબંધિઓ વિગેરે કોણ અને કોનો દેહ આ સર્વેમાં મમતા બાંધવી એમાં મોહજ માત્ર કારણ છે. માટે સઘળાં પ્રાણિઓના અંતઃકરણમાં રહેનારી પરમાત્માની ભકિતજ સાચી છે. આ દેહ તો જન્મ તથા મરણવાળોજ છે અને પરિણામે નિત્ય પીડા કરનારો છે. તેથી તેના ઉપર વૈરાગ્ય રાખવો અને પૂર્વોકત

તત્વોનો વિચાર કરવાથી વિવેક મળે છે. પણ જે મનુષ્ય મોટા પરિશ્રમથી દેહને માટે પ્રયત્ન કરે છે તેમાં માત્ર પ્રથમજ સુખ જોવામાં આવે છે. ધન એકઠું કરીને દેહનો તથા સમંધિઓનો પોષણ કરે છે તે દેહનો આયુષ્ય પુરૂં થતાંજ નાશ પામે છે. માટે આવા દેહમાં તો માત્ર દુઃખ ભોગવવા રૂપજ ફળ રહેલો છે. તે દેહ પડયા પછી પણ દુઃખનો છેડો આવતો નથી. કારણ કે તે દેહ ઝાડના જેવો છે જેમ ઝાડ બીજને ઉત્પન્ન કરીને સ્વયમ્ નાશને પામે છે તેમજ અજ્ઞાની મનુષ્ય દેહને માટે વાસનારૂપી કર્મ બીજોને ઉત્પન્ન કરી ઉપરાંત નાશ પામે છે.

હે બેટા ! જ્ઞાની મનુષ્યે દેહ જયાં સુધી રહે ત્યાં સુધી શીઘ્રતાથી પોતાના કલ્યાણને માટે પ્રયત્ન કરે છે. પરંતુ વિષય સુખને અર્થે પ્રયત્ન કરતો નથી. કારણ કે વિષય સુખ તો પશ્વાદિક જન્મોમાં મળે છે. એવું સમજીને વિષય સુખને માટે ઉદાસીન રહે છે. વિદ્વાન મનુષ્યનું મન ઘણું કરીને ઘરમાં તથા વિષયોમાં આશકત થતો નથી. તેમજ તેને ધન ઉપર પણ અત્યંત રૂચી હોતી નથી. પરમાત્માની માયાથી રચાયલા વિષયોનું ત્યાગ કરનારા કેટલાએક મનુષ્યો કામનાઓથી મનમાં પરિભવ નહિ પામતાં કેવળ લોક મર્યાદાના રક્ષણ માટે કાર્ય કરે છે. અને સદ્‌બુદ્ધિવાળા મનુષ્યોમાં આ દેહમાં આત્મ ભાવના હોતી નથી. ક્ષણિક વિષયોના સુખને માટે કોઇ પણ પ્રાણિઓનો દ્રોહ કરતાં નથી. કારણ કે આ દેહ અજ્ઞાનનું કાર્ય છે. આમ જાણી પૂર્ણ જ્ઞાની પુરૂષોને દેહાશક્તિ હોતી નથી. એટલે સુજ્ઞ પુરૂષોને સ્ત્રી પુત્ર તથા સગાંવહાલાં અને ધનમાં મમતાં કયાંથી રાખી શકે ?

હે બેટા ! જેઓ અલ્પ વિષય સુખને માટે સંસાર સિંધુમાંથી વહાણની પેઠે તારનારા પરમાત્માના ચરણારવિંદને સેવે છે તેની કામના પરમાત્મા પુરી કરે છે. પરંતુ જે મનુષ્ય ઇશ્વરથી વિમુખ

રહે છે, તેની બુદ્ધિ પરમાત્માની માયાથી નાશ થઇ જાય છે એમ જાણવું; કારણ કે વિષય સુખ તે તો નર્કના જીવોને પણ મળે છે. માટે હે આત્મા! જે મનુષ્યને પોતાના કલ્યાણની ઇચ્છા હોય તેને સર્વાંતરયામી સર્વના નિયંતા સર્વાત્મા જન્મ તથા મરણ રૂપી બંધનોને કાપનાર સંપૂર્ણ ઐશ્વર્યવાન પરમાત્માનું શ્રવણ કીર્તન તથા સ્મરણ કરવું અને સર્વે ધર્મોપર નિષ્ઠા રાખી અને સ્વધર્મ પર તત્પરતા રાખવી. તેને અંગે આત્માનાત્મવિવેક અને અષ્ટાંગ યોગાભ્યાસથી પરમ પુરૂષ પ્રસંન્ન થાય છે. છેવટે મનુષ્યે પવિત્ર હૃદયથી પરમાત્માનું સ્મરણ કરવું એજ મનુષ્ય જન્મનું સર્વોત્તમ ધ્યેય છે. અનેક મહાત્માઓ પણ વિધિ વાકય તથા નિષેધથી નિવૃતિ પામીને નિર્ગુણ બ્રહ્મમાં લીન થયા છે. શત્રુભાવથી ભજવવાવાળા હિરણ્યાક્ષ તથા રાવણાદિકો પણ ઇશ્વર સ્વરૂપને પામ્યા. તો પછી અનન્ય ભાવથી ભગવાનનું ચિંતવન કરે તો અવશ્ય ઉત્તમ પદને પામે. હે બેટા! આ વિષયને લગતી સાખી કહું છું.

**સાખી**

**જે જેનું ચિંતવન કરે તે તે મય થઇ જાય,**
**પ્રભુ ચિન્તવિ પ્રભુ મય થયું કીટ ભ્રમરને ન્યાય.**

**અર્થ :—**

કીડો જેમ ભ્રમરીનું ચિંતવન કરી ભ્રમરી રૂપ થાય છે તેમ મનુષ્ય પણ ઇશ્વરનું સ્મરણ કરતાં તેજ સ્વરૂપ થાય છે. માટે હે પવિત્રાત્મા! ગ્રહસ્થો જો પોતાના ઘરમાં રહીને સ્વાશ્રમને યોગ્ય સર્વ ક્રિયાઓ કરે અને સર્વે પરમાત્માને અર્પણ કરી શાંત સ્વભાવવાળા મહાપુરૂષોનો સમાગમ કરે તથા શ્રધ્ધા સંપન્ન થઇ પ્રેમથી સેવા કરે તથા તેઓના મુખારવિન્દથી પરમાત્માના ગુણરૂપી અમૃતનું પાન કરી જેમ સ્વપ્નામાંથી જાગ્રત થઇને ઉઠેલો મનુષ્ય સ્વપ્નામાં

જોયેલા પદાર્થો ઉપરની આશકિત છોડી દે છે તેમજ વિવેકી ગ્રહસ્થે દેહનો તથા ઘરનો જેટલો ઉપયોગ હોય તેટલોજ તેની સાથે સબંધ રાખી અને જ્ઞાતિ બંધુઓ માતા પિતા પુત્રો ભાઇઓ તથા સગાં-વહાલાંઓને તેમ કરવા અનુમોદન આપવું અને દૈવેચ્છાથી મળેલું જે કાંઇ ધન હોય તે વિવેકી મનુષ્યે જેટલો પોતાના માટે જોઇએ તેટલું ખર્ચ પુરતું આજીવિકા માટે રાખવું. અને વિશેષ માટે અભિમાન રાખવું નહિ કારણ કે હું ઉપરોકત ધન સ્ત્રી પુત્રાદિક પરિજનો અને સંપૂર્ણ પદાર્થો પોતાને એક દિવસ અવશ્ય ત્યાગ કરનારા છે. એમ જાણી તેઓમાં રહેલી જે મમતા તેને સંત સમાગમથી ધીરે ધીરે દૂર કરવી

હે આત્મા ! ચિત્ત સ્વભાવિક રીતે સ્મર્ણાદિકને લીધે વિષયોમાં પ્રવેશ કરે છે માટે વિષયોનો ઉલ્લંઘન કરવાની ઇચ્છાવાળા મુમુક્ષુ મનુષ્યે શું કરવું.

હે આત્મા ! તેનો પ્રત્યુત્તર હું તને કહું છું તે સાંભળ મનુષ્ય જીતેંદ્રિય થઇને ઉત્તમ ભકિતવાળા જ્ઞાની પુરૂષોની સેવાથી પરમાત્મા સબંધી જ્ઞાન પ્રાપ્ત કરી સત્સંગ વિના તથા ભકિતયોગ સિવાય સંસાર સાગર તરવાનો બીજો ઉપાય નથી. કારણ કે પરમાત્મા પણ સત્પુરૂષોના આશરે છે. માટે સત્પુરૂષોનો સમાગમ કરવાથી પરમાત્મા તરત પ્રસન્ન થાય છે. આ પ્રમાણે વર્તવાથી સત્ય ગુણની વૃધ્ધિ થાય છે. અને તેથી ભકિતરૂપી ધર્મનો લાભ થાય છે ને તેથી આત્મ જ્ઞાન પ્રાપ્ત થાય છે. હે બેટા ! તમે કહેશો કે ચાર મહા વાકયના શ્રવણથીજ જ્ઞાન ઉપ્તન્ન થશે. તો આટલા પરિશ્રમની જરૂરીઆત શું ? પરંતુ તેમ નથી. આત્માને અપરોક્ષ જાણવાને માટે તથા સ્થૂલ અને સૂક્ષ્મ દેહના કારણરૂપ ગુણનો ત્યાગ કરવા સુધાનો જ્ઞાન ભકિતથીજ થાય છે. સુવર્ણ જેમ અગ્નિમાં તપાવીએ તોજ પોતામાં

રહેલાં મલિનતા આદિ જે દુર્ગુણો તેનો ત્યાગ કરી પોતાના શુધ્ધ સ્વરૂપમાં ભાશે છે. તેમજ મનુષ્ય પણ પરમાત્માની ભકિતથી મનની મલિનતાનો ત્યાગ કરી પોતાના સ્વરૂપને પામે છે. માટે હે નિર્દોષાત્મા! કપટ છોડી પરમાત્માની ભકિત કરવી.

શિષ્ય વિનંતી કરીને કહે છે કે હે મહારાજ! આપ કહો છો કે પરમાત્માની ભકિત કરવી તે તેના વિષે કેવી રીતે ભકિત કરવી યોગ્ય છે. અને પરમાત્મા પ્રાપ્ત કરાવનારો જે યોગ તેના કેટલા અંગ છે? તે જે યોગથી તત્વજ્ઞાનની પ્રાપ્તિ થાય છે તે હે પ્રભો! કૃપા કરી મને સંપૂર્ણ જણાવો કારણ કે હું અજ્ઞાની જીવ છું.

આ પ્રમાણે મોક્ષમાં પ્રીતિ જાણીને શિષ્યની નિર્દોષ વાણી સાંભળી તેને ગુરૂજીએ ધન્યવાદ આપ્યું. અને આચાર્યશ્રી કહેવા લાગ્યા હે પવિત્રાત્મા! પરમાત્માને પ્રાપ્ત કરવાના ત્રણ માર્ગો છે. તેઓમાંથી મનુષ્ય કોઇપણ એક માર્ગને સંપુર્ણ રીતે સેવે તો પરમાત્માને અવશ્ય પામે છે. તે નવધા ભકિતયોગ તથા હઠયોગનો અષ્ટાંગ અંગ અને આત્મજ્ઞાનયોગ એ ત્રણેમાંથી મનુષ્ય જો કોઈ પણ એક અંગને પૂર્ણ રીતે સેવે તો પરમાત્માના રૂપને પામે છે. અને તે ત્રણે અંગોના જુદાં જુદાં માર્ગો છે. તે હું તમને સમજાવું છું તેનો શ્રવણ કર પ્રથમ ત્રીજા અધ્યાયમાં ભકિતનો વિસ્તારથી વર્ણન કરીને કહીશ ચોથા અધ્યાયમાં હઠયોગના અષ્ટાંગના જૂદાં જૂદાં તત્ત્વોનું વર્ણન કરીને કહીશ અને પાંચમાં અધ્યાયમાં આત્મ જ્ઞાનનું વર્ણન કરીશ. હે આત્મા! પછી તારી ઇચ્છામાં આવે તે પ્રમાણે તું કોઇ પણ એક અંગનું પરિપૂર્ણ સેવન કરીશ તો પરબ્રહ્મ પરમાત્માના સ્વરૂપને પામીશ.

હરિ ૐ તત્સત્ પરમાત્મને નમઃ

ઉત્પતિ વર્ણન નામનો અધ્યાય બીજો સંપૂર્ણ

# અધ્યાય ત્રીજો.

## નવધા ભક્તિ વર્ણન

ध्यानाभ्यासवशीकृतेन मनसा तन्निर्गुणं निष्क्रियं
ज्योतिः किंचन योगिनो यदि परं पश्यन्ति पश्यन्तु ते ।
अस्माकं तु तदेव लोचन चमत्काराय भूयाच्चिरं
कालिन्दी पुलिनेषु यत्किमपि तन्नीलं महो धावति ॥

... ... ... ... ... ... ... ...રાગ પ્રભાતીયાનું

સુરજ ઉગ્યોરે પ્રભાતને પહોરે કે...વેણુલાં ભલે વાયારે
સુતા જાગોરે સર્વે આત્મા રામ કે...........વેણુલાં.
લેજો લેજોરે પાવડીને આસન કે...........વેણુલાં.
બેસજો બેસજોરે એકાંતને સ્થળે કે...........વેણુલાં.
કરજો કરજોરે પ્રાણાયામને ધ્યાન કે...........વેણુલાં.
શ્વાસો શ્વાસેરે કરજો ૐકારનો જાપ કે...........વેણુલાં.
વૈખરી ત્યાગીરે પરાને પીછાનો કે...........વેણુલાં.
શબ્દાર્થે ત્યાગીરે લક્ષાર્થે વૃત્તિ સ્થિર કે...........વેણુલાં.
જ્ઞાને ગર્વ ગળીરે તત્વ વિચારો સાર કે...........વેણુલાં.
જીવરૂપ ટાળીરે થાઓ સ્વરૂપાકાર કે...........વેણુલાં.
અખંડ આનંદ સમજીરે અમર થાશો આ વાર કે...વેણુલાં.
આનંદ પામીરે આનંદ કરજો એકતાર કે...........વેણુલાં.

સંપૂર્ણ

### દોહરો

**સત્ય ત્રેતા દ્વાપરમાં ધ્યાન તપ યજ્ઞ કરાય,**
**કલીયુગમાં ભકિત વડે પ્રભુ પ્રસન્ન થાય.**

હે પવિત્રાત્મા ! સત્ય યુગમાં ધ્યાન કરવાથી પરમાત્મા પ્રસન્ન થાય છે ત્રેતા યુગમાં યજ્ઞ કરવાથી દ્વાપર યુગમાં પુજન અર્થાત્ તપ કરવાથી, પરંતુ કળીયુગમાં તો માત્ર ભકિત વડે પ્રભુ પ્રસન્ન થાય છે.

હે આત્મા ! " કલો કેશવ કીર્તનમ્ " એટલે કે કલીયુગમાં પવીત્ર હૃદયથી કીર્તન કરવામાં આવે તો પરમાત્મા પ્રસન્ન થાય છે. માટે હે આત્મા ! નવધા ભકિત કરવી. કારણ કે તે ભકિતથી મનુષ્ય ઉત્તમ પદ મેળવે છે. અને નીચે જણાવ્યા પ્રમાણે ભકિતના અંગ હું તને કહું છું. *(૧) શ્રવણ, (૨) કીર્તન, (૩) સ્મરણ, (૪) પાદ-સેવન, (૫) પુજન (૬) વંદન, (૭) દીસત્ય, (૮) સખ્યતા (૯) આત્મ નીવેદન આ નવાંગોમાં સખ્યતા તથા આત્મનિવેદન એ બન્નેનું જ્ઞાન આત્મ દેહાદિકથી ભિન્ન શુધ્ધ બ્રહ્મ છે આવું જ્ઞાન થયા પછી થાય છે. અને જે બ્રહ્મ તેજ હું આવું જ્ઞાન થવાથી શોકનો નાશ થાય છે.

જેમ લાકડા બળી રહયાં પછી નિર્ધૂમ અગ્નિની શિખા શાંત થાય છે; તેમજ જ્ઞાનાગ્નિથી અવિદ્યાને ભસ્મ કર્યા પછી જ્ઞાન પોતે પણ શાન્ત પડી જાય છે. અર્થાત તે આત્મા પોતે જ્ઞાન સ્વરૂપ છે આમ સમજે છો આ સખ્યપણું તથા આત્મ નિવેદન નામના ભકિતના બન્ને અંગો છે. હવે શ્રવણ નામના ભકિતના અંગનું વર્ણન કરૂં છું; તે સાંભળ ! શ્રવણ કેવી રીતે કરવું તો પારાધી સંગિતના મધુર

---

*श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम् ।
अर्चनं वन्दनं दास्यं सख्यमात्मनिवेदनम् ॥

શ્વરોનું આલાપ કરી મૃગલાના ચિત્તનું આકર્ષણ કરી તેઓની નાભિ-માંથી કસ્તુરી લેવાને અર્થે તેમને બાણ મારે છે. ત્યાં સુધી પણ એકાગ્ર મનવાળા મૃગોને સ્વરક્ષણનું ભાન રહેતું નથી. તેવીજ રીતે દેહાધ્યાસને ભૂલીને એકાગ્ર ચિત્તથી પરમેશ્વરના નામનું સ્મરણ કરવું. ત્યાર પછી કીર્તન કરવું. જે પ્રકારે ભકત શિરોમણી નરસિંહ મહેતા પોતાના સર્વસ્વનું ત્યાગ કરીને કેવળ પરમાત્માનું કીર્તન કરતા હતા. ત્યાર બાદ પ્રભુનું સ્મરણ કરવું. જેવી રીતે પૂર્વ થયેલાં ભક્ત પ્રહલાદે ઇશ્વરનું સ્મરણ કર્યું હતું એમના પિતાએ ઘણું કષ્ટ આપ્યું છતાં પણ પોતાના ઇષ્ટ દેવતાનાં સ્મરણથી રંચ માત્ર પણ ડગ્યો નહિ. આ પ્રહલાદનો દાખલો લઇ અનેક કષ્ટોનું સહન કરી પ્રભુ સ્મરણથી વિમુખ રહેવું નહિ ત્યાર બાદ દાસત્વ ભકિતનો મહિમા ઉદ્ધવજીએ ( ઓધવજી ) અંગીકાર કર્યો હતો. તે ભક્તિના પ્રભાવથી પરમાત્માને વશ કરીને સર્વ કાળ સાથેજ રહેતાં હતાં તેવી રીતે મનુષ્યે નિરંતર દાસત્વ ભકિત કરી પરમાત્માને હૃદયમાંથી દૂર કરવું નહિ. તે પછી અર્ચન વા પૂજન કરતી વખતે પણ ચિતવૃત્તિ એકાગ્રતા કરવી. તે એવી રીતે એક બાણ ઘડનાર મનુષ્ય બાણ ઘડતો હતો તેનું મન બાણને ઘડવામાં એટલું તો વ્યગ્ર બની ગયું હતું કે તે સમયે તેની પાસેથી ખૂબ વાજતે ગાજતે કોઇક રાજાની સ્વારી નિકળી પરંતુ તેણે રાજાને જોયો નહિ. તેવીજ રીતે પ્રભુનું પૂજન કરતી વખતે તદાકાર થઇ જવું ત્યાર બાદ વંદન નામના ભકિતના અંગનું શ્રવણ કરો. શરીરનાં સઘળાં અવયવો નમાવીને પરમાત્માને પ્રેમથી નમસ્કાર કરવું ત્યાર બાદ સેવન એટલે પરમાત્માના ચરણ કમળોનું ધ્યાન કરવું. હે આત્મા! આવી રીતે વર્ણવેલી નવધા ભકિતથીજ સાત પ્રકારની ભૂમિકાઓ ચડાય છે. આ ભકિતના જપથી સિધ્ધિ થાય છે. એ જપના પાંચ પ્રકાર છે.

વાચિક ઉપાંશુ મનોમય, ધ્યાનમય તથા શૂન્યમય વાણીથી થતું જે જપ તે વાચિક હોઠ હલાવીને જે જપ કરવામાં આવે તેને ઉપાંશુ કહે છે. માનસિક ક્રિયાથી જપ થાય તે મનોમય ચિત્તની એકાગ્રતાથી જપ કરવામાં આવે તે ધ્યાનમય અને શૂન્યમય જે જપની ક્રિયા છે તે શ્વાસોચ્છવાસથી તદાકાર થઈ જવું તેને શૂન્યમય જપ કહે છે. હવે જપની વિધિને પૂર્ણ કરનાર પુરૂષ સપ્ત ભુમિકાઓ ઉપર આરૂઢ થાય છે. તેનાં નામો કહું છું તે સાંભળ. જ્ઞાનભૂમિ, શુભેચ્છા, વિચારણા, તનૂમાનસા સંત્વાપત્તિ, અસંશકિત. પદાર્થાભાવની, તથા તુર્યગા.

શુભેચ્છા એટલે પ્રથમ હૃદયમાં ગુરૂ કરવા તથા તીર્થ યાત્રા કરવાની ઇચ્છા પ્રદર્શિત કરવી અને પુરાણુકોનું શ્રવણ કરવું આવી ચિત્તની પ્રવૃત્તિ તે શુભેચ્છા કહેવાય છે. સુવિચારણા એટલે બ્રહ્મ સત્ય છે જગત્ મિથ્યા છે. અને હું કોણ છું, કયાંથી આવ્યો છું, એવી જે વિચાર ધારણા તે સુવિચારણા નામની બીજી ભૂમિકા છે તનુમાનસા એટલે અંતરથી તથા બહારથી વિષયોનો અવરોધ કરવું તે તનુમાનસા નામની ત્રીજી ભૂમિકા કહેવાય છે. સત્ત્વાપતિ એટલે સર્વ સંશયની નિવૃતિ અને બ્રહ્મ ચિત્ત્વનનું ભાવોદય તેને સત્ત્વાપતિ નામની ચોથી ભુમિકા કહે છે. અસંશકિત એટલે ચોથી ભુમિકામાં બ્રહ્મનો નિશ્ચય કર્યો તેને લીધે શરીરમાં અભિમાનની નિવૃતિ તે અસંશકિત કહેવાય છે. પદાર્થા ભાવિની એટલે દેહાદિક સર્વે પદાર્થો ઉપર અભાવ સુવર્ણ તથા પાષાણમાં પણ સમવૃતિ અર્થાત સંપૂર્ણ પદાર્થોમાં અભાવ માત્ર એક બ્રહ્મમાં પ્રીતિ તે પદાર્થાભાવની

ज्ञानमुमि : शुभेच्छाख्या प्रथमा परिकीर्तिता
विचारणा द्वितीया स्यात्तृतीया तनुमानसा
सत्वापत्तींश्चतुर्थी स्याततोड संसक्ति नामिका
पदार्थी भावनी षष्ठी सप्तमी तुर्यगा स्मृता "

છઠ્ઠી ભુમિકા કહેવાય છે. તુર્યા એટલે જેમાં ત્રિપુટિરૂપે અર્થાત્ ધ્યાતા ધ્યાન, અને ધ્યેય તેની પદાર્થરૂપે પ્રતીતિ થવી તે જેમાં નથી અને ચિત્તને એકાગ્ર કરી વિચારપૂર્વક પોતાનું વાસ્તવિક સ્વરૂપ જાણી લેવું તે તુર્યા નામની સાતમી ભુમિકા છે. તે જ્યારે અંતરમાં સમજાય ત્યારે બ્રહ્માંડમાં વ્યાપક સ્વરૂપે રહેલાં જે પરમાત્મા તેની સાથે મેળ થાય છે. અર્થાત્ મોક્ષ દશાને પામે છે.

અર્થ:—

નિત્યાનિત્ય વસ્તુવિવેક પૂર્વક મોક્ષ પર્યંત ઇચ્છાવાળી તે પ્રથમ ભૂમિકા જાણવી. સદ્દગુરૂ સમિપ જઇ વેદાન્તના વાકયોનો વિચાર કરી શ્રવણ તથા મનન કરવું એ બીજી ભૂમિકાનું કાર્ય છે. ત્યાર પછી નિદિધ્યાસનનું અભ્યાસ કરી એકાગ્ર મનવળે સૂક્ષ્મ વસ્તુનું ગ્રહણ કરવાને જે યોગ્યતા પ્રાપ્ત થાય તે જ્ઞાનની ત્રીજી ભૂમિકા છે. અને વેદાન્તનાં વાકયથી નિર્વિકલ્પ બ્રહ્મનું સાક્ષાત્કાર કરવું એ ચોથી ભૂમિકાનું ધ્યેય છે. આને સ્વપ્નાવસ્થા પણ કહેવામાં આવે છે. તથા ચતુર્થ ભૂમિકામાં આરૂઢ થયેલો યોગી તેને બ્રહ્મવિદ્ એવા નામથી જ્ઞાનિજનો સંબોધે છે. પાંચમી, છઠ્ઠી, તથા સાતમી ભૂમિકાને જીવન મુક્તિના આવાંતર ભેદો ગણાય છે. ત્યાર બાદ સવિકલ્પ સમાધિના અભ્યાસ વડે કરી .મનને એકાગ્ર કરનાર યોગીને બ્રહ્મવિદ્વર કહેવાય છે. તેને અસંશક્તિ નામની પાંચમી ભૂમિકામાં આરૂઢ થયેલો જાણવો. ત્યાર બાદ અભ્યાસની પૂર્ણતાથી ઘણુંક સમય સુધી રહેવાવાળી પદાર્થા ભાવનિ નામની છઠ્ઠી ભૂમિકા જાણવી. અભેદ દર્શિ યોગિને તુર્યાવસ્થાને પ્રાપ્ત થએલો છે આમ સપ્તમી ભુમિકામાં જાણવું.

( સંશોધક. )

શિષ્ય પુછે છે કે હે ગુરૂદેવ! ઇશ્વરની મૂર્તિનું પૂજન કરવા માટે પ્રથમ તેઓના અવતારોને જાણવા જોઇએ તેમજ સ્તુતિ કરવા માટે ગુણ તથા કર્મ જાણવાની પણ આવશ્યકતા છે. માટે હે મહારાજ! તે આપ કૃપા કરીને કહો.

ગુરૂજી બોલ્યા હે આત્મા! પરમાત્માના ગુણ કર્મ કે અવતારોનો કોણ વર્ણન કરવા માટે સમર્થ છે? અર્થાત કોઇ નથી તેનું પ્રમાણ નીચે જણાવેલા શ્લોકથી દર્શાવિશું.

શ્લોકઃ—

અસિત ગિરિ સમં સ્યાત્કજ્જલં સિન્ધુ પાત્રે
સુરતરૂવર શાખા લેખની પત્ર મુર્વી।
લિખતિ યદિ ગ્રહીત્વા શારદા સર્વકાલમ્
તદપિ તવગુણા નામીશ પારંનયાતિ ॥

હે ઇશ! નીલગિરિ જેટલા કાજલની સમુદ્ર જેવા પાત્રમાં (ખડીઓ) સમાઉ રહે તેટલી શાહી બનાવી હોય અને કલ્પવૃક્ષ રૂપી કલમથી સાક્ષાત શારદા નિરંતર લખ્યા કરે તો પણ આપના ગુણોનો પાર આવે નહિ.

હે બેટા! ઇશ્વરના ગુણો અનંત છે જે મનુષ્ય તેના ગુણોની ગણના કરવામાં પોતાની કુશલતા બતાવે તેને મંદ બુદ્ધિવાળો જાણવો. કારણ કે કોઇ મહાન બુદ્ધિશાળી પુરૂષ પૃથ્વીના રજકણોની કદાચ ગણતરી કરી શકે તો પણ સર્વ શકિતમાન એવા પરમાત્માના ગુણોની સંખ્યા કોઇ કાળે પણ ગણવાને માટે શકિતમાન હોઈ શકે નહિ કારણ કે જે જગદીશ્વરનાં અનંત ગુણ તથા કર્મો છે અને નાના પ્રકારોના રૂપોને ધારણ કરી પોતાનો મહિમા પ્રગટ કરે છે માટે હે શિષ્ય! સગુણ પરમાત્માના ગુણાનુવાદ કરવાને

માટે ભગવાનના અવતારોના નામો કહીશ તે તું શ્રવણ કર. પ્રથમ આદિદેવ નારાયણે પોતે રચેલા પંચમહાભૂતવળે બ્રહ્માંડરૂપી દેહ રચીને જ્યારે લીલા કરવા માટે તેમાં પોતાના અંશથી પ્રવેશિત થયા ત્યારે પુરૂષ એવા નામને પામ્યા તે ઇશ્વરનો પ્રથમ અવતાર કહેવાય છે. આ જગતની ઉત્પતિ સ્થિતિ તથા પ્રલય કર્યા કરે છે તે આદિ પુરૂષ છે. ધર્મની સ્ત્રી તથા દક્ષપ્રજાપતિની પુત્રિ મૂર્તીના ઉદરે નર તથા નારાયણ નામ ધારણ કરી ભગવાન અવતર્યા હતા. અને પૃથ્વીના ઉધ્ધારાર્થે વરાહવતાર ધારણ કરી પોતાની શકિત વળે પૃથ્વીને વ્યવસ્થિત રાખી હતી તથા મચ્છાવતાર ધારણ કરી મનુ તથા સપ્ત ઋષિઓનું જલ પ્રલય વખતે જેણે રક્ષણ કર્યો હતો. કૂર્માવતાર ધારણ કરી સમુદ્ર મંથન કરતી વખતે દેવતાઓનું જેણે રક્ષણ કર્યું હતું. ભગવાને વામનાવતાર ધારણ કરી દેવકાર્ય સિધ્ધ કરવાને માટે બલીરાજાના યજ્ઞમાં માત્ર ત્રણ પગલા પૃથ્વીની માગણી કરી વિરાટ સ્વરૂપથી પોતાનો મહિમા ઉજવલ કર્યો હતો. અને હંસા અવતાર ધારણ કરી ઉપનિષદ્ ધર્મનો જેણે રક્ષણ કર્યો હતો તથા નરસિંહાવતાર ધારણ કરી ભકત પ્રહલાદનો જેણે રક્ષણ કર્યો હતો અને ભગવાન પરશુરામ અવતાર ધારણ કરી દુષ્ટ ક્ષત્રિઓનો વિનાસ કર્યો. ભગવાન રામાવતાર ધારણ કરી પિતાશ્રીની આજ્ઞા શિરોધાર્ય કરી ભગવતી જાનકીનું હરણ કરનાર રાવણનો પરિવાર સહિત વિનાસ કર્યો વળી કૃષ્ણાવતાર ધારણ કરી દુષ્ટ એવા કંસાદિક અસુરો જેનાથી નાશને પામ્યા. ભગવાન બુધ્ધ અવતાર ધારણ કરી અહિંસા માર્ગની પ્રવૃતિ કરી હવે પછી ભવિષ્યમાં યુગાંત સમયે કલંકી અવતાર ધારણ કરી દુષ્ટજનોનું વિનાશ કરી સત્યયુગની સ્થાપનાક કરશે. હે શિષ્ય! ભગવાનના અનેક અવતારો છે. તેમાં પણ દશ તથા ચોવીસ અવતારો મુખ્ય સમજવા.

શિષ્ય પુછે છે હે ગુરૂદેવ! પરમાત્મા જન્મ મરણથી રહિત છે છતાં પણ શા માટે અવતાર ધારણ કરે છે?

ગુરૂદેવ બોલ્યાઃ—કે હે બેટા! પરમાત્મા જન્મ તથા મરણથી રહિત છે છતાં પણ પ્રકૃતિનો આશ્રર્ય કરી પોતાની સ્વ માયાથી જાણે જન્મ ધારણ કરતાં હોય ન શું? આમ પ્રતીત થાય છે. આનો પ્રમાણ ભગવત્ ગીતામાં સ્પષ્ટ છે.

શ્લોકઃ—

**યદા યદાહિ ધર્મસ્ય ગ્લાનિર્ભવતિ ભારત**
**અભ્યુત્થાનમધર્મસ્ય તદાત્માનં સૃજામ્યહમ્**
**પરિત્રાણાય સાધુનાં વિના શાયચ દુષ્કૃતામ્।**
**ધર્મ સંસ્થાપનાર્થાય સંભવામિ યુગે યુગે ॥**

હે અર્જુન! જ્યારે જ્યારે ધર્મનિહાનિ અને અધર્મની ઉન્નતિ થાય છે એટલે ધર્મનો નાશ થતો જાય છે અને અધમ વધતો જાય છે ત્યારે ત્યારે હું અવશ્ય શરીરને ઉત્પન્ન કરૂં છું. અર્થાત જન્મ ધારણ કરૂં છું કારણ સત્પુરૂષોના રક્ષણના માટે દુરાચારીઓના નાશને અર્થે તથા નાશ પામેલી ધર્મ મર્યાદાનો સારી રીતે સ્થાપન કરવા માટે દરેક યુગમાં હું અવતાર ધારણ કરૂં છું.

શિષ્ય બોલ્યો કે હે મહારાજ! કેટલાક મનુષ્યો તો શ્રી રામચંદ્રજીને તથા કૃષ્ણ ભગવાનને મનુષ્ય માને છે અને તેઓ કહે કે અમે પોતે પોતાના ઇશ્વર છીએ અન્ય પરમેશ્વર કોઇ છેજ નહિ.

ગુરૂદેવ બોલ્યા કે હે આત્મા! ભગવાન રામ તથા શ્રી કૃષ્ણ મનુષ્ય હતા એવી શંકા રાખવી નહિં કારણ કે તેઓ જો મનુષ્ય હોય તો તેઓમાં છ ભગ એટલે ઐશ્વર્ય નજ હોય. બીજા મનુષ્યમાં

નીચે જણાવેલું છ પ્રકારના ઐશ્વર્યનું સંભવ કોઇ કાળે પણ સંભવે નહિ.

ઐશ્વર્ય, ધર્મ, યશ, લક્ષ્મી, વૈરાગ્ય અને મોક્ષ આ છ પ્રકારકા ઐશ્વર્ય કહેવાય છે. તથા ઉત્પતિ, વિનાશ, પ્રાણીઓની અધોગતિ, ગતિ, વિદ્યા તથા અવિદ્યા જેઓ જાણે તેઓને ભગવાન કહેવામાં આવે છે. હુવે સામાન્ય સમજણને ખાતર વિસ્તારથી છ પદાર્થોને જણાવીશું. સર્વ સ્થાને કીર્તિનો વિસ્તાર કરવો તે ઐશ્વર્ય કહેવાય છે. શરીરની શક્તિથી કાર્ય કરવું તે વીર્ય કહેવાય છે. પરોપકાર કરવો તે યશ કહેવાય. કોઇને સંકટમાંથી બચાવવું તે શ્રેય કહેવાય. આ સંસારને અસારરૂપ સમજવું તે જ્ઞાન કહેવાય તથા ચૌદ લોકના વૈભવને ત્રણવત્ જાણવા તે વૈરાગ્ય કહેવાય. આવી રીતે છ ઐશ્વર્યથી યુક્ત જે હોય તે ઇશ્વર અને આવી રીતે છ ગુણ જેમાં હોય તે દેવ કહેવાય. તે બળ બુદ્ધિ, પરાક્રમ, સાહસ, ધીરજ, આચાર, આટલા જેમાં ગુણો હોય તે મહાત્મા કહેવાય છે. મુદિતા, કરૂણા, મૈત્રી, અને અપેક્ષા જેમાં હોય તે આપ્ત પુરૂષ કહેવાય છે. હે પવિત્રાત્મા ! આ પૃથ્વી ઉપર મનુષ્યો તથા અનેક રાજા મહારાજાઓ છે. પરંતુ તેઓમાં પૂર્વોક્ત છ પ્રકારના ઐશ્વર્ય મેળવવા કઠિણ છે. હે આત્મા ! કેટલાએક નાસ્તિકો તો એમ કહે છે કે પરમેશ્વર નથી. અને અમને તો અમારાં કર્મોજ ફળ આપે છે. અથવા વિધિ પૂર્વક કાર્ય કરવાથી દેવતાઓ કર્મનું ફળ અર્પણ કરે છે પરંતુ ઇશ્વરની સત્તા જગતમાં નથી એવી શંકા કોઇ દિવસે પણ કરવી નહિ. કારણ કે ધર્મ અર્થ કામ, અને મોક્ષ આ ચાર પ્રકારનો

---

"उत्पतिं च विनाशं च भूतानामा गतिं गतिम् ।
वेत्ति विद्यामविद्यां च स वाच्यो भगवानिति" ॥

પુરૂષાર્થ એ ઇશ્વર સિવાય બીજાથી આપી શકાય નહિ અને કર્મને જો ફળ દાતા માનીએ તો કર્મસમુદાય જળ હોવાથી આ ક્રિયા સંભવે નહિ. તેમજ ઇન્દ્રાદિ દેવતાઓ પણ સ્વતંત્ર રીતે ફળ આપી શકતા નથી. કારણ કે તેઓ પણ પરાધીનતાથી પરવશ થયેલા જોવામાં આવે છે માટે કર્મ ફળોનું ઓછાવત્તાપણું જાણીને સંપૂર્ણ ફળદાતા જગતનાં નિયંતા ઇશ્વરજ ફળ આપવામાં સ્વતંત્ર છે. માટે હે. બેટા! હું જાળમાં બંધાયેલા પક્ષિઓની પેઠે પરાધિન થયેલા મનુષ્યો સંસારમાં જીવન વ્યતિત કરે છે. શારીરીક શકિત, માનસિક શકિત ઇદ્રિઓનો બળ, પ્રાણશકિત, સુખ દુઃખ, જન્મ તથા મરણ આ સર્વેના કારણ પરમેશ્વરજ છે પરંતુ મંદ બુદ્ધિવાળા પ્રાણિઓ તે પરમાત્માની માયાને જાણતા નથી. અને અજ્ઞાની મનુષ્યો પોતાના પરાધિન દેહને સ્વતંત્ર માને છે. પરંતુ તેમ નથી ઇશ્વરની સતાથી આ દ્રશ્ય વસ્તુ ઉત્પન્ન થાય છે અને તેની સત્તાથીજ નાશ પામે છે. મનુષ્ય પોતાની ઇચ્છાથી ધાર્યું એક શ્વાસ પણ લેવા માટે શકિતમાન નથી. તથા એક પગલું પણ એનાથી આગળ ખસી શકાય એમ આ સિધ્ધાંતથી જણાય છે કે મનુષ્યવર્ગ ઇશ્વરાધિન છે. હે આત્મા! ઇશ્વરની કૃપાથી સૂર્યનો પ્રાતઃકાળમાં ઉદય થાય છે. વાયુ નિરંતર વાય છે તથા અગ્નિ તપે છે. અને ઇન્દ્રદેવ વૃષ્ટિ આદિ કરે છે. તથા બ્રહ્મદેવ સૃષ્ટિને, રચે છે વિષ્ણુ પાલન કરે છે. અને ભગવાન શંકર અંતે તેનો સંહાર કરે છે. માટે સર્વે આ સંપૂર્ણ ક્રિયાઓ ઇશ્વરજ કરે છે. એમ જાણી લેવું. હે બેટા! તેની કૃપા વિના મનુષ્ય, દેવ કે દાનવ કોઇ પણ સ્વતંત્રતાથી સાધારણ કાર્ય માટે સમર્થ નથી. અને જેના ઉપર તેની કૃપા ન હોય તો અમૃત પણ હલાહલ ઝેર બની જાય છે. અને મિષ્ઠ પદાર્થ પણ કડવું બની જાય છે. જેના ઉપર તેની કૃપા હોય છે તેને ચૌદ લોકમાં પણ કાંઇ દુર્લભ

રહેતું નથી આ આશયનો શ્લોક ભગવત ગીતાના મહાત્મ્યમાં છે તેમાં આપને ઇશ્વરનો મહિમા પ્રદર્શિત કરીશું.

શ્લોકઃ—

મૂકં કરોતિ વાચાલં, પંગુલંઘયતે ગિરિમ્
યત્કૃપા તમહં વન્દે પરમાનંદ માધવમ્॥

અર્થઃ—

જેની કૃપાથી મુંગો મનુષ્ય પ્રખર વકતા થાય છે તથા લંગડો મોટા મોટા પર્વતોનું ઉલ્લંઘન કરે છે. માટે હે શુધ્ધાત્મા ! પરમાત્માની કૃપા સિવાય કોઇ પણ ક્રિયા થાય એમ શાસ્ત્રદ્વારા જણાતું નથી. જેમ દુઃખની ઇચ્છા ન કરતાં છતાં પણ મનુષ્યોને તે તે સમયે દુઃખાદિક આવીને ઉભાં રહે છે. તેમજ આયુષ્ય લક્ષ્મી કીર્તિ ઐશ્વર્ય ઇત્યાદિક બીજા સુખો મનુષ્યને પોત પોતાના સમયે મળ્યાં કરે છે. તે માત્ર તેનીજ કૃપા છે. આમ જાણી નિત્ય પરમાત્માનું સ્મરણ કરવું જેને આઠ પ્રહર પરમાત્માની ભકિતમાં ગાળવાના હોય તે મનુષ્ય કોઇ કાળે પણ અવિદ્યાદિક મળો દુઃખિત રહેતો નથી. જેવી રીતે ગંગા ઇત્યાદિક નદિઓ શરીરના પાપોને નાશ કરે છે. અને સંસારના તાપથી તપી રહેલાં મનુષ્યને ત્રિવિધ તાપોથી દૂર કરી પરમ સુખની પ્રાપ્તિ કરાવે છે. માટે ઇશ્વરનાં સ્મરણથી વૈરાગ્યની પ્રાપ્તિ થાય છે. અને તેનાથી વિવેક વૃદ્ધિને પામે છે. અને તેનાથીજ આત્મજ્ઞાનીમાં વિશેષ બળ આવે છે. આત્મજ્ઞાનથી પરબ્રહ્મ સ્વરૂપમાં નિવાસ થાય છે. એને વારંવાર જન્મ મરણનો ફેરો થતો નથી. માટે હે પવિત્રાત્મા ! કપટ રહિત થઇને શ્રદ્ધાથી મન, વચન, તથા કાયાથી પરમાત્માનું ભજન કરવું. યશ કે અપયશમાં સુખ અથવા દુઃખમાં જન્મ અને મરણમાં હર્ષ

શોક કરવો નહિ સત્ત્વ રજ તથા તમ એ પ્રકૃતિના ગુણો છે. આત્માના નથી. કારણુ તે ગુણાતીત કહેવાય છે. જે મનુષ્ય આત્મસ્વરૂપને જાણે છે. તે હર્ષ શોકથી બંધાતા નથી. અમૃતના મહાસાગરમાં વિહાર કરનાર મનુષ્યને ખાબોચીઆના પાણીનો શું પ્રયોજન ભલા હોઇ શકે? અર્થાત કાંઇજ નહિ. તેમજ મોક્ષેશ્વર પરમાત્મામાં ભકિત થાય છે તેને કોઇ પણુ જાતનો સુખ દુઃખાદિકનો વેગ સ્પર્શ કરી શકતો નથી. માટે સર્વ પ્રાણિઓ ઉપર સમદ્રષ્ટિ રાખવી ભકતજને વૈરનો ત્યાગ કરવો સંગનો સર્વથા ત્યાગ કરવો બ્રહ્મચર્ય પાળવું મૌન રહેવું પરમાત્માનું અર્ચન કરવું અને પૂર્વોકત સુદ્દઢ રીતે સ્વધર્મ પાળવો પ્રયત્ન વિના જે વસ્તુનિ પ્રાપ્તિ થાય તેમાં સંતોષ રાખવો. શાંત રહેવું સર્વ પ્રાણિઓની સાથે સ્નેહભાવ રાખવો. કૃપાશીલ રહેવું ધૈર્ય ધારણ કરવું આ દેહને વિષે અને દેહની પાછળ લાગેલા સ્ત્રી. પુત્ર, ઘરબાર વિગેરેમાં "હુ તથા આ મારૂં" આવો મિથ્યા આગ્રહ કરવો નહિ. અને જે જ્ઞાનથી પ્રકૃતિ તથા પુરૂષનું તત્ત્વ જણાવવામાં આવે તેવું જ્ઞાન સંપાદન કરવું. તેમાં ઉત્તમ જ્ઞાનવળે બુદ્ધિની જાગ્રત સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે અવસ્થાઓ દૂર થાય છે અને વિષયની ચિન્તા નિવૃત્ત થાય છે. અને એ મનુષ્ય આત્મદર્શી થઇને નેત્રમાં રહેલાં સૂર્યદ્વારા આકાશમાં રહેલાં સૂર્યને જુએ છે. તેમ નિરહંકાર પ્રત્યગાત્માં દ્વારા શુધ્ધાત્માના દર્શન કરીને મિથ્યાભૂત અહંકારમા સદ્રુપ ભાસતાં નિરૂપાધિ બ્રહ્મને પામે છે. હે વત્સ! પરબ્રહ્મ નિત્ય શુધ્ધ બુધ્ધ મુકત સ્વરૂપ હોતાં કાર્ય તથા કારણુરૂપ (પ્રધાનના) માયાના અધિષ્ઠાન છે તથા અસત્ય એટલે કાર્ય વસ્તુ મહતત્ત્વાદિક કાર્યના પ્રકાશક છે. તેમ કાર્ય તથા કારણુમાં પરોવાઇને રહેલા છે. તેથીજ પોતાના સ્વરૂપમાં પરિપૂર્ણ છે. તે અહંકાર વિશિષ્ટાત્મા વિશુધ્ધ

બની શુદ્ધ બ્રહ્મને પ્રાપ્ત કરે છે તે વિષે સંશય કરવો નહિ. કારણ કે જેમ આકાશમાં રહેલો સૂર્યનો પ્રતિબિંબ જળમાં પડે છે. અને જળનું ભીંત ઉપર પડે છે. ત્યાં ઉભેલો મનુષ્ય ભીંત ઉપર રહેલા સૂર્યના પડછાયાદ્વારા પાણીમાં દેખતા સૂર્યની મારફતે આકાશમાં રહેલા સૂર્યને પરંપરાથી જુએ છે. એવી રીતેજ જેમાં આત્માનો પ્રતિબિંબ પડે છે. એવા દેહ ઇન્દ્રિયો તથા મન જ્યાં પરમાત્માનું પ્રતિબિંબ પડે છે એવા ગુણમય અહંકારમાં જોવામાં આવે છે. અને બ્રહ્મનો જેમાં આભાસ છે એવા અહંકારદ્વારા પરમાર્થ જ્ઞાનરૂપ આત્માના દર્શન થાય છે તે આત્મા ત્રણે કાળમાં એક રૂપે રહે છે. આમ જ્ઞાન દ્રષ્ટિથી સિદ્ધ થાય છે. સુષુપ્તિ અવસ્થામાં ગાઢનિદ્રાને લીધે પંચસ્થૂલમહાભૂતો તથા પંચ તન માત્રાઓ ઇન્દ્રિય વર્ગ મન તથા બુધ્ધિ વિગેરે પોતાનું કારણ જે અજ્ઞાનમાં ( અવિદ્યા ) લય પામે છે ત્યારે આત્મા નિંદ્રા રહિત તથા અહંકાર વિનાનો થઇ પોતાના *બ્રહ્મ સ્વરૂપને પામેલો જણાય છે. તે સમયે આત્મા દ્રષ્ટા રૂપે રહે છે. અને પોતાની ઉપાધિરૂપ અહંકારનો નાશ થવાથી વસ્તુતાએ પોતાનું નાશ ન થયો હોય છતાં પણ જાણે પોતાનું નાશ થયો હોય તેમ મિથ્યા માને છે. ઉપાધિનો નાશ થવાથી પોતાનું નાશ થવાનું જે જ્ઞાન થયું તે અસંભવિત નથી. કારણ કે દ્રષ્ટાંત તરીકે જેમ કોઇ ધનવાન મનુષ્ય પોતાના ધનનું નાશ થાય ત્યારે જેમ પોતાને મરી ગયેલો માને છે તેમ અજ્ઞાનથી ઘેરાયલો સંસારી આત્મા અહંકારનો નાશ થવાથી પોતાનો વિનાશ મિથ્યા માની બેસે છે પરંતુ વિવેકી મનુષ્ય ઉપર કહેવા પ્રમાણે વિચાર કરી સાર તથા અસારનું ગ્રહણ કરીને પરમાત્માને પામે છે. અને જે પરમાત્મા કાર્ય તથા કારણના સમુદાય સ્વરૂપે છે તેને માટે રાગ

*" समाधि सुषुप्ति मोक्षेषु ब्रह्मरूपता "

દ્વેષાદિકને છોડીને યોગાંગ સર્વભૂત ધ્યાનો આશ્રય કરી સનાતન બ્રહ્મને પ્રાપ્ત કરે છે જ્યારે જ્ઞાનદ્વારા સર્વ પદાર્થોમાં નિસ્પૃહતા ઉત્પન્ન થાય છે ત્યારે આ લોકમાં સં-તોષ જન્ય સુખ તથા પરલોકમાં મોક્ષને મેળવે છે. આ વિધિ વડે ધીરે ધીરે પુત્ર કલત્રાદિકનું મોહ ત્યાગ કરી લક્ષ્મી ઉપર મમતા મૂકીને માન તથા અપમાનથી રહિત થઇ આવા પુરૂષો બ્રહ્મમાંજ સ્થિત થાય છે. આને લીધે પુત્ર ધન પ્રતિષ્ઠા ઇત્યાદિકો ઉપર મમત્વ ત્યાગ કરવાનું કહ્યું છે અને તે સંપૂર્ણ મનદ્વારા થઇ શકે છે; કેમકે મન વડે ત્યાગ નહિ કરનારાઓ અર્થાત કેવળ દેખાડવા પૂરતો આડંબર કરનારાઓ ક્રિયા ફળને પ્રાપ્ત કરી શકતા નથી. માટે સર્વે સંગનો ત્યાગ કરી ૐકારાદિનો નિરંતર જપ કરવો અને બ્રહ્મતત્વનો વિચાર કરવો. કારણ કે વેદાભ્યાસ જ્ઞાનિઓ અને અજ્ઞાનિજનોને પણ હિતકર્તા છે. તેનાથી સ્વર્ગ તથા મોક્ષની પ્રાપ્તિ થાય છે એમ વસ્તુસ્થિતિથી જણાઇ આવે છે.

નમ્રતાપૂર્વક હાથ જોડીને શિષ્ય પ્રશ્ન પુછે છે કે હે મહારાજ ! મેં આપની પાસેથી આ દેહમાં રહેલાં જૂદાં જૂદાં તત્ત્વોને જાણ્યાં હવે હું પ્રકૃતિ તથા પુરૂષનું સ્વરૂપ જાણવાની ઇચ્છા રાખું છું તે આપ કૃપા કરીને વિસ્તારથી સમજાવો.

ગુરૂદેવ બોલ્યા. કે હે આત્મા ! અધ્યાત્મિક વિધિમાં એટલે કે બ્રહ્મવિદ્યામાં નિષ્ઠા રાખવાથી મનુષ્યનું કલ્યાણ થાય છે. કારણ કે જે બ્રહ્મ વિદ્યામાં ત્રિવિધ દુઃખના તથા સુખાભાસનો અત્યંત વિનાશ રહેલો છે. હે નિર્દોષાત્મા ! આ *પ્રકૃતિ તથા પુરૂષ જૂદા છે તે દેખા-

॥ सांख्य कारिका ॥

प्रकृति लक्षण

*त्रिगुणमविवेकी विषय : सामान्यमचेतन प्रसवधर्मी ।
व्यक्तं तथा प्रधानं तद्विपरीतस्तथा च पुमान् ॥

ડવા માટે સાંખ્ય શાસ્ત્ર પ્રમાણે પદાર્થોના ભિન્ન ભિન્ન લક્ષણો કહીશ કારણ કે વિકારવાળી પ્રકૃતિ અને કેવળ પુરૂષથી ઉત્પત્તિ સંભવતી નથી કિન્તુ જળ તથા વાયુ આ ઉભયના સંયોગથી જેમ પરપોટો ઉત્પન્ન થાય છે તેમ પ્રકૃતિ તથા પુરૂષ આ બન્નેના સંયોગથી પ્રાણીઓની ઉત્પત્તિ થાય છે. જેમ સર્વે નદિઓનું સમુદ્રમાં સમાવેશ થાય છે તેમ શ્રેષ્ટ તથા સર્વના કારણરૂપ એવા પરમાત્માના સ્વરૂપમાં અનેક પ્રકારના નામો તથા ગુણોની સાથે જીવો લીન થાય છે. હે આત્મા ! પ્રકૃતિના બે વિભાગ છે. એક આવરણ શકિત તથા બીજી વિક્ષેપ શકિત આવરણ શકિતવડે જીવોને ઉપાધિ જોવામાં આવે છે તે અવિદ્યા કહેવાય છે અને વિક્ષેપ શકિત તે પરમેશ્વરની માયા કહેવાય છે. પુરૂષમાં બે પ્રકાર છે જીવરૂપ તથા ઇશ્વરરૂપ તેમાં જે પ્રકૃતિના અવિવેકથી જન્મ મરણ પામે છે તેને જીવ જાણવો અને પ્રકૃતિના સ્વરૂપને ન જાણવાથી જીવને સંસારમાં ભ્રમણ કરવું પડે છે. તથા ઇશ્વર શુધ્ધ સ્વરૂપ માયાથી રહિત છે. જીવ તથા

---

**પ્રકૃતિ લક્ષણ**

ત્રણ ગુણવાળું અવિવેકી વિષય થનારૂં, સર્વને ઉપલબ્ધ, અચેતન, પ્રસવધર્મીએ વ્યક્ત તેમજ પ્રધાનના ધર્મો છે. પુરૂષ તેથી ઉલટો છે.

**પુરૂષ લક્ષણ**

संघात परार्थत्वात् त्रिगुणादि विपर्ययादधिष्ठानात् ।

पुरुषोस्ति भोक्तृभावात् कैवल्यार्थं प्रवृत्तेश्च ॥

પ્રકૃતિના તત્વોનું સંયોગ કોઇ બીજા માટે હોવાથી ત્રણ ગુણ વિગેરે ધર્મોથી ઉલટા ધર્મવાળો હોવાથી અને અધિષ્ઠાનરૂપ હોવાથી ભોકતાપણાનો ભાવ હોવાથી તથા કૈશલ્ય એટલે મોક્ષને માટે પ્રવૃતિ હોવાથી પુરૂષનું અસિત્વ સિધ્ધ થાય છે. (સંશોધક)

ઇશ્વર એકજ ધર્મવાળાં શરીરમાં રહે છે. પરંતુ સંસારી જીવનો ધર્મ શોક છે. અને ઇશ્વરનો ધર્મ આનંદ છે. જીવ અલ્પજ્ઞ છે અને ઇશ્વર સર્વજ્ઞ છે. જીવને બંધન કરનારી અવિદ્યા છે અને મોક્ષ આપનારી બ્રહ્મવિદ્યા છે. માટે હે આત્મા! ચિ-ત જો વિષયોમાં લંપટ થાય તો બંધનનું કારણ થઇ પડે છે. અને જો પરમાત્મા:પરાયણ થાય તો મુક્તિકારક નિવડે છે. વળી જ્યારે હું અને મારૂં ગૃહ તથા સ્રી, પુરૂષ, દ્રવ્ય, મારાં અને આ સગાં સંબંધિઓ અને ત્હારૂં અને મ્હારૂં એવા અભિમાનથી થયેલાં કામ અને લોભ વિગેરે મળોથી મુકત થઇને શુધ્ધ તથા સુખ દુ:ખથી રહિત સમતાવાળો પુરૂષ થાય છે. ત્યારે જ્ઞાન વૈરાગ્ય તથા ભકિતવાળું ચિત્ત પ્રકૃતિથી પર ભેદ રહિત સ્વયંપ્રકાશ શૂક્ષ્મ ઉદાસીન એકસ્વરૂપ અખંડ પરમાત્માના સ્વરૂપને જુએ છે. અને પ્રકૃતિને નિર્બળ જુએ છે. યોગિઓને પરબ્રહ્મ પ્રાપ્તિ માટે સર્વે જગત્‌ના કર્તા આત્મરૂપ પરમાત્માનું ધ્યાન કરવું એજ સર્વોત્તમ ઉપાય છે. એનાં સમાન બીજો કોઇ પણ મોક્ષનો માર્ગ નથી. વિષયોનો સંગ કરવો એ આત્માને માટે મ્હોટામાં મ્હોટું બંધન છે. પરંતુ જો મહાત્મા પુરૂષોની સાથે સત્સંગ કર્યો હોય તો તે મોક્ષને માટે ખુલ્લે ખુલ્લું દ્વાર છે. શિષ્ય પુછે છે કે હે ગુરૂદેવ! પરમાત્મા ચૈતન્ય નિષ્ક્રિય તથા નિર્ગુણ છે. તો તેમને ક્રિયા સાથે તથા ગુણોની સાથે સંબંધ કેમ થાય? કદાચ તમે કહેશો કે લીલાવડે ગુણોદ્વારા ક્રિયામાં સંબંધ થાય છે. તો પૂર્વોકત લીલાદ્વારા નિર્ગુણ તથા નિષ્કામ પરમાત્મામાં કેવી રીતે ગુણોનો તથા ક્રિયાનો સમ્બંધ થઇ શકશે? હે મહારાજ! બાળકની પેઠે પરમાત્મામાં લીલા યુક્તિથી પણ સિદ્ધ થઇ શકશે નહિ. કારણ કે બાળકની રમતમાં જે પ્રવૃત્તિ થાય છે તે પ્રવૃત્તિનું કારણ તેની ઇચ્છા હોઈ શકે. અથવા બાળકની ચંચલતાજ તેમાં મુખ્ય કારણ

છે. પરંતુ બાળક અપૂર્ણ કામ છે. તો તેમાં લીલા ઇત્યાદિકોનો સંભવ હોઇ શકે. પરમાત્મા તો સ્વયં પૂર્ણ કામ છે. તેને કોઇ પણ જાતની ઇચ્છા અથવા મનોવાસના હોતીજ નથી. માટે તે ઇશ્વરને ઇચ્છા કેમ થઇ ? વળી સદાએ સંગ રહિત છે. આથીજ પોતે અદ્વિતીય અર્થાત્ એકજ છે. તેથી તેને કોઇની પ્રેરણાનો પણ સંભવ નથી. ત્યારે તેને ક્રીડા કરવાની ઇચ્છા શી રીતે થઇ? ભગવાન જીવને કર્તા તથા ભોકતારૂપે મોહ ઉત્પન્ન કરાવનારી ત્રિગુણ સ્વરૂપા ઇશ્વરીય માયા વડે આ વિશ્વનો પાલન કરે છે. અને ફરીથી પ્રલય કાલમાં તેનો નાશ કરે છે. જે જીવ છે તેજ પરબ્રહ્મ સ્વરૂપ છે. તે આત્મા સર્વત્ર વ્યાપક હોવાથી દીપકની પ્રભાની પેઠે પ્રકાશ સ્વરૂપ છે તથા નિત્ય હોવાથી વિજળીની પેઠે તેનો કોઇ પણ કાળે નાશ થતો નથી. તેમજ અવિકારી હોવાથી સ્મૃતિની પેઠે બાલ્યાદિ અવસ્થા વડે કરી તેનો નાશ થતો નથી. સત્ય સ્વરૂપ હોવાથી સ્વપ્નાની પેઠે તે વિનાશી નથી અર્થાત્ તે સત્ય સ્વરૂપ છે. અદ્વિતીયરૂપ હોવાથી ઘટાદિકની પેઠે બીજો કોઇ પણ તેનો નાશ કરી શકતો નથી. આ પ્રમાણે દેશ, કાળ, તથા વસ્તુ વડે જેમની જ્ઞાન શકિતનો નાશ કરી શકાતો નથી એવા અખંડ જ્ઞાન શકિતવાળા પરમાત્મા સ્વરૂપ જીવાત્માને અવિદ્યા સાથે સંબંધ કેવી રીતે ઘટી શકે છે? જીવાત્મા સર્વે શરીરોમાં ભોકતારૂપે રહેલો છે. વસ્તુતઃ તે બ્રહ્મરૂપજ છે. એના આનંદ વિગેરેનો નાશ, અને કર્મ બંધનોથી થતાં કલેશાદિકો કેવી રીતે સંભવી શકે? કારણ કે જેને કર્મની સાથે સંબંધ હોય તો પછી ઇશ્વરમાં તેનો સંબંધ ઘટશે નહિ હે ગુરૂદેવ ! આ અજ્ઞાનરૂપી મહાન સંકટમાં પડેલું મારૂં મન અત્યંત ખેદ પામે છે. માટે આપ મારા આ ચંચલ મનમાં મોટા મોહને દૂર કરો આ પ્રમાણે પરમાત્માના તત્વ સ્વરૂપને જાણવાની ઇચ્છાથી શિષ્ય ગુરૂને પુછે છે એટલે ગુરૂદેવ

કૃપા કરીને બોલ્યા:—

હે શુદ્ધાત્મા ! માયાથી રહિત પરમેશ્વરને માયાનું બંધન છે આવી રીતે કુતર્ક કરવો નહિ. પરમેશ્વરની માયા એ તેને આધીન હોવાથી સત્ય તથા અસત્યથી વિલક્ષણ છે આમ જાણવું. જેમ સ્વપ્નાને જોનાર મનુષ્ય, મસ્તક કપાયા વિના સ્વપ્નામાં પોતાનું મસ્તક કપાયું વિગેરે દ્રષ્ય જુએ છે છતાં પણ જાગૃતીમાં પૂર્વોકત દ્રષ્ય મિથ્યા સિદ્ધ થાય છે તેમજ જીવને પણ ઇશ્વરીય માયા તથા અવિદ્યાથી બંધન તથા કૃપણતાદિકોમાં ઓતપ્રોત રહેલો જોવામાં આવે આવે છે. વાસ્તવિક રીતે સઘળું મિથ્યા છે કેમકે ભ્રાંતિથી સાચાજ છે આમ જણાય છે. દેહના બંધનાદિક ધર્મો જીવાત્માને હોય છે. પરંતુ ઇશ્વરમાં તે હોતાં નથી. જેમ ચંદ્રમાનું મંડળ જળમાં પ્રતિબિંબરૂપે પડતું હોય અને તેમાં કંપનાદિક ધર્મોથી જળગત રહેલું ચંદ્રનું પ્રતિબિંબ દોલાયમાન થતું જોવામાં આવે છે. ખરી રીતે આકાશ સ્થિત ચંદ્રમામાં પાણીની ઉપાધિથી ઉત્પન્ન થતી ભ્રાંતિથીજ તેમજ અનાત્મક દેહાદિકના ધર્મો વસ્તુતાએ મિથ્યા છે છતાં જોઓ દેહાભિમાની જીવને વિષે છે તેનાથી રહિત ઇશ્વરમાં જોવામાં આવતા નથી. તે આત્મામાં થયેલો દેહાભિમાનની નિવૃત્તિ ધર્મ વડે ગુરૂ તથા પરમાત્માની કૃપાવડે અથવા ભક્તિ યોગવડે ધીરે ધીરે દૂર થાય છે.

જ્યારે પરમાત્મા વિષે અનુક્રમથી ઇન્દ્રિઓ લય પામે છે ત્યારે જેમ નિદ્રાવશ થયેલા મનુષ્યને શુષુપ્તિ અવસ્થામાં જેમ સર્વે કલેશો દૂર થાય છે તેમ તેના કલેશો દૂર થાય છે. ઉપર કહેવા પ્રમાણે પરમાત્માના ગુણોને ગાવાથી તથા સાંભળવાથી સર્વે કલેશાદિ દુઃખો નાશ પામે છે. ત્યારે હે નિર્દોષાત્મા ! જો હૃદયમાં અહર્નિશ પરમાત્માનું ધ્યાન કર્યું હોય તો કલેશ સમુદાયનો નાશ કેમ નહિ થાય ? અર્થાત

અવશ્ય નાશ પામે છે. શિષ્ય કહે છે કે :—

હે મહારાજ ! આપ કહો છો કે ઇશ્વર તથા જીવ એ બન્ને જ્ઞાન સ્વરૂપ છે. તેમાં ઇશ્વરને જગતનું કર્તાપણું અને જીવને સંસાર આ પ્રમાણે બન્નેમાં વિષમતા કેમ હશે ? આ વિષયમાં મને સંશય થયો હતો તે આપની કૃપાથી અને યુક્તિ યુકત વચનોરૂપ તલવારથી કપાઇ ગયો છે. અને હે ગુરૂદેવ ! મ્હારૂં મન ઇશ્વરના સ્વતંત્રપણામાં તથા જીવના પરતંત્રપણામાં સારી પેઠે જાણીતું થયુ છે. જેમ સ્વપ્નામાં પોતાનું મસ્તક કપાઈ જવું એ વાર્તા મિથ્યા તથા મૂળ વિનાની જણાય છે. તેમજ જીવના સ્વરૂપને આવરણ કરનારી પરમાત્માની માયાને લીધે જીવમાં દીનપણું વિગેરે જોવામાં આવે છે. કારણ કે, મિથ્યા વસ્તુનું કારણ હોતું નથી. જે તમોએ કહ્યું તે બહુજ સર્વોત્તમતાં દર્શાવનારૂં છે. હે પ્રભો ! હું અલ્પ બુદ્ધિવાળો છું માટેજ મને પ્રથમ સંશય ઉત્પન્ન થયો હતો. અને તે અલ્પ જ્ઞાનિને થવો સહજ છે. જીવ સમૂહને ઉત્પન્ન કરનાર જેને વિષે તે વસ્ત્રમાં સૂત્રરૂપ ઓતપ્રોત રહેલો જગદીશ્વર સર્વમાં વ્યાપક છે. હે ગુરૂદેવ ! પરમાત્મા જેવા ધર્મોથી પ્રસન્ન થતાં હોય તેવા ધર્મો આપના આ શિષ્ય ઉપર વત્સલતા રાખી પુછયા સિવાય પણ પ્રિયશિષ્યને ગુપ્તમાં ગુપ્ત વાત પણ કહે છે. માટે હે પ્રભો ! અવિદ્યાથી જેનું જ્ઞાન નાશ પામેલું છે. તથા આ અસાર સંસારમાં હું ડુબેલો છું માટે હે મહારાજ ! વેદાભ્યાસ, તપ, યજ્ઞ, અને દાન, આ સઘળાં મોક્ષરૂપ અભય દાનની સોળમી કળાને પણ પહોંચતા નથી. તેથી પ્રભો ! માયાદિક તત્ત્વોનું એટલે પ્રકૃતિનો તથા પુરૂષનું ખરૂં સ્વરૂપ જેથી જણાય તેવું લક્ષણ તમે મને કહ્યું. પરંતુ હવે મને વિસ્તારથી ભક્તિ યોગનો માર્ગ કહો. કે જેથી સર્વે વિષયો ઉપર વૈરાગ્ય પ્રાપ્ત

થાય. અર્થાત્ આ લોક સંબંધી વિષયો હોય અથવા પરલૌકિક હોય આ બંન્નેથી વૈરાગ્ય દશાને પામ્યું.?

શ્રી ગુરૂદેવ બોલ્યા હે વત્સ ! ઘણા માર્ગોને લીધે *ભક્તિમાર્ગ અનેક પ્રકારનો કહેવાય છે. કર્મકાંડ ઉપાસના કાંડ તથા જ્ઞાનકાંડ એટલે કેટલાક પુરૂષો કર્મમાં નિષ્ઠા રાખનાર હોય છે કેટલાક તપમાં નિષ્ઠાવાળા હોય છે. અને કોઇ એક યોગમાં પણ નિષ્ઠા રાખે છે. અને કેટલાક સ્વાધ્યાય શીલ પણ જોવામાં આવે છે અને કેટલાએક જ્ઞાનમાં નિષ્ઠા રાખનારા હોય છે. અને પિતૃ તથા દેવતાઓમાં પણ નિષ્ઠા જેઓને છે એવા પુરૂષો પણ દ્રષ્ટિગત થાય છે. છતાં હે નિર્દોષાત્મા ! હું તમને સંક્ષેપથી જે માર્ગ કહું છું તે સાંભળ નિત્ય નૈમિતિક સ્વધર્મ પાળવો હિંસા કરવી નહિ સર્વ પ્રાણી માત્ર ઉપર આત્મભાવ રાખવો વૈરાગ્ય ધારણ કરવો મહાત્માઓની સેવા કરવી દાન દેવું પરોપકારમાં પ્રેમ રાખવો દયા રાખવી પોતાના સામાન્ય સાથે મિત્રતા રાખવી. સજ્જનોનો સંગ કરવો અને અહંકારથી રહિત રહેવું પરમાત્મા સર્વે પ્રાણિઓમાં સદાએ અંતર્યામી સ્વરૂપે રહેલા છે. છતાં મનુષ્ય અવજ્ઞા કરીને * મૂર્તિની પૂજા કરે છે એ તો વ્યર્થ પ્રયત્ન કરે છે. એમ માનવું પરમાત્મા સર્વમાં આત્મ રૂપ છે તેની ઉપેક્ષા કરીને તેને દ્વેષ કરનારા અભિમાની ભેદ દ્રષ્ટિવાળા તથા સર્વની સાથે વૈર રાખવાવાળા મનુષ્યો. પરમાત્માનું ભજન કરે છે. છતાં પણ તેઓનું અંતઃકરણ શુદ્ધ થતું નથી. તેથી શાન્તિને પામતા નથી. હે બેટા ! અષ્ટપ્રહર પરમાત્માનું ધ્યાન કરતો હોય અને જો કોઇ પણ આત્માની સાથે દ્વેષ કરતો હોય તો પરમાત્મા તેને પ્રસન્ન થતા નથી. મનુષ્ય જ્યાં સુધી પરમાત્માને પોતાના

*ભક્તિ ઉપાસનાનું અંગ મનાય છે.
જ્ઞાનોત્તર કાલ બાદ આવશ્યકતા નથી.

હૃદયમાં રહેલા તથા અન્યમાં પણ છે એમ જાણતા નથી ત્યાં સુધી પરમાત્માનું પુજન કરે છે. તે રાખમાં ઘી હોમે છે. એમ સમજવું. અને જે મનુષ્ય પરમાત્મા દરેક પ્રાણિઓમાં વ્યાપિને રહેલા છે તેમાં જરા પણ ભેદ રાખતો નથી. તે ખરેખર પરમાત્માને પ્રસન્ન કરે છે. માટે હે આત્મા! સર્વમાં સૂક્ષ્મરૂપે આત્મા નિવાસ કરે છે તેવા પરબ્રહ્મને તન, મન, ધન, દાન, માનથી સેવા કરવી. કારણ કે અચેતન પ્રાણિઓ કરતાં ચૈતન્ય પ્રાણિઓ શ્રેષ્ટ છે. તેના કરતાં મનુષ્ય શ્રેષ્ટ છે. મનુષ્યમાં ચાર વર્ણો છે તેમાં બ્રાહ્મણ શ્રેષ્ટ છે. બ્રાહ્મણો કરતાં મહાત્માઓ શ્રેષ્ટ છે, અને મહાત્માઓ કરતાં પણ જેણે પરમાત્માને વિષે સર્વે ધર્મોના ફળો તથા દેહ પણ સમર્પણ કર્યો છે તે પરબ્રહ્મ પરમાત્મા સ્વરૂપજ છે. અને તે શ્રેષ્ટ ગણાય છે. અને તેના કરતાં પણ અભિમાન રહિત તથા સમ દ્રષ્ટિવાળા મનુષ્યથી કોઇ પણ જગતમાં ઉત્તમ નથી. માટે હે પવિત્રાત્મા! પરમાત્મા સર્વે પ્રાણિઓમાં અંતર્યામી રૂપે રહેલા છે. આમ જાણી સર્વે પ્રાણિઓને વંદન કરવું પરમાત્માના ચરણારવિન્દનું ધ્યાન કરવું; દર્શન તથા પૂજા, આ સર્વે ધર્મો અંતરંગ સાધનો છે. તથા પરમાત્મા સર્વ પ્રાણિઓમાં રહેલાં છે આ સિધ્ધાંતથી કોઇ પણ પ્રાણિઓનું અનાદર કરવો નહિ. અને જીતેંદ્રિય રહિને જે મનુષ્ય આ પ્રમાણે પરમાત્માની ભક્તિ કરે છે તથા પરમાત્માના ગુણાનુવાદો સાંભળીને મનમાં અત્યંત આનંદિત થાય છે. શરીરમાં રોમાંચ પણ ખડા થાય છે. અશ્રુધારાથી ગળગળો થઈ જવાય કોઈક વખતે શબ્દો બોલવા લાગે; કોઇ વખતે તે નૃત્ય કરતો જોવામાં આવે કયારેક ગાવા મંડી જાય અને ઘેલા માણુસની પેઠે કોઇ વખતે રૂદન કરતો નજરે પડે અને કયારેક હાસ્ય રસમાં આનંદ કરતો જોવામાં આવે. કોઇક વેળાએ ધ્યાન અને કોઇ વેળાએ પરમાત્માની સાથે

વાર્તાલાપમાં ગુંથાયલો હોય ને શું એમ જણાય છે. હે બેટા! જ્યારે લોક લજ્જા મૂકીને બોલાય ત્યારે આત્મ સ્વરૂપની પ્રાપ્તિ થાય છે. ત્યારે મનુષ્ય સર્વ બંધનોમાંથી છુટીને પરબ્રહ્મ પરમાત્માની ભાવનામય થઇને કર્મના બીજરૂપ અજ્ઞાનને તથા વાસનાઓને બાળી નાખી ભકિત યોગવડે પરબ્રહ્મ પરમાત્માને પામે છે. હે શુધ્ધાત્મા! પરમાત્માની ભકિત વિના કદિ પણ કલેશ મટતો નથી. આમ વેદો તથા પુરાણો કહે છે જેમ કરોડો યત્નો કર્યા છતાં પણ ગુરૂ વિના જ્ઞાન મળે નહિ. વૈરાગ્ય વિના શાંતિ પ્રાપ્ત થાય નહિ. જેમ જળ વિના નૌકા ચાલે નહિ તેમ સંતોષ વિના વાસના ક્ષય થાય નહિ અને જ્યાં સુધી વાસનાઓ નષ્ટ ન થાય ત્યાં સુધી સ્વપ્નામાં પણ સુખ મળે નહિ સંસારમાં તપ વિના તેજની પ્રાપ્તિ થતી નથી. મહાનુભાવોની સેવા વિના સહનશીલતાનો લાભ પ્રાપ્ત થતો નથી અને શ્રદ્ધા વિના સિદ્ધિ મળતી નથી તેમ આત્મસુખ વિના મનની સ્થિરતા થતી નથી અને હે પુત્ર! ગુરૂ કૃપા વિના મોક્ષ મલતો નથી આમ સ્પષ્ટ છે. જે મનુષ્ય આ સંસારમાં શ્રીસદ્‌ગુરૂના વચનામૃતનો ત્યાગ કરીને પોતાનાં મનથી ઇન્દ્રિઓથી અને પ્રાણ વાયુનો નિગ્રહ કરીને અતિશય ચંચલ અને જીતી શકાય નહિ તેવા મનરૂપ ઘોડાને વશ કરવાનો પ્રયત્નો કરે છે. તેઓ સુકાની વિનાનાઃ વહાણમાં સમુદ્ર યાત્રા કરતાં વ્યાપારીની જેમ પોતાના ઉપાયો તથા સાધનોને નિરૂપયોગી માની ખેદ પામીને પાછો પડે છે. અને અનેક દુઃખો ભોગવવા પડે છે. તેમજ હે આત્મા! ગુરૂની કૃપા સિવાય સર્વેશ્રમો નિરર્થક છે. અહંકાર રહિત એવા તે ઋષિઓ પૃથ્વી ઉપર પવિત્ર તીર્થ સ્થળોનું અને તીર્થ સ્વરૂપ શ્રી સદ્‌ગુરૂના આશ્રમનો સેવન કરે છે તેઓ નિત્ય સુખસ્વરૂપ પરબ્રહ્મ પરમાત્મા વિષે પોતાના મનને જોડે છે. હે વત્સ! વિદ્વાન મનુ-

ષ્યો અહર્નિશ પરમાત્મા પાસેથી આમ માગે છે કે અમને કોઇનું પણ સંગ થાઓ નહિ અને કદાચ સંગ થાઓ તો ઘરબાર પુત્ર તથા સંબંધીઓનું અને ધનનું સંગ ન થાઓ પરંતુ પરમાત્માના ભકતો તથા મહાપુરૂષોનો સત્સંગ અવશ્ય થાઓ કારણ કે અહારથી માત્ર પ્રાણનું જ પોષણ કરીને આનંદ માનનારા કેવળ ઇંદ્રિઓને લાડ લડાવનારાઓ મોક્ષને પામતાં નથી પરંતુ આત્મ જ્ઞાનિ ભકતો જેમ તુરત મોક્ષને પામે છે તેમ ઇંદ્રિયાદિકનું પોષણ કરનારાઓ મોક્ષ સુખ પ્રાપ્ત કરી શકતા નથી તેથી અમને સંપતિ મળશો આવી ભાવનાવાળાઓને ધનના મદથી અધોગતિ થવાનો સંભવ છે તે જોઇને પરમાત્મા પોતાના વિવેકી ભકતોને વિચિત્ર સંપત્તિ અથવા તો વિભૂતિઓ આપતા નથી, પરંતુ દ્રઢ ભકિતજ આપે છે. મનુષ્યોને જન્મ આપનારી અવિદ્યાને કાપી નાખનારૂં પરમાત્માનું સ્મરણ કોઇક વેળાએ મહાત્માઓના અંતઃકરણમાંથી તથા મુખદ્વારા નીકળે છે તેને જે મનુષ્યો જ્ઞાનરૂપી અંજલિઓ દ્વારા પાન કરે છે તેઓનું અમંગળ ભલા કયાંથી હોય? તેને માટે નિમ્ન લિખિત શ્લોકથી જણાવીશું.

શ્લોકઃ-

ગંગા પાપં શશી તાપં દૈન્યં કલ્પ તરૂસ્તથા ।
પાપં તાપંચ દૈન્યંચ * હરેત્ સાધુ સમાગમઃ ॥

અર્થઃ-

હે આત્મા! ભગવતી ગંગાજીમાં સ્નાન કર્યાથી હૃદય પવિત્ર થાય છે. ચદ્રમાનું સેવન કરવાથી શીતળતાની ફળ પ્રાપ્તિ થાય છે અને કલ્પ વૃક્ષનું સેવન કરવાથી ઇચ્છિત પ્રાપ્તિ થાય છે પરંતુ મહાત્મા પુરૂષોની સેવાથી તો સંપૂર્ણ પદાર્થો મળે છે માટે હે નિર્દોષાત્મા! પ્રથમ મહા-

* हरतिश्रीपतेः पदम् ।

પુરૂષોની સેવા કરવી. તેનાથી તેઓની કૃપા પ્રાપ્ત થાય છે તેથીજ પરમાત્મા તથા ધર્મ ઉપર શ્રદ્ધા ચોંટે છે અને તેનાથી પરમાત્માના ગુણોનું સેવન ત્યારબાદ પરમાત્મા ઉપર પ્રીતિ ઉપજે છે અને ઇશ્વર ઉપર પ્રીતિ થવાથી ક્રમથી સ્થૂલ તથા સૂક્ષ્મ દેહનું પૂર્ણતયા ભાન થાય છે. તેને લીધે આત્મજ્ઞાન પ્રાપ્ત થાય છે. આત્મજ્ઞાન થયા બાદ જીવને પોતાના ખરા સ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે અને "હુંજ પર-બ્રહ્મ પરમાત્મા છું એમ માને છે" હે આત્મા જીવ જ્યારે આ પ્રમાણે વિચારરૂપી ખડ્ગ વડે પોતાના અહંતા મમતારૂપી બંધનોને કાપી નાખી અને પરિપૂર્ણ આત્મસ્વરૂપનો અનુભવ કરે છે ત્યારે તેને મોક્ષ મળે છે અને સાંખ્ય શાસ્ત્રના સિદ્ધાંત પ્રમાણે દુ:ખત્રયનાં આત્યંતિક ભાવને મોક્ષ માને છે. હે બેટા! જાગ્રત સ્વપ્ન તથા સુષુપ્તિ એ ત્રણ વૃત્તિઓનું જેનાથી અનુભવ કરવામાં આવે છે તે સર્વનો સાક્ષી સર્વથી પર આત્મા જાણવો. જેમ પુષ્પમાં રહેલી સુગંધી તેની આવવાની દિશા ઉપરથી તેના આશ્રય ભૂત વાયુના સ્વરૂપનો બોધ થાય છે. સત્વાદિક ગુણો તેમજ કર્મથી ઉત્પન્ન થએલી ત્રિગુણાત્મક એવી બુદ્ધિની વૃત્તિઓને આત્મધર્મોથી રહિત જાણી તેઓને દૂર કરી તે વૃત્તિઓના આશ્રય ભૂત તથા તેઓને સાક્ષાત્કાર કરનારો આત્મા જાણવો. બુદ્ધિ ત્રણ ગુણેની સ્વરૂપવાળી હોવાથી તથા નિશ્ચયાત્મકરૂપ કર્મ કરવાથી તેની પુર્વોક્ત અવસ્થાઓ છે પણ આત્માની નથી; પરંતુ આત્માતો બુધ્ધિની સાથે જોડાયલો તથા તેનો પ્રતિબિંબ બુધ્ધિમાં ભાસે છે, પરંતુ વિચાર દ્રષ્ટિથી જોતાં તેનાથી જૂદો અને તેનો દ્રષ્ટા છે આમ જાણવું, અને આ સંસારનો દ્વાર પણ બુદ્ધિજ છે. કારણ કે આ સંસાર બુદ્ધિના ગુણોથી અને કર્મોથી રચાયલો છે તે અજ્ઞાન મૂલક હોવાથી તે અસત્ય છે, છતાં પણ મનુષ્યોને રાત્રિગત સ્વપ્નાની પેઠે કલ્પિત

છે છતાં પણ તે તે અવસ્થામાં સત્ય ભાસે છે. હે બેટા ! ત્રિગુણાત્મક કર્મના બીજ રૂપ અજ્ઞાનનો નાશ કરનાર તથા જેનાથી ત્રણ અવસ્થા વાળી બુદ્ધિના જાગ્રતાદિ પ્રવાહો શાંત થાય છે. તેવા યોગનું સેવન કરવું જોઇએ તેમાં પણ જે ધર્મોથી પરમાત્મા વિષે દ્રઢ ભક્તિ થાય તે હજારો ઉપાયો કરતાં પણ શ્રેષ્ટ ઉપાય છે. કદાચ સ્વધર્મના પોષક નિત્ય નૈતિનિક આદિ કર્મો પરમાત્માના ધ્યાનમાં વિક્ષેપ કરનાર છે એમ ધારીને તથા ઉપર કહેલાં ગુણ તથા દોષ એમ જાણીને પૂર્વોક્ત કર્મોનું ત્યાગ કરીને પણ પરમાત્માનું ધ્યાન કરવું તથા ગુરૂની સેવા કરવી. મહાન પુરૂષોનું સમાગમ કરવો. સર્વસ્વ પરમાત્માને અર્પણ કરવું. શ્રદ્ધાથી ઇશ્વરનું સ્મરણ કરતી વખતે તદાકાર થઇ જવું. કારણ કે પરમાત્મા આ વિશ્વરૂપી વસ્ત્રમાં તાંતણાની પેઠે ઓતપ્રોત રહેલા છે. જેના અંશાવતાર બ્રહ્મા વિષ્ણુ તથા રૂદ્રથી આ વિશ્વની ઉત્પત્તિ સ્થિતિ તથા વિનાશ થાય છે. જેમ નાથેલો બળદ સ્વતંત્ર હોઇ શકતો નથી તેની પેઠે આખું જગત જેમના આધીન છે તે પૂર્ણબ્રહ્મ કહેવાય છે.

હે આત્મા ! જેમા સત્વગુણનો અંશ મુખ્ય છે એવા દેવતાઓ પણ પરમાત્માની માયામાં લપટાયલા હોવાથી તેમના કર્તવ્યને જાણી શકતા નથી. ત્યારે બીજાઓતો કયાંથી જાણી શકે. જેમ રૂપ જળ હોવાથી પોતાને જોનારા નેત્રોને જોઇ શકતો નથી તેમજ મનુષ્યો પણ સર્વ જીવોના અંતર્યામી તથા દ્રષ્ટા રૂપે રહેલા એવા જે પરમાત્મા તેને ઇન્દ્રિઓના સમુદાયથી મન તથા પ્રાણવડે હૃદયથી કે બુદ્ધિ વડે જાણી શકતા નથી. કારણ કે પરમાત્મા સઘળાંઓથી જૂદા છે એમ તેઓ માને છે.

શિષ્ય બન્ને હાથ જોડીને વિનંતી કરે છે કે હે કૃપાનિધાન ! હું

એક આપને પ્રશ્ન કરૂં છું તેની ક્ષમા કરજો કેમકે આપના દાસનું-દાસ છું તેથી આપ દાસ જનોને અત્યંત સુખ આપનારા છો માટે હે પ્રભો! જ્ઞાનિઓના તથા અજ્ઞાનિઓના લક્ષણ કહો.

ગુરૂજી બોલ્યા હે નિર્દોષાત્મા! તને ધન્ય છે, કારણ જેમાં સંપૂર્ણ પ્રાણીઓનું શ્રેય રહેલો છે આવી રીતનો પ્રશ્ન તું પુછી રહ્યો છે. આ પ્રશ્નથી મને પ્રસન્નતા થાય છે અને તેમાં મનુષ્યના પરમ ધર્મો રહેલાં છે. તે જે ધર્મો વડે પરમાત્મામાં ફળ સાધન રહિત નિર્વિઘ્ન દ્રઢ ભકિત થાય છે. અને તે ભકિત વડે પરમાત્માની પ્રસન્નતા મેળવી શકાય છે તેને લીધે પરમાત્મા વિષે કરેલ ભકિત તુરત વૈરાગ્ય તથા જ્ઞાનને ઉત્પન્ન કરવા સમર્થ થાય છે.

હે આત્મા! સારી પેઠે આચરણ કરાતો ધર્મ જો મનુષ્યને મોક્ષ આપવા માટે સમર્થ છે પરંતુ તે ધર્મ ફળ સાધન વિના નિષ્કામતાથી કરવામાં આવે તો તેનાથી દરેક માર્ગો પ્રાપ્ત થઇ શકે છે. હે પવિત્રા-ત્મા! પ્રશ્નો ચાર પ્રકારના હોય છે. તુચ્છ, કનિષ્ઠ, મધ્યમ અને ઉત્તમ એમ ચાર પ્રકારથી પ્રશ્નના ચાર ભેદ છે જે પ્રશ્ન વિવાદ અર્થે હોય તે તુચ્છ કહેવાય છે. જે પ્રશ્ન વકતા વિગેરેની પરીક્ષાને માટે હોય તે કનિષ્ઠ કહેવાય છે. જે પ્રશ્ન પોતાની બુધ્ધિની ચાતુર્યતા દેખા-ડવાને વાસ્તે કરવામાં આવે તે મધ્યમ કહેવાય છે. અને જે પ્રશ્ન પોતાને ઉત્પન્ન થતો સંદેહ અથવા જ્ઞાનને વાસ્તે કરવામાં આવે તે ઉત્તમ પ્રશ્ન કહેવાય છે. તેજ છળ રહિત પ્રશ્ન કહેવાય છે અને તેથી આનંદની પ્રાપ્તિ થાય છે.

હે આત્મા! હવે હું તને જ્ઞાનિજનોના તથા અજ્ઞાનિઓના લક્ષણ કહું છું તે સાંભળ.

જ્ઞાની મનુષ્યો પરોપકારમાં પોતાના દેહને પણ અર્પણ કરે છે. પરંતુ સ્વાર્થ પરાયણ અજ્ઞાનીજનો તો સર્વેને પીડાજ કરે છે. પરંતુ જ્ઞાનીઓ આ સંપૂર્ણ વિશ્વને આત્મસ્વરૂપજ છે. એટલે સંપૂર્ણ જગત તેઓને બ્રહ્મમય ભાસે છે. સુવર્ણની ઇચ્છા રાખનારા મનુષ્યો જેમ સોનાની વિકૃતિ કળા કુંડલ ઇત્યાદિક અલંકારોને કોઇ કાળે પણ ફેંકી દેતાં નથી. કારણ કે; પૂર્વોકત અલંકારો સુવર્ણમયજ હોય છે, તેજ પ્રમાણે આ જગતને ઉત્પન્ન કરેલ છે ત્યારબાદ પ્રવેશ કરેલો હોવાથી તો આ જગત પરબ્રહ્મ સ્વરૂપ છે એવું જ્ઞાનીઓએ નિશ્ચય કર્યો છે. કારણ કે; પરમાત્મા સર્વ પ્રાણી માત્રમાં નિવાસસ્થાનરૂપ હોવાથી જે પુરૂષો પરમાત્માની સેવા કરે છે તેઓજ મૃત્યુની અવજ્ઞા કરીને ભકત-વર ધ્રુવની પેઠે મૃત્યુના મસ્તકને પણ પગ વડે આક્રમણ કરે છે. તેવા મૃત્યુથી પણ ઉત્કૃષ્ટ જ્ઞાનીઓને પણ પશુઓને જેમ નાથ વડે કરીને બાંધવામાં આવે છે તેમજ વેદવાણીથી પરમાત્મા તેઓને બાંધે છે પરંતુ પરમાત્માને વિષે જેમણે પ્રેમપૂર્વક હ્રદય જોડયો છે * તેઓ ખરેખર પોતાને અને જગતને પવિત્ર કરે છે પણ જેઓ પરમાત્માથી વિમૂખ હોય છે તેઓ પોતાને અને જગતને પવિત્ર કરી શકતાંજ નથી. જ્ઞાનીઓ વિષય લંપટ હોતા નથી. સહનશીલતાની તથા સદ્-ગુણોની ખાણ હોય છે. અજ્ઞાનીઓ તો પરમાત્માની માયા વડે મોહિત થઇને પરસ્પર વેર રાખીને એક બીજાનો નાશ કરવાનું ઇચ્છે છે અને જ્ઞાનીઓ તો સંસારની ક્ષણભંગુરતા ધ્યાનમાં લઇ બીજાઓને માટે

---

* कुलं पवित्रं जननी कृतार्था
वसुन्धरा पुण्यवतीचतेन ।
अपार संवित्सुख सागरेऽ स्मिन्
लीनं परे ब्रह्मणि यस्य चेतः ।।

પોતાનું સર્વસ્વ અર્પણ કરવામાં સંકોચ થતો નથી અને જે મનુષ્ય બીજા ઉપર દયા કરે છે તેના ઉપર સર્વના આત્મા જે પરમાત્મા તેના ઉપર પૂર્ણ સંતુષ્ઠ થાય છે.

જ્ઞાનીઓ બીજાને દુઃખી જોઇ પોતે દુઃખી થાય છે. કારણ કે; તેઓ સમદ્રષ્ટિવાળા હોય છે. કોઇને પણ તેઓ પોતાનો શત્રુ ગણતા નથી. મદ રહિત તથા ધનાદિકમાં આસકિત હોતી નથી અને લોભ ક્રોધ તથા ભયનો ત્યાગ કરે છે. સ્વયં સુકોમળ ચિત્તવાળા હોઇ દીન જનો ઉપર સદાં દયા રાખે છે. મન વચન તથા કાયાથી નિષ્કામતાને સેવી પરમાત્માનું ભજન કરે છે. દરેકને માન આપે છે. પોતે કોઇના તરફથી માનની ઇચ્છા રાખતા નથી, તથા સર્વ કામનાઓથી રહિત હોય છે. ગુરૂના ચરણોમાં પ્રીતિ રાખનારાઓ હોય છે. પવિત્ર હ્રદયથી પરમાત્માનું સ્મરણ કરવામાં તત્પર રહે છે. શાન્તિ વૈરાગ્ય તથા વિનયથી સંપન્ન હોય છે અને પોતાથી ઉત્કૃષ્ટ પુરૂષને જોઇને પ્રસન્ન ચિત્ત થાય છે અને કનિષ્ટને જોઇને દયા કરે છે. સમાનતાવાળાઓને જોઇને તેની સાથે મિત્રતા બાંધે છે અને મૂર્ખ જનને જોઇને તેની ઉપેક્ષા કરે છે. શાન્તિ સરલતા તથા ઇન્દ્રિઓને નિયમમાં રાખે છે. નીતિ ધર્મ કદીપણ છોડતા નથી. નિંદા તથા સ્તુતિને સમાન જાણનારા અથવા નિંદાથી ખેદ પામતા નથી અને સ્તુતિથી જેઓને હર્ષ થતો નથી. કોઇને કઠોર વચનો બોલતા નથી અને સદાએ ગુણગ્રાહી હોય છે. એવા જ્ઞાની પુરૂષો પ્રિય લાગે છે અને અજ્ઞાનિઓ જેમ મ્યાનથી ઢાંકેલી તલવારની પેઠે અંદર તીક્ષ્ણ ધાર·

---

જેનું ચિત્ત આ અપાર વિજ્ઞાનાનંદઘન સમુદ્રરૂપ પરબ્રહ્મ પરમાત્મામાં લીન થયો છે, તેનો કુલ પવિત્ર થયો માતા કર્તાર્થ થઇ, અને પૃથ્વી પણ પુણ્યવતી થઇ, એમ જાણવું. ( સંશોધક )

વાલી અને ઉપરથી મિત્રની માફક કોમલતાવાળું કામ દર્શાવનારા હોય છે. જેમ આકાશમાંથી ખરતા તારાઓના ચળકાટ પ્રિય લાગે છે એવા છતાં પણ સંસારમાં ઉત્પાત કરી ભયદાયક જોવામાં આવે છે. તેમજ અજ્ઞાનિઓની વાણી પ્રિય લાગે એવી છતાં પણ ભયદાયક હોય છે. જ્ઞાનિઓ કપાસની પેઠે સ્વયં અનેક દુઃખાને સહન કરીને પારકા છિદ્રોને ઢાંકવારૂપ સ્વભાવિક જગતમાં વંદનીય થઇ અમર કીર્તિ મેળવેલી છે. જ્ઞાનીજનોના શુભ ચારિત્રો પણ કપાસ જેવાં છે એમ સમજવું કારણ કે કપાસ જેમ ગરમી તથા શરદીના દુઃખાને સહન કરે છે અને કાંતવા ધોવા ઇત્યાદિક અનેક દુઃખોનો અનુભવ કરી પરોપકારમાં પ્રવર્તે છે. તેમજ જ્ઞાની પુરૂષો ભિક્ષા માંગવા જતી વખતે નિંદા કરવામાં આવે અથવા અપમાનીત કરવામાં આવે છતાં પણ જપ, તપ તથા વૈરાગ્ય અને અષ્ટાંગ યોગ સિદ્ધિના અભ્યાસથી અનેક દુઃખોનું સહન કરે છે. વળી કપાસીઆની જેમ મનુષ્યના શરીરના છિદ્રોને ઢાંકે છે તેમ જ્ઞાની પુરૂષો પણ ઇતર મનુષ્યોના દુર્ગુણો રૂપી છિદ્રોને ઢાંકે છે. શેરડીની માફક કપાસમાં રસ હોતો નથી તેમ જ્ઞાનિઓના વર્તનમાં પણ વૈરાગ્ય આદિની વૃદ્ધિ થવાથી વિષય સંબંધી કોઇ પણ જાતનો રસ હોતો નથી. જ્ઞાનીઓ આનંદ સ્વરૂપ તથા બીજા જનોને તારવું એ સિદ્ધિને લીધેજ તીર્થ સ્વરૂપ છે. કારણ જ્ઞાનીજનોને વિચરવું તે મંદ બુધ્ધિવાળા ગ્રહસ્થાશ્રમીના કલ્યાણને માટે હોય છે, પરંતુ પોતાના સ્વાર્થ માટે કોઈપણ દિવસે હોતું નથી. વડી બ્રહ્મનિષ્ટ પુરૂષો ઘણે ભાગે તીર્થ યાત્રાના નિમિત્તથી પોતેજ તીર્થોને પવિત્ર કરવાને માટે જ પ્રયત્ન કરે છે.

હે આત્મા! જ્ઞાની પુરૂષો આ સંપૂર્ણ જગતને આત્મ સ્વરૂપ માને છે, અને સર્વ ગુણ સંપન્ન હોય છે તથા જેઓની બ્રહ્માકાર

વૃત્તિઓ છે. તેવા જ્ઞાનીઓને પણ અજ્ઞાનિઓની માફક ક્રોધ પરાભવ કરી શકતો નથી. અજ્ઞાનિઓ જ્ઞાનીઓનું ભૂંડું કરે તો પણ જ્ઞાની પુરૂષો તેઓનો અનિષ્ટ કરતાં નથી ઉલટું તેઓનું હિત કરે છે. અને સમ્મુખ શ્રાપ આપવાને સમર્થ હોય છતાં તેવું વર્તન કરતા નથી પણ પોતે અજ્ઞાનીઓના દુષ્ટકર્મ તથા દુર્વચનોથી થતી ઉપાધિઓને સહુન કરવી એમાંજ સજ્જનતા છે એમ સમજવું.

હે વત્સ! અજ્ઞાનિઓ તો ભેદ બુધ્ધિવાળા હોય છે તથા તેઓની પ્રવૃત્તિ દુષ્ટ કર્મો તરફ હોય તેમાં આશ્ચર્ય નથી. દુષ્ટ અંતઃકરણ-વાળાઓ નિરંતર બીજાઓનું ઉદય જોઇને પોતાના હૃદયમાં સંતપ્ત થાય છે અને સામા મનુષ્યનું મર્મ ભેદી કરી અને દુષ્ટ વચનો દ્વારા તેઓને પીડા કરે છે. આવી રીતે અજ્ઞાનિઓનું આવું મુર્ખાઇ ભરેલું વર્તન જોઇ જ્ઞાનિઓ તો મનમાં એમજ ધારે છે કે દૈવની ઇચ્છા આવીજ હશે તેમાં એમનો શો અપરાધ છે? એમ માનીને કોમલ-તાથી તેઓના ઉપર કૃપા દ્રષ્ટિ રાખે છે. પરંતુ કોઈ કાળે પણ ક્રોધ કરતા નથી. માટે જ્ઞાની પુરૂષ દરેકને સદાએ વંદનીય હોય છે. કારણ કે; જેઓના મનમાં રાગદ્વેષ તથા માનાપમાન ઇત્યાદિક દ્વંદ્વોનું જેઓમાં નિરંતર અભાવ જોવામાં આવે છે.

હે આત્મા! જ્ઞાનીઓ જરાયુજ, સ્વેદજ, અંડજ, ઉદભિજ, સ્થાવર, તથા જંગમ, દેવતાઓ ઋષિઓ, પિતૃઓ, ભૂતગણ, ઇન્દ્રિ-ઓની સૃષ્ટિ, સ્વર્ગ, આકાશ, પૃથ્વી, ગંગાદિ નદીઓ, સપ્ત સાગર, નવદ્વીપ, ગ્રહ, ઉપગ્રહ, તથા નક્ષત્રો વિગેરેમાં પરમાત્મા સૂત્રાત્મક રૂપ વ્યાપી રહેલા છે. એમ માને છે તેને લીધે સર્વ પ્રાણિઓનાં વિષે આત્મભાવ રાખે છે. તથા પોતાના પ્રાણ કરતાં પણ અધિક

પ્રિય માને છે. અને સર્વના દુર્ગુણોનો ત્યાગ કરી સર્વના સદ્ગુણોને ગ્રહણ કરે છે. તથા બીજાઓના ગુણોને દેખે અને પોતાના વિષે દોષોને જુએ અને સ્વજાતિ, પંક્તિ, ધન, ધર્મ મોટાઇ, પ્રિય પરિવાર અને સુંદર ગ્રહોના સમુદાય કરતાં પણ પરમાત્માના ભકતજનોને પ્રિય લાગે અને દરેકમાં આત્મ દ્રષ્ટિ દયાયુકત ભાવ પ્રાણિ માત્રનું હિત કરવું પરોપકારમાં પ્રેમ સુદ્ધ અંતઃકરણ શાંત ગુણ સેવી અને દીનજનોનો ઉધ્ધાર કરવો આ જ્ઞાનિઓનો સર્વોત્ત સ્વભાવ છે.

હે બેટા! આ સંસારમાં ચાર પ્રકારના મનુષ્યો હોય છે. વૃક્ષ (૧) વૃક્ષોભય (૨) વ્યાઘ્ર (૩) વ્યાલ એટલે સર્પ (૪) હવે જ્ઞાનિ મનુષ્યો વૃક્ષ જેવા અચલ સ્વભાવવાળા હોય છે. તેની પુષ્ટિને માટે સાખી કહેવામાં આવશે. હે શિષ્ય! તેનું તું શ્રવણ કર.

સાખી:—

સરોવર તરૂવર સંતજન ચોથા વરસે મેહ
પરમાર્થ કે કારણે ને, ચારો એ ધરી એ દેહ

અર્થ:—

હે આત્મા! મેઘ ને મનુષ્યમાં કોઇ પણ જાતનો સ્વાર્થ હોતો નથી. છતાં પણ તે આઠ મહિના સુધી સૂર્યના કિરણોદ્વારા સમુદ્રમાં ખારો પાણી ખેંચીને તે ખારા જળને મીઠું બનાવી બાદ પરોપકારને અર્થે વર્ષે છે. તેમજ સરોવર (તળાવ) ને પણ મનુષ્યોમાં કોઇ પણ જાતિનો હિત સમાયલો નથી. છતાં પણ તે મનુષ્યના મળ મૂત્રાદિકોના કષ્ટોને વેઠીને પરોપકાર કરી મનુષ્યોને સ્વચ્છ કરે છે. તેમજ અહોહો! ધન્ય છે. આ તરૂવર એટલે વૃક્ષને કારણ પોતાના જીવ-

નમાં પરોપકારની સીમાએ પહોંચે છે. શિયાળામાં ઠંડીને સહન કરી ઉનાળામાં તાપ ઝીલી વર્ષાદમાં જળ ધારાઓને સહન કરી તથા કાપવાના વિગેરેના કષ્ટોને વેઠીને પ્રાણિઓ ઉપર પરોપકાર કરે છે. આ વૃક્ષોના પાંદડાં, ફૂલો, ફળો, શીતલ છાયા, મૂળીઆ, છાલ, લાકડા, સુગંધ ગુંદર, ઠડીઆ તથા અંકુરો ઇત્યાદિકોથી મનુષ્યોની કામનાઓ પૂર્ણ કરે છે. તેમ જ્ઞાનિએ પણ પોતે તપ, જપ, વૃત, અને યોગસાધના કરીને માન તથા અપમાન નિંદા અને સ્તુતિ તથા ઘરે ઘરે ભિક્ષાદિકના કષ્ટો વેઠીને આ સંસારમાં તન, મન, પ્રાણ, બુધ્ધિ તથા વાણીથી, પરોપકાર કરીને સંપૂર્ણ પ્રાણિઓનો સદાએ કલ્યાણ કરે છે. એટલેજ જ્ઞાની પુરૂષો વૃક્ષ જેવા હોય છે. હવે વૃક્ષોભય એટલે કેટલાક મનુષ્યો પોતાનું તથા પારકાનું ભલું થાય એવી રીતે વર્તન કરે છે. અર્થાત્ તેઓનું સંબંધ સ્વાર્થ અને પરમાર્થની સાથેજ હોવાથી તેઓના વર્તનથી વૃક્ષોભય આવી રીતે કહેવાય છે. હવે વ્યાઘ્ર (વાઘ) એટલે કેટલાએક મનુષ્યો સ્વાર્થ સાધનમાં અત્યંત કુશલ હોય છે. પોતાના સ્વાર્થની ખાતર બીજાઓનું અહિત કરી નાખે છે તે વ્યાઘ્ર એટલે વાઘ જેવા કહેવાય. જેમ આ ક્રૂર પ્રાણિ પોતાનો પેટ ભરવાને માટે બીજા પ્રાણિઓનો વિનાશ કરે છે માટે સ્વાર્થી પુરૂષોને અત્રે વાઘની ઉપમા આપી છે. વ્યાલ એટલે કે (સર્પ) તેના જેવા અજ્ઞાનિ મનુષ્યો પોતાનો સ્વાર્થ નહિ છતાં પણ બીજાઓના પ્રાણ હરી લે છે. આવા સર્પવૃત્તિવાળા મનુષ્યોને સર્પ કહેવામાં કોઇ પણ જાતનો સંકોચ નથીજ જેમ સર્પને દૂધ પાઇને ઉછેરનારનું પ્રથમજ ભુડું કરે છે. તેમ મંદ બુધ્ધિવાળા પુરૂષો ઉપકાર ઉપર અપકાર કરે છે અને તેઓ કપટી હૃદયના હોય છે. માટે સર્પની માફક તેઓથી હંમેશાં દૂર રહેવું આ સત્પુરૂષોનો સદુપદેશ છે. અને ઉપરોકત વિષયને લગતો એક દોહરો કહીશું.

દોહરો:—

મન મેલા તન ઉજળા બગલા કપટી રંગ
તાતે કૌઆ ભલા તન મન એક જ રંગ

અર્થ:—

હે પવિત્રાત્મા ! અજ્ઞાનિઓનો મન સદાએ મેલું હોય છે. અને કપટ વૃતિઓદ્વારા બહાર બગલા જેવું રંગ દેખાડે છે. આવા કપટીઓનો ભૂલથી પણ સંગ કરવો યોગ્ય નથી. સૂર્ય જેમ રાહુની ખરાબ સંગતથી એક દિવસ અંધકારથી તેને આચ્છાદિત થવું પડે છે આવી રીતે ચંદ્રમાને પણ રાહુનાં દોષથી ! ગ્રસીત થવું પડે છે. સુંઠ આદિ સુંદર ઔષધીઓ જલ તથા પવન ઇત્યાદિકોને પણ બીજી દુર્ગંધ આદિ વસ્તુઓથી દુષિત થવું પડે છે. માટે દુર્જનોનો સંગ સર્વથી ત્યાગ કરવો ઘટે છે. માટે કોઇ કાળે પણ ખરાબ સોબતમાં પડવું નહિ. શ્રેષ્ટ પુરૂષોના સંગથી મનુષ્યમાં સદ્દગુણો આવે છે. આ વાત અનુભવથી સિદ્ધ જણાય છે. અને અજ્ઞાનિઓના સંગથી મહાન સંકટ વેઠવું પડે છે. આ વાર્તા સમજુ માણસો સારી રીતે જાણવા પામ્યા છે. કારણ કે; અજ્ઞાનિઓ પોતાના હ્રદયમાં અત્યંત તપ્યા કરે છે. તથા પારકી સંપત્તિને જોઇને સર્વદા તેઓનું મન દુ:ખી રહે છે. તથા ગમે ત્યાંથી પણ જો કોઇની નિંદા સાંભળે તેથી આનંદ પામે છે. જેમ કોઇક પુરૂષને અનાયાસે જો પૃથ્વીનો રાજય મળે અને તેને જેટલી પ્રસન્નતા થાય આવીજ સ્થિતિ દુર્જનોની પારકી નિંદામાં અનુભવાય છે. અને છળ, કપટ, કુટીલ હ્રદય, કામ ક્રોધ, મદ, લોભ, નિર્દયતા ઇર્ષા, પરધનમાં પ્રીતિ રાખનારા હ્રદયની અંદર પાપ યુકત વાસનાઓવાળા જુઠું બોલનારા સર્વની સાથે વૈર માતા પિતા તથા બ્રાહ્મણો, મહાત્માઓ તથા ગુરૂની સર્વદા નિંદા

કરે છે. પોતાને કશો સ્વાર્થ નહિ છતાં પણ તેઓનું નિરંતર અહિત કરીને પીડા આપે છે. સત્સંગથી તથા પરમાત્માના સ્મરણથી તો દૂરજ ભાગે છે. ધર્મ ઉપર શ્રદ્ધા નહિ છતાં પણ અહંકારને લીધે "હું ધર્મી છું આમ બાહ્યાડંબરથી જણાવે છે" અને કોઇનુ પણ શ્રેય સાંભળીને પોતે હૃદયમાં દુ:ખી થાય છે. કે આવા કપટી મનુષ્યોને જોઇ મૂઢ પુરૂષો ભુલે છે એમ નથી. પરંતુ ડાહ્યા પુરૂષો પણ આવાનામોહ પાસમાં પડે છે. માટે હે બેટા ! નીતિ કુશલ પુરૂષો કહે છે કે બેલ ગાડીથી ચાર હાણ છેટું રહેવું; શ્વાન (કુતરાથી) દશ હાથ છેટું રહેવું અને ઘોડાથી સો હાથ દુર રહેવું તથા મંદોન્મત હાથીથી હજાર હાથ દૂર ઉભા રહેવું પરંતુ દુર્જન મનુષ્યથી તો દેશાન્તર સુધી દૂર રહેવું આમ તેઓ જણાવે છે. આવા પુરૂષો સત્યયુગ ત્રેતાયુગ, તથા દ્વાપરમાં કોઇક સ્થળે જોવામાં આવતા હતા. પરંતુ ઘોર કલીકાળમાં તો આવા દુર્જનો કેટલાક જોવામાં આવે છે. હે આત્મા ! ભદ્ર મનુષ્યો ભલાઇથી પ્રખ્યાતિ પામે છે. અને અધમ પુરૂષો નીચતાથીજ પ્રસિદ્ધતા મેળવે છે. અજ્ઞાનીઓના દુર્જનોના તથા પાપોનું પારજ નથી તેમ જ્ઞાનીઓના પુણ્યનું તથા સદ્ગુણોની સીમા નથી. જ્ઞાનીઓના ગુણોનો મહિમા વેદાદિ પ્રસિદ્ધ શાસ્ત્રો તથા ઇતિહાસ પુરાણ વિગેરે મુકત કંઠે ગાય છે. અને હે આત્મા ! અજ્ઞાનીઓ પોતાના દુષ્ટ કૃત્યોથી છેવટે પતંગીઆની પેઠે અંતે નાશ પામે છે. કારણ કે જે મનુષ્ય, દેવ, વેદ, ગાય, બ્રાહ્મણ સાધુજન, સંત પુરૂષ, ગુરૂ, તથા વડિલોની તથા પરમાત્માની નિંદા કરે છે. તેઓને દોષ દ્રષ્ટિ જુએ છે આવા અધમ નરો તરતજ નાશ પામે છે. માટે હે શિષ્ય ! નિરંતર ધર્મનો વિજય છે. અને પરદ્રોહ કરનારા ખલ પુરૂષો પોતાના દુષ્ટ આચરણોથી માર્યા જાય છે. તથા જ્ઞાની મનુષ્યો પોતાના સુંદર સ્વભાવને લીધેજ ભયમાંથી મુકત થાય છે. કારણ કે આત્મજ્ઞાનિ

પુરૂષો વિષે આવી દયાળુતા તથા જીતેન્દ્રિયપણું હોય એમાં કોઇ પ્રકારનું આશ્ચર્ય નથી. એમજ અજ્ઞાનીજનો વિના કારણે અપરાધ કરે એ એમનો સ્વભાવજ હોય છે. પરમાત્માની ભક્તિ કરનારા પુરૂષો દેવલોકનો પણ ઉલ્લંઘન કરી કોઇ પણ પ્રકારના વિષયોમાં મોહને ન રાખી પરમાત્માના સર્વોત્તમ સ્થાનમાં ચાલ્યા જાય છે અને કદાચ દેવતાઓ તેઓને ઘણી જાતના વિઘ્નો કરે છે. કારણ કે સ્વર્ગાદિકના સુખો મેળવવા માટે સકામી પુરૂષો યજ્ઞોદ્વારા દેવતાઓને બલી આપે છે. પણ આને લીધે તેઓને કાર્યમાં પુર્વોક્ત દેવો કોઇ પણ જાતના વિઘ્નો કરતા નથી. અને નિષ્કામ પરાયણ પુરૂષો પરલોક સંબંધી સુખોને પણ દુઃખરૂપ માને છે. આથી સ્વાર્થ પરાયણ દેવો પરમાત્માના ભક્તોને અનેક પ્રકારની બાધાઓ કરે છે. છતાં! પણ ઇશ્વર તેઓની રક્ષા કરે છે. તેથીજ ભક્તજનો અનેક અંતરાયોનાં મસ્તક ઉપર પગ મુકી ઇશ્વરીય ધામમાં જઇને વસે છે. આમાં ક્ષુધા, તૃષા, ટાઢ, તડકો, વર્ષાદિ, પવન, જીભ્હાનો રસ, વિષયનો સમૂહ, ક્રોધ, ઇત્યાદિકોને જે વશ થાય છે તે અર્થાત સમુદ્રને તરીને ગાયની ખરી જેવડા ખાબોચીઆમાં ડુબી જાય છે અને આ પુરૂષો ક્રોધથી શ્રાપ આદિ આપીને પણ પોતાના ઉત્તમ તપનો વૃથા નાશ કરે છે. માટે ક્રોધાદિકને વશ થવું નહિ. હે બેટા! જેને પોતાના કલ્યાણની ઇચ્છા હોય એવા વિદ્વાન પુરૂષે વિશ્વામિત્રની માફક નહિ કરતાં જ્ઞાની પુરૂષો જેના ચરિત્રને આદર્શરૂપેમાને આવું હંમેશા વર્તન કરવું. હે આત્મા! માયાથી રચેલા આ ગુણો અનેકરૂપે જણાય છે. અને તેઓમાં દોષો પણ અનેક છે. જેઓનું કથન કરતાં પણ પાર આવે નહિ. માટે ગુણ તથા દોષમાં સમદ્રષ્ટિ રાખવી કોઇ કાળે પણ દોષ દ્રષ્ટિ રાખવી નહિ. કારણ કે આનાથીજ ભેદ બુદ્ધિ સિદ્ધ થાય છે.

હે બેટા! હું આખા જગતનું કલ્યાણ થાય એવું ઇચ્છુ છું ખલ

લોકો પોતાની ખલતાનો ત્યાગ કરી શુદ્ધ બુદ્ધિવાળા થાય અને સર્વ પ્રાણિઓમાં સદ્‌ગુણોને જુઓ તથા પોતાની સદ્‌બુદ્ધિથી એક બીજાના કલ્યાણને ઇચ્છો અને તેથી સર્વેનું મન શાન્તિ વિગેરે સદ્‌ગુણોને સેવો તથા દરેકની બુધ્ધિ નિષ્કામ થાઓ તથા ઇન્દ્રિઓને જીતી અને પરમાત્માને વિષે પ્રવેશ કરો હે પવિત્રાત્મા ! ગુરૂ દત્તાત્રય જેવાઓએ પણ સર્વમાંથી ગુણો ગ્રહણ કરીને અનેકને પોતાના ગુરૂઓ કર્યા છે.

તે ગુરૂઓના નામો તથા તેઓમાંથી શું શું સાર ગ્રહણ કર્યાં છે સાંભળ. (૧) પૃથ્વી, (૨) વાયુ, (૩) આકાશ, (૪) જલ (૫) અગ્નિ (૬) ચંદ્ર (૭) સૂર્ય (૮) હોલો (૯) અજગર (૧૦) સમુદ્ર (૧૧) પતંગીઓ, (૧૨) મધમાખી (૧૩) હાથી (૧૪) મધ મેળવનાર પરાધી (૧૫) હરણ (૧૬) માછલું (૧૭) પિંગલા નામની વેશ્યા (૧૮) ટીટોળી પક્ષી (૧૯) બાળક (૨૦) કન્યા (૨૧) બાણ ઘડનાર (૨૨) સર્પ (૨૩) કરોડીઓ (૨૪) ભમરો ઉપરોક્ત ચોવીસ પ્રકારના ગુરૂઓમાંથી દત્તાત્રયે ગુણોનો સાર ગ્રહણ કરેલ છે. હે આત્મા ! જેને પાસે જે જે ગુણો લીધાં છે તે તે રીતે હું તને કહું છું તે તું સાંભળ. પ્રથમ પૃથ્વીને દરેક પ્રકારના જીવો પગો વતીએ દબાવે છે છતાં પણ પૃથ્વી જરા પણ ચલાયમાન થતી નથી તેમજ પરમાત્માને વશ રહેલાં પ્રાણિઓને દુઃખો પડતાં પણ અંશ માત્ર નીતિથી ચલાયમાન થતાં નથી. કારણ કે; પરમાત્માને આધીન છે એમ ધીર પુરૂષોએ જાણવું અને પોતાની કાર્ય પધ્ધતિથી ખસવું નહિ. તે ગુણ પૃથ્વીમાંથી લીધેલું છે. અને બીજો ગુણ વાયુ પાસેથી લીધેલ છે તે સાંભળ. જેમ વાયુ બે પ્રકારનો છે. એક મહાવાયુ અને બીજો પ્રાણવાયુ તેમાં પણ વાયુ જેમ કેવળ આહાર મળવાથી સંતોષ પામે છે. પરંતુ રૂપ રસ વિગેરે ઇન્દ્રિઓના વિષ-

યોની ઇચ્છા રાખતો નથી તેમજ જ્ઞાનીઓએ પણ કેવળ અહારના લાભથી સંતોષ રાખવો. પરંતુ તેમાં સારા કે નરશા આહારની અથવા તો બીજા વિષયોની ઈચ્છા રાખવી નહિ. કારણ કે; વિષયોની ઇચ્છાથી વાણી તથા મન વિક્ષેપને પામે છે તે પ્રાણ વાયુ પાસેથી ગુણ લીધેલું છે. બીજો બહારનો વાયુ જેમ વનમાં હોય ત્યારે પ્રસન્ન થતો નથી અને અગ્નિમાં હોય ત્યારે ખિન્ન થતો નથી તેમ ગુણ રહિત પદાર્થોમાં એટલે ટાઢ તડકો વિગેરે અનેક ધર્મવાળા વિષયોમાં અનુકુલ વિષયો મલે ત્યારે પ્રસન્ન થવું નહિ. અને પ્રતિકુલ વસ્તુ પર ખિન્ન થવું નહિ તે બહારના વાયુ પાસેથી ગુણ લીધેલું છે ત્રીજો આકાશ જેમ સર્વત્ર વ્યાપક છે છતાં પણ તેને કોઇ વસ્તુઓનો સંગ નથી તેમ જ્ઞાનિઓએ પણ આ સંસારમાં નિર્દોષ રહેવું આ આકાશમાંથી ગુણ લીધેલું છે. ચોથું ગુણ જળ જેમ મનુષ્યને પવિત્ર થવાનું એક તીર્થ રૂપે છે. તેમ જ્ઞાની મનુષ્યો અજ્ઞાનિઓને જ્ઞાન આપીને પવિત્ર કરવા જોઇએ તે ગુણ જળમાંથી મેળવેલું છે. પાંચમો ગુરૂ અગ્નિ જેમ તેજસ્વી અને પોતાના પ્રતાપથી પ્રકાશમાન છે તેમ જ્ઞાનીઓએ તેજસ્વી તથા તપથી પ્રકાશમાન રહેવું આ ગુણ અગ્નિ પાસેથી પ્રાપ્ત થયેલું છે. છઠ્ઠો ગુરૂ ચંદ્રમાં જેમ શુકલ પક્ષમાં વધે છે અને કૃષ્ણ પક્ષમાં ઘટે છે. વિગેરે ચંદ્રમાંની કળાઓમાં વધઘટ થયા કરે છે પરંતુ તેમ ચંદ્રમાને થતું નથી. આમ જન્મથી મરણ સુધીના છ વિકારો પણ દેહને થાય છે. અને આત્મામાં થતાં નથી એમ જ્ઞાની પુરૂષોએ જાણવું. ઉપરોક્ત ગુણ ચંદ્રમાંથી લીધેલ છે સાતમો ગુરૂ સૂર્ય જેમ આઠ મહિના સુધી પોતાના કિરણોદ્વારા પૃથ્વિમાં જલ શોષણ કરી લે છે અને વર્ષા ઋતુમાં પાછું તે પાણિ કિરણોદ્વારા વર્ષાવે છે પરંતુ તેમાં ગ્રહણ કરવાનું અથવા તો ત્યાગ કરવાનો અભીમાન આકાશ સ્થિત સૂર્ય

રાખતો નથી તેમ જ્ઞાનિઓએ પણ ઇન્દ્રિઓને ઉપયોગી વસ્તુઓ સ્વીકારવી અને કોઇ યાચક યાચના કરવા માટે આવે ત્યારે તે પદાર્થો તેને આપી દેવા પરંતુ તે પદાર્થ ઉપર મમતા રાખવી નહિ તથા આ પદાર્થ મને પ્રાપ્ત થયો અને આ આપી દીધું એવો અભિમાન કદાપિ કરવું નહિ. તે ગુણ સૂર્યમાંથી લીધેલ છે. આઠમો ગુરૂ કપોત (હોલો) કોઈ એક હોલો વનમાં ઝાડ ઉપર માળો બનાવીને રહેતો હતો તેમાં તે પોતાની સ્ત્રી હોલીની સાથે સ્નેહથી સર્વ કાળ પ્રેમ યુકત ભાવનાથી સાથે ક્રીડા કરતાં તે હોલીને ગર્ભ રહયો. તથા સંતાન ઉત્પન્ન થવાનો જ્યારે સમય થયો ત્યારે તે હોલીએ પોતાના સન્મુખ ઈંડાં મૂકયાં તે બચ્ચાઓ પર વહાલપ ધરાવનારૂં જોડલું પ્રસન્ન ચિત્ત થઇને તેઓનું પોષણ કરવામાં તત્પર રહ્યું. તથા બન્ને સ્ત્રી તથાપૂરૂષનું હૃદય સ્નેહથી અન્યોન્ય એવી રીતે બંધાઇ ગયું હતું કે તેઓ પરમાત્માની માયા વડે મોહ પામી પોતાના બચ્ચાઓનું યોગ્ય રીતે પોષણ કરતાં હતાં. એક દિવસે તેઓ બન્ને સાથેજ ચારો લેવા માટે વનમાં ગયા હતા તેટલામાં કોઇ એક પરાધી તેજ સ્થળે ફરતો ફરતો બચ્ચાઓ પાસે આવ્યો અને પોતાની જાલ ફેલાવી તેમાં તેઓને સપડાવ્યા એટલામાં હોલો હોલી ચારો લઇને પાછા આવ્યા, પણ હોલી પોતાના બચ્ચાંઓને જાળમાં સપડાયલા જોઇને ચીચીઆરી કરતી તેજ બચ્ચાઓ તરફ દોડી ને પોતાના સંતાનોને બંધાયલાં જોયાં છતાં પણ પોતાના દેહનું ભાન ભૂલી જઇ ઉપરોક્ત જાળમાં તે બંધાઇ ગઇ. પ્રાણ કરતાં પણ વિશેષ વ્હાલાં બચ્ચાંઓને તથા પોતાની યોગ્ય એવી સ્ત્રીને જાળમાં બંધાયેલી જોઇને તદન રાંક બુદ્ધિવાળો હોલો બહુજ વિલાપ કરવા લાગ્યો. અરેરે! હજી મારી તૃષ્ણાઓ પણ તૃપ્ત થઈ નથી આ પ્રમાણે વિલાપ કરતો તે મૂર્ખ હોલો ઉપર કહેવા પ્રમાણે બચ્ચા-

ઓને અને હોલીને જાળમાં ફસાએલા તથા કાળના મુખમાં ગ્રાસ રૂપ થઇ પડેલાં અને તડફડતાં જોઇ રહયો છે છતાં પણ પોતે તે જાળમાં ફસાઇ પડયો તેમજ મનુષ્યો સુખ દુઃખાદિ દ્વંદ્વ પદાર્થોમાં આશક્ત થઇને રાંક બુદ્ધિથી કુટુંબીજનોનો પોષણ કરે છે તે મનુષ્યો આ હોલાની પેઠે પોતાના પરિવાર સાથે દુઃખી થાય છે. આ ગુણ હોલામાંથી લીધેલું છે નવમો ગુરૂ અજગર જેમ ઉદ્યમ વિના પ્રારબ્ધ કર્મના વશથી પોતાની મેળે સારૂં કે નરશું જે મળે તેના ઉપર આજીવિકા કરે છે. તેમ જ્ઞાનીઓએ પ્રારબ્ધ ઉપર આધાર રાખવો. આ અજગરથી ગુણ પ્રાપ્ત થાય છે. દશમો સમુદ્ર જેમ સ્થિર મહાસાગર ઉપરથી પ્રસન્ન દેખાય છે. તથા અંદરથી ગંભીર હોય છે. તેમ જ્ઞાનીઓએ પણ ઉપરથી પ્રસન્ન રહેવું અને ગંભીરતા જાળવવી તે ગુણ દત્તાત્રયે મુનીએ સમુદ્રમાંથી લીધેલું છે. અગીયારમો પતંગીઓ જેમ અગ્નિનું રૂપ જોઇને તેના ઉપર લોભાઇને તેમાં પડે છે. તે કારણથી પતંગીયાની કેવી પરિસ્થિતિ થાય છે. માટે જ્ઞાનીઓએ પતંગીયાની પેઠે પરમાત્માની માયાથી ઇન્દ્રિયોને આધીનતા સ્વીકારવી નહિ કારણ ઉત્તમ પુરૂષો માયા રચિત પદાર્થો ઉપર મમતા રાખતા નથી. આ ગુણ પતંગીયામાંથી લીધેલું છે. બારમો ભમરો જેમ પુષ્પોની સુગંધિના લોભથી એકજ કમળમાં નિવાસ કરે છે. તો સાયંકાલે સૂર્યાસ્તની સાથે જ્યારે કમળ બીડાઇ જાય છે. ત્યારે તેમાં કેદી થઇને બંધનમાં આવે છે. તેમ જ્ઞાનીઓ પણ ઉત્તમ પદાર્થોના લોભથી એકજ ગૃહસ્થના ઘરનો આશ્રય કરે છે તો તેના ઉપર મોહ પામીને બંધાઇ જાય છે અને ભમરો જેમ સર્વ પ્રકારના પુષ્પોમાંથી સુગંધિરૂપ સારને ગ્રહણ કરે છે તેમ વિદ્વા-નોએ પણ સર્વ શાસ્ત્રોમાંથી સાર લેવો જોઇએ આ ગુણ ભમ-રામાંથી લીધેલ છે. તેરમો ગુરૂ હાથી જેમ પોતાને પકડનારાઓ

લાકડાની હાથણુ બનાવી સન્મુખ ઉભી રાખે છે. તેને મળવાના લોભથી તેની સમીપ જાય છે. એટલામાંજ ઉપરથી નહિ દેખાતો જે ધૂળ વિગેરેથી ઢંકાયલો ખાડો તેમાં પડી પરવશ થઇ જાય છે અર્થાત્ બધાઇ જાય છે. માટે જ્ઞાની પુરૂષોએ લાકડાના પુતડીનો પણુ કોઇ કાળે પણુ સ્પર્શ કરવો નહિ. આ ગુણુ હાથીમાંથી લીધેલ છે. ચૌદમો પરાધી જેમ મધમાખીઓએ ઘણા દુઃખથી એકઠું કરી રાખેલું મધ જેવી રીતે પરાધી ભોગવે છે. તે પ્રમાણે લોભીઆએ ઘણા કષ્ટો વેઠીને સંગ્રહ કરી રાખેલું ધન દાનમાં અથવા તો બીજા કોઇ પણુ ઉપભોગમાં ઉપયોગી થતું નથી પરંતુ તેન બીજો કોઇ મનુષ્ય ભોગવે છે માટે જ્ઞાની પુરૂષોએ કોઇ વસ્તુનો તથા દ્રવ્યાદિનો સંગ્રહ કરવો નહિ આ ગુણુ પરાધી પાસેથી લીધેલું છે. પંદરમો ગુરૂ હરણુ જેમ પરાધીના ગાયનથી મોહ પામીને બંધાઇ જાય છે. તેમ વિવેકી પુરૂષોએ કોઇ પણુ દિવસે વિષય સંબંધી સંગીત સાંભળવું નહિ. તે ગુણુ હરણુમાંથી લીધેલું છે. સોળમો ગુરૂ માછલો જેમ જીવ્હા રસના લોભથી મચ્છીમારના જાળનો આંકળો ગળી જાય છે તેથી તે વિંધાઇને મરણુ પામે છે. તેમ રસા સ્વાદમાં મોહિત થયલો દેહાભિમાનો મનુષ્યની જીવ્હા પણુ બહુજ દુઃખ દેનારી નિવડે છે. એવી રીતે જીવ્હાના સ્વાદથી મરણુ પામે છે. માટે જ્ઞાનીઓએ સ્વાદિષ્ટ આહારનો ત્યાગ કરી જટ ઇંદ્રિઓને વશ કરી શકે છે. કારણુ કે, બીજી ઇંદ્રિઓને પોતાને આધીન કરી હોય છતાં પણુ જ્યાં સુધી જીવ્હા ઇંદ્રિને જીતી ન હોય ત્યાં સુધી મનુષ્ય કદાપિ જીતેંદ્રિય કહેવાતો નથી. અને જો આ ઇંદ્રિ જીતાઇ ગઇ તો સર્વ ઇંદ્રિઓ વશ થઇ ગઇ એમ જાણુવું માટે જ્ઞાની પુરૂષોએ વિવિધ રસોની ઇચ્છાનો ત્યાગ કરી ઔષધિની પેઠે શરીર પોષણુની ખાતર અન્નનો આહાર કરવો આવું દત્તાત્રય

ગુરૂએ માછલામાંથી લીધું છે. સત્તરમી પિંગલા નામની એક વેશ્યા એક દિવસે પુરૂષને પોતાના રતિ મંદીરમાં લઇ જવા માટે સારી રીતે શણગાર ધારણ કરી સાંજના સમયે પોતાના ઘરના બારણાના બહારના ભાળમાં બેઠી તે ધનની ઇચ્છાવાળી વેશ્યા માર્ગમાં અનેક આવતા ધનવાન મનુષ્યોને જોઇને જાણુતી હતી કે, આ મનુષ્ય મને ધન આપશે. તથા મારી સાથે સુરત કરશે. આવેલા મનુષ્યો પાછા ગયા, વળી પેલી વેશ્યાએ વિચાર કરવા માંડયું કે, હવે બીજો કોઇ પણ ધનવાન પુરૂષ વિશેષ ધન આપનારો મારી પાસે આવશે આવી દુષ્ટ આશાથી વેશ્યાની નિંદ્રા ઉડી ગઇ, અને બહારના ભાગમાં બેસીને ઘડીકમાં અંદર આવતી અને ઘડીકમાં પાછી બહાર નિકળીને જોતી હતી. આ પ્રમાણે રાત્રીનો મધ્ય ભાગ વ્યતીત થઇ ગયો અને ધનની આશાએ રહેલું તેનું મન દીન થઇ ગયું મુખમાં શોષ પડવાથી તેને મહાખેદ થયો. અને કહેવા લાગી કેઃ-હવે આ દુષ્ટ માર્ગને ત્યાગ કરૂ એજ સારૂં છે. જે મનુષ્ય દુષ્ટ કર્મ કર્યા પછી સંતાપ થાય અને આશા રૂપી પાશાને કાપી નાંખવામાં વિચારરૂપી તલવારનો સદુપયોગ કરે જેમ વેશ્યા દુષ્ટ આશાને કાપી શાન્ત થઇ ને સુખેથી પોતાની શય્યા ઉપર સુઇ ગઇ તેમ જ્ઞાનીઓએ દરેક રીતે આશાથી રહિત રહેવું કારણ કે "આશા હિ પરમં દુઃખમ્ નિરાશા હિ પરં સુખમ્" અર્થાત્ આશા રાખવી એજ મોટું દુઃખ છે અને નિરાશાવૃત્તિ ધારણ કરવી એ સુખ છે. આ ગુણ વેશ્યા પાસેથી લીધેલ છે. અઢારમો ગુરૂ ટીટોડો (બાજ પક્ષિ) પોતાની ચાંચમાં માંસ પિંડને લઇને ઉડવા લાગ્યો એટલામાં બીજા પક્ષિઓ જેઓની પાસે માંસ ન હતું તેઓ તેને મારવા માટે તત્પર થયાં પરંતુ ઉપરોક્ત પ્રાણિએ માંસનું ત્યાગ કર્યું ત્યારે જાતે સુખી થયો હતો. માટે જ્ઞાનિઓએ ઉત્તમ તથા પ્રિય વસ્તુ હોય

તેઓનું સ્વીકાર કરવો એજ દુઃખદાયી નિવડે છે. આમ જાણીને પોતાના કુટુંબાદિકનો તથા સંપૂર્ણ ભોગ્ય પદાર્થોનો ત્યાગ કરવો. દત્તાત્રય બોલ્યાઃ કે આ ગુણ મેં ટીટોડા પક્ષી પાસે લીધેલો છે. ઓગણીસમો ગુરૂ બાળક કારણ કે છોકરાઓને માન કે અપમાનનું જ્ઞાન હોતું નથી. અને મોટા મનુષ્યોને જે ચિંતા થાય છે તેમ બાળક વર્ગ ચિંતા ગ્રસ્ત થતો નથી. તેમ જ્ઞાનીજનોને પણ માનાપમાન તથા કોઇ પ્રકારની હૃદયમાં ચિંતાને સ્થાન આપવું નહિ તથા સર્વદા પરમાનંદમાં નિમગ્ન રહેવું આ ગુણ નાના બાળક પાસેથી મેં લીધેલો છે. વીસમો ગુરૂ કન્યા કોઇ એક ગરીબ ગૃહસ્થની કુમારી કન્યા હતી. અને ઘરમાં કોઈ તે વખતે ન હતું એટલે તેનો પિતા કોઈક કામને લીધે બહાર ગયો હતો દૈવ સંજોગે એટલામાં તે કન્યાનો વેશવાલ કરવાને માટે કોઇક ગ્રહસ્થ તેના ઘરે પરોણા (અતિથિ) તરીકે આવ્યો એટલે પૂર્વોક્ત કન્યાએ તેની પરણાગત કરવાને માટે તત્પર થઇ. પરંતુ ઘરમાં અન્ય કોઇ વસ્તુ નહોતાં એકાતમાં શાળ ( ચોખા ) ખાંડવા તૈયાર થઇ તે વખતે તેના હાથમાં પહેરેલી ચુડીઓ બહુજ ખડખડાટ કરવા લાગી. તેના હાથમાં જે પૂર્વોક્ત ચુડીઓનો અવાજ સાંભળી તે ગ્રહસ્થ મારા પિતાની દરિદ્રતા ન પારખી જાય આમ વિચાર કરી બુદ્ધિમતી કન્યાએ પોતાના હાથમાં પહેરેલી ચુડીઓને ક્રમથી એક એક કરી ઉતારવા લાગી. પરંતુ છેવટે એકજ ચુડી બાકી રહેતાં અવાજ આવતો બંધ થઇને શાંતિ છવાઇ ગઇ. તેમ જ્ઞાની પુરૂષો ઘણાઓ સાથે રહેવાથી કલેશ થવાનો સંભવ હોઇ શકે તથા વાર્તાલાપ પણ કરવાની ઇચ્છા થાય આમ સ્વભાવિક છે માટે જ્ઞાનિઓએ કન્યાના કંગનની પેઠે એકલાજ એકાંત નિવાસ કરવો શ્રેષ્ટ છે. આ ગુણ મેં કન્યા પાસેથી લીધેલો છે. એકવીસમો ગુરૂ કોઇ એક બાણ ઘડનારો મનુષ્ય બાણ

ઉત્તમ લક્ષણવાળા મહાત્માઓને ગુરૂ કરવા આમ શાસ્ત્રો સૂચવે છે.

હે બેટા! મહાત્માઓ પારકા દુઃખોને સહન ન કરનારા હોય છે. સર્વ જીવો ઉપર સમદ્રષ્ટિ તથા કોઇનું પણ દ્રોહ ન કરનારા અર્થાત્ ક્ષમાવંત સત્ય વકતા ઈર્ષા રહિત સુખ દુઃખમાં એક રસ રહેનારા સર્વમાં આત્મભાવ તથા પરોપકારમાં પ્રેમ ધરાવનારાઓ હોય છે. તથા વિષયોથી અદૃઢ મનવાળા અને ઇન્દ્રિઓ ઉપર વિજય મેળવનારા કેવળ વિષય સુખને માટે મનને વશ ન થનારા પોતાના આહારને માટે પ્રયત્ન રહિત હોય છે. અને મિતાહારી શાંત સ્વધર્મ ઉપર શ્રધ્ધા રાખનારા સદ્‌બુધ્ધિવાળા નિરંતર આત્મ તત્ત્વનું મનન કરનારા તથા વિકાર રહિત હોય છે. બીજાઓને સન્માન આપનારા તથા સદુપદેશ કરવામાં કુશળ દુઃખ વખતે ધૈર્યની મૂર્તી ધારણ કરનારા ક્ષુધા, તૃષા, શોક, મોહ, જરા, વ્યાધિ અને મૃત્યુનો પણ જેઓને ભય નથી. તથા કોઇની સાથે વિશ્વાસ-ઘાત નહિ કરનારા દયાથી સર્વ કાર્યોમાં તત્પર એવા, છળ, કપટ, ડોળ, દંભ અને પ્રપંચથી દુર રહેવાળા શૂધ્ધ ચરિત્ર યુકત પરમાત્મા ઉપર પ્રેમ ભકિતરૂપ પુરૂષાર્થને કરનારા અને પોતાના દેહના ભરણું પોષણુ માટે કેવળ વ્યવહારમાં રહેનારા સંસારની માયા એટલે સગાં વહાંલાં તથા પુત્ર, ધન, ઘર વિગેરે ઉપર નિસ્પૃહતાવાળા એટલે પ્રીતિ રહિત તથા શીતોષ્ણાદિક દ્વંદ કથન કરવામાં મૌન ધારણ જેઓએ કર્યું છે એવા આત્મજ્ઞાન સંપન્ન કરવામાં કુશળ શરદૂ ઋતુના સમુદ્રની માફક ક્ષોભ રહિત, નિશ્ચય અને નિર્મળ મન છે જેઓનું અને પૂર્ણિમાના ચન્દ્રની કાંતીની સમાન જેઓની મુખ મુદ્રા છે. તથા વિવેક શીલ જેઓ હોય આવા, સત્ પુરૂષોને મહાત્મા જાણી ગુરૂ કરવા. કારણ કે જેઓમાં કદાચિત્ સંસારી વિષયો તરફ

લાલાશારૂપી દોષ હોય તો પછી શિષ્ય કયા ગુરૂને શરણે જાય હે પવિત્રાત્મા! જે પ્રમાણે જગતમાં મહાન પુરૂષો આચરણ કરે છે તે પ્રમાણે તેઓનો દાખલો લઇ બીજા પુરૂષો પણ તેવુંજ વર્તન કરે છે. તથા સત પુરૂષો જે વસ્તુને પ્રમાણ કોટીમાં મૂકે છે. તેથીજ ઇતર મનુષ્યો પણ તેનો સ્વીકાર કરે છે. માટે સત પુરૂષોને સર્વ ગુણોનો ભંડાર રહેવું જોઇએ કારણ કે મહારાજ ભર્તૃહરી પણ રાજસિંહાસન ત્યાગ કરતી વખતે જે ઉત્તમ શ્લોકનો ઉચ્ચારણ કર્યો હતો તે નીચે પ્રમાણે છે.

શ્લોક:—

**ધૈર્યં યસ્યપિતા ક્ષમા ચ જનની શાન્તિશ્ચિરં ગેહિની,**
**સત્યં સુનુરયંદયાચભગિની ભ્રાતા મન: સંયમ:.**
**શય્યા ભૂમિતલં દિશોપિ વસનં જ્ઞાનામૃતં ભોજનમ્**
**હ્યતે યસ્ય કુટુંબિનો વદ સખે? કસ્માદ્ ભયં યોગિન:**

અર્થ:—

જે સંત પુરૂષોએ ધીરજને પિતા માનેલો છે તથા ક્ષમારૂપી જેઓની જનની છે. શાન્તિ સ્વરૂપ જેઓએ પોતાની સ્રી તરીકે. માનેલી છે સત્યરૂપ સુનુ એટલે જેઓનો પુત્ર છે અને સર્વ ભૂતદયાને જેઓએ ભગિની એટલે બ્હેન માનેલી છે. સમાધિમાં સ્થિત રહેવું એવા સંસ્કારી મન જેઓનું ભ્રાતા એટલે ભાઇ છે. ભૂમિ જેઓની સુંદર શૈયા છે. તથા દિશારૂપી વસ્ર જેઓ એ ધારણ કરેલા છે તથા ભોજન જ્ઞાનામૃતનું કરી રહ્યા છે. માટે હે મિત્ર! આટ આટલાં જેઓના કુટુંબીઓ હોય આવા યોગીશ્વરોને ભલા કોનું ભય હોય! અર્થાત્ કોઈનું પણ નહિ. કારણ કે આવા પુરૂષો હંમેશા જગત

ઘડતો હતો તેનું ચિત્ત પોતાના કામમાં એવું ચોટી ગયું હતું કે તે સમયે તેની પાસેથી કોઇ એક રાજાની સ્વારી નાના પ્રકારના વાજીંત્રોનાં મધુર સંગીતથી ચાલી ગઇ હતી. પરંતુ પહેલા કારીગરનું લક્ષ રાજાની સ્વારી ઉપર ગયુંજ નહિ અને એકાગ્ર મનથી પોતાનું કાર્ય કરતો હતો. તેમજ જેનું મન બ્રહ્માકાર થઇ ગયું હોય તે જ્ઞાનીજન બહારના પદાર્થોને તેમજ મનમાં સુખ દુઃખાદિકોને પણ અનુભવતો નથી. આ ગુણ મેં બાણ ઘડનાર પાસેથી ગ્રહણ કર્યો છે. બાવીસમો ગુરૂ સર્પ જેમ તેની ગતિ ઉપરથી તે ઝેરી છે કે ઝેર વિનાનો છે એ જાણી શકાતું નથી. તથા ઉંદરની માફક વધુ બોલવાનો તેનો પ્રયાસ પણ જોવામાં આવતો નથી. આ સર્પનો દ્રષ્ટાંત લઇ જ્ઞાની પુરૂષો પોતાના ગુણનો વર્તન બીજાઓ જાણી શકે નહિ એવું રાખવું અને મિતભાષણ કરવું એટલે વધારે બોલવું નહિ. આ ગુણ મેં સર્પ પાસેથી લીધેલો છે. ત્રેવીસમો કરોડીઓ જેમ મુખદ્વારા પોતાના હૃદયમાંથી લાળને (તંતુ) બહાર કાઢીને તેનો વિસ્તાર કરે છે. તેમ પરમાત્મા પણ આ દ્રશ્યમાન વિશ્વને પોતાના વિરાટ દેહથી ઉત્પન્ન કરે છે. અને પ્રલય કાળમાં પોતાને વિષે લય કરે છે. આવું જાણીને વિવેકી પુરૂષો આ સંસારમાં હર્ષ કે શોક કરતા નથી. આ ગુણ કરોડીઆ પાસેથી લીધેલો છે. ચોવીસમો ગુરૂ કીડાને જેમ ભમરી પકડીને પોતાના સ્થાનમાં પૂરી રાખે છે તે કીડો ભમરીના ભયથી ત્રાસ પામી હંમેશાં તેણીનું ધ્યાન કરતાં કરતાં ભમરના સ્વરૂપને પામે છે. તેમ મનુષ્ય પણ બુધ્ધિપૂર્વક તથા સ્નેહ અથવા દ્વેષભાવથી અને ભયથી જે જે વસ્તુઓમાં પોતાના મનને એકાગ્ર કરે છે. તે તે વસ્તુમય થઇ જાય છે. કીડો જ્યારે ભમરીનો ધ્યાન કરવાથી પૂર્વોકત પોતાનાં દેહનો ત્યાગ કરી ભમર જાતિનો બની જાય છે. તો પછી વિવેકી પુરૂષો પણ પરમાત્માનો ધ્યાન કરે

તો પરમાત્માના સ્વરૂપમાં લય પામે આમાં કોઇ પણ પ્રકારના આશ્ચર્યનું સ્થાન રહેતું નથી.

હે પવિત્રાત્મા ! આવી રીતે ઉપર જણાવેલા ચોવીસ ગુરૂઓમાંથી દત્તાત્રયે ગુણો લીધેલાં છે. આ કથાના સદુપદેશથી સમજણ લેવાની છે કારણ કે સર્વ પ્રાણિઓમાંથી સદ્ગુણોને ગ્રહણ કરવા. તથા તેઓમાં રહેલા દુર્ગૂણોને સર્વથા ત્યાગ કરવા. કારણ કે સદ્ગુણોથીજ નરમાંથી નારાયણ થવાય છે.

શિષ્ય બોલ્યો:–હે યોગેશ્વર તમો સાક્ષાત્ ઇશ્વરની મૂર્તી છો. અને પરમાનંદને પ્રકાશનારા પણ આપ છો આપ જેવા ગુરૂદેવને હું વારંવાર નમન કરૂં છું. હે પ્રભો ! જેમ તાવના (જવર) રોગથી પીડા પામેલા મનુષ્યને શુધ્ધ ઔષધી જેમ અમૃતરૂપ છે તથા ઉના-ળાના પ્રખર તાપથી તપ્ત થયેલા મનુષ્યોને જેમ સુંદર શિતળ જળ અમૃત સમાન છે હે ગુરો ! મેં આ તુચ્છ દેહના અભિમાનથી તથા ઇન્દ્રિઓના વિષય સુખથી આ અસાર સંસારના નાશવંત સુખમાં દુરાગ્રહ કરી રહયો છું ને આ દુરાગ્રહ દૂર કરવા માટે આપ એવા મહા પુરૂષોના શરણે હું આવ્યો છું. પ્રભો ! આપ કહો છો કે સંત પુરૂષોની સેવા કરવી પણ કાસાય વસ્ત્રો (ભગવા) ને ધારણ કરનારા ઘણા મહાત્માઓ ફરે છે તેમાં કેવા લક્ષણવાળા સંત પુરૂષને ગુરૂ કરવા ? અને શિષ્યે કેવી રીતે ગુરૂની સેવા કરવી કે જેથી ગુરૂદેવ પ્રસન્ન રહે અને હે પ્રભો ! ગુરૂ પણ પોતાના પ્રિય શિષ્ય પ્રત્યે કેવી કૃપા દ્રષ્ટિ વર્ષાવે છે તે આપ કૃપા કરીને મને કહો. "હું આપને શરણે આવ્યો છું." ગુરૂ દેવે ઉપરોક્ત શિષ્યની ધર્મમાં તથા મોક્ષમાં પ્રીતિ જાણીને શીષ્યને ધન્યવાદ આપ્યું અને બોલ્યા હે શુદ્ધાત્મા ! પ્રથમ હું તને મહાત્માઓના લક્ષણ કહું છું તે સાંભળ કારણ કે

વંદ્ય હોય છે. આમ જાણવું.

માટે હે વત્સ! આવા ગુણ વાળા સંત માહાત્માઓની પરીક્ષા કરીને ત્યાર બાદ ગુરૂ કરવા કદાચિત્ આવા ગુણવાળા મહાત્માઓને કેમ સોધવા જો તારા હૃદયમાં આવી શંકા ઉદ્ભવે તો આના ઉપર હું તને ઉપદેશ યુક્ત સદ્ગુરૂની વૃત્તિનો દ્રષ્ટાંત જણાવીશ તે તું શ્રવણ કર.

કોઇ એક બાઈ હતી તેમને સદ્ગુરૂ કરવા હતા પરંતુ તે બાઇને શાસ્રીય નિયમોની ખબર હતી, કે ગુરૂને ગાજર મૂળા સમાન જાણવા નહિ. પરંતુ પરમાત્મા સ્વરૂપ જાણીને સેવા કરવી. એટલે તેમણે મનમાં વિચાર કર્યો કે મારે યોગ્ય પરીક્ષા કરીને ગુરૂ કરવા એમ મનમાં ધારીને પોતાના પુત્રને કહ્યું કેઃ–કોઇ મરેલા મહાત્માને તું લઇ આવ આ પ્રશ્નનો ઉકેલ તે બાળક ન કરી શકયો. એટલે તે આખા ગામમાં પૂછપરછ કરવા લાગ્યો કે, મરેલા મહાત્મા છે કે? ફરી ફરી એમ પૂછતાં પૂછતાં આખો ગામ ફર્યો છતાં પણ તેને કોઇ મરેલા મહાત્મા મલ્યા નહિ. તેથીજ તે પાછો ઘરે આવ્યો તેણે માતુશ્રીને કહ્યું કે કોઇ મરેલા મહાત્મા મળતા નથી. વળી બીજે દિવસે ઉપરોકત બાઇએ પોતાના પુત્રને બીજે ગામ મોકલ્યો તો પણ તેને બીજા ગામમાં પણ મરેલા મહાત્મા મલ્યા નહિ. એટલે તે બાઇનો પુત્ર છેવટે કંટાળીને પોતાની માતુશ્રીને કહેવા લાગ્યો કે તમો મને ફોકટ ફરાવો છો. પરંતુ મરેલા મહાત્મા કયાં પણ મલતા નથી. એટલે ત્રીજે દિવસે તે બાઇએ ફરીથી પોતાના પુત્રને નૈમિષારણ્યમાં મોકલ્યો ઉપરોક્ત અરણ્યમાં અઠયાસી હજાર મહાત્માઓ ત્યાં તપશ્ચર્યા કરતા હતા તે બાઇનો પુત્ર સઘળા મહાત્માઓને વંદન કરીને પ્રશ્ન પૂછે કેઃ આપ મરેલા મહાત્મા છો કે આમ ફરી ફરીને દરેક મહાત્માઓને પૂછયું

તેઓમાંથી એક મહાત્મા નિકળ્યા. તેમને પૂછવાથી જણાવ્યું કે ગુરૂની કૃપા છે. એટલે તે બાઇનો પુત્ર કહેવા લાગ્યો કેઃ—

હે મહાત્માજી! ત્યારે આપ મારા ઘરે પધારો માતુશ્રી આપને બોલાવે છે. એટલે તે મહાત્માજી કે જેઓનું પરેચ્છાએ પ્રારબ્ધ કર્મ હતું તેથી તેઓ તે બાળકની સાથે ગયા. પુત્ર પોતાની માતુશ્રીને કહેવા લાગ્યો કે હે જનની! તમારા કહેવા પ્રમાણે હું મરેલા મહાત્માને લઇ આવેલો છું. એટલે તે બાઇ તરત ઉઠીને તે મહાત્માજી જ્યાં બહાર ઉભા હતા તેમને નેતરની સોટી લઇને ખૂબજ માર મારવા માંડયું એટલે તે મહાત્માજી તો હરિઃૐ આમ બોલી પરમાત્માના ધ્યાનમાં વૃતિ જોડી દીધી. અને એક કલાક પછી પાછા જાગૃત થયા. એટલે તે બાઇ સારાં ઉત્તમ પદાર્થો ભોજન કરાવવા માટે લઇ આવી અને મહાત્માજીને હાથ જોડીને વિનંતિ કરવા લાગી કે હે મહારાજ! આપ કૃપા કરીને ભોજન આરોગો. એટલે મહાત્માજી તો હરિઃૐ કહીને વળી પાછા સમાધીમાં ધ્યાન મગ્ન થઇ ગયાં. અર્થાત પરમાત્મામાં પોતાનું મન જોડી દીધું. વળી એક કલાક બાદ જાગૃત થયાં એટલે તે બાઇએ દિશાઓરૂપી વસ્ત્રોને પરિધાન કર્યાં અને કહેવા લાગી કે હે પ્રભો! આપ સ્પર્શ કરો એટલે ઇંદ્રિયોને નિગૃહ કરનારા સંત પુરૂષે હરિઃૐ કહીને ફરીથી પરમાત્માના ધ્યાનમાં પોતાની વૃત્તિઓ જોડી દીધી. અને વળી એક કલાક બાદ તેઓશ્રી જાગૃત થયાં એટલે તે બાઇ સાષ્ટાંગ દંડવત પ્રણામ કરી નમ્રતા પૂર્વક બન્ને હાથ જોડીને પ્રાર્થના કરવા લાગી કે હે પ્રભો! મને ક્ષમા કરો, ક્ષમા કરો, આપજ આજથી મારા ગુરૂદેવ છો. અને મેં આપની પરીક્ષા સંપૂર્ણ રીતે કરી છે. આ આપની શિષ્યા ઉપર દયા કરવા આપ સમર્થ છો. ગુરૂની શિષ્યોએ કેવી રીતે

સેવા કરવી અને ગુરૂજીઓને કેમ ઓળખવા આને માટે હે શિષ્ય ! નિમ્ન લિખિત શ્લોકોનું તું શ્રવણ કર.

શ્લોકો:—

બ્રહ્માનન્દં પરમ સુખદં કેવલં જ્ઞાનમૂર્તિમ્ ।
દ્વન્દ્રાતીતં ગગન સદ્રશં તત્ત્વ મસ્યાદિ લક્ષ્યમ્ ॥ ૧ ॥
એક નિત્યં વિમલ મચલં સર્વધી સાક્ષીભૂતમ ।
ભાવાતીતં ત્રિગુણ રહિતં સદ્ગુરૂં તં નમામિ ॥ ૨ ॥
ધ્યાન મૂલં ગુરોઃ મૂર્તિ પૂજા મૂલં ગુરોઃ પદમ્
મંત્ર મૂલં ગુરોઃ વાક્યં મોક્ષ મૂલં ગુરોઃ કૃપા ॥ ૩ ॥
ગુરૂ બ્રહ્મા ગુરૂ વિષ્ણુ ગુરૂ દેવો મહેશ્વરઃ ।
ગુરૂઃ સાક્ષાત્ પરંબ્રહ્મ તસ્મૈ શ્રી ગુરવે નમઃ ॥ ૪ ॥
અખંડ મંડલાકારં વ્યાપ્તંયેન ચરાચરં ।
તત્પદં દર્શિતં યેન તસ્મૈ શ્રી ગુરવે નમઃ ॥ ૫ ॥

અર્થ:—

હે આત્મા ! ગુરૂ સાક્ષાત્ પરમાનંદ મૂર્તિ છે. તથા પરમ સુખનો ધામ છે. સર્વ પ્રપંચોથી રહિત છે. કેવળ જ્ઞાનનીજ મૂર્તિ છે અને દ્વંદ્વ એટલે સુખ દુઃખાદિકોથી રહિત છે. એક નિશ્ચયવાળા હોય છે. અને આકાશની માફક નિર્લેપ છે. અને તત્વમસિ ઇત્યાદિ મહા વાક્યોના સદાએ લક્ષ્ય રૂપ રહેનારા છે. અને પરમાત્મા તથા ગુરૂ બન્ને એક રૂપે છે ગુરૂઓનું પરંપરાથી વિનાશ થતું નથી. ગુરૂઓ નિત્ય વ્યાપક સ્વરૂપે છે નિરંતર અચળ રહેનારા સર્વેના સાક્ષી સ્વરૂપ તથા અંતર્યામી છે. રાગદ્વેષ રહિત હોવાથી સત્વગુણ રજોગુણ અને તમથી પર છે. અર્થાત્ તેઓ ગુણાતીત છે. એવા શ્રી

ગુરૂની મૂર્તિનું પૂજન કરવું. એવા સદ્ગુરૂને હું વારંવાર નમન કરૂં છું. હે આત્મા! ધ્યાન પણ એજ ગુરૂના ચરણ કમલોનું કરવું. પરંતુ ગુરૂશ્રી સ્વમુખેથી જે સદ્ વચનો બોલે તેનું પાલન કરવું. અને ગુરૂજીએ જે મંત્ર આપ્યો હોય તેનું અહર્નિશ સ્મરણ કરવું. કારણ કે ગુરૂ પાસેથી કંઠી ઇત્યાદિક બાંધવાથી શુગરો (ગુરૂવાળો) થવાતો નથી. કારણ કે કંઠી બાંધવાથી જો શુગરો થવાતું હોય તો એક કંઠીના બદલામાં સર્વ જીવો કંઠીનો આખો પુરો ગલામાં ધારણ કરે પરંતુ તેનાથી ગુરૂવાળો થવાતો નથી.

અને કંઠીદ્વારા બહારથી ગુરૂની અથવા ભકિતની નિશાની છે. પરંતુ ખરી કંઠી તો શ્રી સદ્ગુરૂએ વેદાન્ત શાસ્ત્રના મહાવાકયોના જે બીજ મંત્રો આપ્યા હોય તેઓનું અહર્નિશ સ્મરણ કરવું. અને ઉપર કહેલા ગુણવાળા ગુરૂની શિષ્ય જો સેવા કરે તો ગુરૂ કૃપાથી તે મોક્ષ મેળવે છે. હે બેટા! ગુરૂ બ્રહ્મા વિષ્ણુ તથા મહેશ્વર રૂપ છે અને સાક્ષાત્ પરમાત્મા સ્વરૂપ છે. એમ મનમાં ધારીને શિષ્યે ગુરૂથી સેવા કરવી. શાસ્ત્રમાં કહેલું છે કે; ગુરૂની પાસે જતી વખને ખાલી હાથે જવું નહિ. પરંતુ કંઈ ને કંઇ વસ્તુ લઇને જવું તથા આત્મ સ્વરૂપ જાણવાને માટે હાથમાં સમિધા (હોમ કરવાના કાષ્ટો) લઇને બ્રહ્મ નિષ્ટ ગુરૂની સન્સુખ જવું; ગુરૂની પાસે વૈરાગ્ય થવા વિના જવાનું સુઝતું નથી. પણ વૈરાગ્ય થવા પાછીજ સુઝે છે. હે આત્મા! તને શંકા થાય કે ગુરૂની પાસે સમિધા લઇને ભલા કેમ જવાય તે તું તેનું સમાધાન સાંભળ. બ્રહ્મનિષ્ટ ગુરુઓનું મ્હોટામાં મ્હોટો વિધિ અગ્નિ હોત્ર છે. અને હોમ કાષ્ટ વિના સંભવે નહિ. અને શિષ્ય દ્રવ્યાદિ સાધનોથી રહિત હોય તેને માટે સમિધા જેવી વસ્તુઓ સુલભ હોવાથી માટે સુગમમાં સુગમ આ ઉત્તમ માર્ગ શાસ્ત્રકારોએ જણાવ્યું છે.

શ્રી સદ્‌ગુરૂની પાસે જઇને એકાગ્ર ચિત્તવડે પ્રથમ ગુરૂદેવની સ્તુતિ કરવી.

શ્લોકઃ—

ત્વમેવ માતા ચ પિતા ત્વમેવ, ત્વમેવ બંધુશ્ચ સખા ત્વમેવ
ત્વમેવ વિદ્યા દ્રવિણં ત્વમેવ, ત્વમેવ સર્વં મમ દેવ ! દેવ ! ॥ ૧ ॥

અર્થઃ—

હે ગુરૂદેવ ! તમે મ્હારાં માતા, તથા પિતા છો. અને બન્ધુ તથા મિત્ર પણ આપજ છો. મારી સદ્‌વિદ્યા પણ તમો છો. મારૂં દ્રવ્ય પણ આપજ છો, અને મ્હારા સાક્ષાત્ પરમાત્મા સ્વરૂપ પણ આપજ છો. આવા પ્રકારની શ્રીગુરૂદેવની પ્રાર્થના કરવી અને હૃદયને પવિત્ર કરીને શુદ્ધ ભાવનાથી ગુરૂને પસંદ કરવા. કારણ કે તેના માટે શ્રી ગીતાજીમાં પણ કહ્યું છે.

શ્લોકઃ—

તદ્‌વિદ્ધિ પ્રણિ પાતેન પરિ પ્રશ્નેન સેવયા,
ઉપદેક્ષ્યંતિતે જ્ઞાનં જ્ઞાનિનસ્ તત્ત્વદર્શિનઃ ॥ ૨ ॥

અર્થઃ—

હે પવિત્રાત્મા ! શ્રી ભગવદ્ ગીતાજીમાં પણ કહ્યું છે કે, પ્રથમ ગુરૂની સેવા કરવી. બાદ તેનાથી ગુરૂને પ્રસન્ન કરવા. શાન્ત ગુણવાળા ગુરૂની સેવા કરનારાએ સરળ રહેવું, અને અહંકારનો ત્યાગ કરવો. આળસ છોડી અને પ્રેમથી સેવા કરવી. હે આત્મા ! મહા પુરૂષોમાં ભેદ રહ્યો નથી અને સર્વ ઉપર તેઓ સમદ્રષ્ટિ રાખે છે છતાં પણ કલ્પ વૃક્ષની માફક સેવા કરનારાઓને તેના પ્રમાણમાં ફળ આપે છે.

તેમ ગુરૂદેવની સેવા કરવાથી અવિદ્યાનો નાશ થાય છે અને તેને લીધે પરમ પદની પ્રાપ્તિ થાય છે. ગુરૂની સેવા છોડવામાં ગુરૂની પાસે કંઇક વસ્તુ લેવામાં તથા ભોજન કરવામાં તેઓ જ્યારે આજ્ઞા કરે ત્યારેજ તે સ્વીકારવી એમ શાસ્ત્ર મર્યાદા છે. ગુરૂ બહારથી આવતા હોય ત્યારે શિષ્યે સન્મુખ ઉભા થઇને તથા આસનાદિ આપીને તેઓનું સત્કાર કરવું. જેના ઉપર ગુરૂની કૃપા હોય તેને કાંઇ પણ દુર્લભ હોતું નથી અને જેના ઉપર ગુરૂનો કોપ થાય છે તેને સંપૂર્ણ પદાર્થો દુર્લભ છે તેને માટે નીચેનો શ્લોક કહું છું.

શ્લોક:-

**શિવે રૂષ્ટે ગુરૂ સ્રાતા, ગુરૌ રૂષ્ટેનકશ્ચન:**

અર્થ:-

હે આત્મા! પરમાત્માના કોપથી ગુરૂ બચાવશે. પરંતુ જો ગુરૂનો કોપ થશે તો કોઇ પણ બચાવી શકશે નહિ માટે પોતાનું કલ્યાણ ઇચ્છનારા શિષ્યે શ્રદ્ધાથી અને પ્રેમથી ગુરૂની સેવા કરવી અને તેનાથી ગુરૂદેવને પ્રસન્ન કરવા. અને તે પછી પ્રણામ કરીને પ્રશ્ન પૂછવો તેને માટે શ્લોક.

શ્લોક:-

**અપાર સંસાર સમુદ્ર મધ્યે નિમજ્જતોમે શરણં કિમસ્તિ।**
**ગુરો! કૃપાલો! કૃપયા વદૈતત્ વિશ્વેશ પાદાંબુજ દીર્ઘનૌકા॥**

અર્થ:-

હે પ્રભો! હું અપાર સંસાર સમુદ્રમાં ગોથા ખાઉં છું. તેને આપરૂપી નૌકા મળી છે જેમ અપાર સમુદ્રને પાર જવા માટે મનુ-

ષ્યોને નૌકા છે તેમ આ અપાર સંસાર સમુદ્રથી પાર જવા માટે મનુષ્યોને શ્રીસદ્દગુરૂનો શરણુજ નૌકારૂપે છે. હે બેટા! આવી રીતે વિનંતી કરીને 'પછી જ્ઞાન પૂછવું' અને તેથી તે જ્ઞાની ગુરૂ તત્વને જાણુનારા તે જ્ઞાનનો બોધ કરશે કારણુ કે ગુરૂઓ અધિકારી પ્રેમપાત્ર પોતાના શિષ્યો ઉપર વત્સલતા રાખનારા પોતાની સેવા કરનારા શિષ્યોને તેઓનાં પૂછવા વિના પણુ ગુપ્ત વાત કરે છે. હે શુદ્ધાત્મા! જેમ વસ્ત્રો વિના ભૂષણો વૃથા છે. શરીરના આરોગ્યપણા વિના બહુ ભોગો વૃથા છે તેમ ગુરૂ વિના વૈરાગ્ય જપ, તપ, ભક્તિ તથા યોગ વૃથા છે. માટે હે આત્મા! શ્રી સદ્દગુરૂ જે જ્ઞાન આપે તેના ઉપર શ્રધ્ધા રાખવી. કારણુ કે ગુરૂ ભૂત ભવિષ્ય અને વર્તમાન જાણુનારા હોય છે માટે ગુરૂ વચનો ઉપર શ્રધ્ધા રાખવી. કારણુ કે હે બેટા! મહાપુરૂષો કહે છે કે જે મનુષ્યને પોતાના કલ્યાણુની ઇચ્છા હોય અને જ્યાં સુધી પરીપૂર્ણ જ્ઞાન ન થયું હોય ત્યાં સુધી મહાપુરૂષો કહે છે. "અમારા મસ્તક ઉપર લાત મારો પરંતુ અમારા વચનો ઉપર લાત ન મારો" કારણુ કે ગુરૂ શિષ્યોનું ભૂત, ભવિષ્ય અને વર્તમાનનું ભવિષ્ય જોઇને જ્ઞાન આપે છે. હે આત્મા! ગુરૂ ઉપર શ્રધ્ધા કેટલે સુધી રાખવાની છે તેના ઉપર દ્રષ્ટાંત.

કોઇ એક ગુરૂને શિષ્ય હતા. ગુરૂશ્રીએ શિષ્યનું ભવિષ્ય સમાધિમાં જોયું એટલે શિષ્યના ભવિષ્યમા સર્પ સવા પાશેર લોહી માગતો હતો એટલે ગુરૂશ્રીએ મનમાં વિચાર કર્યું કે સર્પ તો ડંખ મારશે કે શિષ્યનો પ્રાણુ લેશે માટે શિષ્યને મારે હવે કેવી રીતે બચાવવો એમ વિચારીને ગુરૂશ્રીએ શિષ્યની આંખો ઉપર પાટો બાંધીને પોતાના ખોરામાં સુવરાવીને શિષ્યનો અંગુઠો કાપીને સવા પાશેર લોહી કાઢીને સર્પને પાઇ. તે પછી આંખો ઉપરથી પાટો છોડીને

શિષ્યને પૂછયું કે હે બેટા! મેં તમારો અંગુઠો કાપ્યો તેથી તમને દુઃખ થયું હશે. તે મને પૂછતા કેમ નથી? ત્યારે શિષ્ય કહે છે કે હે પ્રભો! આપે જે કર્યું હશે તે મારા શ્રેયને માટેજ કર્યું હશે. હે નિર્દોષાત્મા! એટલે સુધી જેને પોતાના કલ્યાણની ઇચ્છા હોય તેને ગુરૂના વચનો ઉપર દ્રઢ શ્રધ્ધા રાખવી તે કેટલે સુધી કે ગુરૂ કહે કે દિવસે તારા છે તો પણ હાજી હા કરવું. હે આત્મા! શાસ્ત્રમાં પણ કહ્યું છે કે ગુરૂ તથા માતા, પિતા અને વડીલોની હિતકારી વાણી સાંભળીને તેને યોગ્ય અયોગ્યનો જો વિચાર કરવામાં આવે તો ધર્મ જાય અને માથે ઉલટું પાપ ચોંટે છે. કારણ કે હે બેટા! જેનાથી જન્મ થયો છે તે પિતા આ લોકમાં પહેલો ગુરૂ છે. જે ઉપનયન સંસ્કાર આપીને વેદ ભણાવે છે તે બીજો ગુરૂ છે અને આશ્રમવાળાઓને જે બ્રહ્મવિદ્યા ભણાવે છે તે ત્રીજો ગુરૂ જાણવો. આ ત્રણ ગુરૂઓમાં પહેલો પૂજ્ય ગણાય છે. બીજો સારી પેઠે પૂજ્ય ગણાય છે અને ત્રીજો તો સાક્ષાત પરબ્રહ્મ પરમાત્મા સ્વરૂપજ ગણાય છે. હે શુધ્ધાત્મા! આ સંસારમાં વર્ણાશ્રમવાળા મનુષ્યોમાં જે મનુષ્યો પરબ્રહ્મ પરમાત્માસ્વરૂપ જ્ઞાન આપનાર શ્રી સદગુરૂના ઉપદેશથી શ્રમ વિના સંસારરૂપી સમુદ્રને તરી જાય છે તેઓ ખરેખર વ્યવહાર કુશળ છે છતાં પણ પરબ્રહ્મ પરમાત્મા સ્વરૂપે સર્વે પ્રાણીઓમાં આત્મારૂપે રહેલો છે તે ગુરૂની સેવાથી જેવો સંતુષ્ટ થાય છે અને જે ફળ મળે છે તેવો યજ્ઞ, તપ, તીર્થ, દાન વૃત, કે બ્રહ્મચર્ય, વાનપ્રસ્થ કે સન્યાસીનાં ધર્મોથી ફળ મળતો નથી. હે બેટા! આ દેહ કે જે પ્રાણીઓને બહુજ પ્રીય છે તેનો પણ અનાદર કરીને ગુરૂ સેવા કરવા માટે પોતાને પ્રીય વસ્તુ પણ ભાવથી ગુરૂને અર્પણ કરવી એટલુંજ ઉત્તમ શિષ્યોએ ગુરૂના પ્રત્યે ઉપકાર કરવાનો છે અને શ્રી સદગુરૂના અનુગ્રહથી જે મનુષ્ય સંપૂર્ણ રીતે

શાન્તિને પામે છે. અને હે આત્મા! જે ગુરૂ આ સંસારમાં ભટકતા પોતાના શિષ્યોને તેમાંથી મુક્ત કરી શકતો નથી તે ગુરૂ જાણવો નહી. અને હે બેટા! જેમ સોની સુવર્ણને શુધ્ધ કરે છે તેમ ગુરૂઓ પણ પોતાના શિષ્યોનો મહાત્મા સ્વભાવના સરખો સ્વભાવ કરવા માટે ત્રણ પ્રકારની વાણી વાપરે છે. પ્રિય, હિતકર અને ભયાનક એમ ત્રણ પ્રકારની વાણીથી શિષ્યોને સુધારવામાં આવે છે. પરંતુ ગુરૂ જો ધન હરે અને ધોંખો ન હરે તો તે ગુરૂ પણ રોમ રોમ ( રૌરવ ) નર્કનો અધિકારી થાય છે માટે ગુરૂ ખરેખરા પૂરા હોવા જોઇએ.

શીષ્ય વિનંતી કરીને પૂછે છે હે મહારાજ! મને એક શંકા થાય છે તે આપ ક્ષમા કરજો અને મંદ બુદ્ધિવાળાને શંકા થાય એમાં પૂછવુંજ શું ? હે ભગવન્ ગુરૂ આપના કહેવા પ્રમાણે કર્યા હોય છતાં પણ પછીથી જેમ શ્વાન ઓકીને પાછો ચાટે છે તેમ ગુરૂ પણ માયાને મૂકીને પાછા પોતે માયામાં ફસાય અને તેથી માયા સંબંધીનું વર્તન બતાવે તો તે વચન શિષ્યો 'માનવા કે નહિ' અને ગુરૂ પોતે માયામાં ફસાવાથી શિષ્ય તરફનું ધર્મ છોડી દે તો પછી શિષ્યે કેવી રીતે વર્તવું તે આપ કૃપા કરીને કહો કારણ કે શાસ્ત્રમાં કહ્યું છે, કે;

દોહરો:—

ત્યાગ કરી ગ્રહણ કરે ફીર પડે ફંદ માંય
તુલસી ઐસા ભેખકા દર્શન કા ફળ નાય

અર્થ:—

તેથી હે પ્રભો! મારા હૃદયમાં આ મહા શંકા રહ્યા કરે છે તેથી આપ કૃપા કરીને તેનો સમાધાન કરો.

ગુરૂ બોલ્યા હે નિર્દોષાત્મા! "અઘટના ઘટ્ના પટીયસી માયા" હે બેટા! માયાનો સ્વભાવજ એવો છે કે જ્યાં ન ઘટતું હોય ત્યાં પણ ઘટાવે છે.

હે આત્મા! ગુરૂનો મન કોઇ કાળે પાછો સંબંધીઓની માયામાં વા બીજો કોઇપણ શાસ્ત્ર વિરોધી વર્તન હોય તો હે આત્મા! જો શિષ્યમાં શકિત હોય તો ગોરખની માફક ગુરૂની માયામાંથી ઉગારવા. કારણ કે ગુરૂ સમર્થ હોય છે છતાં પણ માયાના સંગથી યોગ્ય વા અયોગ્યનું તે વખતે ભાન રહેતું નથી. માટે બુધ્ધિશાળી શિષ્યે જો પોતામાં શકિત હોય તો ગોરખની માફક ગુરૂને માયામાંથી ઉગારવા તેના માટે દ્રષ્ટાંત.

દૃષ્ટાંતઃ—

ગુરૂ મતસ્યેંદ્રના શીષ્ય ગોરખનાથ હતા તે શિષ્ય જ્યારે ગુરૂની કૃપાથી ગોરખનાથ પરીપૂર્ણ થયા ત્યારે મતસ્યેંદ્ર ગુરૂએ તેમને આશ્રમની ભલામણ આપીને તીર્થ કરવા ગયા તે સર્વ તીર્થ કરીને પાછા તે *કામરૂ દેશમાં ગયા તે કામરૂ દેશમાં સ્ત્રીઓનું રાજ્ય હોય છે અને તે સ્ત્રીઓની કેવી શકિત હોય છે કે ઉડતા પક્ષીઓને પણ પાળી નાખે તેવી હોય છે. તેથી જે કોઇ મનુષ્ય જાય તેને પક્ષી બનાવી મૂકે અને પોતાને આધીન કરી મૂકે તે તેઓની શકિત જો કે મતસ્યેંદ્ર ગુરૂ પૂર્ણ યોગી હોવાથી તેમના પર ચાલે તેમ નહતું પરંતુ મતસ્યેંદ્ર ગુરૂને તે માયા જોવી હતી તેથી તે કામરૂ દેશમાં ગયા એટલે ત્યાંની રાણી તેમને તેજસ્વી મૂર્તિ જાણીને પોતાના પતિ બનાવી લીધા થોડાક દિવસો મતસ્યેંદ્ર ગુરૂએ માયા જોઇ

* આ પ્રદેશ પૂર્વ બંગાળ તથા આસામ વચ્ચે આવેલો છે.

એટલે માયાને આધીન થઈ ગયા. તેથી આશ્રમ તરફ તેઓનું સર્વે જ્ઞાન ભૂલાઇ જવાયું તેથી ગોરખનાથ પાંચ દશ વર્ષ થયા છતાં પણ ગુરૂ ન આવ્યાથી સમાધીમાં જોયું તો ગુરૂને માયામાં ફસાયલા જોયા એટલે પોતે ગુરૂને માયામાંથી બચાવવા માટે ત્યાં ગયા અને પોતાની યોગશક્તિની જાગ્રતિમાં રહ્યા તેના પર કોઇ ક્રિયા ફેલાવી શકયો નહિ અને પોતે ગુરૂ પાસે જઇને કહ્યું કે 'મને નોકરી રાખો' એટલે ત્યાં સ્ત્રીનું રાજ હોવાથી ગુરુએ પોતાની સ્ત્રીને કહ્યું કે આપણે નોકરી રાખીએ ત્યારે સ્ત્રીએ ના કહી કે મારા રાજમાં અજાણ્યા મનુષ્યને નોકરી નથી રાખવો એટલે ગોરખનાથે બહુજ આજીજી કરીને કહ્યું કે તમે જે કામ કહેશો તે હું કરીશ પણ મને તમો નોકરી રાખો. ત્યાર પછી ગોરખનાથના બહુજ કહેવાથી ગુરુએ પોતાની રાણીને ફરીથી કહ્યું એટલે પછી રાણીએ નોકરી રાખ્યો. થોડાક દિવસો વિત્યા પછી એક દિવસે એવો બન્યો કે તેમનો બે ચાર વર્ષનો છોકરો જંગલ જઇને આવ્યો એટલે રાણી ગોરખનાથને કહે છે કે ગોરખ! ધોઇને સુકવી નાખો. એટલું કહીને રાણી બહારે ગયા પછવાડેથી ગોરખનાથે કપડાની માફક છોકરાને ધોઇને છાપરા ઉપર સુકાવી દીધો સાંજ પડી રાણી પાછા જયારે ઘેર આવ્યા ત્યારે પોતાના છોકરાની મતસ્યેંદ્ર પાસે પૂછા કરી એટલે તેણે કહ્યું કે મને ખબર નથી ગોરખને પુછો ત્યારે ગોરખનાથને રાણીને પૂછ્યું એટલે ગોરખનાથે કહ્યું કે તમે મને કહ્યું કે ધોઇને સુકવી મુકો એટલે મેં ધોઇને છાપરા ઉપર સુકવી મુકયો છે. રાણીએ કહ્યું કે જટ લઇ આવ ત્યારે તે ગોરખે લઇ આવીને રાણીને આપ્યો એટલે રાણીએ પોતાના છોકરાને મરેલો જોઇને કહ્યું કે મારા છોકરાને કેમ મારી નાખ્યો? હવે સજીવન કરી દે. એટલે ગોરખનાથે કહ્યું કે મારા

ગુરૂને રજા આપ તો સજીવન કરી દઉં. એવું ગોરખનાથે કહ્યું એટલે રાણીએ મત્સ્યેંદ્ર ગુરૂને કહ્યું કે જાઓ એમની સાથે. કારણ કે સ્રીઓનો સ્વભાવ એવો હોય છે કે પોતાના સ્વામી કરતાં પોતાના પુત્ર ઉપર વધારે વહાલપ ધરાવે છે એટલે મત્સ્યેંદ્રનાથને કહ્યું કે તમે જાઓ ભલે પણ મારા પુત્રને સજીવન કરો એટલે ગુરૂને તો માયા બહુજ પ્રીય લાગવાથી કહ્યું કે હું નહીં આવું કારણ કે મને ત્યાં એવા સુખ મળશે નહીં તેથી જવાની ના કહી એટલે રાણીએ કહ્યું કે અહીંથી જે ખપે તે લઈ જાઓ પણ હમણાં એની સાથે જાઓ કેમકે મારો છોકરો સજીવન થાય અને પછી તમે એને ધૂતવીને પાછા આવતા રહેજો. એટલે મત્સ્યેંદ્રએ સોનાની ઇંટો ઝોળીમાં લઇને ગોરખની સાથે ગયા અને ગોરખનાથે છોકરો પોતાની યોગશક્તિથી સજીવન કરી દીધો, ગુરૂને સાથે લઇને ગોરખ ચાલતા થયા એટલે રસ્તામાં ગુરૂ જ્યાં વિશ્રાંતિ લેવા જંગલમાં મુકામ કરે ત્યારે ગોરખનાથને પૂછે કે ગોરખા! "ઇધર ભય નહિ હય" એટલે ગોરખનાથને વિચાર થયો કે ગુરૂની ઝોળીમાં હજી ભય પડયો છે એટલે એક વખત ગુરૂ જંગલમાં ગયા અને પછવાડેથી ગોરખનાથે ઝોળીમાંથી ઇંટો કાઢીને કુવામાં નાખી દીધી.

અને ગુરૂ જ્યારે જંગલ જઈ આવ્યા અને પાછા ચાલતા થયા ત્યારે સવારના લગભગ ચારેક વાગ્યાનો સમય હતો તેથી ગુરૂ ગોરખા! હમણાં ચાલવાથી રસ્તામાં ભય નથી? એટલે ગોરખજી બોલ્યા, કે ગુરૂજી! 'ભય ડાલ દીયા કુએંમે' એટલે ગુરૂએ પોતાની ઝોળીમાં જોયું તો સુવર્ણની ઇંટો ન હોવાથી અજ્ઞાનીઓની પેઠે તકરાર કરવા લાગી ગયા. તમે કેમ મારી ઇંટોને ફેંકી દીધી એટલે ગોરખનાથે પોતાની યોગસિધ્ધિથી આખું અરણ્ય, ડુંગર,

જમીન ઝાડ, બીડ, સર્વે સુવર્ણના બનાવી દીધાં. એટલે ગુરૂના હૃદયમાં જાગ્રતી થઇ કે અહોહો! મારી આ શક્તિ માયામાં ખોઇ નાખી અર્થાત્ પછી જે જ્ઞાનની વિસ્મૃતિ થઇ ગઇ હતી તે પાછી જાગ્રત થઇ આવી અને છાનામાના આશ્રમમાં આવી ગયા તેમ જો બુદ્ધિશાળી શિષ્યની શક્તિ હોય તો ગોરખની માફક ગુરૂને માયામાંથી બચાવવા પરંતુ પોતે ગુરૂની સાથે માયામાં ફસાવું નહિ. અને ગુરૂ જો શાસ્ત્ર વિરોધ આજ્ઞા કરે તો તે ગુરૂની આજ્ઞા ન પાળવાથી તેમાં દોષ લાગતો નથી. તેના માટે શાસ્ત્રમાં કહે છે કે, માતા તીર્થ પિતા તીર્થ તીર્થ જ્યેષ્ઠબાંધવ: પદે પદે ગુરુ તીર્થતીર્થ ચાભ્યાગતો મત:

હે શુદ્ધાત્મા! કેવા કેવાનું કોણે, કોણે. ત્યાગ કર્યું છે તે હું તને કહું છું તે તમે સાંભળ. હે બેટા! ભરતે પોતાની કૈકેઇ માતાનો ત્યાગ કર્યો હતો કારણ કે રામચંદ્રજીને રાજગાદી ઉપર બેસવાની વખતે પોતાના પતિ દશરથ પાસેથી વચન માગીને રામચંદ્રજીને ચૌદ વરસ વનવાસ મોકલ્યો તેથી દશરથ રાજાએ પોતાનો પ્રાણ ત્યાગ કર્યો અને તેથી આખી અયોધ્યામાં આનંદનાં બદલામાં શોક છવાઇ ગયો તેથી એવી માતાને ભરતજીએ ત્યાગ કર્યો હતો પ્રલ્હાદજીના પિતા હિરણ્યાક્ષ પ્રલ્હાદજીને પરમાત્માના સ્મરણ કરતાં અટકાવ્યા તેથી પ્રલ્હાદજીએ પોતાના પિતા હિરણ્યાક્ષનો ત્યાગ કર્યો જેષ્ઠ બંધુ રાવણનો બિભીષણે ત્યાગ કર્યો કારણ કે રાવણે સતી સીતાજીનું હરણ કરીને રામચંદ્રજીની સાથે શત્રુ ભાવે યુદ્ધ આદર્યું હતું તેથી જેષ્ઠ બંધુનો બિભીષણે ત્યાગ કર્યો હતો બળીરાજાને ત્યાં વામન

*માતા પિતા તથા ગુરૂ અને અતિથી આ સઘળાઓ તીર્થ રૂપ હોવા છતાં પણ જો શાસ્ત્રની મર્યાદાનો તેઓ ઉલંઘન કરે તો ત્યાગ કરવામાં પાપ નથી.

સ્વરૂપ ધારણ કરીને પ્રભુ જ્યારે ભિક્ષા માગવા ગયા હતા ત્યારે તેમના ગુરૂ શુક્રાચાર્યે બળીરાજાને ભિક્ષા દેતાં અટકાવ્યો તેથી બળીરાજાએ ગુરૂનાં વચનનું અનાદર કર્યો હતો અને રાવણ જેવા અભ્યાગતનું ત્યાગ કરવું કારણ કે સતી સીતાજીને તેમનાં પતિની આજ્ઞાનો ભંગ કરાવ્યો માટે એવા અભ્યાગતનો ત્યાગ કરવો હે નિર્દોષાત્મા ! શાસ્ત્ર વિરોધી જે વચન તથા વર્તનનું ત્યાગ કરવામાં દોષ લાગતું નથી અને કોઇ મનુષ્યને ઔષધીની પેઠે જે પોતાનું હિત હોય તેને ગુરૂ જાણવા અને પોતાનાં ગુરૂ તથા માતા પિતા તથા સાક્ષાત બ્રહ્મા જો હોય પણ પોતાનું અહીત કરનારા તેને રોગના જેવા અહીતકારી જાણવા એટલું નહિ પણ પોતાનું અંગ પણ પોતાના ધર્મમાં તથા પરમાત્માના સ્મરણમાં અટકાવતું હોય તો તેને કાપી નાંખવું કારણ કે તેને કાપી નાખવાથી બાકીના અંગો સુખી થાય છે.

હે બેટા ! એ સિવાયના બીજા ઉપધર્મો કહેવાય છે. શ્રદ્ધાયુકત થઇને શુદ્રની પાસેથી પણ ઉત્તમ વિદ્યાને ગ્રહણ કરવી, શત્રુ પાસેથી પણ સદાચરણ હોય તો લેવું અને બાળક પાસેથી પણ જ્ઞાન હોય તે ગ્રહણ કરવું.

માટે હે આત્મા ! શાસ્ત્ર વિરોધિ વચન ત્યાગ કરવાથી પાપ લાગતું નથી. હે આત્મા ! તેથી એમ સમજવાનું નથી કે ગુરૂ, માતા, પિતા અને જેષ્ઠ બંધુનો ત્યાગ કરવાથી પાપ લાગતું નથી પરંતુ એમ સમજવાનું છે કે જેટલા પ્રમાણમાં શાસ્ત્ર વિરોધિ વચન તથા તેઓનું વર્તન હોય તેનાં માટે ત્યાગ કરવામાં પાપ નથી પરંતુ સર્વથા તેઓનો ત્યાગ કરવાનો નથી.

માટે હે પવિત્રાત્મા ! પોતાનું શ્રેય ઇચ્છનારાએ કદી પણ ગુરૂની

સેવા, તેઓનું ધ્યાન તથા ગુરૂનો સ્મરણુ પોતાનું સ્વધર્મ છોડવું નહિ કારણુ કે ઔષધીથી જેમ રોગનો નાશ કરવામાં આવે છે તેમ પોતાનું સ્વધર્મ પાળવાથી કલ્યાણુ થાય છે પોતાનું હીત ઇચ્છનારા મનુષ્યો કેટલે સુધી ગુરૂનો દોષ જોતાં નથી અને ધીરજ રાખી ગુરૂની સેવા કરે છે તેના ઉપર દ્રષ્ટાંત.

દ્રષ્ટાંતઃ-

કોઇ એક બાઇ હતી. તેના પતિ સ્વર્ગસ્થ થયા પછી તે બાઇ પાસે લક્ષ્મી સાધારણુ હતી. અને બાઈના મનમાં વિચાર થયું કે કોઇ મહાત્મા પુરૂષનો સંગ થાય તો મારી લક્ષ્મીનો સદ્ઉપયોગ થાય અને મારા આત્માનો ઉદ્ધાર થાય એમ કેટલેક દિવસે તેમનો સંક- લ્પ ફળીભૂત થયો અને તે બાઇનાં ગામમાં કોઇ એક મહાત્માજી ફરતા ફરતા આવ્યા એટલે બાઇ મહાત્માજીનો સંતસમાગમ કરવા જતા હતા એટલામાં તો થોડાક દિવસો વિત્યા કેડે મહાત્માજી પોતાના આશ્રમ તરફ જવા તત્પર થયા એટલે તે બાઇનાં મનમાં વિચાર થયો કે મહાત્માજી બહુ સારા છે માટે તેઓને ગુરૂ કરૂં અને તેમની સાથે લક્ષ્મી લઇને એમની સેવા કરવા સારૂ એમની સાથે જાઉં કારણુ કે મહાત્મા બહુ સારા છે અને બાઇના બાળબચ્ચાં ન હતાં એટલે બિચારીના મનમાં વૈરાગ્ય લેવાનો વિચાર થયો તે બાઇ મહાત્માજીને ગુરૂ કર્યા અને પોતાનો તન, મન ને ધન, સઘળું ગુરૂના ચરણુમાં સમંપણુ કર્યુ. મહાત્માજીના હાથમાં લક્ષ્મીબાઇ આવ્યા ને મહાત્માજીનો મનજીભાઇ બગડયો. કારણુ કે 'કંચન કામ- નીથી કોણુ નથી મોહ્યા એવો નર જગમાં નથી જોયો' કંચન કામ- નીથી કોણુ નથી મોહ્યો.

હે આત્મા! આ સંસારમાં લક્ષ્મીથી તથા સ્રીરૂપી માયાથી કોઇ

લાખો મનુષ્યોમાં વિરલાજ બચ્યા હશે તેને માટે કહે છે.

**કહેણી મીશરી ખાંડ હૈ, રહેણી તરતા લોક ।**
**કહેણી ઐસી રેણી કરે, ઐસા વિરલા કોક ॥**

બોલવા પ્રમાણે વર્તન કરનારા કોઇક વિરલાજ હોય છે. આ મહાત્માજીની વૃત્તિ લક્ષ્મીજી આવવાથી બગડી ગઇ તેથી બાઇને મારી નાખવાનો વિચાર કર્યો. આ બાઇએ પોતાનું સર્વસ્વ ગુરૂને અર્પણ કરીને ગુરૂની સાથે આશ્રમમાં જવા તઇયાર થઇ અને અનન્ય શ્રધ્ધાથી ગુરૂની સેવા ધ્યાન સ્મરણ તથા આજ્ઞાનું પાલન કરવા લાગી. બાઇને ગુરૂ પોતાના આશ્રમમાં લઇ જવા લાગ્યા એટલે રસ્તામાં કુવો આવ્યો અને ગુરૂદેવજીએ તે બિચારી નિર્દોષ બાઇને પાણી ભરવાની આજ્ઞા કરી અને તે બાઇ પોતે પોતાનાં મુખથી ગુરૂદેવને સ્મરણ કરતી કરતી કુવા ઉપર પાણી ભરવા લાગી. એટલામાં ગુરૂએ તે બાઇને વાંસેથી ધક્કો દીધો એને તે બાઇ ગુરૂદેવ! ગુરૂદેવ! કરતી જઇને કુવામાં પડી. ગુરૂ તો બાઇને કુવામાં નાંખીને ત્યાંથી પસાર થઇ ગયા અને કુવો તો એકદમ ઉંડો હતો પરંતુ તેનાં માંય જાળી હોવાથી બાઇને કંઠ સુધી પાણી થયો અને તેથી તે જાળી ઉપર બેસીને એક તારથી ગુરૂદેવ! ગુરૂદેવ! કરે છે. એટલે એમ કરતાં કરતાં ત્રણ દીવસો થઇ ગયા એટલે કે ગુરૂ તો કયારનાએ પસાર થઇ ગયા હતા. પરંતુ તે બાઇનાં પવિત્ર હૃદયથી દેવ એટલે પરમાત્માએ બાઇને દર્શન દીધાં. અને કુવામાંથી બહાર કાઢી છતાં પણ બાઇએ પરમાત્માને વંદન કર્યો નહિ એટલે પરમાત્મા બાઇને કહેવા લાગ્યા કે હે બાઇ! 'હું સાક્ષાત પરમાત્મા છું' છતાં તું મને વંદન કેમ નથી કરતી ત્યારે તે બાઇએ કહ્યું, કે મારા ગુરૂદેવ કહે તો હું તમને વંદન કરૂં. માટે તમે મારા ગુરૂદેવની પાસે ચાલો

એટલે ભક્ત વત્સલ ભક્તોને આધીન પરમાત્મા. તે બાઇને તેના ગુરુ પાસે લઇ ગયા અને ત્યાં જઇને પરમાત્માએ કહ્યું, કે હે બાઇ! હવે વંદન કેમ નથી કરતી, એટલે બાઇએ કહ્યું કે, મારા ગુરૂદેવને દર્શન આપો અને તેઓ મને આજ્ઞા કરે તો હું તમને વંદન કરૂં તે બાઇનાં કહેવાથી ગુરૂ કપટી હતા છતાં પણ પરમાત્માએ દર્શન દીધાં અને પરમાત્માએ બાઇને કહ્યું કે હે બાઇ! હવે તમારા ગુરૂ પાસેથી આજ્ઞા લઇને મને વંદન કેમ નથી કરતાં ત્યારે તે બાઇએ કહ્યું કેઃ–

ગુરૂ ગોવિંદ દોનો ખડે, કીસકું લાગું પાય
બલીહારી ગુરૂદેવકી, જીસને ગોવિંદ દીયો બતાય

તેમ હે આત્મા! જેને પોતાના કલ્યાણ કરવાની ઇચ્છા હોય તે મનુષ્યો આટલે સુધી પણ ગુરૂના દોષો જોતાં નથી અને શ્રધ્ધા રાખીને પ્રેમપૂર્વક ગુરૂની સેવા કરે છે જે ગુરૂમાં અનન્ય પ્રીતિ રાખે છે. ગુરૂ ઉપર જ્યારે અનન્ય પ્રીતિ થાય છે તોજ મનુષ્યનું કલ્યાણ થાય. ગુરૂ ઉપર શિષ્યની કેવી પ્રીતિ હોવી જોઇએ તે હું તમને કહું છું. જ્યારે ગુરૂનું નામ સાંભળે ત્યારે પાણી વગર જેમ માછલું રહી શકતું નથી અને કમલીની જેમ ચંદ્રમાં વગર રહી શકે નહિ તથા ચકોર પણ ચંદ્ર સિવાય રહી શકતો નથી. તેવી રીતે ગુરૂ વગર ક્ષણ માત્ર પણ રહી શકાય નહિ.

હે પવિત્રાત્મા! ગુરૂ શબ્દનો અર્થ 'ગુ' એટલે અંધારૂં અને 'રૂ' એટલે પ્રકાશ જે હ્રદયમાં અજ્ઞાનરૂપી અંધારાનો નાશ કરીને હ્રદયમાં જ્ઞાનરૂપી સૂર્યનો પ્રકાશ કરે છે તેનું નામ ગુરૂ કહેવાય છે.

હે બેટા! ગુરૂની કૃપા વિના જીવને આત્માનો સાક્ષાત્કાર થતો

નથી અને આત્માના સાક્ષાત્કાર વિના જીવનો ઉધ્ધાર થાવું કઠીન છે કારણુ કે અંતરમાં માયાના પડદા આડા ઘણાં છે તેથી ગુરૂ મનુષ્યને બરાબર સાચા રસ્તા ઉપર ચડાવે છે અને વચમાં કયાંય પણુ ફસવા હેતાં નથી. હે શુધ્ધાત્મા! ગુરૂ વિના પોતાની મેળે મનુષ્યને વૈરાગ્ય તથા ભકિત અને જ્ઞાન કેવી રીતે થાય? શ્રી સદગુરૂના ચરણોના નખો રૂપી મણીઓની જ્યોતી કે જેનું સ્મરણુ કરતાજ હ્રદયમાં દિવ્ય-દ્રષ્ટિ પ્રાપ્ત થાય છે. અને તેના પ્રકાશથી મોહરૂપી અંધકારનો નાશ થાય છે તે મોટા ભાગ્યશાળીઓના હ્રદયમાં આવે તે જ્યોતિથી હ્રદયમાં વિવેક તથા વિચારના નિર્મળ નેત્રો ઉઘડી જાય છે તેથી સંસારરૂપી રાત્રી તથા દુઃખો અને દોષો ટળી જાય છે. દ્રષ્ટાંત. જેમ યોગ વિદ્યાનો સાધક મનુષ્ય પોતાની દ્રષ્ટિમાં સિધ્ધાંજન આંજે છે તેથી સિદ્ધ બનીને સામાન્ય પૃથ્વીમાં પહાડોમાં અને જંગલોમાં પણુ રહેલા આશ્ચર્યકારી ઘણાં ગુપ્ત ખજાનાઓને પણુ જુએ છે. તેમજ સુજ્ઞ શિષ્ય હ્રદયરૂપી નેત્રોમાં શ્રી સદગુરૂના વચનરૂપી અંજનને આંજે તેથી સમર્થ બનીને પુરાણાદિકમાં તથા વેદાન્તશાસ્ત્રોમાં પણુ રહેલા પરમાત્માના ગુણુ ગુપ્ત ખજાનાને જુએ. શ્રી સદગુરૂની વાણીરૂપીઅમૃત જે ગંગાજી સમાન છે તેમ મનુષ્ય અત્યંત પ્રેમ રાખીને જ્ઞાનગંગામાં સ્નાન કરે તે મનુષ્ય જીવતા છતાં પણુ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ ઇત્યાદિ એ ચાર ફળોને મેળવી શકે છે. હે આત્મા! તીર્થમાં સ્નાન કરવાથી તેના મરણુ પછી ફળ મેળવી શકાય છે પરંતુ ગુરુના વચનમાં શ્રદ્ધા રાખવાથી તો તુરતજ ફળ જોવામાં આવે છે. કારણુ કે:—

ગુરૂ તો પારસ પે અદકા આપ કરે સાક્ષાત.

જોને હે બેટા! ગુરૂ તો પારસમણીથી પણુ અધીક છે કારણુ કે

પારસમણી તો લોઢાને સુવર્ણ બનાવે છે. પરંતુ જો બ્રહ્મનિષ્ઠ ગુરૂ હોય તો સાક્ષાત્ પોતાનો સ્વરૂપ બનાવે છે. જુઓ ધ્રુવ, પ્રલ્હાદ, વાલ્મિક. નારદાદિક, પૂરૂષવર્ગ સ્ત્રી જાતિ સ્વભાવિક રીતે પરાધીન છે છતાં પુરૂષાર્થ કરીને તથા ગુરૂની કૃપા મેળવીને ગાર્ગી, ચુડાલા તથા મીરાંબાઇ આદિ આ સંસારમાં ગુરૂની કૃપાથી અમર થઇ ગયાં છે. અને જેને ગુરૂશ્રીના વચનો ઉપર વિશ્વાસ ન હોય તેને સ્વપ્નામાં પણ સુખ કે શાન્તિ પ્રાપ્ત થતી નથી કારણ કે પરમાત્માની ભકિતથી પરમાત્માના દર્શનનો અધીકાર પ્રાપ્ત થાય છે. પણ અવિદ્યાનો નાશ થતો નથી અવિદ્યાનો નાશ તો પરમાત્માના ભકતોના સમાગમથીજ તેનો નાશ થાય છે. અને હે નિર્દોષાત્મા ! જ્યાં સુધી અવિદ્યાનો નાશ ન થયો હોય ત્યાં સુધી પરંપદનો અધિકાર પ્રાપ્ત થતો નથી તેથી શાસ્ત્રોમાં ગુરૂને અધિક કહ્યા છે નિસ્પૃહ ગુરૂના સંમાગમથી નિસ્પૃહપણુંજ પ્રાપ્ત થાય છે અને તેથી અવિદ્યાનો નાશ થાય છે માંટે ગુરૂના જ્ઞાનરૂપી સજ્જ કરેલી તલવાર વડે સર્વે સંશયને છેદી નાખવા અને આ જગત એક ભ્રાંતિરૂપે છે કારણ કે તે મનના વિલાસથી પ્રત્યક્ષ દેખાય છે અને નાશવંત છે માટે શ્રધ્ધાથી તથા પ્રેંમથી જયાં સુધી ગુરૂનું શરીર રહે ત્યાં સુધી તેઓની જે સેવા કરે તેને મહેનત વિના બ્રહ્મલોકની પ્રાપ્તી થાય છે માટે હે બેટા ! કદાચ ગુરૂ જો દૈવીયોગને લીધે કુસંગમાં પડી જાય તો પણ જેમ સર્પના માથા પરનો મણી સર્પના સંગમાં પડયો હોય છતાં પોતાના વિષહરના ગુણોને અનુસરે છે તેમ ગુરૂ પોતાના પરિતાપ હરણના ગુણોને અનુસરે છે હે આત્મા ! બ્રહ્મા, વિષ્ણુ, સદાશિવ. તથા શેષ અને શારદાના ગુરૂના ગુણમહીમાનો સંપૂર્ણ વર્ણન કરી શકતા નથી, અને તેઓ પણ શ્રી સદ્ગુરૂનાં ચરણોને નિરંતર સેવે છે અને હું પણ શ્રી સદ્ગૂરૂનાં ચરણોને વારંવાર વંદન કરૂં છું.

અને જે સદ્‌ગુણોની ખાણ રૂપે છે તે શ્રી સદ્‌ગુરૂને પ્રેમસહિત ઉત્તમ સ્તુતિપૂર્વક પ્રમાણ કરૂં છું.

શિષ્ય પૂછે છે હે પ્રભો ! જ્ઞાન એટલે શું અર્થાત્ કોઇપણ ચીજ જેવી છે તેવીજ પૂર્ણ રીતે જણાય આનું નામ જ્ઞાન છે !

ગુરૂ બોલ્યા હે શુદ્ધાત્મા ! આ જ્ઞાનને જાણવા માટે ઘણી ચીજો જોઇએ. પ્રથમ તો હૃદય પવિત્ર કરવો જોઇએ તેના માટે સત્ય, દયા, તપ, જપ, વૃત્ત, દાન સહનશીલતા, યોગ્ય, અયોગ્યનો વિચાર અને મનને નિયમમાં રાખવો, ઇંદ્રિયોનો નિગ્રહ અહિંસા, બ્રહ્મચર્ય સ્વાધ્યાય, સરળતા, સંતોષ, સર્વ પ્રાણીઓ વિષે સમદ્રષ્ટિ રાખવી. મહાત્મા પુરૂષોની સેવા કરવી પ્રવૃતિ માર્ગમાંથી ધીરેધીરે દૂર થવું હે આત્મા ! પ્રવૃતિ બે પ્રકારની છે તેમાં એક શાસ્ત્રમાં કહેલા વિધી પ્રમાણે કામ્ય કર્મ કરવા તે પહેલી પ્રવૃતી અને શાસ્ત્ર વિધિનો ઉલ્લઘંન કરીને અધર્મ માર્ગે ચાલવું તે બીજી પ્રવૃતિ છે માટે પ્રવૃતિ માર્ગ અનર્થનું કારણ છે અને નિવૃતિ માર્ગ ઉપયોગી છે દ્રષ્ટાંત જેમ આંખમાં આંજણ આંજવાથી નેત્રો નિર્મળ થતાં જાય છે તેમ તેમ ઝીણી વસ્તુઓ જોઇ શકાય છે. તેમજ જે મનુષ્ય વિષયોનું ચિંતવન કર્યા કરે છે તેથી તેનું ચિત વિષયોમાં લાગી રહે છે અને તેમ જે મનુષ્ય પરમાત્માનું ચિંતવન કરે તો પરમાત્મા સ્વરૂપ થઇ જાય છે. માટે પ્રવૃત્તિ માર્ગથી ધીરેધીરે દુર થવું અને નિષ્ફળ ક્રિયા કરવી નહિ. મિથ્યા ભાષણ કરવું નહિ તે પછી મુમુક્ષુ થઇને બ્રહ્મનિષ્ઠ શ્રી સદ્‌ગુરૂ પાસે જઇને બંને હાથ જોડીને વિનંતી કરીને પૂછવું કે હે ગુરૂદેવ ! જ્ઞાન એટલે શું ? એટલે તે શ્રી સદ્‌ગુરૂ કૃપા કરીને સમજાવે કે બ્રહ્મ સત્ય છે અને જગત મિથ્યા છે તે પરમાત્મા સર્વમાં વ્યાપક છે તેથી સર્વ પ્રાણીઓને

આત્મસ્વરૂપ જાણવા અને આત્માદેહાદિકથી ભિન્ન છે આવું સત્ય અને અસત્ય સમજાવે તે અવિચ્છિન્ન જ્ઞાન હૃદયમાં રહે તે જ્ઞાન કહેવાય છે. કારણ કે હે બેટા! આ જ્ઞાન વિના આનંદ મળતો નથી વિષયોનો ઉપભોગ કરવાથી કોઇ પણ દિવસે કામ શાંત પડતો નથી પરંતુ અગ્નિ જેમ ઘૃતથી શાંત ન પડતાં વૃદ્ધિ પામે છે તેમજ વિષયોનો વારંવાર ઉપભોગ કરવાથી કામનાઓ ઘણીજ વધે છે. હે આત્મા! પરમાત્માની માયા એ મનુષ્યને સત્ય સ્વરૂપથી જૂદા પાડે છે. તેને લીધે મૂઢ મનુષ્યો આત્મ સુખને માગતા નથી અને પરમાત્મા પાસેથી પુત્ર, ધનાદિકને માગે છે પરંતુ આ જગતમાં પોતાનાં દેહની સાથે નિત્ય સહવાસ રહેતો નથી અને પોતાના દેહની સાથે જ્યારે નિત્ય સહવાસ રહેતો નથી ત્યારે બીજા પુત્ર સંબંધીઓ તથા ઘરબારની સાથે સહવાસ કેમ રહે? નજ રહે તેમાં કહેવું જ શું? જીવ એકલોજ જન્મે છે અને એકલોજ નાશ પામે છે અને એકલોજ પાપ, પુણ્ય, ભોગવે છે અને મનુષ્યો જેઓને પોતાના ગણીને તેઓનું અધર્મથી પોષણ કરે છે તે પ્રાણીઓનું ધન તથા પુત્રાદિક પરિવાર તે મૂર્ખના સુખ ભોગવ્યા પહેલાંજ તેનું ત્યાગ કરે છે માટે હે બેટા! આ સંસારમાં જે પરમાત્માનું સ્મરણ કરે તેજ મનુષ્યનો જન્મ તેજ કર્મો તેજ આયુષ્ય તેજ મન તેજ વચન અને તેજ જીવન સફળ જાણવું નહિ તો પશુઓમાં તથા સ્થાવર જંગમ અને મનુષ્યોમાં શો ફેર છે. કેટલાક મનુષ્યો તો અહંકારથી બોલે છે કે અમો તો કાંટો કાઢે તેનું પણ ગુણ ભૂલતા નથી પરંતુ હે આત્મા! અફસોસથી કહેવું પડે છે કે આપણને પરમાત્માએ કેવો અમૂલ્ય દેહ આપ્યો છે અને તેને મનગમતાં આહાર વિહાર અને સુખો આપેલાં છે કેટલો બધો પરોપકાર કરે છે છતાં પણ આપણે જ્યારે પરમાત્માના ગુણોને ભૂલીને આપણે પરમાત્માનું સ્મરણ કંરતા નથી

તો પછી કોઇ પણ મનુષ્યના ગુણોનું શું બદલો વાળી શકીયે પરમાત્માનું સ્મરણ કરતાં તેમાં કોઇ પણ જાતની ઉપાધી કરવી પડતી નથી પરમાત્મા નથી કહેતા કે તમો ગરીબ છો ને યજ્ઞ કરો પરમાત્મા નથી કહેતા કે તમો અશકત છો ને વૃત્ત કરો પરમાત્મા નથી કહેતા કે તમો યોગી થઈ વનમાં જાઓ અને પરમાત્મા સુંદર સ્વરૂપથી કે ઉત્તમ જાતિથી કે પંડિતપણાથી કે ઇન્દ્રિયોની કુશળતાથી કાન્તિથી કે પ્રતાપથી બળથી કે ઉદ્યમથી બુધ્ધિથી કે આ સંસારમાં સર્વ ક્રિયા કરવામાં ડહાપણથી પરમાત્મા પ્રસન્ન થતા નથી. એટલુંજ નહિ પણ તપથી, તીર્થથી વૃત્તથી યજ્ઞથી દાનથી, અષ્ટાંગયોગ કરવાથી, પણ પરમાત્મા પ્રસન્ન થતા નથી પરંતુ સુર અસુર નર કે વાનર હોય પણ પવિત્ર હૃદયથી અને શ્રધ્ધાથી ભકત વત્સલ ભકતોનાં પ્રેમ ઉપરથી ભકિત વડે ગજેન્દ્ર જેવા ઉપર પણ પરમાત્મા પ્રસન્ન થયા હતા હે આત્મા! બ્રાહ્મણ જાતિ હોય અને ઉપર કહેલા બાર ગુણવાળો હોય છતાં પણ તે જો પરમાત્માનાં ચરણથી વિમુખ હોય તો તેનાં કરતાં પરમાત્માને વીષે મન, વચન, કર્મ ધન, અને પ્રાણને અર્પણ કરનારા ચંડાલ પણ ઉત્તમ છે કારણ કે તે પોતાના દેહને પવિત્ર કરે છે અને ઉત્તમ જાતિમાં જન્મેલા બ્રાહ્મણો હોય અને તે જો પરમાત્માને વિષે મન વચન, કર્મ, ધન, અને પ્રાણને અર્પણ કરીને પોતાના દેહને પવિત્ર ન કરે તો તેને ચંડાલ જેવો જાણવો. હે બેટા! ભાગ્યહીન મનુષ્યો છે તે પરમાત્માના નામનો ત્યાગ કરીને તે સાર વિનાની કૂટ કથાઓ સાંભળે છે એવા પુણ્યહીન મનુષ્યોને મુક્તિ મળતી નથી જે લક્ષ ચોરાશીના ફેરા ફરીને અમૂલ્ય દેહ મળ્યો છે જે મનુષ્ય દેહની દેવો પણ ઇચ્છા રાખે છે કારણ કે તે મનુષ્ય દેહમાં ધર્મની સાથે આત્મજ્ઞાન મેળવી શકાય છે તે મનુષ્ય દેહમાં જન્મ પામ્યા છતાં પણ તેઓ માયાથી મોહ પામી કપટ

છોડીને પરમાત્માને ભજતાં નથી અને ઘર સંબંધીજ ચિંતા કરનારા અને ભોગવેલા વિષયનોજ ઉપભોગ કરનારા સ્વાધીનમાં નહિ એવી ઇન્દ્રિયોથી જન્મ મરણ પામનારા જીવોની બુદ્ધિ વિષયોની વાસનાઓમાંજ રમનારી અને અશુભ અંતઃકરણવાળા તેવાજ વિષયોની વાસનાવાળાઓને ગુરૂ માનનારા કર્મથી બંધાયેલા મનુષ્યો આત્મસ્વરૂપથી જાણી શકાય એવા પરમાત્માને જાણતા નથી. * આંધળાથી દોરાતાં જેમ આંધળો મનુષ્ય માર્ગ ભૂલી જઇને ખાડામાં પડે છે તેમજ તેઓ જન્મ મરણના ખાડામાં પડે છે માટે હે બેટા! મનુષ્ય જયાંસુધી અહંકાર રહિત થઇને મહાત્મા પુરૂષોની વાણી ઉપર શ્રદ્ધા રાખતો નથી ત્યાંસુધી તેઓની બુદ્ધિ પરમાત્માના ખરા સ્વરૂપને ઓળખતી શકતી નથી તેને લીધે તેઓને સંસારમાં જન્મ મરણરૂપી અનર્થ મટતો નથી. માટે હે પવિત્રાત્મા! મહાત્મા પુરૂષોને નિત્ય સેવવા જોઇએ કારણ કે દેવતાઓ પણ સ્વાર્થી હોય છે પાણી તીર્થ રૂપ નથી તેમ માટી અને શિલાની મૂર્તી દેવ રૂપ નથી પરંતુ પાણી તીર્થ રૂપ છે અને મૂર્તી દેવ રૂપ છે પણ તેઓ તો લાંબે દિવસે પવિત્ર કરે છે અને મહાત્મા પુરૂષો તો દર્શન માત્ર-થીજ પવિત્ર કરે છે કારણ કે મહાત્મા પુરૂષો પોતે આનંદ સ્વરૂપ હોય છે અને મુકત પુરૂષો હોય તેથી બીજાઓને છોડે છે અને આનંદ સ્વરૂપ બનાવે છે માટે અહંકાર છોડીને મહાત્મા પુરૂષોની સેવા કરવી.

શિષ્ય પૂછે છે હે પ્રભો! આપ કહો છો કે મહાત્મા પુરૂષો આનંદ સ્વરૂપ છે તો પછી તેઓ બીમાર કેમ પડે? અને આનંદ સ્વરૂપ તો પરમાત્માનું સ્વરૂપ છે તો તે ત્રણ તાપથી રહિત છે અને મહાત્મા પુરૂષો તો બિમાર પડે છે તો પછી મહાત્માઓમાં અને

---

* अंधे नैवनीयमानाः यथांधाः कठवल्ली (સંશોધક)

બીજા મનુષ્યમાં શું ફેર કહેવાય.

ગુરૂ બોલ્યા હે આત્મા ! મહાત્મા પુરુષના બે સ્વભાવો હોય છે એટલે કે એક તો મનુષ્ય જાતિનો સ્વભાવ અને બીજો પરમાત્માપણાનો સ્વભાવ એમ બેય પ્રકારનો સ્વભાવ હોય છે કોઇ દેશમાં સખત ઠંડી હવા હોય તો તે દેશમાં ત્યાં મહાત્માઓ હોય તેને પણ તેટલીજ ઠંડી હવા લાગશે અને તે દેશમાં બીજા મનુષ્યો હોય તેઓને પણ તેટલીજ ઠંડી હવા લાગશે પરંતુ મહાત્મા પુરૂષોનું શરીર પવિત્ર હોવાથી તેઓને બીજા મનુષ્યો કરતાં વધારે એમનું શરીર કોમળ હોય છે. તેથી તેઓના ઉપર સખત ઠંડી હવા વધારે અસર કરશે પરંતુ મહાત્મા પુરૂષો પોતાના આત્મિકબળથી તે સહન કરી શકે છે. તેજ મહાત્મા પુરૂષોની મોટાઇ હે શુદ્ધાત્મા ! જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ, સુખ દુઃખ આ શરીરના ધર્મો છે તે શરીર પોતાના સ્વભાવ પ્રમાણે કાર્ય કરશેજ પરંતુ મહાત્માઓ પોતાના બળથી સહનશીલતા રાખીને દુઃખને તરતજ દૂર ફેંકી દે છે. દૃષ્ટાંત જેમ વરસાદ સારી જમીનમાં પડે અને હલકી જમીનમાં પણ પડે છે છતાં પણ ધાન્યનાં પાકવામાં ફેરફાર થાય છે તેમ કુદરત તો પોતાનો કામ કરે છે. પરંતુ જ્ઞાનીઓ પોતાના આત્મબળથી દુઃખોની અસર થવા દેતા નથી ભૂલથી પણ જો અસત્ય પુરૂષોનો સંગ કર્યો હોય તો તે ભરતરાજની પેઠે સંસારનું કારણ થઇ પડે છે અને સત્પુરૂષોનો સંગ કર્યો હોય તો તે વૈરાગ્યનું કારણ થાય છે. હે બેટા ! જે મનુષ્યોનું કામ ધર્મને માટે ન હોય અને ધર્મદ્વારા વૈરાગ્યને માટે ન હોય અને વૈરાગ્યદ્વારા પરમાત્માના સ્મરણ માટે ન હોય તો તે મનુષ્યનું જીવન વૃથા છે ન્હાવાથી દેહ શુદ્ધિ થાય છે, સંસ્કારોથી ગર્ભાદિકની શુધ્ધિ થાય છે તપથી ઇન્દ્રિયો પવિત્ર

થાય છે દાનથી ધન પવિત્ર થાય છે. સંતોષથી મન પવિત્ર થાય છે. અને હે આત્મા ! પરમાત્માના નામથી આત્મા પવિત્ર થાય છે. કર્મ કાંડ વેદો જેને ઇંદ્રાદિક રૂપે વર્ણવે છે ઉપનિષદો જેને પરબ્રહ્મ રૂપે વર્ણવે છે, સાંખ્ય જેને પુરૂષ રૂપે વર્ણવે છે, યોગશાસ્ત્ર જેને પરમાત્મા રૂપે વર્ણવે છે અને ભક્તો જેને ભગવાન રૂપે વર્ણવે છે. માટે હે બેટા ! તેવા પરમાત્માનું નિત્ય સ્મરણ કરવું સર્વે ગુણગાન અને શાંત બુદ્ધિવાળા મનુષ્યો પવિત્ર હૃદયથી ભક્તિપૂર્વક પરમાત્માને પત્ર પુષ્પ ફળ કે જળ અર્પણ કરે છે તે પવિત્ર હૃદયથી અર્પણ કરવાથી પરમાત્મા સ્વીકારી લે છે. માટે તેવા હૃદયથી પરમાત્માનું સ્મરણ કરવું. જેમ સ્વામી વિના સેવક નથી અને સેવક વિના સ્વામી નથી તેમ પરમાત્માના નામ વિના મુક્તિ નથી માટે જો અંદર તથા બહાર પણ જો અજવાળાની ઇચ્છા હોય તો જીભ્હા રૂપી ડેલીના દ્વાર ઉપર પરમાત્માનાં નામ રૂપી મણીનો દીવો ધરી રાખવો. મહાત્માઓ પણ જીભ્હાથી પરમાત્માના નામનો જપ કરીને માયા રૂપી નિદ્રામાંથી જાગ્યા છે અને વૈરાગ્યને લીધે આ સંસારના સઘળા બ્રહ્મના બનાવેલાં પ્રપંચોથી દૂર રહ્યા છે અને બ્રહ્મસુખજ કેવળ અનુભવ સ્વરૂપ છે તથા અનુપમ રૂપ છે. વાણીથી અગમ્ય છે નિર્દોષ છે અને નામ રૂપથી રહિત છે તેનું ગૂઢતત્વ જાણવાની જેઓને ઇચ્છા હોય તો જીભ્હાથી પરમાત્માના નામનો જપ કરવાથી જ સિદ્ધ થાય છે અને અણિમાંદિ સિધ્ધઓને પામે છે તે. હે આત્મા ! અત્યંત પીડા પામેલા મનુષ્યો પણ જો પરમાત્માનાં નામનું સ્મરણ કરે તો તેઓના દુષ્ટ સંસ્કારો મટી જાય છે અને સુખની પ્રાપ્તિ થાય છે. આ સસારમાં ચાર પ્રકારના ભક્તો છે. આર્ત, જીજ્ઞાસુ, અથાર્થી અને જ્ઞાની આવી રીતે ચાર પ્રકારના ભક્તો હોય છે અને તેઓ ચાર પુણ્યવાન નિર્દોષ અને શ્રેષ્ઠ છે માટે ચારેને જો કે

પરમાત્માના નામનોજ આધાર હોય છે તો પણ તેઓમાંથી જ્ઞાની ભકતો પરમાત્માને વિશેષ પ્યારા હોય છે.

શિષ્ય વિનંતી કરીને કહે છે કે હે વ્યાપક પ્રભો! હું દુષ્ટ એવી ઇંદ્રિયોના વિષયોની ઇચ્છાથી હવે હું આપની કૃપાથી અત્યંત વિરકત થયો છું અને તે વિષયોની સેવા કરતા ગાઢ અંધારામાં ડુબી ગયેલો છું પરંતુ આજ ઘણા જન્મોને અંતે આપના અનુગ્રહથી તરીને પાર જઇ શકાય નહિ તેવા અંધારાના પારને પહોંચાડનારી આપના ચરણ કમલો રૂપી ઉત્તમ નૌકા મને મલી છે તમો આદિ મહાપુરૂષો છો. મનુષ્યોના ઇશ્વર છો અને તમે અજ્ઞાન વડે આંધળા થયેલાં મનુષ્યને માટે સૂર્યની પેઠે એક દ્રષ્ટા રૂપે પ્રગટ થયા છો માટે હે કૃપાળો! હવે આ દેહમાં 'હું તથા મારૂં' આવો જે ખોટો દુરાગ્રહ થયેલો છે અને પરમાત્માની માયા વડે જીવોએ બાંધ્યું છે તે દુરાગ્રહ દૂર કરવા માટે આપજ મહાપુરૂષોને હું શરણે આવેલો છું. હે પ્રભો! કૃપા કરીને આપ જેવાને દૂર કરવો જોઇએ. આપ શરણાગતનું રક્ષણ કરનારા છો પોતાના સેવકોના સંસારરૂપી વૃક્ષોને કુહાડાની પેઠે કાપી નાખનારા છો અને આપ સત્ય ધર્મવેત્તા છો. હે મહારાજ! કેટલાએક મનુષ્યો કહે છે કે અમો પરમાત્માની સગુણ ભકિત કરીએ છીએ અને કેટલાએક મનુષ્યો કહે છે કે અમો નિર્ગુણ પરમાત્માની ભકિત કરીએ છીએ હે ભગવન્! સગુણ ભકિત કેવી રીતે કરવી અને તેથી શું ફળ મળે છે? અને નિર્ગુણ ભકિત કેવી રીતે કરવી અને તેથી શું ફળ મળે છે? માટે હે પ્રભો! તે બેયમાંથી જે ઉત્તમ અને કલ્યાણકારી માર્ગ હોય તે આપ કૃપા કરીને કહો જેથી અમે તે ભકિત કરીએ.

ગુરૂ કહે છે હે નિર્દોષાત્મા! સગુણ તથા નિર્ગુણ એ બેઉમાં

કરશો ભેદ નથી એમ મુનિઓ, મહાત્માઓ, પુરાણો તથા વેદો કહે છે છતાં પણ કોઇ મનુષ્ય પ્રશ્ન પૂછે કે જે પરમાત્મા અગુણ, અરૂપ, અલક્ષ્ય, અને અજન્મા છે તે પરમાત્મા સગુણ કેમ થાય! તો હે આત્મા! એ પ્રશ્ન પૂછનારાને 'સામે પૂછવું' કે જળ છે તે બરફ કેમ થાય છે જેમ જળ અને બરફ જુદાં નથી તેમ સગુણ અને નિર્ગુણ એ બેય ભિન્ન નથી હે આત્મા! કેટલાક મનુષ્યો મંદ બુધ્ધિને લીધે ભેદ દ્રષ્ટિથી ભકિત કરે છે કે અમો આ પંથના છીએ અમો આ પંથના છીએ અને બ્રહ્મા, વિષ્ણુ, તથા શંકર ભગવાનને જૂદા જૂદા રૂપે જુએ છે તે ભેદ દ્રષ્ટિ કરીને ભેદમાંજ પડે છે કારણ કે હે આત્મા! શાસ્ત્રમાં કહ્યું છે કેઃ–

શ્લોકઃ—

જલે વિષ્ણુઃ સ્થળે વિષ્ણુઃ વિષ્ણુઃ પર્વતમસ્તકે,
જવાલ માલા કુલે વિષ્ણુઃ સર્વં વિષ્ણુમયંજગત ॥

અર્થઃ—

હે પવિત્રાત્મા! જયારે સર્વમાં વ્યાપક પરમાત્માને જોવાના છે તો પછી પરમાત્માથી બ્રહ્મા, વિષ્ણુ અને શંકર જુદા છે તે કેમજ કહેવાય? હે બેટા! જે મનુષ્યો ભેદદ્રષ્ટી કરીને ભકિત કરે છે તો તે ખીલાડીને કાઢતાં અને ઉંટ પેસવા જેવું થાય છે માટે જે ખરા જ્ઞાનીઓ છે તે સર્વ પ્રાણીઓમાં પરમાત્માને સર્વ સ્વરૂપે રહેલા છે એમ માને છે તો પછી દેવોમાં ભેદદ્રષ્ટિ કેમ કરે? અર્થાત નજ કરે, જે રજોગુણી અને તમોગુણી પ્રકૃતિવાળા મનુષ્યો છે તે લક્ષ્મી પ્રજા તથા ઐશ્વર્યની વાંચ્છાથી પિતૃઓને તથા ભૂતોને ભજે છે અને કેટલાક મનુષ્યો જેઓનાં રાગદ્વેષ નાશ પામ્યા નથી અને જેના ઉપર

પરમાત્માની કૃપા ઓછી છે તેઓ અસ્થિર સંસારના સુખોની ઇચ્છાથી પરમાત્માની ભકિત કરીને ફળની ઇચ્છા રાખે છે અને જેના ઉપર પરમાત્માની કૃપા છે એવા જે પરમાત્માના પૂર્ણ જ્ઞાની નિસ્પૃહ ભકતો ફળની ઇચ્છા વિના ભકિત કરનારા પરમાત્માની સાયુજ્ય મુકિતને ઇચ્છતા નથી તે મુકિત ચાર પ્રકારની છે. સાલેકય, સામીપ્ય, સારૂપ્ય અને સાયુજ્ય, સાલોકય મુકિત એટલે કે પરમાત્માના લોકમાં રહેવું. સામીપ્ય મુકિત એટલે કે પરમાત્માના ચરણોમાં રહેવું. સારૂપ્ય મુકિત એટલે કે પરમાત્માના જેવું ઐશ્વર્ય ધરાવવું અને સાયુજ્ય મુકિત એટલે પરમાત્માના સ્વરૂપમાં જોડાઇ જવું આ ચાર પ્રકારની મુકિત કહેવાય છે હે બેટા ! વૈરાગ્ય વૃત્તિ છે અને જે પરમાત્માનાં નિસ્પૃહ ભકતો છે તે મુકિતની પણ ઇચ્છા રાખતા નથી.

**રાજા ને રંક સર્વ ભયમાં એ બેઉં નિર્ભય ।**
**સંતો સુશ મુકિત ન માગી જેઓની વૃતી વૈરાગી ॥**

હે બેટા ! જેની વૈરાગ્ય વૃત્તિ છે તેઓ નિસ્પૃહ જ્ઞાનીઓ પરમાત્માની સાયુજ્ય મુકિતને પણ ઇચ્છતા નથી તો પણ તેઓને મુકિત મળે છે અને અવિદ્યા દૂર થયા પછી તેઓને અણિમાદિ આઠ સિધ્ધિઓની તથા વૈકુંઠ લોકની કલ્યાણકારી સંપત્તિને પણ ઇચ્છતા નથી છતાં પણ તેઓને પરમાત્મા આપે છે.

માટે હે આત્મા ! જે મનુષ્યને પોતાના આત્મસુખની અને કલ્યાણની ઇચ્છા હોય તો સર્વ જગતના પ્રપંચોને તથા ભેદ બુધ્ધિને છોડીને પરમાત્માની નિસ્પૃહ ભકિત કરવી અને જે મનુષ્ય ફળની આશા રાખે છે તે વેપારી જાણવો અને કામનાઓની ઉત્પતિથી ઈંદ્રિયો, મન, પ્રાણ, આત્મા, ધર્મ ધૈર્ય, બુધ્ધિ, લજ્જા, લક્ષ્મી, તેજ,

સ્મૃતિ તથા સત્ય નાશ પામે છે અને મનુષ્યો જ્યારે સર્વે કામના-ઓનો ત્યાગ કરે છે ત્યારે તે પરમાત્માના સ્વરૂપે થાય છે અને જેના ઘરમાં મહાત્માઓ જન્મે છે તેના માતા પિતા તથા એકવીશ પેઢીઓ સાથે પવિત્ર થાય છે જ્યાં જ્યાં શાંત સમાનદ્રષ્ટીવાળા તથા સદા-ચારવાળા મહાત્માઓ જન્મે છે તે અપવિત્ર દેશ પણ પવિત્ર થાય છે.

હે આત્મા ! ભકતો ત્રણ ગુણવાળા હોય છે તામસ, રાજસ અને સાત્વિક તામસ એટલે ખરાબ અર્થ લેવાનું નથી પરંતુ તામસ એટલે જે જે ભકતોની બુધ્ધિ મંદ હોય છે તે તામસ કહેવાય છે જે ફળની આશા રાખે તે રાજસ કહેવાય છે અને જે ભકત ધર્મમાં અર્થમાં કામમાં અને મોક્ષ માર્ગમાં નિષ્કામ કર્મ કરે તે સાત્વિક કહેવાય છે અને જે ભકત દંભ રાખે તે તામસ કહેવાય છે માટે હે બેટા ! પરમાત્માની ભકિત કરનારા મનુષ્યોએ સકામ કર્મોનો ત્યાગ કરવો અને નિષ્કામ તથા નૈમિતિક કર્મોજ કરવા અને જ્યારે આત્મતત્વમાં પ્રવૃતિ થાય પછી તે નિત્ય અને નૈમિતિક કર્મોનો પણ આદર કરવો નહિ. કારણ કે નિત્ય અને નૈમિતિક કર્મો કરવાથી અંતઃકરણ શુધ્ધ થાય છે અને અંતઃકરણ શુધ્ધ થવાથીજ પરબ્રહ્મનું અનંત સુખ મળે છે. અને તેથી મોક્ષ મળે છે.

શિષ્ય વિનંતિ કરી પૂછે છે હે ગુરૂદેવ ! આપ કહો છો કે આ જગત્ પરબ્રહ્મ પરમાત્મા વિષે રહેલું છે અને સર્વને આત્મારૂપે માનવાનાં છે તો હે પ્રભો ! જ્ઞાતિઆદી ભેદ રાખવો કે નહી ?

ગુરૂ કહે છે હે નિર્દોષાત્મા ! પરમાત્માએ જ્યારે સૃષ્ટી ઉત્પન્ન કરી ત્યારેજ ગુણ અને કર્મના વિભાગ વડે ચાર વર્ણો સરજ્યાં છે તેના માટે ગીતાજીમાં કહ્યું છેઃ—

શ્લોકઃ—

ચાતુર્વર્ણ્યં મયા સૃષ્ટં ગુણ કર્મ વિભાગશઃ ।
તસ્ય કર્તારમપિમાં વિદ્ધ્ય કર્તાર મવ્યયમ્ ॥

અર્થ:—

બેટા! આ વચનાનુસાર પણ સર્વમાં જાતિ ઇત્યાદિકોનુ ભેદ રાખવામાં આવેલો છે કારણ કે, આત્મા વડે એક છીયે પણ પ્રતિબીંબ વડે ભેદ રાખવાનું હોય છે કારણ કે પરમાત્માએ ગુણ અને કર્મને અનુસરીને જાતિનાતિ તરીકે પ્રથા બાંધી દીધેલી છે તે પ્રભુની આજ્ઞાનુસાર સર્વને આત્મારૂપે જોવાનું છે. પરંતુ પ્રતિબિંબ વડે તો ભેદ રાખવાનું છે માટે હે પવિત્રાત્મા! ઉપર કહેવા પ્રમાણે નવધાભકિત કરવી હવે ચોથા અધ્યાયમાં હઠયોગના અષ્ટાંગનું વર્ણન કહું છું તે સાંભળ.

હરી ૐ તત્સત્ પરમાત્મને નમ :

**નવધા ભકિત વર્ણન નામનો અધ્યાય ત્રીજો સંપૂર્ણ.**



# અધ્યાય ચોથો

## અષ્ટાંગ હઠયોગ વર્ણન.

योगे न चित्तस्य पदे न वाचां, मलं शरीरस्यच वैद्यके न।
योऽपा करोत्तं प्रवरं मुनीनाम्, पतंजलिं प्रांजलि रानतोऽस्मि॥

દોહરો

શ્રી સદ્‌ગુરૂ કૃપા વડે અષ્ટાંગ યોગ કહેવાય
પૂર્ણ પુરૂષાર્થથી બ્રહ્માનંદ વરાય.

હે આત્મા! મનુષ્ય જો શ્રી સદ્‌ગુરૂની કૃપા મેળવીને પરિપૂર્ણ પુરૂષાર્થથી જો અષ્ટાંગ યોગ કરે તો બ્રહ્માનંદની પ્રાપ્તિ થાય છે.

અષ્ટાંગ યોગનું ભજન.

ગોરા બુદ્ધિબાઇ તે આત્માને વીનવે
તમારા સ્વરૂપની યુક્તિયું દેખાડો—અખંડાનંદ માણુવા ટે.
ગોરા દ્રઢ પુરૂષાર્થ પ્રેમે કરો
ગુરૂ શાસ્ત્ર વચને ચાલ્યા આવો—અખંડા૦
ગુરૂ વચને તે તિમિર નાશશે
વૈરાગ્ય ભાનુ પ્રગટશે અંતર માંહ્ય—અખંડા૦
શમ દમ ઉપર તિતિક્ષાને ધારો
શ્રદ્ધા સમાધાન ને વિચારો—અખંડા૦

પ્રથમ પંચ ક્લેશ ને ટાળજો
સત્વ ગુણ હૃદયમાં વધારો–અખંડા૦

ગુરૂ કૃપા એ અષ્ટાંગ યોગ આદરો
યમ નિયમ આસન પ્રાણાયામ–અખંડા૦

પ્રત્યાહાર ધ્યાન ધારણાને કરો
પછી નિર્વિકલ્પે સમાધીને વરો–અખંડા૦

તેજ તેજ સ્વરૂપમાં રમી રહયો
આનંદ આનંદે બ્રહ્માનંદમાં સમો–અખંડા૦

સંપૂર્ણ.

હે નિર્દોષાત્મા! હવે હું તને હઠયોગના અષ્ટાંગનું વર્ણન કરીને કહું છું તે તું સાંભળ. હકાર સૂર્ય કહેવાય છે અને ઠકાર ચંદ્ર કહેવાય છે. સૂર્ય અને ચંદ્રના યોગથી હઠયોગ કહેવાય છે. ઇંડામાં વહન કરતા પ્રાણને ચંદ્ર કહે છે અને પિંગલામાં વહન કરતા પ્રાણને સૂર્ય કહે છે. ડાબી જે ચંદ્ર નાડી તેને ઇંડા કહે છે. જમણી જે સૂર્ય નાડી તેને પિંગલા કહેવાય છે. પ્રાણાયામ તથા મુદ્રા આદિનાં અભ્યાસ વડે કુંડલીનીનું ઉત્થાન થઇ સૂર્ય ચંદ્રનો પ્રવાહ શિથિલ થઇ પ્રાણવાયુનો સુષુમ્ણામાં પ્રવેશ થાય છે. આવી રીતે સૂર્ય ચંદ્રને એકત્ર કરવાની કલાને હઠયોગ કહે છે. પ્રાણ ઉષ્ણ હોવાથી તેને સૂર્ય કહે છે અને અપાન શીતલ હોવાથી ચંદ્ર કહેવામાં આવે છે. અને હે બેટા! જેને યોગાભ્યાસ કરવાની ઇચ્છા હોય તેને એકાંતમાં વાસ કરવો અને યોગ્ય આહાર કરવો એટલે કે સાત્વિક અને અતિ સૂક્ષ્મ આહાર કરવો, તેમાં પણ બને તો દૂધ કે ફળનો આહાર

વધારે સહાય (લાભ) આપનારૂં છે. હઠયોગનાં (અષ્ટાંગ) યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, અને સમાધિ એ આઠ રાજયોગ તથા હઠયોગ બન્નેના અંગ ગણાય છે. હે આત્મા ! પ્રથમ પંચ કલેશોને ટાળવા. એ પંચ કલેશોનાં નામ અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ, અને અભિનિવેશ આ પંચ કલેશો કહેવાય છે. પોતાના સ્વરૂપને વિસરી જવું તે અવિદ્યા કહેવાય, દેહને હું છું એમ માનવું તે અસ્મિતા કહેવાય અનુકૂલ પદાર્થો ઉપર પ્રીતિ તે રાગ કહેવાય, પ્રતિકૂળ પદાર્થો ઉપર અપ્રીતિ તે દ્વેષ કહેવાય, અને અનુકુળ પદાર્થોનો નાશ થતાં પોતાનો નાશ માનવો તે અભિનિવેશ કહેવાય. આ પંચ કલેશોને લેશમાત્ર પણ હૃદયમાં રહેવા દેવા નહી. પ્રથમ * યમનું અંગ તે દશ પ્રકારનું છે અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, ક્ષમા ધૃતિ, દયા, આર્જવ, મિતાહાર અને શૌચ, અહિંસા એટલે કોઇ પણ પ્રાણીનો કોઇ પણ પ્રકારથી કોઇપણ કાલમાં દ્રોહ એટલે મારવાનો વિચાર નહી કરવો, અથવા મન વાણી અને શરીર વડે કોઇપણ પ્રકારથી કદી પણ પીડા કરવી નહી તે અહિંસા કહેવાય છે. પ્રિય જણાતા પરીણામે હિત કરનારા કપટ રહીત અને નિરાભિમાનથી બોલવું તે સત્ય કહેવાય છે. મન, વાણી, અને કર્મ વડે પરદ્રવ્યમાં જે નિસ્પૃહતા તેને તત્વદર્શી ઋષિઓ અસ્તેય કહે છે. તે અસ્તેયનુ પાલન કરવાથી સાધકને સંપૂર્ણ શુભ વસ્તુઓની અનાયાસે પ્રાપ્તિ થાય છે. મન, વાણી અને શરીરથી ઇંદ્રિયવર્ગ યથાર્થ સંયમને બ્રહ્મચર્ય કહેવાય છે, જ્ઞાની લોકોનું ક્ષમા એજ ભૂષણ છે, અજ્ઞાનીઓનાં કુવચનો સહન કરવા તે જ્ઞાની-

---

૧ યમભેદ અહિંસા ૨ સત્ય ૩ અસ્તેય ૪ બ્રહ્મચર્ય ૫ અપરિગ્રહ (સંશોધક)

ઓનું પરમ ધર્મ છે, જગતનાં ઉપહાસથી કે અપકારથી ક્રોધ ચડાવિને ક્ષમાનો ત્યાગ કરવો તે ઉચિત નથી અને જેણે ધર્મ પાળ્યો હોય તેનું ધર્મજ રક્ષણ કરે છે. અને ધર્મનાં નાશથી તેનું નાશ થાય છે. માટે નિરંતર ક્ષમા રાખી રહેવા થકીજ સત્ય સુખનો અનુભવ થાય છે. અનેક પ્રકારનાં વિઘ્નો પ્રાપ્ત થાય છતાં પણ અભ્યાસનો ત્યાગ કરવો નહી તે ધૃતિ કહેવાય છે, દીન પ્રાણીઓ ઉપર તેમનાં દુઃખો તથા તેમની ખરાબ સ્થિતી જોઇને કરૂણા બતાવવી તે દયા કહેવાય છે. અહંપણાનો ત્યાગ કરીને સર્વ પ્રાણીઓ પ્રત્યે મન વાણી અને શરીરથી કરીને નમ્રતા તથા સરળતા રાખવી તે આર્જવ કહેવાય છે, કેવળ દેહ રક્ષણાર્થે ઔષધીની પેઠે પ્રસન્ન મનથી સુક્ષ્મ આહાર કરવો એ મિતાહાર કહેવાય છે, શૌચ માટી અને જળ વડે બહારથી સ્થૂલ શરીરને પવિત્ર રાખવું એ બાહ્ય શૌચ કહેવાય છે. સુખી પ્રાણીઓમાં મૈત્રી, દુઃખી પ્રાણીઓમાં કરૂણા, પુણ્યવાનમાં મુદિતા તથા પાપીઓમાં ઉપેક્ષા રાખવી આ શોચ કહેવાય છે. હે પવિત્રાત્મા ! આ દશ પ્રકારનો યમ કહેવાય છે, હવે * નિયમનું અંગ તપ, સંતોષ, આસ્તિકય, દાન, ઇશ્વર પૂજન, લજ્જા, જપ, હોમ, સિદ્ધાંત વાકયનું શ્રવણ અને મતિ. તપ એટલે મન વચન અને શરીર વડે પાપ કર્મ કરવા નહિ તે તપ કહેવાય છે. સંતોષ એટલે પોતાના પ્રારબ્ધકર્માનુસાર જે ભોગ આવીને પ્રાપ્ત થાય તેમાં તૃપ્તિ રાખવી તે સંતાષ કહેવાય છે, આસ્તિકય એટલે કે શાસ્ત્ર તથા ધર્મ વિષે દ્રઢ વિશ્વાસ તે આસ્તિકય કહેવાય છે. પોતાનું ન્યાયપૂર્વક એકત્ર કરેલા ધનમાંથી શકિત પ્રમાણે યોગ્ય ધનને વિધીપૂર્વક શ્રધ્ધા વડે સત્પાત્રને આપવું તે દાન કહેવાય છે ને ઇશ્વરનું પૂજન

નિયમભેદ ૧ શૌચ ૨ સંતોષ ૩ તપ ૪ સ્વાધ્યાય ૫ ઇશ્વર પ્રણિધાન
(સંશોધક)

એટલે કે શ્રી સદાશિવનું કે શ્રી વિષ્ણુનું શ્રધ્ધા ભક્તિ વડે એકાગ્રતાથી યથાશક્તિ ચંદન પુષ્પાદિથી અર્ચન કરવું તે ઇશ્વરનું પૂજન કહેવાય છે. સિદ્ધાંત વાકયનું શ્રવણ એટલે ઉપનિષદાદિ વેદાંત વાકયોનું વિધીપૂર્વક શ્રવણ કહેવાય છે. મતિ એટલે વેદ વિહિત યોગાદિ સત્કર્મોમાં અસંભાવના રહીત સુદ્રઢ શ્રદ્ધા તે મતિ કહેવાય છે. લજ્જા એટલે નિંદિત આચરણોથી વીશિષ્ટ પુરૂષો સન્મુખનતમસ્તક થવું તેને લજ્જા કહેવાય છે. જપ એટલે કે વિષયોમાં પ્રસરી રહેલી ઇન્દ્રિયોને અંતઃકરણની વૃત્તિઓને આકર્ષીને અંતરમાં સમાવવા સારૂ જપ ઉપયોગી છે. ઉપવાસાદિ તપશ્ચર્યા કરનારાને જપનું અનુષ્ટાન અવશ્ય કરવું જોઇયે તે જપથી ઇન્દ્રિયો પ્રાણુ અને મન સ્થિર થઇ શાંત થાય છે અને હૃદયમાં શુંધ્ધ સત્વગુણનો પ્રકાશ પ્રાદુર્ભૂત થવાથી ચીત્તમાં પ્રસન્નતા થાય છે ૐ અને સોહં નામનાં મંત્રના જપને અજપા જાપ કહે છે અને અધિકારી તથા સંપ્રદાયોની ભિન્નતાથી જપનાં ઘણાં પ્રકાર થયેલા છે. યોગિયો તથા ભકતજનો શ્રી સદ્ગુરૂદ્વારા યથાવિધિ દીક્ષા પામીને પોતાનાં અધિકાર પ્રમાણે નીચેનાં મંત્રોમાંથી કોઈ એકનો જપ કરે ૐ નમઃ શિવાય, ૐ નમો ભગવતે વાસુદેવાય, શ્રી કૃષ્ણ શરણંમમ, ૐ નમો ગુરૂ દેવાય, ગોવિંદાયનમઃ ૐ નમો નારાયણાય, ઇત્યાદિ દેવી, સૂર્ય, ગણપતિ તથા હનુમાનાદિ દેવતાઓનાં મંત્રનું અનુષ્ટાન તે પણ જપ કહેવાય છે. હે આત્મા! વેદોકત મંત્રનો શ્રી સદ્ગુરૂદ્વારા ઉપદેશ પામીને તે મંત્રનો વિધિ પૂર્વક અભ્યાસ કરવો તે પણ જપ કહેવાય છે તથા સદ્ગુરૂદ્વારા વેદ, બ્રહ્મસૂત્ર, પુરાણ અથવા ઇતિહાસાદિ સચ્છાત્રોનું અધ્યયન કરીને જે અભ્યાસ કરવો તે પણ જપ કહેવાય છે જપનાં બે પ્રકાર છે વાચિક તથા માનસિક, તે બન્નેનાં પણ બબ્બે ભેદ છે. તેમાં ઉચ્ચૈઃ અને ઉપાંશુ એ બે ભેદ વાચિક જપનાં છે, અને ધ્યાન રહીત

એ બે ભેદ માનસિક જપનાં છે. અન્ય મનુષ્યોને સાંભળવામાં આવે એવી રીતે જે સ્પષ્ટ ઉચ્ચારપૂર્વક જે જપ કરવો તે ઉચ્ચૈઃ વાચિક જપ કહેવાય છે, અને જે અન્ય મનુષ્યોને સાંભળવામાં ન આવે એવી રીતે જે શનૈઃ શનૈઃ જપ કરવો તે ઉપાંશુ વાચિક જપ કહેવાય છે જીંહ્વા તથા ઓષ્ઠાદિ અવ્યવો ન હાલે એવી રીતે કેવળ મન વિષેજ જે જપ કરવો ધ્યાન રહિત માનસિક જપ કહેવાય છે. અને મંત્રના અધિષ્ઠાતા દેવમાં કિંવા મંત્રના વર્ણોમાં ચિત્તને એકાગ્ર કરીને જે જપ કરવો તે ધ્યાન સહીત માનસિક જપ કહેવાય છે. એ ચારે જપમાં ધ્યાન સહિતનો માનસિક જપ ઉત્તમ છે. અને ઉચ્ચૈઃ જપથી ઉપાંશુ જપ સહસ્રગણો ફળનો હેતુ થાય છે, ઉપાંશુ જપથી માનસિક જપ સહસ્ર ગણો ફળનો હેતુ થાય છે, અને માનસિક જપથી ધ્યાન યુકત જપ સહસ્ર ગણો ફળનો કારણ થાય છે, એવી રીતે આળસ રહીત થઇને મંત્રના અર્થનું ચિંતવન કરીને મંત્રનો જપ કરે તો તે મંત્રની સિધ્ધિને તથા ઉપાસ્ય દેવનાં સ્વરૂપને પ્રાપ્ત થાય છે, અને મંત્રનો જપ અર્થને જાણ્યા વિના જો એકાગ્ર મન વડે કરે તે મનુષ્ય મંત્રની સિધ્ધિને તથા ઉપાસ્ય દેવનાં સ્વરૂપને પ્રાપ્ત કરતો નથી માટે મંત્રનો અર્થ જાણીનેજ જપ કરવો. હે શુધ્ધાત્મા! ગીતાજીમાં પણ કહ્યું છે કે "યજ્ઞાનાં જપ યજ્ઞોસ્મિ" કારણ કે વિધિ યજ્ઞ કરતાં હિંસાદિ દોષથી રહીત જપ યજ્ઞ સર્વ યજ્ઞો કરતાં શ્રેષ્ઠ છે. બ્રહ્મયજ્ઞ વૈશ્વદેવ દેવયજ્ઞ, બલિદાન ભૂત યજ્ઞ, નિત્યશ્રાધ્ધ પિતૃ યજ્ઞ, અને અતિથી ભોજન મનુષ્ય યજ્ઞ, એ પાંચ પ્રકારનાં યજ્ઞો છે. તથા દર્શપાર્ણમાસાદિક જે વિધી યજ્ઞો છે તે સર્વ યજ્ઞો જપરૂપી યજ્ઞનાં સોળમાં ભાગની તુલ્યતા પણ નથી, અને હે આત્મા! જપ બહિર્વૃત્તિનો નાશ કરે છે ને કામનાવાળા મનુષ્યોને બહુધા ઉપાસ્ય દેવોની પ્રસન્નતાદ્વારા ઇચ્છીત ફળની

પ્રાપ્તિ કરાવે છે અને નિષ્કામી મનુષ્યના ચિત્તની શુદ્ધિ કરે છે. માટે હે બેટા શ્વાસોચ્છવાસે જપ કર્યાજ કરવો. અને હોમ મન સહિત અગિયાર ઇન્દ્રિયોને તેમના સર્વે વિષયોથી ઉપરામ કરીને બ્રહ્મજ્ઞાનરૂપી અગ્નિને વીષે હોમવું તે સાત્વિક હોમ અને ચિત્તની એકાગ્રતારૂપ અગ્નિને વીષે હોમવું તે યોગ યજ્ઞ કહેવાય છે. હે પવિત્રાત્મા ! આ દશ પ્રકારના નિયમોનાં અંગો કહેવાય છે. તે પછી આસન ચોર્યાસી જાતનાં છે. ૧ સિધ્ધાસન, ૨ બધ્ધ પદ્માસન, ૩ દ્રઢાસન, ૪ વીરાસન, ૫ પવન મુકતાસન, ૬ વામપાદપવન મુકતાસન, ૭ ધીરાસન, ૮ દક્ષિણપાદપવન મુકતાસન, ૯ દક્ષિણ શ્વાસ ગમનાસન, ૧૦ પશ્ચિમતાનાસન, ૧૧ વાતાયનાસન, ૧૨ મથુરાસન, ૧૩ મત્સ્યેંદ્રાસન, ૧૪ અર્ધપદ્માસન, ૧૫ કુકકુટાસન, ૧૬ ગોરખાસન (ભદ્રાસન,) ૧૭ ઉર્ધ્વ પદ્માસન, ૧૮ અર્ધપાદાસન, ૧૯ પૂર્ણ પાદાસન, ૨૦ દક્ષિણાસન, ૨૧ શઆસન, ૨૨ અધ્વાસન, ૨૩ વામદક્ષિણપાદાસન, ૨૪ ધનુષાસન, ૨૫ દક્ષિણપાદશિરાસન, ૨૬ દ્વિપાદશિરાસન, ૨૭ સ્થિરાસન, ૨૮ વૃક્ષાસન, ૨૯ અધ વૃક્ષાસન, ૩૦ ચક્રાસન, ૩૧ તાડાસન, ૩૨ દક્ષિણ ચતુર્થાંશ પાદાસન, ૩૩ ઉર્ધ્વ ધનુષાસન, ૩૪ વામસિદ્ધાસન, ૩૫ સ્વસ્તિકાસન, ૩૬ સ્થિતિ વિવેકાસન, ૩૭ ઉત્થિત વિવેકાસન, ૩૮ દક્ષિણ તર્કાસન, ૩૯ પુર્વ તર્કાસન, ૪૦ નિશ્વાસાસન, ૪૧ અર્ધ કુર્માસન, ૪૨ ગરૂડાસન, ૪૩ સિંહાસન, (વ્યાઘ્રાસન) ૪૪ વામત્રિકોણાસન, ૪૫ પ્રાર્થનાસન, ૪૬ દક્ષિણપાદ ત્રિકોણાસન, ૪૭ પુર્ણપાદ ત્રિકોણાસન, ૪૮ વામ ભુજાસન, ૪૯ વામ હસ્ત ભયંકરાસન, ૫૦ અંગુષ્ઠાસન, ૫૧ ઉત્કટાસન, ૫૨ વામ અંગુષ્ઠાસન, ૫૩ જ્યેષ્ઠિકાસન, ૫૪ વામ અર્ધપાદાસન, ૫૫ વામ હસ્તભુજાસન, ૫૬ હસ્તભુજાસન, ૫૭ વામ વક્રાસન, ૫૮ વામ જાન્વાસન, ૫૯ વામ શાખાસન, ૬૦ ત્રિસ્તંભાસન, ૬૧ વામપાદ અપાનગમનાસન, ૬૨ વામહસ્ત ચતુરકોણાસન, ૬૩ કુર્માસન (ગોમુ-

ખાસન,) ૬૪ ગર્ભાસન, ૬૫ એકપાદ વૃક્ષાસન, ૬૬ મુકતહસ્ત વૃક્ષાસન, ૬૭ હસ્ત વૃક્ષાસન, ૬૮ દ્વિપાદ પાર્શ્વાસન, ૬૯ કંદપીડનાસન, ૭૦ પ્રૌઢાસન (વામાર્ધપદ્માસન) ૭૧ ઉપધાનાસન, ૭૨ ઉર્ધ્વસંયુકત પાદાસન, ૭૩ અર્ધશબાસન, ૭૪ ઉત્તાન કૂર્માસન, ૭૫ ઉત્કટાસન, ૭૬ અપાનાસન, ૭૭ યોન્યાસન, ૭૮ મંડુકાસન, ૭૯ પર્વતાસન, ૮૦ શલભાસન, ૮૧ કોકિલાસન, ૮૨ લોલાસન, ૮૩ ઉષ્ટ્રાસન, (હંસાસન) ૮૪ પ્રાણુાસન, ૮૫ કાર્મુકાસન, ૮૬ આનંદમંદિરાસન, ૮૭ ખંજનાસન, ૮૮ ક્ષેમાસન, ૮૯ ગ્રંથીભેદનાસન, ૯૦ સર્વાંગાસન, ૯૧ સમાનાસન, ૯૨ ભુજંગાસન, ૯૩ પવનાસન, ૯૪ મત્સ્યાસન.

## (૧) સિધ્ધાસન

ડાબા પગને આડો રાખીને તેની પાની સીવની (વૃષણુના મુળ તથા ગુદાના છિદ્રની વચ્ચેના ભાગ) માં રાખવી ને જમણા પગની પાની લિંગ ઉપર રાખી ડોકને નીચી નમાવી, હડપચી હ્રદયની સમીપના દેશમાં એટલે હૃદયની ઉપર ચાર આંગળ પર લગાડી સરલ અને નિશ્ચલ સ્થિતિ વડે ઇન્દ્રિયોને વશીભુત કરીને બેસવું ને આંખને ઉઘાડી રાખીને દ્રષ્ટિને ત્રિકુટીમાં (ભ્રૂમધ્ય ભાગમાં) રાખવી ને ડાબા હાથના ચતા પંજાપર જમણા હાથનો ચતો પંજો રાખવો તે સિદ્ધાસન કહેવાય છે.

વજ્રાસન, ગુપ્તાસન ને મુકતાસન એ સિદ્ધાસનનાં અવાંતર ભેદો છે. તેમાં જમણા પગની પાની ગુદાને ઉપસ્થની વચ્ચે રાખી ડાબા પગની પાની લિંગપર રાખી પુર્વવત સ્થિર થવું તે વજ્રાસન, ડાબા પગની પાની સીવનીમાં રાખી તે પાની પર જમણા પગની પાની રાખી પૂર્વવત બેસવું તે મુકતાસન ને ડાબા પગની પાની લીંગની ઉપર રાખી તે પગના ફણાનાં મધ્ય ભાગપર જમણા

પગની પાની રાખી પુર્વની પેઠે સ્થિત થવું તે ગુપ્તાસન કહેવાય છે. આ ગુપ્તાસનને કેટલાક યોગીઓ સિધ્ધાસન પણ કહે છે.

આ આસને બેસવાથી મસ્તક વીના શરીરનો મધ્ય ભાગ સીધો રહે છે ને શ્વાસોચ્છવાસ સીધો ચાલી તેની ગતિ મંદ પડવા માંડે છે. દેહને કષ્ટ દીધા વીના આ આસને વધારે સમય સુધી બેસી શકાય છે. વૃતિ અનાયાસે સ્થિર થવા માંડે છે. લોહી યોગ્ય રીતે ફરવાથી શરીર નિરોગી રહે છે અને મોક્ષના પ્રતિબંધક સંસાર દુર થવા માંડે છે. જેમ યમમાં અહિંસા ને નિયમમાં મતિ મુખ્ય છે તેમ સર્વે આસનોમાં સિધ્ધાસન મુખ્ય છે તે પ્રાણવહા નાડીઓના સર્વ મલને દુર કરનાર છે તથા અનાયાસે ઉન્મીકલાને ઉપજાવનાર છે તેમજ ત્રણ બંધોને પણ અનાયાસે સિધ્ધ કરનાર છે.

## (૨) પદ્માસન

જમણા પગને ડાબા સાથળ પર અને ડાબા પગને જમણા સાથળ પર રાખીને ડોકને સહજ નીચી નમાવી, હડપચીને હૃદયની સમીપ (હૃદયની ચાર આંગળ ઉપર) રાખી બેસવું ને પછી બન્ને હાથોને પીઠની પછવાડે ફેરવીને બન્ને હાથના પંજા ચતા રાખી જમણા હાથથી (અંગુઠા તથા તર્જનીથી) જમણા પગનો અંગુઠો ને ડાબા હાથથી (અંગુઠા તથા તર્જનીથી) ડાબા પગનો અંગુઠો પકડવો. ને આંખોને ઉઘાડી રાખી દ્રષ્ટિને નાસિકાના અગ્રભાગ ઉપર ઠેરાવવી તે પદ્માસન કહેવાય છે કેટલાક યોગીઓ આને બધ્ધ પદ્માસન પણ કહે છે.

ડાબા પગને જમણા સાથળપર ને જમણા પગને ડાબા સાથળ પર રાખવાથી એ આસનનો બીજો ભેદ થાય છે.

આ આસનમાં મસ્તક વીનાનો શરીરનો મધ્ય ભાગ સીધો રહેવાથી શ્વાસ સીધો ચાલી તેની ગતિ મંદ પડવા માંડે છે.

વૃતિ અનાયાસે સ્થિર થવા લાગે છે શરીરમાં લોહીનુ ફરવું યોગ્ય રીતે થવાથી આરોગ્યતા સારી રહે છે આલસ્ય થતું નથી ને પૂર્વના વ્યાધિઓનું શમન થાય છે.

## (૩) દ્રઢાસન

ડાબો હાથ કોણીથી વાળી માથા વીચે રાખી બન્ને પગો લાંબા કરી વૃષણ ન દબાય એવી રીતે ડાબે પડખે શયન કરવું તે દ્રઢાસન કહેવાય છે.

આ આસનના અભ્યાસથી ઉંઘમાં બહુ સ્વપ્નો આવતાં નથી બહુધા વીર્ય સ્ખલિત થતું નથી. પવનની ગતિ યોગ્ય માર્ગમાં રહેવાથી રોગની ઉત્પતિ થતી નથી ને જઠરાગ્નિ બલવાન થાય છે. તેમજ થોડો સમય સુવાથી પણ વિશેષ સમય સુધી સુતા જેટલો લાભ અનુભવાય છે.

ધ્યાનિલોક રાત્રિએ ઘણું કરીને એજ આસને વિશેષ સમય સુધી શયન કરે છે.

હાથ તથા પડખાની સ્થિતિ બદલવાથી દક્ષિણાસન નામનો આ આસનનો અન્ય ભેદ થાય છે.

## (૪) વીરાસન

ડાબા પગને ઢીંચણથી વાળી જાંગની નીચે લઇ તેનો ફણો ગુદાની નીચે ઉત્તર દક્ષિણ આડો રાખવો ને જમણા પગની પાની ડાબા પગના અંગુઠાને અડાડીને ગોઠણ ઉંચું રાખીને બેસવું તે વીરાસન કહેવાય છે.

જમણા પગને ડાબા સાથળ પર રાખીને ને ડાબા પગને જમણા સાથળની નીચે રાખીને બેસવું તે પણ વીરાસન કહેવાય છે. પગની સ્થિતિ બદલવાથી આ આસનનો બીજો ભેદ થાય છે. આ

આસને બેસવાથી આંખ ઓછી મીટ મારે છે ને અપાનઉર્ધ્વ થવાથી શરીર બલ વધે છે.

**(૫) (૬) પવન મુક્તાસન તથા વામપાદ પવન મુક્તાસન.**

ડાબા પગની પાની ડાબા ઢગરાને અડાડીને તથા જમણા પગની પાની જમણા ઢગરાને અડાડીને બન્ને ઢીંચણો બન્ને ખભા આગળ રાખીને તે ઢીંચણોથી બહાર જમણા હાથથી ડાબા હાથની કોણી ઝાલવી એવી રીતે બન્ને ગોઠણ વચ્ચે રાખી 'સ્વસ્થ બેસવું' તે પવન મુક્તાસન કહેવાય છે. આ આસનથી હોજરી, આંતરડા તથા મલાશયમાંનો અપાનવાયુ દુર થાય છે. વામપાદ પવન મુક્તાસન તથા દક્ષિણપાદ પવન મુક્તાસન એ પવન મુક્તાસનનાં અવાંતર ભેદ છે.

ડાબા પગની પાની ડાબા ઢગરાને અડાડીને એ ગોઠણની આસ-પાસ અદબ ભીડવી ને જમણો પગ આડો રાખીને તેનું તળીઉં ડાબા પગના ફણાને અડાડીને બેસવું તે વામપાદ પવન મુક્તાસન કહેવાય છે.

ઉપર પ્રમાણે જમણા પગની પાની જમણા ઢગરાને અડાડી ડાબો પગ આડો રાખીને તેનું તળીયું જમણા પગના ફણાને અડા-ડીને અદબ ભીડીને બેસવું તે દક્ષિણ પાદ પવન મુકાસન કહેવાય છે.

**(૭) ધીરાસન તથા દક્ષિણપાદ ધીરાસન**

બન્ને પગ ગોઢણથી વાળીને તેના ફણા ગુદાની નીચે આડા રાખીને બેસવું તે ધીરાસન કહેવાય છે.

દક્ષિણપાદ ધીરાસન તથા વામપદ ધીરાસન એ ધીરાસનનાં અવાંતર ભેદ છે.

જમણો પગ ગુદાની નીચે રાખી ડાબો પગ ઢીંચણથી વાળી તેની પાની. ઢગરાને અડાડીને બેસવું તે દક્ષિણપાદ ધીરાસન છે તેનાથી ઉલટી રીતે બેસવું તે વામપાદ ધીરાસન છે.

### (૮) દક્ષિણ પાદપવન મુકતાસન

આ આસનની રીતી ઉપર અંક ૫-૬ માં જુઓ.

### (૯) વામદક્ષિણ શ્વાસ ગમનાસન

જમણા પગનું ઢીંચણ જમણા હાથની બગલમાં રાખી તે ભણી ભાર દઇ ડાબો પગ ઢીંચણથી વાળી તેની એડી ડાબા ઢગરાને અડાડી ગુદા અધર રાખી બેસવું તે વામશ્વાસગમનાસન કહેવાય છે.

આ આસને બેસવાથી ડાબી નાસિકામાંથી શ્વાસનું આવા ગમન થવા માંડે છે.

ડાબા પગનું ઢીંચણ ડાબા હાથની બગલમાં રાખી ઉપર કહેલ છે તેથી ઉલટી રીતે ડાબી ભણી ભાર દઇને બેસવું તે દક્ષિણ શ્વાસ ગમનાસન કહેવાય છે.

આ આસને બેસવાથી જમણી નાસિકામાંથી શ્વાસનું આવા ગમન થવા લાગે છે.

### (૧૦)પશ્ચિમાન

નીચે બેસી બન્ને પગ દંડની પેઠે સન્મુખ લાંબા કરી બન્ને હાથથી ઢીંચણની નીચેનો ભાગ ભૂમિથી ઉપડે નહી એવી રીતે બન્ને પગ રાખી તે પગના અંગુઠા ઝાલવા ને લલાટને ઢીંચણપર રાખવું તે પશ્ચિમતાન નામનું આસન કહેવાય છે. આ આસનથી પ્રાણનું સુષુમ્ણામાં વહન થાય છે, જઠરાગ્નિની વૃદ્ધિ થાય છે. ઉદરના મધ્ય ભાગનું કૃશપણું થાય છે ને આરોગ્યતાની તથા નાડીઓના વળનાં સામ્યપણાની પ્રાપ્તિ થાય છે.

### (૧૧) વાતાયનાસન

ડાબા પગની પાની જમણા સાથળના મુલમાં ભરાવીને તેજ પગનું ઢીંચણ જમણા પગની ઘુંટીને અડાડીને ઉભા રહેવું તે વાતાયનાસન કહેવાય છે.

## (૧૨) મયુરાસન

બન્ને હાથનાં તળાં આંગળાં પહોળાં રહે તે રીતે પૃથ્વીપર રાખી, તે હાથોને કોણીથી વાળી નાભીને પડખે ભરાવી શરીરને મોરની પેઠે બન્ને હાથના આધારથી અધર રાખવું તે મયુરાસન કહેવાય છે. આ આસન ગુલ્મ, જલોધર, પ્લીહા (બરોલ) વાત, પિત, કફ તથા આલસ્યનો શીઘ્ર નાશ કરે છે, જઠરાગ્નિ પ્રદીપ્ત કરે છે, તથા નુકશાનકારક અન્નને ભસ્મ કરે છે.

## (૧૩) (૧૪) મત્સ્યેંદ્રાસન

ડાબા સાથળના મુલમાં ધરેલો જે જમણો પગ તેની એડીને પીઠ પછવાડેથી ડાબો હાથ લઇ જઇને તેથી પકડી પછી જમણા પગના ઢીંચણુ આગળ ભુમિપર રાખેલા ડાબા પગના અંગુઠાને જમણો હાથ તે પગના ઢીંચણુથી બહાર કાઢી તે હાથથી પકડી મુખને ડાબા ભાગની પીઠભણી રાખીને બેસવું તે મત્સ્યેંદ્રાસન કહેવાય છે. પગ તથા હાથવિગેરેને ઉલટાં બદલવાથી આ આસનનો બીજો પ્રકાર થાય છે.

આ આસન ઘણા પ્રકારનાં પ્રચંડ અને દુઃસહ રોગોને દુર કરે છે. જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે. કુંડલિનીને જાગૃત કરે છે, નિદ્રાને નિયમમાં રાખે છે તથા તાળવાની ઉપરથી ઝરતા ચંદ્રામૃતને નહી ઝરવા દેતાં તેને ત્યાંજ સ્થિર કરે છે. મહાન યોગી શ્રી મત્સ્યેંદ્રનાથે આ આસનનો ચિરકાલ અભ્યાસ કર્યો હતો, તેથી તેમના નામથી આ આસન પ્રસિધ્ધમાં આવ્યું છે.

## (૧૫) અર્ધ પદ્માસન

જમણા પગને ડાબા સાથળપર રાખવો ને ડાબા પગને જમણા સાથળ પર રાખવો તથા બન્ને પાની પર પ્રથમ ડાબો હાથ ચતો રાખી પછી તે પર જમણો હાથ ચતો રાખવો, ચિબુકને હૃદય સમીપ

રાખવી ગુદાને થોડી થોડી સંકોચી અપાન ઉંચો ચડાવવો ને જીભ્હાને ઉપરની દાઢોના મુલના મધ્ય ભાગમાં ઉંચી સ્થાપન કરવી તથા નાસાગ્રપર દ્રષ્ટિ રાખવી તે અર્ધ પદ્માસન કિંવા મુકત પદ્માસન કહેવાય છે ડાબા પગને જમણા સાથળપર રાખીને ને જમણા પગને ડાબા સાથળપર રાખીને પૂર્વવત બેસવાથી પણ એ આસન થઇ શકે છે.

આ આસન સર્વ પ્રકારના વ્યાધિઓનું શમન કરનારૂં તથા ચિત્ત, પ્રાણને ઇંદ્રિયોને સ્થિરતાની પ્રાપ્તિ કરનારૂં છે.

## (૧૬) કુકકુટાસન

ઉપર પ્રમાણે બેસી બે હાથ જંઘા તથા ઉરૂની વચ્ચે ઘાલી અર્ધ પદ્માસન સાથ દેહ ઉપાડવો, તે કુકકુટાસન કહેવાય છે. પગની સ્થિતિ બદલવાથી આ આસનનો બીજો ભેદ થાય છે. આ આસનથી આલસ્ય તથા તંદ્રાનો નાશ ને જઠરાગ્નિની વૃધ્ધી થાય છે તેમજ નાડીઓનો મલ દુર થઇ તેઓ નિર્મલ થાય છે.

## (૧૭) (૧૮) ગોરક્ષાસન ભદ્રાસન

વૃષણની નીચે સીવનીના ડાબા ભાગમાં ડાબા પગની એડી પગને ઉલટાવીને રાખવી. અને જમણા ભાગમાં જમણા પગની એડી પગને ઉલટાવીને રાખવી, ને બન્ને હાથનાં આંગળાં તથા અંગુઠા વડે બન્ને પગના તળાં તથા આંગળાં મજબુત અડાડી રાખવાં તથા જાલંધર બંધ કરી નાસાગ્રપર દ્રષ્ટિ રાખવી. તે ગોરક્ષાસન કહેવાય છે.

બન્ને પાદતલો વૃષણસમીપ સંપુટ કરીને રાખવાં પછી તેનાપર ડાબો હાથ ઉંધો રાખી તે પર જમણો હાથ ઉંધો રાખવો તે પણ ભદ્રાસન કહેવાય છે.

આ આસનનો સારી પેટે અભ્યાસ કરી પછી શયન કરવા થકી વીર્ય સ્ખલિત થતું નથી. તથા આ આસનના પ્રભાવથી ઘણા

રોગો નાશ પામે છે. ને કઠિન આસનો વડે જે શ્રમ થયો હોય તેને આ આસન દુર કરે છે. પ્રસિધ્ધ હઠયોગી શ્રીમદ ગોરક્ષનાથે આ આસનનો ઘણો અભ્યાસ કર્યો હતો તેથી સિધ્ધ લોકોમાં આ ભદ્રાસનનું નામ ગોરક્ષાસન પડયું છે.

### (૧૯) ઉર્ધ્વપદ્માસન

પ્રથમ અર્ધ પદ્માસનની પેઠે બેસી પછી માથું ભોંય સાથે ભરાવી કેડને બન્ને હાથના આધારથી ઉંચી કરી તે પલોંઠી અધર ઉપાડી રાખવી તે ઉર્ધ્વ પદ્માસન કહેવાય છે.

### (૨૦) (૨૧) અર્ધપાદાસન પૂર્ણપાદાસન

ઉભા રહીને ડાબા પગનો ફણો જમણા પગના ઢીંચણનાં ઉતરના ભાગમાં અડાડી રાખવો તે અર્ધપાદાસન કહેવાય છે. પગોની સ્થિતિ બદલવાથી આ આસનનો બીજો ભેદ થાય છે. પૂર્ણપાદાસન એ આ આસનનો અવાંતર ભેદ છે, બન્ને પગે ઉભા રહેવું તે પુર્ણ પાદાસન કહેવાય છે.

### (૨૨) દક્ષિણાસન

આ આસનની રીતિ દ્રઢાસનમાં આપી છે તે જુઓ.

### (૨૩) શબાસન

બન્ને હાથ તથા પગ લાંબા કરી મોં આકાશભણી રાખી સ્વસ્થપણે પીઠ પર ચતું શયન કરવું તે શબાસન કહેવાય છે. આનું અન્ય નામ મૃતાસન પણ છે યોગાભ્યાસ કરતાં થાક લાગે ત્યારે આ આસન કરવાથી યોગાભ્યાસીને વિશ્રાંતિ મળે છે, ને શ્રમ દુર થાય છે. શબાસનની રીતે શયન કરી બન્ને ગોઠણ પાની તથા ઘુંટી અડાડી રાખી, બન્ને હાથો માથા ભણી લાંબા કરી રાખવાથી દંડાસન થાય છે.

## (૨૪) અધ્વાસન-મકરાસન

બન્ને હાથ લાંબા કરી સુવું તે અધ્વાસન કહેવાય છે. ઉંધા સુઇને બન્ને હાથ માથાની બન્ને ભણી થઇ આગળ જાય તેમ લાંબા કરવા ને તેના પંજા ઉપરના ભાગમાં અડેલાને નીચે છુટા રાખવા તથા પગ લાંબા કરી અડાડેલા રાખવા તે મકરાસન કહેવાય છે.

## (૨૫) વામ દક્ષિણપાદાસન

જમણો પગ પૂર્વ (જે ભણી આપણું મોં હોય તે) ભણી લાંબો કરી ડાબે પગે ઉભા રહેવું તે વામપાદાસન કહેવાય છે. ડાબો પગ પુર્વ ભણી લાંબો કરી જમણે પગે ઉભા રહેવું તે દક્ષિણ પાદાસન કહેવાય છે.

## (૨૬) ધનુષાસન

બેસીને બન્ને પગના અંગુઠાને બન્ને વિપરીત હાથથી (જમણેથી ડાબો ને ડાબેથી જમણો એ રીતે) પકડવા પછી એક પગ લાંબો રાખવો ને બીજા પગને કાન સુધી ખેંચીને લાવવો તે ધનુષાસન કહેવાય છે. આ આસનથી આલસ્ય દુર થાય છે, કુંડલિની ચલાયમાન થાય છે, ને ખેંચેલા પગ ભણીના શરીરના ભાગની નાડીઓમાંનો પવન ઉર્ધ્વ થાય છે.

## (૨૭) દક્ષિણપાદ શિરાસન

બેસીને જમણો પગ માથા ઉપર ચડાવવો તે દક્ષિણપાદ શિરાસન કહેવાય છે.

## (૨૮) (૨૯) દ્વિપાદ શિરાસન

બેસીને બન્ને પગ માથા ઉપર લાવી ડોકના પાછલા ભાગપર ચડાવવા તે દ્વિપાદ શિરાસન કહેવાય છે, કોઇ યોગિઓ આ આસનને પાશીની મુદ્રા પણ કહે છે, અને આવી સ્થિતિ રાખી બન્ને કરતલો પૃથ્વી પર રાખીને સરીરને ઉપાડવાને વજ્રોણી મુદ્રા કહે

છે. આ તેમજ ઉપરનું આસન કુંડલીનીને પ્રબોધ કરનારૂં તથા બિંદુનો જય કરનારૂં છે. તથા બેસીને ડાબો પગ માથા ઉપર ચડાવવો તે વામપાદ શીષાસન કહેવાય છે.

### (૩૦) સ્થિરાસન

જમણા પગનો ફણો ડાબા પગની જાંઘ નીચે રાખવો ને ડાબા પગનો ફણો જમણા પગની જાંઘ નીચે રાખવો ને પલોંઠી વાળીને બેસવું તે સ્થિરાસન કહેવાય છે.

### (૩૧) વૃક્ષાસન

બન્ને હાથના પંજા માથા પાસે સહુજ ચતા રાખી તેની પાસે માથું ભુમિથી ટેકાવી પગ લાંબા કરી ઉંધે મસ્તકે રહેવું તે વૃક્ષાસન કહેવાય છે. આ આસનને મુંડાસન કપાલાષન ને નરાસન પણ કહેવામાં આવે છે, આ તેમજ નીચેનાં આસનથી પ્રાણુજય શિઘ્ર થાય છે. માટે પ્રાણાયામનો ઉચ્ચ પ્રતિનો અભ્યાસ કરનારે આ આ આસનનો અવશ્ય અભ્યાસ કરવો જોઇએ

### (૩૨) અર્ધવૃક્ષાસન

બન્ને પગો ઢીંચણથી વાળી માથું ભુમિથી ટેકવી ઉંધે મસ્તકે રહેવું તે અર્ધ વૃક્ષાસન કહેવાય છે.

### (૩૩) ચક્રાસન

બે હાથની આંગળીઓથી બે પગનાં આંગળાંઓ પકડીને સુવું તે ચક્રાસન કહેવાય છે. આ આસનનું અન્ય નામ વર્તુલાસન પણ છે.

### (૩૪) તાડાસન

બે હાથ ઉંચા કરીને ઉભા રહેવું તે તાડાસન (તાલાસન) કહેવાય છે.

## (૩૫) દક્ષિણ વામ ચતુર્થાંસ પાદાસન

જમણા પગની પિંડી દબાય એવી રીતે ડાબા પગનો નળો ભરાવીને બેસવું તે દક્ષિણ ચતુર્થાંશ પાદાસન કહેવાય છે.

ડાબા પગની પીંડી દબાય એવી રીતે જમણા પગનો નળો ભરાવીને બેસવું તે વામ ચતુર્થાંશ પાદાસન કહેવાય છે. ઉપરનાં બન્ને આસને બેસવાથી ઉંઘ આવતી નથી, અને આલસ્ય તથા અપાનવાયું દૂર થાય છે.

## (૩૬) ઉર્ધ્વ ધનુષાસન

મોઢું આકાશભણી રાખી બન્ને હાથ તથા પગ પૃથ્વીને અડાડી કમાન જેવો આકાર કરવો તે ઉર્ધ્વ ધનુષાસન કહેવાય છે.

## (૩૭) વામ-દક્ષિણ સિદ્ધાસન

ડાબા પગની પાની સીવની (બેસણી)માં ભરાવી જમણો પગ લાંબો કરીને બેસવું તે વામ સિદ્ધાસન કહેવાય છે.

દક્ષિણ સિદ્ધાસન એ ઉપરના આસનનો અન્ય પ્રકાર છે: જમણા પગની પાની બેસણીમાં ભરાવીને ડાબો પગ લાંબો કરીને બેસવું તે દક્ષિણ સિદ્ધાસન કહેવાય છે.

## (૩૮) સ્વસ્તિકાસન

બન્ને સાથળની નીચેના ભાગની તથા બન્ને પિંડીઓની વચ્ચે બન્ને પગના ફણા રાખી શરીરને સીધું રાખી બેસવું તે સ્વસ્તિકાસન કહેવાય છે. આ આસન સુસાધ્ય હોવાથી જપાદિમાં ઉપયોગી છે શરીરને આરોગ્યતામાં રાખનાર છે.

## (૩૯) સ્થિત વિવેકાસન

મર્યાદાપુર્વક (અડબ બીડીને) પલોંઠી વાળીને બેસવું તે સ્થિત વિવેકાસન કહેવાય છે.

## (૪૦) ઉત્થિત વિવેકાસન

અદબ ભીડીને ઉભાં રહેવું તે ઉત્થિત વિવેકાસન કહેવાય છે.

## (૪૧) દક્ષિણવામ તર્કાસન

જમણા હાથનો પંજો જમણા કાનની ઉપર મસ્તકને અડાડી તે હાથને તેજ પગના ગોઠણ પર રાખી, તે ભણી દેહને નમાવીને બેસવું, ને ડાબા પગને આડો રાખીને તે પર ડાબો હાથ રાખવો તે દક્ષિણ તર્કાસન કહેવાય છે.

ડાબા હાથનો પંજો ડાબા કાનની ઉપર મસ્તકે અડાડીને તે હાથને તેજ પગના ગોઠણ પર રાખી તેની ભણી દેહને નમાવીને બેસવું. ને જમણા પગને આડો રાખી તેના પર જમણો હાથ રાખવો તે વામતર્કાસન કહેવાય છે.

## (૪૨) પૂર્વ તર્કાસન

બન્ને હાથોના પંજા કપાલને અડાડીને તેની કોણીઓ જાંઘ પર રાખી, મુખ ભણી દેહને નમાવીને બેસવું તે પુર્વ તર્કાસન કહેવાય છે.

## (૪૩) નિઃશ્વાસાસન

બન્ને પગ પુર્વ ભણી લાંબા કરી બન્ને પાની પૃથ્વીને અડાડી ફણા ઉંચા રાખી ઘુંટીઓ તથા અંગુઠા પાસે પાસે રાખી બેસવું તે નિઃશ્વાસાસાસન કહેવાય છે.

## (૪૪) અર્ધ કૂર્માસન

બે હાથ કોણીથી લાંબા કરી ભૂમિને અડાડી, તેની હથેળીઓ ચત્તી રાખી મોઢું આગળ રાખી, પગ ઢીંચણથી વાળી, તેના પંજા ઉંધા રાખી ભોંયને અડીને બેસવું તે અર્ધ કુર્માસન કહેવાય છે.

## (૪૫) ગરૂડાસન

ઉભા રહી કેડથી દેહને પુર્વ ભણી વાળી બે હાથને કોણીથી પશ્ચિમ ભણી મસ્તક આગળથી વાળવા તે ગરૂડાસન કહેવાય છે.

ઉભા રહી જમણા પગની ઢીંચણુપર ડાબા પગનો ઢીંચણ રાખી, તે પગનો પંજો જમણા પગની ઘુંટીની ઉપરના ભાગમાં ભરાવવો, ને ડાબા હાથના મધ્ય ભાગ પર જમણા હાથની કોણીની ઉપરનો ભાગ રાખી બન્ને કરતલો મેળવવાં આવી રીતે સ્થિત થવું તે પણ ગરૂડાસન કહેવાય છે.

## (૪૬) સિંહાસન તથા વ્યાઘ્રાસન

વૃષણની નીચે સીવનીના જમણા ભાગમાં ડાબા પગની પાની રાખે અને સીવનીના ડાબા ભાગમાં જમણા પગની પાની રાખે, ને જાંઘપર બન્ને હાથનાં તળાં રાખી આંગળાં પહોળાં કરે ને મોઢું ફાડી જીહ્વા બહાર કાઢી નાકની અણી સ્થિર દ્રષ્ટિથી દેખ્યા કરે તે સિંહાસન કહેવાય છે.

આ આસનવડે મૂલબંધ, ઉડ્ડિયાનબંધ ને જાલંધર બંધ એ સિદ્ધ થાય છે, શરીરબલ વધે છે ને જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે.

પગની સ્થિતિ સિંહાસનની પેઠે રાખી, બન્ને હાથના પંજા બન્ને ઢીંચણની બહાર ભૂમિપર ખોડી, શરીર નમાવી મોઢું ફાડી જીહ્વાને અરધી બહાર કાઢી આંખો સારી રીતે ઉઘાડી રાખી સ્થિર થવું તે વ્યાઘ્રાસન કહેવાય છે.

## (૪૭) ત્રિકોણાસન

વામત્રિકોણાસન તથા દક્ષિણ ત્રિકોણાસન (જેનું વર્ણન નીચે આપ્યું છે તે) સાથે કરીને બેસવું તે પૂર્ણ ત્રિકોણાસન કહેવાય છે.

વામત્રિકોણાસન તથા દક્ષિણ ત્રિકોણાસન એ આ આસનના અવાંતર ભેદ છે. ઉભડક બેસી ડાબા પગની પાની ડાબા ઢગરાને અડાડીને તે ઢીંચણુપર ડાબો હાથ રાખી, તે હાથનો પંજો મસ્તકને અડાડવો અને જમણા પગની પાની જમણા ઢગરાને અડાડી તેને નમતો રાખી તે પર જમણો હાથ રાખવો તે વામ ત્રિકોણાસન કહેવાય છે.

ઉભડક બેસી જમણા પગની પાની જમણા ઢગરાને અડાડીને તે ઢીંચણ પર જમણો હાથ રાખીને તે હાથનો પંજો મસ્તકને અડાડવો અને ડાબા પગની પાની ડાબા ઢગરાને અડાડી તેને નમતો રાખી તે પર ડાબો હાથ રાખવો તે દક્ષિણ ત્રિકોણાસન કહેવાય છે.

## (૪૮) પ્રાર્થનાસન

ધીરાસનની પેઠે બેસીને બન્ને હાથના પંજા જોડવા તે પ્રાર્થનાસન

## (૪૯) દક્ષિણપાદ તથા વામપાદ ત્રિકોણાસન

બેસીને જમણા પગના ફણાને જમણા ઢગરાથી આશરે એક હાથને છેટે રાખી ભોંયને અડાડવો તે દક્ષિણપાદ ત્રિકોણાસન કહેવાય છે.

જમણા પગની પાનીથી સીવની દબાય એમ બેસીને ડાબા પગના પંજાને ડાબા ઢગરાથી આશરે હાથ એકને છેટે રાખી ભોંયને અડાડવો, તે વામપાદ ત્રિકોણાસન કહેવાય છે.

## (૫૦) પુર્ણપાદ ત્રિકોણાસન

વામપાદ ત્રિકોણાસન તથા દક્ષિણપાદ ત્રિકોણાસન સાથે કરીને બેસવું તે પુર્ણ પાદત્રિકોણાસન.

## (૫૧) વામ-દક્ષિણ ભુજાસન

ડાબા હાથને કોણીથી વાળી, તે કોણી ભોંયે અડકાડી તે હાથનો પંજો ગાલે અડાડી તે પર દેહનો ભાર દઇ નમીને બેસવું, અને ડાબા પગપર જમણો પગ રાખી ટુંટીઆ વાળવાં ને તે પર જમણો હાથ રાખવો તે વામ ભુજાસન કહેવાય છે.

હાથ તથા પગની સ્થિતિ બદલવાથી દક્ષિણભુજાસન નામનો આ આસનનો અન્ય ભેદ થાય છે.

જમણા હાથને કોણીથી વાળીને હાથનો પંજો ગાલે અડાડીને તે કોણી ભોંયે અડાડી, તે ઉપર દેહનો ભાર દઇ બેસવું અને

જમણા પગપર ડાબો પગ રાખી ડુંટીઆં વાળવાં ને તે પર ડાબો હાથ રાખવો તે દક્ષિણભુજાસન કહેવાય છે.

### (પર) વામદક્ષિણ હસ્ત ભયંકરાસન

ડાબા હાથને ઉંચો રાખી પલોંઠી વાળીને બેસવું તે વામહસ્ત ભયંકરાસન અને જમણા હાથને ઉંચો રાખી પલોંઠી વાળીને બેસવું ને દક્ષિણહસ્ત ભયંકરાસન કહેવાય છે.

### (પ૩) અંગુષ્ઠાસન

બન્ને પગ ઢીંચણથી વાળી પૃથ્વીને અડાડી તેની પાનીએ ઢગરાને અડાડી બન્ને ફણા ઉપર દેહનો વિશેષ ભાર દઇને બેસવું તે અંગુષ્ઠાસન કહેવાય છે.

વામાંગુષ્ઠાસન ને દક્ષિણાગુષ્ઠાસન એ આસનના અવાંતર ભેદ છે.

ઉપર પ્રમાણે ડાબા પગના ફણા ઉપર ભાર દઇને બેસવું ને જમણા પગની પાની જમણા ઢગરાને અડાડી તે ગોઠણ વિશેષ ઉંચુ ઉપાડી રાખવું તે વામાંગુષ્ઠાસન કહેવાય છે.

જમણા પગના ફણા ઉપર ભાર દઇને બેસવું ને ડાબા પગની પાની ડાબા ઢગરાને અડાડી, તે ગોઠણ વિશેષ ઉંચુ ઉપાડી રાખવુ તે દક્ષિણાગુષ્ઠાસન કહેવાય છે.

### (પ૪) ઉત્કટાસન

પગોના બન્ને અંગુઠા ભુમિપર અડાડી રાખીને બન્ને પાનીઓ ઉચી રાખવી, ને તે પાનીઓ પર ઢગરાને ધારણ કરી, પગોના ફણા પર શરીરનો ભાર આવે એવી રીતે સ્થિત થવું તે ઉત્કટાસન કહેવાય છે. બન્ને (ગુંદા તથા ઉપસ્થ) પ્રકારની જલબસ્તિ કરતી વેળા આ આસન ઉપયોગનું છે.

### (પપ) વામ અંગુષ્ઠાસન

ઉપર પ૩ માં આસનમાં બતાવેલી રીત પ્રમાણે આ આસન કરવું.

## (૫૬) જ્યેષ્ટિકાસન

લાકડીની પેઠે હાથ (બન્ને હાથો માથા ભણી લાંબા કરવા) પગો લાંબા કરીને ચતું સુવું તે જ્યેષ્ટિકાસન કહેવાય છે. આનું અનન્ય નામ યષ્ટિકાસન તથા દંડાસન પણ છે.

## (૫૭) વામદક્ષિણ અર્ધપાદાસન

ડાબા પગની પિંડી દબાય એવી રીતે તે પગને જમણા પગના ગોઠણ પર રાખો જમણા પગની પાની જમણા ઢગરાને અડાડીને બેસવું તે વામાર્ધ પાદાસન કહેવાય છે.

ડાબા પગની પાની ડાબા ઢગરાને અડાડીને તે પગના ઢીંચણ પર જમણા પગની પિંડી દબાય એવી રીતે પગ રાખીને બેસવું તે દક્ષિણાર્ધ પાદાસન કહેવાય છે.

## (૫૮) હસ્ત ભુજાસન

વામ હસ્ત ભુજાસન અને દક્ષિણ હસ્ત ભુજાસન જેમનું વર્ણન નીચે કરવામાં આવ્યું છે તે જોડે કરવાં તે હસ્ત ભુજાસન કહેવાય છે.

## (૫૯) વામ દક્ષિણ હસ્તભુજાસન

બેસીને ડાબા ખભા પર ડાબા પગને ચડાવીને પછી ડાબા હાથે બોચી પકડવી તે વામહસ્ત ભુજાસન કહેવાય છે.

બેસીને જમણા ખભા પર જમણા પગને ચડાવીને જમણા હાથથી બોચીને પકડવી તે દક્ષિણ હસ્ત ભુજાસન કહેવાય છે.

## (૬૦) વામ દક્ષિણ વક્રાસન

જમણા પગને ગોઠણથી ત્રાંસો વાળવો ને ડાબા પગનું ઢીંચણ જમણા પગનાં ઢીંચણથી એક વેંત છેટે રાખી તે પગનો નળો જમણા પગના પંજા ઉપર રાખવો તે વામવક્રાસન કહેવાય છે.

ડાબા પગને ગોઠણથી ત્રાંસો વાળવો ને જમણા પગનું ઢીંચણ ડાબા ઢીંચણથી વેંત છેટે રાખી તે પગનો નળો ડાબા પગનો પંજા ઉપર રાખવો તે દક્ષિણ વક્રાસન કહેવાય છે.

## (૬૧) વામ દક્ષિણ જાન્વાસન

ડાબા પગની પાની ડાબા ઢગરાના મધ્ય ભાગને અડાડી, તે પગ (પાનીથી ફણા સુધીનો ભાગ) આડો રાખવો, ને જમણા પગનું ઢીંચણ ડાબા પગના ઢીંચણ ઉપર રાખી તે પગની પાની ડાબા ઢગરાને અડાડીને બેસવું તે વામજાન્વાસન કહેવાય છે.

જમણા પગની પાની જમણા ઢગરાના મધ્ય ભાગને અડાડી તે આડો રાખવો ને ડાબા પગનું ઢીંચણ જમણા પગના ઢીંચણ ઉપર રાખી, તે પગની પાની જમણા ઢગરાને અડાડવી તે દક્ષિણ જાન્વાસન કહેવાય છે.

## (૬૨) વામ દક્ષિણ શાખાસન

ડાબા પગની પાની જમણા સાથળમાં મુલમાં ને તે પગનો ફણો જમણા પગની પિંડી ઉપર રાખીને બેસવું તે વામ શાખાસન કહેવાય છે. દક્ષિણશાખાસન એ આ આસનનો અન્ય ભેદ છે.

જમણા પગની પાની ડાબા સાથળના મૂલમાં રાખી તે પગનો ફણો ડાબા પગની પિંડી ઉપર રાખીને બેસવું, તે દક્ષિણ શાખાસન કહેવાય છે.

## (૬૩) ત્રિસ્તંભાસન

બન્ને પગોને ઢીંચણથી વાળી, બન્ને ઢગરા અધર રાખીને પગની પાનીઓ તે ઢગરાને અડાડીને બેસવું તે ત્રિસ્તંભાસન કહેવાય છે.

## (૬૪) વામ દક્ષિણપાદ અપાન ગમનાસન

ડાબા પગને ઢીંચણુથી વાળીને તે પગનો ફણો જમણા સાથળના મુલમાં ભરાવવો, ને પાનીને પેટમાં નાભિને પડખે ભરાવીને બેસવું, તે વામપાદ અપાન ગમનાસન કહેવાય છે.

જમણા ઢગરાને ઢીંચણુથી વાળી, તે પગનો ફણો ડાબા સાથળના મુલમાં ભરાવી ને પાનીને પેટમાં નાભિને પડખે ભરાવીને બેસવું તે દક્ષિણપાદ અપાન ગમનાસન કહેવાય છે.

## (૬૫) વામહસ્ત ચતુર કોણાસન

ડાબા પગને ઘુંટણથી વાળી બેસવું, અને પછી ડાબા પગના પંઝાને ડાબા હાથની કોણીમાં લગાડીને જમણા હાથની આંગળીઓ પરસ્પર ભીડાવવી આ આસનને વામહસ્ત ચતુર કોણાસન કહે છે.

## (૬૬) કૂર્માસન ગોમુખાસન

બન્ને પગની એડીઓથી ગુદાને રોકી, બન્ને પગના ફણાને કાચબાના પાછલા પગની પેઠે રાખી સાવધાન સ્થિર થઇને બેસવું, તે કૂર્માસન અથવા ગોમુખાસન કહેવાય છે, આ આસનથી અપાન સહિત વીર્યનું ઉર્ધ્વગમન, ઇંદ્રિયોના બહિઃ પ્રવાહનું સ્તંભન અને શારિર બલની વૃદ્ધિ થાય છે.

## (૬૭) ગર્ભાસન ઉતાન કુર્માસન

ડાબા સાથળના મૂલમાં જમણો પગ ને જમણા સાથળના મૂળમાં ડાબો પગ રાખીને બન્ને હાથો કુકકુટાસનની પેઠે મધ્યમાં રાખી, બન્ને હાથથી ડોકને નીચી નમાવી બેસવું તે ગર્ભાસન અથવા ઉતાન કૂર્માસન કહેવાય છે. આ આસન આલસ્યને દૂર કરે છે, ને ઇંદ્રિયોને શાંત કરે છે.

### ૬૮ ૬૯–૭૦ વૃક્ષાસન અને તેનાં અવાતર ભેદો

આ આસનોની રીતી અંક ૩૧–૩૨ માં આપી છે તે જુઓ.

### (૭૧) દ્વિપાદ પાર્શ્વાસન

બેઉ પગને ઘુંટણથી વાળી. બેઉ પંઝાને પાછળથી વાળીને કમ્મરના ઉપરના ભાગમાં પંઝાને લગાડવા. આ આસનને દ્વિપાદ પાર્શ્વાસન નામ આપ્યું છે.

### (૭૨) કંદ પીડનાશન

(આ આસન જરા વધારે કઠિન છે, વાસ્તે સંભાળથી કરવું; કારણ કે વખતે તેથી પગ ઉતરી જવાનો સંભવ રહે છે.) બેઉ પગના પંઝાને પાર્શ્વથી જોડીને નાભિની નીચે કંદ દબાય એવી રીતે રાખી, બેઉ ઘુંટણને મેળવી, ઢગરાને જમીનપર લગાડીને બેસવું તે કંદ પીડ નાશન કહેવાય છે.

આ આસને બેસવાથી કંદ જે કે સર્વ નાડીઓનું મુળ છે. ત્યાં દબાણ આવવાથી તમામ નાડીઓની શુદ્ધિ થાય છે, તેમજ અપાન વાયુ પણ સાફ થાય છે. ગરમી વિશેષ થવાથી કુંડલિની જાગૃત થાય છે અને સુષુમ્ણાનો માર્ગ શુદ્ધ થવાથી અંદર પ્રાણવાયુ સંચાર કરવા લાગે છે.

### (૭૩) પ્રૌઢાસન દક્ષિણવામાર્ધ પદ્માસન

જમણા પગને ઢીંચણથી વાળી ડાબા સાથળ ઉપર રાખવો તે પ્રૌઢાસન અથવા દક્ષિણાર્ધ પદ્માસન કહેવાય છે.

પિતા, ગુરૂ વગેરે મોટા માણસની સામે આઆસને બેસવું નહીં એવો શિષ્ટ સંપ્રદાય છે. ડાબા પગને ઢીંચણથી વાળી જમણા સાથળ ઉપર રાખવો ને જમણા પગનો કુણો ડાબા ઢીંચણની પાસે પૃથ્વી પર રાખવો તે વામાર્ધપદ્માસન કહેવાય છે.

### (૭૪) ઉપધાનાસન

એક પગને લાંબો રાખી, બીજા પગને તકિયાની પેઠે ગરદનની નીચે રાખી સીધાં સુવું તે ઉપધાનાસન કહેવાય છે.

### (૭૫) ઉર્ધ્વ સંયુક્ત પાદાસન

વૃક્ષાસનનીં પેઠે બેઉ પગનાં તળીઆંને ગુદાની પાસે લાવી સામ-સામાં મેળવવા તે ઉર્ધ્વ સંયુક્ત પાદાસન કહેવાય છે.

### (૭૬) અર્ધ શબાસન પર્યંકાસન

આરંભમાં શબાશનની રીતે શયન કરી, પછી બન્ને પગોને ઢીંચણુથી વાળી તેના પંજા ઢગરા નીચે લાવવા અને બન્ને હાથ લાંબા કરીને સાથળ પર રાખી સ્વસ્થપણે પડી રહેવું તે અર્ધ શબાસન અથવા પર્યંકાસન કહેવાય છે.

### (૭૭) ઉતાન કૂર્માસન

આ આસનની રીતી આસન ૬૭ માં આપી છે તે જુઓ.

### (૭૮) ઉત્કટાસન

આ આસન અંક ૫૪ માં બતાવેલી રીતી પ્રમાણે થઇ શકે છે, પરંતુ આ વળી તેની જુદી આકૃતિ છે.

### (૭૯) અપાનાસન તથા સમાનાસન

સ્વસ્તિકાસનની પેઠે પગની સ્થિતિ રાખી બન્ને હાથના પંજાના મૂલ ભાગ બંને સાથળનાં મુલમાં દ્રઢપણે ભરાવી શરીરને અત્યંત સીધું રાખી બેસવું તે અપાનાસન કહેવાય છે. આ આસનથી અપાનવાયુનું ઉર્ધ્વ ભાગમાં આકર્ષણ થાય છે

આજ પ્રમાણે બેસી તર્જનીનાં બેઉ ભાગો નાભિને અડે એટલા જોરથી કમ્મરને દબાવતાં સમાનાસન થાય છે.

### (૮૦) યોન્યાસન

ઉપસ્થને સંકોચી તેના પર ડાબા પગની પાની સમ્યક પ્રકારે રાખી ડાબા સાથળ પર જમણો પગ રાખવો, અને જમણા હાથના અંગુઠા તર્જનીને મધ્યમાં વડે અનુક્રમે જમણો કાન જમણી આંખ ને જમણું નાસાપુટ બંધ કરવાં ને તે હાથની અનામિકા તથા કનિ-

ચિઠકા વડે મુખનો જમણો ભાગ દબાવવો. તથા ડાબા હાથના અંગુ-ઠાઆદિ વડે ડાબા ભાગના તે તે અવયવો દબાવવા આવી રીતે સ્થિતી કરવી તે યોન્યાસન કહેવાય છે.

પગની સ્થિતિ ઉલટાવવાથી આ આસનનો બીજો ભેદ થાય છે.

આ આસનથી ઇંદ્રિયો, પ્રાણ, અને ચિત્તનું રૂંધન થવા લાગે છે.

## (૮૧) મંડુકાસન ઉત્તાન મંડુકાસન

બંને પગોને ઢીંચણથી વાળી તેના પંજા ને ઉપલો ભાગ પૃથ્વીને સ્પર્શ કરી રહે ને બન્ને પગના અંગુઠા ગુદાની પાસે સામ સામા આવે એમ બેસવું તે મંડુકાસન કહેવાય છે.

મંડુકાસનની પેઠે બેસી પછી માથા પર પ્રથમ ડાબી કોણી રાખી પછી તે પર જમણી કોણી રાખી શરીરને નમતું રાખી સ્થિર થવું તે ઉત્તાન મંડુકાસન કહેવાય છે.

## (૮૨) પર્વતાસન

ડાબા સાથળ પર જમણો પગ રાખી તથા જમણા સાથળ પર ડાબો પગ રાખી બન્ને હાથને માથા પર ઉંચા રાખી સંપુટ કરી સ્થિત થવું તે પર્વતાસન કહેવાય છે. પગની કૃતિ બદલવાથી આ આસનનો બીજો પ્રકાર થાય છે. આ આસન વડે ઉદાનવાયુ બલ-વાન થાય છે.

## (૮૩) શલભાસન

પ્રથમ ઉંધું શયન કરવું પછી બન્ને હાથના તળાં છાતી પાસે ભૂમિને અડાડી મુખને પૃથ્વીથી પાંચ આંગળને આશરે ઉંચું રાખવું ને પગને આશરે એક વેંત ઉંચા રાખવા તે શલભાસન કહેવાય છે.

## (૮૪) કોકિલાસન

ડાબા સાથળ પર જમણો પગ રાખી તથા જમણા સાથળ પર ડાબો પગ રાખી પછી જમણા પગના અંગુઠાને જમણા હાથના અંગુઠા તથા તર્જનીથી અને ડાબા પગના અંગુઠાને ડાબા હાથના

અંગુઠા તથા તર્જનીથી પકડી પછી કોણી પર શરીરનો કાંઇક ભાર આવે એમ કોણીઓ ભૂમિ પર ટેકાવી નમેલા શરીર વડે સ્થિત થવું તે કોકિલાસન કહેવાય છે. પગને ઉલટાવવાથી આ આસનનો બીજો ભેદ થાય છે.

### (૮૫) ઉષ્ટ્રાસન

ઉંધા સુઇને બન્ને પગોને પીઠ પર લાવી જમણા પગના અંગુ-ઠાને જમણા હાથના અંગુઠા તથા તર્જનીથી ને ડાબા પગના અંગુઠાને ડાબા હાથના અંગુઠા તથા તર્જનીથી પકડવો ને ઉદર તથા મુખનું સમ્યક પ્રકારે આકુંચન કરવું તે ઉષ્ટ્રાસન કહેવાય છે, આ આસનથી ચાલવાની શકિતની વૃદ્ધિ થાય છે અને ક્ષુધા તૃષા સહન કરવાનું બલ આવે છે.

### (૮૬) ભુજંગાસન

પ્રથમ ઉંધા શયન કરી પગના અંગુઠાથી નાભિ પર્યંતનો ભાગ ભુમિને સ્પર્શ કરેલો રાખવો, ને નાભિથી ઉપરનો માથા પર્યંતનો ભાગ બન્ને કરતલો નાભિને બન્ને પડખે પૃથ્વી પર ખોડી ઉંચો રાખવો તે ભુજંગાસન કહેવાય છે. આ આસનથી કુંડલિની જાગ્રત થાય છે, જઠરાગ્નિ વૃદ્ધિ પામે છે અને શરીરમાનાં વ્યાધિઓનું શમન થાય છે.

### (૮૭) પ્રાણાસન

જમણો પગ દાબા સાથળના મુલમાં રાખી. ડાબા પગની ઉરૂ તથા જંઘા (નળા) વચ્ચેનો ભાગ નમેલા ડાબા સ્કંધ પર તેનો કૂણો પૃથ્વીને અડી રહે એમ રાખવો ને ડાબો હાથ કોણીથી વાળી તેનો પંજો પૃથ્વી પર ખોડી રાખવો તથા જમણા હાથને કોણીથી વાળી તે હાથનો પંજો જમણા ઢીંચણ પર રાખવો તે પ્રાણાસન કહેવાય છે પગની સ્થિતિ બદલી તેને અનુસરતી અન્યકૃતી કરવાથી આ આસનનો અન્ય પ્રકાર થાય છે. આ આસન વડે પ્રાણનું અધોભાગમાં આકર્ષણ થાય છે.

## (૮૮) કાર્મુકાસન

ડાબા સાથળ પર જમણો પગ રાખીને અને જમણા સાથળ પર ડાબો પગ રાખીને પછી બંને હાથ સીધા રાખી જમણા હાથના અંગુઠા તથા તર્જનીથી જમણા પગનો અંગુઠો ને ડાબા હાથના અંગુઠા તથા તર્જનીથી ડાબા પગનો અંગુઠો પકડી શરીર, ડોક, તથા માથાને સીધાં રાખી બેસવું તે કાર્મુકાસન કહેવાય છે. પગની સ્થિતિ ઉલટાવવાથી આ આસનનો અન્ય ભેદ થાય છે. આ આસનથી શરીરમાં ઉષ્ણતા આવે છે અને અપાન વાયુનું ઉર્ધ્વ આકર્ષણ થાય છે,

## (૮૯) આનંદ મંદિરાસન

બન્ને પગની પાનીઓપર બન્ને ઢગરા રાખી, પગના ફણાઓપર શરીરનો ભાર આવે એમ સ્થિત થઇ ઢીંચણો ભૂમિપર અડાડી પછી જમણા હાથથી જમણા પગની પાની તથા ડાબા હાથથી ડાબા પગની પાની પકડી સ્થિર થવું તે આનંદ મંદિરાસન કહેવાય છે.

## (૯૦) ખંજનાસન

ગોમુખાસનની પેઠે પગ રાખી, બન્ને હાથના પંઝાપર ભાર આવે એમ શરીરને સહજ નીચે નમાવી સ્થિત કરી તે ખંજનાસન. કહેવાય છે.

## ૯૧ ક્ષેમાસન

પલોઠી વાળી બન્ને સાથળના મૂલમાં બન્ને હાથની કોણીઓ રાખી, હાથને સંપુટ કરી સ્વસ્થ બેસવું, તે ક્ષેમાસન કહેવાય છે.

## (૯૨) ગ્રંથીભેદનાસન

દાબા સાથળના મૂળમાં જમણો પગ રાખી તથા જમણા સાથળના મુલમાં ડાબો પગ રાખી પછી બન્ને ઢીંચણોને છાતીભણી ઉંચાં લાવવાં અને બન્ને હાથના પંઝા પરસ્પર પકડો, બન્ને હાથોના મધ્ય ભાગનાં આધારથી ઉંચા કરેલાં ઢીંચણોને આધાર આપી સ્વસ્થ

બેસવું તે ગ્રંથીભેદનાસન કહેવાય છે પગ બદલાવવાથી આ આસનનો અન્ય પ્રકાર થાય છે. આ આસનથી હાથ પગમાંની નાડીઓની ગ્રંથીઓનો ભેદ થાય છે.

## (૯૩) સર્વાંગાસન

પ્રથમ શબાશનની પેઠે શયન કરી પછી બંને હાથની કોણીઓ ભુમિ પર ટેકાવી તે હાથના આધારથી પીઠને ઉંચી કરી પગને ઉંચા રાખી સ્કંધ તથા ડોક પર ભાર આવે એમ સ્થિત થવું તે સર્વાંગાસન.

## (૯૪) સમાનાસન

સ્વસ્તિકાસનની રીતે પગોની સ્થિતિ કરી પછી બંને હાથની તર્જની તથા અંગુઠાની વચ્ચેના પ્રદેશથી કેળનો ભાગ દાબી બન્ને તર્જનીના અગ્રભાગોથી નાભી પ્રદેશને સારી રીતે દબાવી સ્થિત થવું, તે સમાનાસન કહેવાય છે.

આ આસનથી સમાન વાયુ બલવાન થાય છે.

## (૯૫) ભુજંગાસન

આ આસનની રીતિ ઉપર અંક ૮૬ માં જુઓ.

## (૯૬) પવનાસન

ઢીંચણ પર ઉભા રહી બન્ને હાથની તર્જનીઓ નાભિ આગળ એકત્ર થાય એમ કેડને દબાવીને સ્થિર થવું તે પવનાસન કહેવાય છે.

## (૯૭) મત્સ્યાસન

ડાબા સાથળ પર જમણો પગ રાખીને તથા જમણા સાથળ પર ડાબો પગ રાખીને ચતું સુવું, ને માથા પર પ્રથમ ડાબા હાથની કોણી રાખી પછી તે પર જમણા હાથની કોણી રાખવી. આ આસન મલ શુદ્ધિ કરનાર તથા આરોગ્યતા આપનાર છે.

રાજયોગ અને હઠયોગ એવા બે પ્રકારનો યોગ છે, તે અનાદિ

કાળથી મનાતું આવ્યું છે. એમાં પ્રથમ જે રાજયોગ તે બે ભાગમાં વિભક્ત થયલો છે, એટલે કે તેની બે કળા છે, એક પ્રાણુકળા અને બીજી ચિત કળા. આજકાલ પ્રાણુકળા એ હઠયોગ શબ્દમાં રૂઢ થઇ ગયેલી છે અને ચિતકળા એ રાજયોગમાં પ્રચલિત થઇ ગયેલી છે પરંતુ તેમ નથી. બળપૂર્વક ઇંદ્રિયોનો નિગ્રહ કરવો તે હઠયોગ છે, જેવો કે બાણુ શય્યા પર સુવું, ચોરાશી અથવા પાંચ ધુણીઓનું તાપવું. ઝુલા પર રાત દિવસ ઉભાજ રહેવું. ઉંચો હાથ રાખી સુકાવી નાંખવો. ઇત્યાદિ અને કળ યુક્તિઓદ્વારા ઇંદ્રિયોનો નિગ્રહ કરવો એ રાજયોય છે તેની પણ પ્રાણ કળા તથા ચિત્તકળા એ બે કળાઓ છે. જેનું ચિત્ત ઉત્તમ સ્થિતિનું સુદ્રઢ વૈરાગ્યયુક્ત શાંત, તથા સાધન સપન્ન હોય છે એટલે કે જે ઊત્તમ અધિકારી છે, તે ચિત્તકળાઓ દ્વારા યોગસિદ્ધિની પ્રાપ્તિ કરી, અસંપ્રજ્ઞાત સમાધી પર્યંત પહોંચી આત્મ સાક્ષાત્કાર કરે છે. પરંતુ જેઓ મંદાધિકારી છે એટલે કે જેનું ચિત અસ્થિર હાલતવાળું ચંચળ, વિષયોની વાસનાવાળું, ઊદ્વિગ્ન તથા વિકળ અને સાધન સંપન્નતાથી રહિત છે. તેઓ ચિત્તની સ્થિરતા નિમિત પ્રાણુકળાઓ સિદ્ધ કરી, તે દ્વારા સમાધિની સિદ્ધિ મેળવી, આત્મ સાક્ષાત્કાર કરી કૃત કૃત્ય થાય છે અર્થાત મંદાધિકારીઓનાં કલ્યાણુને અર્થે પ્રાણુકળાઓ છે અને ઉત્તમાધિકારીઓના કલ્યાણુને અર્થે ચિત્ત-કળાઓ છે. એ બેઉ કળાઓનાં સાધન અર્થે પ્રથમ આસનસિદ્ધિ મેળવવીજ જોઇએ.

કેટલાક પ્રાણુકળાના આઠ અંગ માને છે, અને કેટલાક છ અંગ માને છે પરંતુ વાસ્તવીક રીતે છ અંગ માનવા એજ ઠીક છે. કારણુ કે અષ્ટાંગમાંનાં પ્રથમનાં બે જે યમ તથા નિયમ છે, તે તો સાધન-રૂપ હોઇ યોગમાં પ્રવેશ કરવાનો અધિકાર મેળવવા માટે છે, તેથી તેને અંગ માનવાની જરૂર નથી. અધિકાર સંપાદન કર્યા વીના પ્રવેશ

થઇ શકતો નથી એ વાત સર્વસંમત છે, પરંતુ ભગવાન પતંજલિએ તેમને અંગો માન્યાં છે એટલે તેનો નિરાદર કરી શકાતો નથી. બાકી યથાયોગ્ય અંગાગીભાવ તો આસનોથી પ્રારંભ થાય છે.

આસનો એ યોગનું છ અંગ માનનારાઓને મતે પ્રથમ અંગ છે. આસન સિધ્ધ થયા વીના યોગના બીજાં અંગોમાં સ્થિરતા થતી નથી. આસન દ્રઢ થવું, એ યોગીઓનું પ્રથમ કર્તવ્ય છે. આંહિ દર્ભાસન, મૃગવ્યાઘ્રાદિકોનાં ચર્મના આસન કંબલના આસન કિંવા વસ્ત્રકાષ્ટાદિકોનાં આસનો સમજવાં નહિ પરંતુ સિધ્ધાસન, પદ્માસન ઇત્યાદિ સમજવાં એ આસનો ચોરાશી છે તેમાં કહયું છે કે આખા સંસારમાં જેટલી જીવનજાતિ છે, તેટલાજ આસન છે, ચોર્યાશી લાખ યોનિમાંથી સારભુત ખેંચી મનુષ્યોને સાધે એવા ચોરાશી આસનો ઉપદિષ્ટ કર્યા છે. આસનની આવશ્યકતા કહી, હવે આવશ્યક વિચાર કરીએ.

સાધક જે કાળથી આસનો સિધ્ધ કરવા સાધન પરાયણ થાય, ત્યારથી તેણે સાવધાન મન થઇ અગ્નિનો સંસર્ગ, સ્ત્રીસેવન, પ્રાતઃ કાળનું સ્નાન, માર્ગ ગમન, વ્રત, ઉપવાસ તથા તેવીજ બીજી શરીરને કલેશ આપનારી ક્રિયાઓનો ત્યાગ કરવો; મિતાહારી રહી કુપથ્ય પદાર્થોનું સેવન તજી દેવું; વ્યવહારીક કાર્યોથી વિરામ પામતા જવું, ઉદંડતાનો ત્યાગ કરવો, જોશભેર ચાલવું નહિ, તેમ કુદવું પણ નહિ સાત્વિક વૃતિ રાખી સાત્વિક પદાર્થોનો ઉપયોગ કરવો, અને જેમ બને તેમ સરલતા સંપાદન કરવી એકાંતમાં પવિત્ર સ્થળમાં નિરૂપદ્રવ સ્થાનમાં તથા સ્વાધીન અવાસમાં કોમળ બિછાના ઉપર અથવા મૃગચર્મ વ્યાઘ્રાંબર, કંબલ અથવા તેવાંજ બીજાં પવિત્ર આસનપર સ્થિરચિત્ત થઈ આસન કરવાનો અભ્યાસ કરવો. આસનો કરતાં બેસવાનો ભાગ સમાન રાખવો અને આસનમાં કઠોરતા ન રહે તે પર પણ લક્ષ આપવું.

આસનસિધ્ધિ થવાથી આળસ, પ્રમાદ, તંદ્રા, તથા નિદ્રાદિક, તામસિક ગુણોનો ક્ષય થાય છે, અને અનુષ્ઠાન કરવાનો પ્રચંડ ઉત્સાહ આવે છે, એટલે આસનાભ્યાસ, સુલભ થઇ પડે છે. વિધિવત આસનો કરવાથી તે વહેલાં સિધ્ધ થાય છે; અને યોગાભ્યાસ કરનારા આસનજીતયોગીને યોગસિધ્ધિ સત્વર થાય છે. તથા કેટલીક એક યોગકળાઓ વીના પ્રયત્ને પ્રકાશવા લાગે છે! યોગી જ્યાં સુધી આસનજીત નથી થતો, ત્યાં સુધી તેનામાં પ્રાણાયામ તથા મુદ્રાઓ સિધ્ધ કરવાનું સામર્થ્ય આવતું નથી. આસનસિધ્ધિ થવાથી શરીરાંતગતિ બહોતેર હજાર (૭૨,૦૦૦) નાડીઓના મળોનું સંશોધન થાય છે. એટલે નાડીઓ શુધ્ધ થવાથી પ્રાણાયામ પરાયણ યોગીનો પ્રાણ, ઇચ્છિત સ્થાનોમાં સંચાર કરી શકે છે અને નાભિ પેડુ, ઉદર તથા હૃદયાદિક દેશોમાં પ્રાણનું અવધારણ કરી શકાય છે. શરીરમાં કોમળતા અને કાંતિ વધવા લાગે છે તથા રકત શુધ્ધિ થવાથી રોગ દોષ થતાં અટકે છે. જઠરાગ્નિ પ્રદીપ્ત રહે છે, તેથી અન્નનો પચાવ પણ સારી રીતે થાય છે. આસનો કરીને તરત જમવું નહિ તેમજ જમીને પણ તરત આસનો કરવા નહિ કદાચ પરિશ્રમ જણાય તો દૂધ પીને થોડીવાર શબાસને પડયા રહેવું. સ્ત્રીઓની દ્રષ્ટિ પડે તેવા સ્થાનમાં આસનો કરવા નહી અને બનતા સુધી ગુપ્ત સ્થાનમાં કરવાં બાજીગરની પેઠે જેને તેને આસનો દેખાડતા બેસવું એ પણ નુકશાનકારક થાય છે. આસનોથી આરંભી સઘળી યોગ ક્રિયાઓ એકાંતમાંજ કરવી. આસન સિદ્ધ થવાથી દ્વંઢ એટલે કે ક્ષુધા પિપાસા, શીત-ઉષ્ણ રાગ દ્વેષ એ છ ઉર્મીઓ બાધ કરી શકતી નથી, અર્થાત્ તે આવી પડવાથી આસનજીત પુરૂષ વ્યાકુળ બની અધીરો થઇ જતો નથી પણ સહુજ સ્વભાવે સહી શકે છે. કેટલાક આસનોથી વિવિધ પ્રકારના રોગોપદ્રવની શાંતિ થાય છે તથા તેવાજ બીજા આનુષંગિક ફળો ઉત્પન્ન થાય છે. બાહ્ય તથા આંતરના કાર્યો કરવાથી થતા શ્રમને મટાડવા, અર્થાત્ પ્રયત્ન રહિત થવાથી વિરામ

કર્યાથી આસનસિધ્ધ થાય છે. આસનસિધ્ધ થવાથી અંગકંપ થતો નથી તથા વૃધ્ધાપો આવતો નથી. શરીર પર કરચલીઓ પડતી નથી તથા તેવાંજ બીજાં બુઢાપાનાં ચિન્હનોનો ઉદ્ભવ થતો નથી. દેહની ચંચ-લતા તથા જડતા નાશ પામે છે, અર્થાત્ રજો-તમોગુણ નાશ પામે છે. રજો-તમોગુણના નાશ પામવાથી સત્વગુણની ઉત્તરોત્તર વૃધ્ધિ થાય છે. સત્વગુણની વૃધ્ધિ થવાથી જ્ઞાન ઉત્પન્ન થાય છે અને જ્ઞાનની ઉત્પતિ થવાથી મોક્ષ મળે છે.

જ્યાં અમુક પ્રકારે ગરદન રાખવી એમ ન દર્શાવ્યું હોય ત્યાં અને બની શકે એવું હોય ત્યાં જાલંધર બંધ સમજવો. જ્યાં દ્રષ્ટિ અમુક પ્રકારે રાખવી એમ ન દર્શાવ્યું હોય અને બની શકે એવું હોય ત્યાં નાસાગ્ર દ્રષ્ટિ રાખવી પગ તથા હાથના સવ્યાપસવ્યાના ભેદ જ્યાં ન જણાવ્યા હોય ને થઇ શકતા હોય તો તેને આસનના અન્ય પ્રકારરૂપે યોજી લેવા. હાથને અમુક પ્રકારે રાખવા એમજ જણાવ્યું હોય ત્યાં સિધ્ધાસનની પેઠે હાથ રાખવા. હાથથી શરીરના કોઇ અવયવને પકડવાનું લખ્યુ હોય તો ત્યાં અંગુઠા અને તર્જ-નીથી પકડવાનું સમજવું. જે યોગી આસન જીત થયો હોય જેણે ઇંદ્રિયો જીતી લીધી હોય અને જે પથ્ય હિતકારી તથા પ્રમાણ યુકત ભોજન કરનાર હોય તેણે શ્રી ગુરૂએ ઉપદેશ કર્યા પ્રમાણે પ્રાણાયામની ક્રિયા કરવી.

શ્વાસોચ્છવાસની ગતિનો અવરોધ કરી પ્રાણને રોકવો તે પ્રાણા-યામ કહેવાય છે. પ્રાણાયામ બે પ્રકારના છે. સગર્ભ ને અગર્ભ. પ્રણવના મંત્ર સહિત પ્રાણાયમ કરવા તે સગર્ભ, ને મંત્ર વિના પ્રાણાયામ કરવા તે અગર્ભ. વળી રેચક પ્રાણાયામ, પુરક પ્રાણાયામ ને કુંભક પ્રાણાયામ એમ પ્રાણાયામનાં ત્રણ પ્રકાર પણ ગણવામાં આવે છે. શરીરમાંનાં વાયુને નાસાપુટદ્વારા યત્નપુર્વક બહાર કાઢી સ્થિર થવું તે રેચક પ્રાણાયામ બહારના વાયુને નાસાપુટદ્વારા અંતર

આકર્ષી સર્વે પ્રાણુવહા નાડીઓને પ્રાણુથી પૂર્ણ કરી સ્થિર થવું તે પૂરક પ્રાણુાયામ ને રેચક પૂરક વિનાજ શરીરમાનાં વાયુને જ્યાંનો ત્યાં રોકી સ્થિર થવું તે કુંભક પ્રાણુાયામ કહેવાય છે, જો વાયુ ચલાયમાન થાય તો ચીત્ત ચલાયમાન થાય છે. અને જો વાયુ સ્થિરથાય તો ચીત્ત પણુ સ્થીર થાય છે. વાયુ અને ચીત્તને સ્થિર કરવાથી પુરૂષ દીર્ઘજીવી થાય છે. તેમજ તેને ઇશભાવ પણુ પ્રાપ્ત થાય છે.

દેહુ અને પ્રાણુનો સંયોગ તે જીવન કહેવાય છે. અને તેનો વિયોગ તે મરણુ કહેવાય છે, માટે પ્રાણુ નિરોધ કરવો એ દીર્ઘ જીવન ઇચ્છનારને પણુ ઉપયોગી છે. તે પ્રાણુાયામ આઠ પ્રકારના છે,

(૧) સૂર્યભેદન (૨) ઉજ્જાયી (૩) સીત્કારી (૪) શીતલી (૫) ભસ્ત્રિકા (૬) ભ્રામરી (૭) મુચ્છાં (૮) પ્લાવિની.

ભસ્ત્રિકા, મુચ્છાં, ને પ્લાવિની વિનાનાં પ્રત્યેક કુંભકમાં પૂરક વેળા મૂલબંધ પૂરકના અંતમાં ને કુંભકના આદિમાં મુલબંધ સહિત જાલંધર બંધ અને કુંભકના અંતમાં (કુંભક થોડો બાકી હોય ત્યારે) ને રેચકના આદિમાં મુલબંધ સહિત ઉડિયાન બંધ કરવો. જાલંધર બંધને સ્થલે જો જીવ્હા બંધ કરે તો પણુ ચાલે. જીબ્હાને રાજદંતોના મુલમાં સારી રીતે સ્થાપન કરી રાખવાની ક્રિયાને જીબ્હા બંધ કહે છે.

## (૧) સુર્યભેદન

પ્રથમ પદ્માસન, સ્વસ્તિકાત્સન કિંવા સિદ્ધાસન કરીને બેસવું. પછી ડાબું નાસાપુટ જમણુા હાથની અનામિકા તથા કનિષ્ઠીકાથી દબાવી રાખી જમણુા નાસાપુટથી બહારના પવનને બલપુર્વક અંતર ખેંચવો, ને પછી તે નાસાપૂટને જમણુા હાથના અંગુઠાથી બંધ કરી મુખ તથા ચક્ષુ આદિ સર્વ દ્વાર બંધ રાખી પુરેલા વાયુને

શરીરમાં નખથી શિખા પર્યંત રૂંધવો, ને ત્યારપછી ધીમે ધીમે ડાબા નાસાપુટથી પૂરેલા પવનને છોડવો. આમ વારંવાર કરવું. આ કુંભકને સુર્યભેદન કહે છે. આ કુંભક વાયુના એંશી પ્રકારના દોષોને અને કૃમિના રોગને હણે છે, તથા મસ્તકની શુદ્ધિ કરે છે.

## (૨) ઉજ્જાયી

પદ્માસન કે સિદ્ધાસને બેસી કિંવા હાલતાં ચાલતાં, મોઢું બંધ કરી બંને નાસાપુટ વાટે કંઠથી હૃદય સુધી શબ્દ સહિત વાયુ લાગે એવી રીતે પવન અંતર ખેંચવો. પછી તેનું શરીરમાં નખથી શિખા પર્યંત યથાશકિત રૂંધન કરવું, ને પછી ડાબા નાસાપુટથી તે પવનને શનૈઃ શનૈઃ છોડવો. આ કુંભકને ઉજ્જાયી કહે છે. આ કુંભક શ્લેષ્મવિકાર, (સળેખમ તથા ઊધરસાદિ ઉત્પન્ન કરનારૂં કંઠ દેશમાં રહેલો દોષ) નાડી વિકાર, જલવિકાર, ઉદરવિકાર તથા ધાતુના રોગનો નાશ કરે છે, આ તેમજ જઠરાગ્નિને બલવાન કરે છે. આ કુંભક કરતી વેળા જાલંધરાદિ બંધ કરવાની અપેક્ષા નથી.

## (૩) ચિત્કારી

પદ્માસને, સિધ્ધાસને અથવા સ્વસ્તિકાસને બેસી બંને નાસાપુટને જમણા હાથના અંગુઠા તથા અનામિકા કનિષ્ઠિકાથી બંધ કરી, બહારના પવનને સીત્કારપૂર્વક બે હોઠની વચ્ચે જીભને અર્ધ ગોલાકારે રાખીને મુખદ્વારા અંતર ખેંચવો, ને પછી કુંભક કરવો. અભ્યાસકાળમાં કે અભ્યાસ પછી પણ મોંઢેથી પવનને નીકળવા દેવો નહિ, કારણ તેમ કરવાથી બલની હાની થાય છે, પછી નાસિકાનાં બંને છિદ્રોથી શનૈઃ શનૈઃ રેચક કરવો આ કુંભકને સીત્કારી કહે છે. આ કુંભકથી શરીરની સુંદરતા વધે છે. ભુખતરસ દુઃખ દેતાં નથી. આલસ્ય તથા નિંદ્રાનો જય થાય છે. શરીરમાં બલ વધે છે, બુદ્ધિબલ વધે છે ને સાધકયોગી શારીરીક સર્વ ઉપદ્રવથી રહિત થાય છે.

## (૪) શીતલી

સાધકયોગી સિધ્ધાસને કે સ્વસ્તિકાસને બેસી પક્ષીની નીચલી ચાંચની પેઠે પોતાની જીભને હોઠથી બહાર કાઢી બંને નાસાપુટને જમણા હાથના અંગુઠા તથા અનામિકા કનિષ્ઠીકાથી બંધ કરી મોઢા વાટે બહારના પવનને અંતર ખેંચી આખું શરીર પવનથી ભરે ને પછી કુંભક કરી પવનનું યથાશકિત રૂંધન કરે. કુંભકનો સમય પૂરો થયે બંને નાસાપુટથી ધીમે ધીમે પવન છોડે. આ કુંભકને શીતલી કહે છે. જીંહ્વાને મુખ બહાર કાઢી તે વડે પવન આકર્ષ-વાની ક્રિયાને કેટલાક યોગીજનો કાકીમુદ્રા એવું નામ આપે છે. આ કુંભકથી ગુલ્મ પ્લીહા, જ્વર તથા પિતવિકાર ઇત્યાદિ મટે છે. ભુખ તરસ ધીમે ધીમે નિયમમાં આવે છે, અને એ કુંભકની સિધ્ધિથી સર્પાદિના વીષથી યોગીને બાધા થતી નથી.

## (૫) ભસ્ત્રિકા

અર્ધપદ્માસન કરી ડાબા હાથનો પંજો ડાબા ઢીંચણુ ઉપર આંગળાં પહોળાં પથરાય તેવી રીતે રાખી, મુલ બંધ કરી, ડોક શિર તથા ધડને સમાન રાખી, મોઢું બંધ કરીને નાસિકાના ડાબા છિદ્ર વાટે અંતરના પવનને હૃદય કંઠ તથા કપાલને સ્પર્શ કરે એમ બહાર કાઢવો. આ વેલા બીજુ છિદ્ર જમણા હાથના અંગુઠાથી દબાવી રાખવું ને પછી તેજ છિદ્ર વાટે બહારનો પવન યત્નપૂર્વક અંતર ખેંચવો એમ વારંવાર ઉપરાઉપરી રેચક પૂર્વક કરી ઘર્ષણુ કરવું. પછી શ્રમ જણાય ત્યારે છેવટ પૂર્વક કરી કુંભક કરવો, ને ત્યારપછી બીજા છિદ્રથી ફરીને તુરતાતુરત યથાશકિત રેચક પૂર્વક કરી ઘર્ષણુ કરવું, અને થાક લાગે ત્યારે પાછો પૂરક કરી કુંભક કરવો, ને પછી બીજા છિદ્ર વાટે શનૈઃ શનૈઃ રેચક કરવો. ભસ્ત્રિકાની આ એક રીતિ થઇ, વળી નીચે લખેલી બીજી રીતિ પ્રમાણે પણ ભસ્ત્રિકા કુંભક કરવામાં આવે છે.

નાસિકાના ડાબા છિદ્રને જમણા હાથની અનામિકા તથા કનિષ્ઠિકાથી રૂંધી જમણા છિદ્ર વાટે પૂરક કરી શીઘ્ર તેને જમણા હાથના અંગુઠાથી દબાવી ડાબા છિદ્ર વાટે રેચક કરવો. આમ યથાશકિત કરવું, પછી શ્રમ થયે તે નાશાપુટદ્વારા પૂરક કરી યથાશકિત કુંભક કરવો ને ત્યારપછી ઇડાથી શનૈઃ શનૈઃ રેચક કરવો. પુનઃ ડાબા છિદ્ર વાટે પૂરક તથા જમણા છિદ્ર વાટે રેચક ઉપર કહેલી રીતે યથાશકિત કરવા. પછી શ્રમ થયે પૂરક કરી કુંભક કરવો, ને છેવટ પિંગલાથી રેચક કરવો.

આ કુંભક જઠરાગ્નિની વૃધ્ધિ કરનારો છે, તથા કફ પિત્ત અને વાયુ દોષોનો નાશ કરે છે, તેમજ સુષુમ્ણાના મુખ આગળ રહેલ કફાદિક જે પ્રાણવાયુને સુષુમ્ણામાં જવાનો પ્રતિબંધ કરનાર છે તેનો તથા સુષુમ્ણામાં રહેલી બ્રહ્મગ્રંથિ, વિષ્ણુગ્રંથિ, તથા રૂદ્રગ્રંથિનો નાશ કરે છે. વળી નાગણી અથવા કુંડલિની જે બહુજ ઝીણી નાડી રૂપે સાડા ત્રણ આંટા લઇને સુષુમ્ણાના મુખની આસપાસ વીટાઇ રહેલી છે, તેને જાગ્રત કરે છે. આ કુંભક યોગસાધકના અંતઃકરણને પવિત્ર કરનાર, સુખદ તથા સમ શીતોષ્ણ હોવાથી સર્વદા (ત્રણે ઋતુમાં) સર્વને હિતકર છે.

## (૬) ભ્રામરી

પદ્માસને બેસી, મુખ બંધ રાખી, જમણું નાસાપુટ દબાવી, ડાબા નાસાપુટદ્વારા ભમરાના જેવા નાદ સહિત પવનને અંતર ખેંચવો, ને પછી ધીમે ધીમે જમણા નાસાપુટદ્વારા ભમરીના જેવા નાદથી રેચક કરવો. આમ વારંવાર સ્વભાવસિદ્ધ કુંભક સાથે પુરક રેચક કરવા. આ કુંભકને ભ્રામરી કુંભક કહે છે. આ કુંભક સિદ્ધ કર્યાથી સાધકના ચિત્તની ચંચલતાનો નાશ થાય છે, તેમજ તેના અંતઃકરણમાં ઘણા આનંદનો અનુભવ થાય છે.

## (૭) મૂર્ચ્છા

પદ્માસને બેસી, ડોક સીધી રાખી પ્રથમ ઇડા નાડી વાટે પુરક કરીને તેના અંતમાં દ્રઢ જાલંધર બંધ કરવો, ને બંને હાથના બંને અંગુઠાથી બંને કાન, બંને તર્જનીથી બંને આંખો, બંને મધ્યમાંથી નાકને બાકીની આંગળીઓથી મોઢું બંધ કરી યથાશકિત કુંભક કરવો ને પછી શનૈઃ શનૈઃ જાલંધર બંધ સહિત જ નાસિકાના જમણા છિદ્રદ્વારા રેચક કરવો. આ કુંભક મનને મૂર્ચ્છા પમાડે છે માટે તેનું મૂર્ચ્છા એવું નામ પાડેલું છે. કોઇ યોગીઓ આ કુંભકને ષણ્મુખી મુદ્રા પણ કહે છે. આ કુંભક સાધકને ચિત્ત ચાંચલ્યના નાશદ્વારા સાત્વિક સુખ આપનાર છે.

## (૮) પ્લાવિની

અર્ધપદ્માસન વાળી, છાતી બહાર કાઢી, માથા ભણી બંને હાથ લાંબા કરી, તેના અંગુઠાના આંકડા પરસ્પર દ્રઢ ભીડી, પુરક વડે શરીરમાં આવેલા અધિક વાયુથી ઉદરને ચાર ગમ પરિપૂર્ણ કરી સ્થિર થઇ સુવું તે પ્લાવીની કુંભક કહેવાય છે. આવી રીતે જેનું ઉદર ચારે ગમ વાયુથી ભરેલું છે. એવો યોગી શરીર હળવું થઇ જવાથી સુખેથી અગાધ જલમાં કમલના પત્રની પેઠે ગમન કરે છે. આ કુંભક સરીરમાં શીતલતા ઉપજાવનારો છે.

## કુંભકાદિના સબંધમાં વિશેષ વિચાર.

ઘડામાં પાણી ભરી રાખીએ તેની પેઠે પવનને શરીરમાં સ્થિર કરી પુરી રાખવો તે કુંભક કહેવાય છે. કુંભકના બે પ્રકાર છે, સહિત ને કેવલ પુરક તથા રેચકદ્વારા જે કુંભક કરવામાં આવે તે સહિત કુંભક ને તે વીના જે એકલોજ કુંભક કરવામાં આવે તે કેવલ કુંભક કહેવાય છે. સુષુમ્ણાના મુખનું ભેદન થયા પછી તેમાં પ્રાણનો "ઘટ ઘટ" એવો ધ્વની થાય ત્યારે જાણવું જે કેવલ કુંભ સિધ્ધ

થયો. કેવલ કુંભક પ્રાપ્ત થતાં સુધી સહિત કુંભકનો અભ્યાસ કરવો. કેવલ કુંભક સિધ્ધ થયા પછી આરંભમાં સહીત કુંભક દશ કિંવા વીશ કરવા ને બાકીના કેવલ કુંભક કરી એંશીની સંખ્યા પુરી કરવી. સામર્થ્ય હોય તો કેવલ કુંભકની સંખ્યા વધારે પણ કરવી. રેચક પુરક કર્યા વીના જ્યારે પવન રૂંધવો હોય ત્યારે ઇચ્છા માત્રથી અનાયાસે રૂંઢાઇ જાય એ કેવલ કુંભકનું લક્ષણ જાણવું. આ કેવલ કુંભક જેને સિધ્ધ થયો હોય તેવા યોગીને ત્રણ લોકમાં કોઇ પદાર્થ દુર્લભ નથી. અર્થાત તેવા યોગીને સમાધિ આદિ અલૌકીક તથા લાકીક સર્વ પદાર્થોની પ્રાપ્તિ સુલભ છે.

સુર્યભેદન તથા ઉજ્જાયી એ બે કુંભક ઉષ્ણ છે, માટે તે હેમંત તથા શિશિર ઋતુમાં વધારે ઉપયોગી છે, સીત્કારી અને શીતલી એ બે કુંભક શીતલ છે. માટે તે ગ્રીષ્મઋતુમાં હિતકારક છે ને ભસ્ત્રિકાકુંભક સમશીતોષ્ણ છે માટે તે શીત તથા ઉષ્ણ એ બન્ને રૂતુમાં હિત કરનાર છે,

સૂર્યભેદન વિશેષે વાયુ રોગનો નાશ કરે છે. ઉજ્જાયી વિશેષે શ્લેષ્મ રોગને હરે છે, સીત્કારી તથા શીતલી વિશેષે પિત્તરોગને મટાડે છે અને ભસ્ત્રિકાકુંભક ત્રિદોષનો નાશ કરી શરીર પ્રકૃતિને દોષની સામ્યાવસ્થાવાળી કરી પ્રાણવાયુને સુષુમ્ણામાં લઇ જાય છે, તેમજ સુષુમ્ણામાં રહેલી બ્રહ્મગ્રંથી રૂદ્રગ્રંથી તથા વિષ્ણુગ્રંથીનું ભેદન કરે છે,

ગામ, નગર વન ને પર્વત આદિનો આધાર જેમ પૃથ્વી છે તેમ બધી બધી યોગક્રિયાઓનો આધાર કુંડલીની છે. શ્રી ગુરૂની દયાથી ને કુંભકના અભ્યાસથી જ્યારે એ કુંડલીની જાગ્રત થાય છે તથા સુષુમણા નાડીમાં રહેલા કફાદિક દોષો દુર થાય છે ત્યારે ષટચક્રનો ભેદ થાય છે, તેમજ ઉપર જણાવેલી ત્રણ ગ્રંથીનું પણ ભેદન થાય છે.

હઠયોગ વીના રાજયોગ સિદ્ધ થતું નથી અને રાજયોગ વીના હઠયોગ સિદ્ધ થતો નથી. માટે જયાં સુધી રાજયોગની સિદ્ધિ ન થાય ત્યાં સુધી હઠયોગ તથા રાજયોગ એ બન્નેનો સાથે અભ્યાસ કરવો આવશ્યક છે.

યોગાભ્યાસી પ્રાણનું રૂંધન કરી સંપ્રજ્ઞાત સમાધિમાં ઉપજેલી બ્રહ્માકાર સ્થિતિથી આગળ વધી ચીત્તનો પર વૈરાગ્યદ્વારાએ સ્વ સ્વરૂપમાં સ્થિત કરે છે. આવી રીતના અભ્યાસની યુકિતથી હઠયોગ અભ્યાસીને હઠ અભ્યાસદ્વારાએ રાજયોગના પદની પ્રાપ્તી થાય છે.

શરીરનું કૃશપણું, મુખની પ્રસન્નતા, નાદનું પ્રગટપણું, નેત્રનું નિર્મળપણું આરોગ્યતા, બિંદુનો જય જઠરાગ્નિ પ્રદિપ્ત ને નાડી શુધ્ધિ એ હઠયોગ અભ્યાસીને હઠયોગની સિધ્ધીથી ઉત્પન્ન થનારા જાણવા.

જ્યારે શરીરમાંની નાડીઓની શુધ્ધિ થઇ કુંડલિની જાગ્રતિ થાય છે ત્યારે પ્રાણ સુખપુર્વક સુષુમ્ણામાં પ્રવેશ કરે છે. સુષુમ્ણા, (સૂર્યના સુષુમ્ણ કિરણ સાથે જોડનારી) શૂન્ય પડવી (જગતનો અભાવ કરનારા માર્ગરૂપ) બ્રહ્મરંધ્રનો મહામાર્ગ, સ્મશાન, (નામ રૂપને બાળવાનું સ્થાન) શાંભવી, (શંભુને પ્રાપ્ત કરાવનારી) મધ્ય માર્ગ (ઇડા પિંગલાની વચ્ચેનો માર્ગ) બ્રહ્મનાડી, (બ્રહ્મને પ્રાપ્ત કરનારી નાડીને બ્રહ્મદ્વાર (બ્રહ્મની પ્રાપ્તિનું બારણું) એ શબ્દો એકજ અર્થનું બોધન કરનારા છે.

પ્રાણાયામને સહાય કરનારી મલ નિવારક સાત ઉપક્રિયાઓ

(૧) ધોતી (૨) બસ્તિ (૩) નેતી (૪) નૌલી (૫) બ્રહ્મદાતણ (૬) ત્રાટક (૭) કપાલ ભાતિ એ સાત મનનિવારક ઉપક્રિયાઓ છે.

## (૧) ધોતી

જગન્નનાથીનો કિંવા મલમલનો આશરે પંદર હાથ લાંબો ને

ચાર આંગળા પહોળો કટકો લઇને તેને બે ત્રણ વાર ઉના પાણીથી ધોઇને શુદ્ધ કરવો પછી નબળા મનના સાધકે આરંભમાં થોડા દિવસ સવારમાં મરીનો ઉકાળો પીવો કે જેથી ધોતીની ક્રિયા કરતા ઉલટી ન થાય. પછી એ લુગડાનો એક છેડો હાથમાં રાખી બાકીનો ભાગ બીજે છેડેથી ગળાદ્વારાએ ઢોર જેમ લુગડું ચાવે છે તેમ ચાવી ધીરે ધીરે પેટમાં ઉતારી જવો. આરંભમાં થોડા દિવસ ધોતીને દુધમાં પલાળી દુધની સાથે પછી પાણીમાં પલાળી પાણીની સાથે ને છેવટે સુકી ઉતારવી પછી નૌલી કરીને બંને નલોને ફેરવવા, કિંવા માત્ર ઉદરને સારી રીતે હલાવવું. આવેલા બહારનો છેડો દાંત અને હોઠથી સારી રીતે પકડી રાખવો. ત્યારપછી મોઢાને ઉઘાડી બહારને છેડેથી તે ધોતીને બંને હાથથી પકડી ઉપજીહ્વાની એક ગમથી ધીમે ધીમે તે બહાર ખેંચી કાઢવી, ને તેમાં વળગેલાં કફાદિ મલને પાણીમાં ધોઇ નાખવો. આ ક્રિયા કરવાથી પેટમાના કફાદિ મલ દૂર થશે. અને ગુલ્મ, જ્વર, પ્લીહા, ઉધરસ, શ્વાસ ને કુષ્ઠાદિ વીસ પ્રકારના કફના રોગ દૂર થશે, તેમજ દિવસે દિવસે આરોગ્યની, પુષ્ટિની, ને બલની વૃધ્ધિ થશે. આ પ્રયોગ સાધનારને કફાદિનો વધારો કરનારી વસ્તુઓ અવગુણકારી છે માટે તેણે તે ન ખાવી પીવી. ધોતીના અભ્યાસનો આરંભ કરતાં પ્રથમ એક હાથ ધોતી ગળવી પછી બે હાથ ગળવી એમ શનૈઃ શનૈઃ ગળવાનો અભ્યાસ વધારવો. તે પછી બસ્તિ.

## (૨) બસ્તિ

આશરે પાંચ શેર પાણી સમાય તેવું તાંબાનું, પીત્તળનું કે કલઇ ચઢાવેલા પત્રાનું પાત્ર ભીંત પર આશરે બે હાથ ઉંચાઇએ ટીંગાડી તેમાં જડેલી રબરની નળીના આગળનો ભાગ ચિતા શયન કરીને પાયુમાં નાખવો. પછી તે નળી વાટે લઇ શકાય તેટલું જલ મલાશયમાં તથા નલમાં લેવું. પશ્ચાત્ થોડા સમય હરી ફરી મલ

ત્યાગ કરવા જવું. મલાશયમાના તથા નલમાંના મલની સાથે ગ્રહણ કરેલું જલ પણ નીકળી જાય છે. આ ક્રિયા કરવાના દેશી ને વિદેશી સંચા બજારમાં તેવા માલના વ્યાંપારીને ત્યાંથી વેચાતા મળી શકે છે. પ્રથમ પશ્ચિમતાન કરી પછી સ્વસ્તિકાસને બેસી ગુદાનું સંકોચન વિકાસન કરવું તે શુષ્ક બસ્તિ કહેવાય છે, ધોતી અને બસ્તિ જમ્યા પહેલાં કરવી, અને તે કર્યા પછી થોડી વિશ્રાંતિ લઇ જમવું, ગુલ્મ, પ્લીહા, જલોદરને અજીર્ણ આદિ વાત, પિત્ત અને કફથી થયેલ સઘળા રોગો આ ક્રિયાથી દુર થાય છે, તથા ઈંદ્રિયો અને મનની સ્વચ્છતા, ધાતુ તથા જઠરાગ્નિની વૃધ્ધિને શરીરમાં કાંતિ પ્રાપ્ત થાય છે તે પછી નેતી.

## (૩) નેતી

દેશી કિંવા ચીનાઇ સુત્રનો ગાંઠ વિનાનો ચીકણો તાંતણો ત્રણ કિંવા ચાર વેંતની લંબાઇનો રાખી તેને સવા સોવડો કે દોઢસો વડો કરવો. પશ્ચાત તેના મધ્ય ભાગમા એક તાંતણો બાંધી અર્ધા ભાગને વળ દીધા વીના રહેવા દેવો ને બીજા અર્ધા ભાગના ત્રણ સરખા ભાગ કરીને તેને ઉંદર પુચ્છા કરી સારી રીતે વળ દઇ દ્રઢ મેળવવા, ને સિધ્ધ થયેલા તે અર્ધા ભાગને મીણ ચડાવી સુંવાળો કરવો. પછી ઉગમણે કિંવા ઉત્તરાદે મોઢે ઉભડક બેસી, ડોક ઉંચી રાખી, નાકને શુધ્ધ કરી તથા નેતીને પાણીમાં ભીંજવી, મીણવાળા ભાગનો છેડો ધીરેથી નાકના જે છિદ્રમાંથી પવન વહેતો હોય તે છિદ્રમાં નાખી તે છેડો ગળા ઉપરની કાકડી આગળ આવે ત્યારે તેને જમણા હાથના અંગુઠા તથા તર્જની વડે પકડી મોઢા વાટે તે નેતી બહાર કાઢવી. (અમુક પડખાની કાંખલીમાં થોડીવાર ઢીંચણ દબાવી રાખવાથી તેની સામી બાજુના નાસિકાના છિદ્રમાંથી પવન વહેવા લાગશે, આરંભના અભ્યાસીને જે નાસાપુટમાંથી પવન જા આવ્ર કરતો હોય તેમાં નેતી નાખવાં સરલ પડે છે માટે ઉપરની ક્રિયા તેવાના ઉપયોગ

માટે દર્શાવી છે. અભ્યાસ સિધ્ધ થયે પવનનાં જા આવ જોવાની અપેક્ષા રહેતી નથી) પશ્ચાત્ તેને ધોઇ શુધ્ધ કરવી પછી તેને નાસિકાના બીજા છિદ્રમાં ઉપર કહેલી રીતે નાખી ઉપરની રીતે મોઢા વાટે બહાર કાઢવી. આ ક્રિયાના આરંભમાં શ્લેષ્મની વૃધ્ધિ વાળા સાધકને બે ત્રણ દિવસ સળેખમનાં ચિન્હો જણાય છે, પણ તેથી તેણે ભય પામવું નહિ. ઘી ને સહેજ ઉષ્ણ કરી તેને જમણા હાથની તર્જની વડે નાકના છિદ્રોમાં ચઢાવવાથી શ્લેષ્મની ક્રમથી નિવૃત્તિ થઇ જશે. અભ્યાસીએ આરંભમાં થોડા દિવસ તેલ, બહુ મરચા ને મીઠું ન ખાવાં, કારણ કે ખાવાથી ગળામાં તથા કાકડાના ઉપરના ભાગમાં બળતરા થાય છે, ને કોઇ વેળાએ ઉધરસ પણ થઇ આવે છે. આ નેતિથી કપાલનો તથા નાકનો મેલ તેમજ ગળાની ઉપરના રોગો દુર થાય છે. અને સાધકને સૂક્ષ્મ પદાર્થ દેખવામાં આવે એવી દિવ્ય દ્રષ્ટિ પ્રાપ્ત થાય છે તે પછી નૌલી.

## (૪) નૌલી

બંને હાથો ઢીંચણ પર રાખી, બન્ને ખભાથી શરીરને નમાવી ઉભા રહી, ઉતાવળથી જલની ઘુમરીની પેઠે પેટમાંના બન્ને નલોને રેચકપુર્વક ઉપાડીને ડાબા જમણા હલાવવા (આ ક્રીયા સિદ્ધ થયા પછી બેસીને પણ નલ ફેરવી શકાય છે) તે નૌલી ક્રિયા કહેવાય છે. કોઇ યોગીઓ આને લૌલિક પણ કહે છે, જઠરાગ્નિનું પ્રદીપ્ત અને ઉદરગત વાતાદિક સર્વ રોગોનું નિવારણ આ ક્રિયા કરે છે. પશ્ચિમતાનાસન સિદ્ધ કરો આરંભમાં આઠેક દિવસ સાતોડીની ભાજી ખાધી હોય, અને ઘી તથા તેલ આદિ સ્નિગ્ધ પદાર્થ ન ખાધા હોય, કિંવા બહુજ થોડા ખાધા હોય તો નલ વેળાસર છુટા પડી જાય છે અને નૌલિક્રિયા વેળાસર આવડી જાય છે. તે પછી બ્રહ્મદાતણ.

## (૫) બ્રહ્મ દાતણ

વડવાઇનું આશરે એક ગજ લાંબુ હાથના અંગુઠા જેવું જાડું ને સીધું દાતણુ લેવું ને તેનો ઉપરની છાલ કાઢી નાખવી. પછી તેનો સારો ને ખરે નહિ એવો કૂચો અર્ધા આંગળ જેટલી લંબાઇનો આગળના ભાગમાં દાંતે ચાવીને કરવો. કૂચો સિદ્ધ થયે તેને ખંખેરી સારી રીતે ધોઇ શુધ્ધ કરવો. પછી તે દાતણુ પૂર્વાભિ મુખે કિંવા ઉતરાભિમુખે સીધા ઉભડક બુસી, ડોક આગળ કાઢી, ગુદાને સંકોચી શ્વાસને ધીમો પાડી ગળાદ્વારે ઉપજીહ્વાને ધકકો ન લાગે એમ ધીરેથી ગળાના ડાબા ભાગથી પેટના ડાબા ભાગ ભણી નાંખવું પશ્ચાત થોડી વાર તે ઉંચુ નીચું કરી પછી ધીરેથી બહાર કાઢવું જીભના મુલ પછી અન્નનલ તથા શ્વાસનલના મુખ પાસે જે ઉપ-જીહ્વા (પડ જીભ) આવે છે તે દાતણુને અંતર જતું અટકાવે છે માટે થોડીવાર શ્વાસોચ્છવાસ બંધ રાખી નીર્ભયપણે દાતણુને અંતર ઉતારી દેવું, ભયન પામવું, કિંવા ગળું ન સંકોચવું, એ અભ્યાસ આશરે એક માસ કર્યાથી સિદ્ધ થાય છે, નબળા મનના સાધકને પ્રથમ ઉલટીના જેવું થાય છે, પણ સુંદ્રઢ મનવાળાને એમ થતું નથી. બ્રહ્મદાતણુ કર્યાથી ઉદરમાં જે કફપિત્તાદિ મલ હોય છે તે પાણીની સાથે બહાર નીકળી જાય છે. ને તેથી શરીર તથા ચિત્તનું ભારે પણું દુર થાય છે. આ પ્રયોગના અભ્યાસીએ આરં-ભમાં ખાંડ, દહીં, આંબલીને છાસઆદિ કફોત્પાદક વસ્તુઓ તેમજ તેલને મરચાં આદિ અતિ ઉષ્ણુ ને અતિ ખારી વસ્તુઓ ખાવાથી દુર રહેવું. ઉંઘ બહુ આવવાનું ને બહુ સ્વપ્નો થવાનું કારણુ બહુધા શરીરમાંના કફાદિની વૃદ્ધિ છે. અન્નનો સ્થુલ ભાગ મલરૂપે ગુદાદ્વારા ને પાણીનો સ્થુલ ભાગ મૂત્રરૂપે ઉપસ્થદ્વારા બહાર જાય છે, મધ્યમ ભાગ આરંભમાં રૂધિરરૂપે ને પછી માંસાદિરૂપે થઇ શરીરનું પોષણુ કરે છે. ને સારભુત સુક્ષ્મભાગ પરમાણુરૂપે અંતઃકરણુને તથા

પ્રાણુને પુષ્ટ કરે છે. આમ ક્રિયા થતાં કેટલોક ભાગ નિરૂપયોગી કફ તથા પીત્તરૂપે એકત્ર થઈ શરીરમાં રહે છે. આવો ઘણો નીરૂઉપયોગી મલ એકઠો થવાથી શરીરમાં રોગોની ઉત્પતિ થાય છે. યોગીજનો આ વાતને સારી રીતે જાણે છે માટે પ્રતિદિન તેઓ પોતાનાં શરીરયંત્રને નિરૂપયોગી મલને દુર કરી શુંધ્ધ રાખે છે. આગળ દર્શાવ્યા પ્રમાણે વિશેષ કફાદિરૂપ મલ શરીરમાં એકઠો થવાથી ઉંઘ તથા આલસ્યની વૃધ્ધિ થાય છે, અંતઃદ્રષ્ટિ કરતાં શરીર તથા મનના ભારેપણાને લીધે અટકાવ થાય છે, માટે ઈંદ્રિયોનો નિગ્રહ કરી પ્રાણુનિગ્રહ કરવાની ઇચ્છા રાખનારા કફપ્રકૃતિવાળા મુસુક્ષુએ કફને યોગ્ય યુકિત વડે દુર કરવો જોઇએ. કફાદિ થોડાં ઉત્પન્ન થાય માટે કોઇ સાધકો અલ્પ આહાર કરે છે, કોઇ અઠવાડીયે કે પખવાડીયે રેચ લે છે, કોઇ દાતણ કરતી વેળા મુખમાં આંગળાં નાંખી ખોંખારા કરી અપાનને ઉર્ધ્વ કરી કફને દુર કરે છે, ને કોઇ ઘણી સાવધાનતાથી દાતણ કરી પછી જલનાં ઘણા કોગળા કરે છે કેળના પાતળા દંડથી (ખંભથી) નેતરની લીસી લાંબી કાતળીથી તથા તાંબા કે લોઢાની પાતળી શલાકા ઉપર મલમલ વીંટાળી તેને ઝીણા દોરાથી સારી રીતે સીવી તેનાથી પણ બ્રહ્મદાતણની ક્રિયા કરી શકાય છે. આ ક્રિયાને ગજ કિંવા દંડધોતિ પણ કહે છે. આ ક્રિયાથી કફાદિ દૂર થવા ઉપરાંત હૃદયના રોગો પણ દુર થાય છે. તે પછી ત્રાટક.

## (૬) ત્રાટક

એકાગ્ર ચિત્તથી દ્રષ્ટિને સ્થિર કરી સુક્ષ્મ લક્ષ્ય એવો કોઇ નિશ્ચલ પ્રકાશિત પદાર્થ કિંવા નાસાગ્ર ભાગ તેના ભણી આંખમાં પાણી આવે ત્યાં સુધી જોઇ રાખવું, ને પછી આંખો બંધ કરી દેવી તે ત્રાટક કર્મ કહેવાય છે. આ ક્રિયા આંખોના રોગોને દુર કરે છે, તેમજ આલસ્ય નિદ્રા તથા તંદ્રાદિકનો પણ નાશ કરે છે.

ત્રાટક કરતાં પહેલાં વા જ્યારે તંદ્રા થવા લાગે ત્યારે આંખોને સામી, ઉપર, નીચે, બંને બાજુએ અને બંને ખુણાઓ ભણી વારંવાર કેટલોક સમય ફેરવ્યા કરવાથી નેત્રનું બલ વધે છે, ત્રાટક સુખપૂર્વક થઇ શકે છે ને તંદ્રા દુર થાય છે.

### (૭) કપાલ ભાતિ

અર્ધપદ્માસને બેસી, બંને હાથના પંજા ઢીંચણ પાસે દ્રઢ ભરાવી લુહારની ધમણની પેઠે ઉતાવળથી બન્ને નાસાપુટથી રેચક પુરક કરવા તે કપાલ ભાતિ કહેવાય છે.

નેત, ધોતી, બસ્તિ, નૌલિ ત્રાટક અને કપાલ ભાતિ એ હઠ-યોગનાં ષટકર્મ છે, અને જેના શરીરમાં મેદ તથા શ્લેષ્મ વધારે હોય તેણે પ્રાણુાયામની સિધ્ધિ અર્થે તે અવશ્ય સાધવા જોઇએ. જેના શરીરમાં ત્રિદોષનું સમાનપણું હોય તેને નેતિ, દાતણ, ધોતીને બસ્તિ સાધવાની અપેક્ષા નથી, છતાં ઇચ્છા થાય તો તેણે વસંત ઋતુ કે જે કફના પ્રકોપનો સમય છે તેમાં તેનો અભ્યાસ કરવો. અન્ય ઋતુમાં તેનો અભ્યાસ કરવાથી કફાદિ ધાતુની વિષમતા થતા જવરાદિકની ઉત્પતિ થાય છે. કપાલ ભાતિથી કફનો નાશ થાય છે, તથા સુષુમ્ણા વહેવા લાગે છે તે પછી મુદ્રાઓ કરવી તે મુદ્રાઓનાં નામો (૧) મહામુદ્રા (૨) મહાબંધ મુદ્રા (૩) મહાવેધ મુદ્રા (૪) ખેચરી મુદ્રા (૫) ઉડ્ડીયાન મુદ્રા (૬) મૂલબંધ મુદ્રા (૭) જાલં-ધર બંધ મુદ્રા (૮) વિપરીત કરણી મુદ્રા (૯) વજ્રોલીમુદ્રા (૧૦) શકિતચાલન મુદ્રા (૧૧) સંક્ષોભણી મુદ્રા (૧૨) દ્રાવણી મુદ્રા (૧૩) આકર્ષણી મુદ્રા (૧૪) વશી મુદ્રા (૧૫) ઉન્માદ મુદ્રા (૧૬) મહાં-કુશ મુદ્રા (૧૭) યોનિ મુદ્રા (૧૮) તડાગી મુદ્રા (૧૯) માંડુકી મુદ્રા (૨૦) ભુજંગીની મુદ્રા (૨૧) નભ મુદ્રા (૨૨) માતંગિની મુદ્રા એવી રીતે તે મુખ્ય મુદ્રાઓ બાવીશ છે.

### (૧) મહા મુદ્રા

ડાબા વા જમણા પગની પાનીથી ગુદા અને શિશ્નેંદ્રિયની

વચ્ચેનો ભાગ જે યોનિસ્થાન તેને યોગ્ય રીતે દબાવવાને, જમણો વા ડાબો પગ તેની પાની ભુમીને અડી રહે એવી રીત સીધો લાંબો કરવો અને તેની આંગળીઓ ઉચી રાખી પછી તે પગના અંગુઠાને જમણા વા ડાબા હાથના અંગુઠાને તર્જની આંગળીથી પકડી રાખવો. પછી ચંદ્રથી વા સૂર્યથી પૂરક કરી પશ્ચાત્ કંઠમાં જાલંધર બંધ કરીને ડાબા વા જમણા હાથના અંગુઠાને તર્જની આંગળીથી લાંબા કરેલા પગના અંગુઠાને પકડી વાયુને ઉપર સુષુમ્ણામાં ધારણ કરવો. આમ કરવાથી મૂલ બંધ પણ થાય છે યોનિસ્થાનને (શીવનીને) દબાવવાથી અને જીહવા બંધ કરવાથી કુંડલિની શક્તિ સર્પાકાર ત્યજી પાંશરી થઈ જાય છે અને સુષુમ્ણામાં પ્રાણનો પ્રવેશ થાય છે, તેથી કુંડલિની શકિતના બહિઃસ્પંદની મરણાવસ્થા થાય છે. કુંડલિની પોતાનો વક્રાકાર ત્યજીને સુષુમ્ણાના મુખનો ત્યાગ કરી વિષયવાસનારૂપી વિષમય પુત્કાર કે જે કર્મને અનુસરીને ઇડા પિંગલામાં વહન તથા પ્રાણ સ્પંદદ્વારા ઉપજાવતી હતી તેનાથી રહિત થઈ જાગ્રત થાય છે તે તેના બહિઃસ્પંદની મરણાવસ્થા કહેવાય છે. પછી તે રૂંધેલા પવનને ધીમે ધીમે રેચક કરી બહાર કાઢવો. ઉતાવળે રેચક કરવાથી બલની હાની થાય છે. આ મહામુદ્રાના ઉપર કહેલા ચંદ્રાંગ તથા સૂર્યાંગનું સ્પષ્ટીકરણ આ પ્રમાણે છેઃ–

પ્રથમ ચંદ્રાંગ જે ડાબું નાસાપુટ તેમાં અભ્યાસ કરીને પછી સૂર્યાંગ જે જમણું નાસાપુટ તેમાં અભ્યાસ કરવો, ને તે બન્ને ભાગમાં સરખા કુંભક થાય ત્યારે મહા મુદ્રાનો અભ્યાસ તે સમય માટે મૂકી દેવો, અર્થાત્ તુરતમાં તેનો વિશેષ અભ્યાસ ન કરવો. આરંભમાં દશ દશ કુંભક કરી પછી નિત્ય પ્રતિ તેમાં યથાશકિત વધારો કરી અંતમાં સો સો કુંભક કરવા.

ડાબા પગની પાનીને યોનિસ્થાનમાં લગાડી જમણો પગ સીધો લાંબો કરી તેના અંગુઠાને જમણા હાથની તર્જની આંગળી તથા અંગુઠાથી પકડી દ્રષ્ટિ ભ્રકુટિમાં રાખી ડાબા નાસાપુટદ્વારા

પૂરક કરી પછી જાલંધર બંધ કરવો, ને ડાંબા હાથના અંગુઠા તથા તર્જની વડે પણ જમણા પગના અંગુઠાને પકડવો. કુંભકકાલે પ્રાણાયામના યથાશકિત મંત્રો મનમાં ભણવા, અથવા સોથી માંડી પાંચસો પર્યંતના અંક મનમાં ગણવા. પછી ડાબો હાથ ઉપાડી તે હાથના અંગુઠા વડે ડાબું નાસાપુટ દબાવી જમણા નાસાપુટદ્વારા શનૈઃ શનૈઃ રેચક કરવો. ઉપર કહયા પ્રમાણે અભ્યાસ કરવો તેને ચંદ્રાંગનો અભ્યાસ કહે છે. કુંભકની સંખ્યા શકિત પ્રમાણે કરવી. આ અભ્યાસમાં પૂરેલો પવન શરીરના ડાબા ભાગમાં સ્થિર રહે તેવીજ રીતે જમણા પગે રકવાથી તેને સુર્યાંગનો અભ્યાસ કહે છે. મહામુદ્રાના અભ્યાસીને પથ્યાપથ્યનો વિચાર બહુ આવશ્યક નથી કારણ સંપુર્ણ રસ કડવા ને ખાટા આદિ તેને પચી જાય છે. સુકુ (રસરહિત) વાસી તથા દુર્જર ભોજન કર્યું હોય તો તે પણ તેને અમૃતની પેઠે પચી જાય છે. મહામુદ્રા સિદ્ધ કરવાથી ક્ષયરોગ, કોઢ, ગુદાવર્ત, ગુલ્મ રોગ, અજીર્ણ, જ્વર, પ્રમેહને ઉદરરોગ નાશ પામે છે. મહા કલેશ જે અવિદ્યા, અસ્મિતા, રાગદ્વેષને આભિનિવેશ તથા તેના ધર્મ જે શોકમોહાદિ તેમજ શરીરના ધર્મ જે વૃદ્ધાવસ્થા તથા મૃત્યુ તે પણ આ મુદ્રાથી આત્મ સાક્ષાત્દ્વારા નાશ પામે છે. માટેજ આ મુદ્રાને મહામુદ્રા કહે છે.

## (૨) મહાબંધ મુદ્રા

ડાબા પગની પાની યોનિસ્થાનમાં લગાડીને જમણો પગ ડાબા પગના સાથળ પર રાખવો, ને તે જમણા પગના ઢીંચણ પર જમણા હાથનો પંજો સારી રીતે ભરાવી દ્રષ્ટિ ભ્રકુટિમાં રાખી પછી ડાબા હાથની આંગળીઆથી જમણું નાસાપુટ દબાવી ડાબા નાસાપૂટથી પુરક કરી પવનને શરીરમાં પૂરવો, ને દાઢી છાતી સરસી રાખી જાલંધર બંધ કરી યથાશકિત કુંભક કરવો તે વેળા ડાબા હાથનો પંજો પણ જમણા પગના ઢીંચણ પર સારી રીતે

ભરાવી દેવો. કુંભકકાલે યોનિસ્થાન દબાવી–મુલબંધ કરી–મનને મધ્ય નાડી–સુષુમણામાં પ્રવેશ કરાવવો. યથાશકિત કુંભક કરીને પછી ડાબો હાથ ઉપાડી તેના અંગુઠાથી ડાબું નાસાપુટ દબાવી જમણા નાસાપુટથી મંદ મંદ રીતે રેચક કરી તે વાયુને બહાર કાઢવો આ ચંદ્રાંગનો અભ્યાસ થયો. પગો તથા હાથોની સ્થિતિ બદલી સૂર્યદ્વારા પૂરકને ચંદ્રાદ્વારા રેચક કરવાથી સૂર્યાંગનો અભ્યાસ થાય છે. કુંભકમાં પ્રાણાયામના મંત્રનો માનસ જપ કરવો. વા અંકની ગણના મનમાં કરવી. ચંદ્રાંગ અને સુર્યાંગમાં કુંભકની સંખ્યા જ્યાં સુધી સમાન થાય ત્યાં સુધી પુર્વમુદ્રાનુસાર આ અભ્યાસ ચાલુ રાખવો કેટલા યોગાચાર્ય કહે છે કે કંઠમા થતો જાલંધર બંધ અનુપયોગી છે એટલે દાઢીને છાતી સરસી રાખવાની આવશ્યકતા નથી, પણ આગલ્યા દાંતની ઉપર અને તાળવાની નીચે જીભ રાખવાનો બંધ પ્રશસ્ત છે. આ જીહ્વાબંધથી સુષુમ્ણા વિનાની સર્વ નાડીઓની ઉર્ધ્વગતિ રોકાય છે. આ મુદ્રાની ઇડા, પિંગલા અને સુષુમ્ણા જે ગંગા, યમુના ને સરસ્વતી કહેવાય છે તેનો સંગમ થાય છે, અને મન કેદાર (શિવસ્થાન) જે ભ્રકુટિ તેને વીષે રહે છે. આ મુદ્રાને કોઇ યોગીઓ પુર્ણાંગરિમુદ્રા પણ કહે છે. રૂપલાવણ્ય સંપન્ન યુવાવસ્થાવાળી સ્ત્રી જેમ ધણી વિના નિષ્ફલ તેમ મહામુદ્રા અને મહાબંધમુદ્રા પણ મહાવેધ મુદ્રા વીના વ્યર્થ છે.

## (૩) મહાવેધમુદ્રા

મહાબંધમુદ્રામાં કહ્યા પ્રમાણે પગોની સ્થિતી રાખી એકાગ્ર બુદ્ધિવાળા યોગીએ નાસિકાનાં બંને છિદ્રોથી પુરક કરી તે પછી વાયુની ઉપર નીચેની ગતિને જાલંધરબંધથી રોકવી, ને દ્રષ્ટિ ભ્રુમધ્યમાં રાખવી. પછી બન્ને હાથની હથેળીઓ બંને પડખે ભુમિને અડાડીને તે વડે શરીરને લગીર ઉંચુ નીચું કરવું, ને અનુક્રમે બંને પગની પાનીથી સીવનીને દબાવવી. આમ

કરવાથી પવન ઇડા પિંગલાનો ત્યાગ કરી. સુષુમ્ણામાં પ્રવેશ કરે છે. ચંદ્ર સૂર્યની સાથે સંબંધ રાખનારી ઇડા પિંગલાનો ત્યાગ થવાથી ને અગ્નિની સાથે સંબંધ રાખનારી સુષુમ્ણા નાડીનો પ્રાણુને તથા મનને સંબંધ થવાથી યોગીને આત્મ સાક્ષાત્કારદ્વારા મોક્ષ પ્રાપ્ત થાય છે. ઈડા પિંગલામાં પ્રાણુનો સંચાર બંધ પડે એટલે યોગીએ શનૈઃ શનૈ: રેચક કરવો. આ મહાવેધ મુદ્રાનો સાવધાનતાથી ચિરકાલ અભ્યાસ કરવાથી યોગીના હૃદયમાં અણિમાદિક મહા સિદ્ધિઓ ઉત્પન્ન થાય છે. વળી શરીરમાં ઘડપણ આવ્યાથી ચામડીની કરચલી વળી હોય તે તથા પળી અને ધ્રુજારો (કંપ) પણ મટે છે. દિવસના આઠ પહોર છે, તે પ્રત્યેક પહોરમાં અભ્યાસીએ આ મુદ્રાના આઠ આઠ કુંભક ઉપર દર્શાવેલી રીતે કરવા પુણ્યના સમૂહને વધારનારી ને પાપનો વજ્રની પેઠે નાશ કરનારી આ મુદ્રા છે.

## (૪) ખેચરી મુદ્રા

કપાલની અંતરના છિદ્રમાં જીહ્વા પ્રવેશ કરે, અને દ્રષ્ટિ ભ્રકુટીના મધ્યમાં રહે તે ખેચરી મુદ્રા કહેવાય છે. ખેચરીની ત્રણ ક્રિયા અનુક્રમે કરવી પડે છે, છેદન, ચાલન અને દોહન અતિ તીક્ષ્ણ, સ્નિગ્ધ અને નિર્મલ એવું લોહનું શસ્ત્ર લઇને પછી તે શસ્ત્ર વડે સાવધાનતાથી યુક્તિપૂર્વક જીભના નીચલા મૂલ આગળથી (ત્રણ શિરામાંની વચલી) શિરાનું રોમ માત્ર (પાતળા વાળ જેટલું) છેદન કરવું. છેદન કર્યા પછી લવણ (મીઠું) અથવા સૈંધવ તથા હરડેનું ઝીણું ચૂર્ણ કરીને સાત દિવસ સુધી સાંજે તથા પ્રાતઃકાલે છેદન કરેલા ભાગ પર લગાડી જીભને ઉર્ધ્વ રાખી જમણા હાથના અંગુઠાથી અંગુઠો નીચેથી ઉપર જાય એવી રીતે, તે ભાગ પર સારી રીતે ઘર્ષણ કરવું. પશ્ચાત ચાલન અને દોહન કરવાં. હઠયોગના અભ્યાસીને અભ્યાસ કાલે મીઠું ખાવાનો નિષેધ છે. માટે તેણે કાથાનું તથા હરડેનું ચૂર્ણ મેલી ઘર્ષણ કરવું. હઠાભ્યાસી ન હોય

અને જે એકલી ખેચરી મુદ્રા સાધતો હોય તેને લવણનો નિષેધ નથી.
પછી આઠમે દિવસે વળી રોમ માત્ર અધિક છેદન કરવું. વળી વળી પૂર્વોક્ત રીતે સાત દિવસ પર્યંત ફરીથી લવણ તથા હરડેનું ચુર્ણ ઘસવું. એમ છ મહિના સુધી સુકી ભૂમિવાળા ગુફામાં કિંવા અતિ પવન ન લાગે એવા સ્થાનમાં નિવાસ કરી યુક્તિપુર્વક અભ્યાસ કરે તો જીભની નીચેની શિરાનો બંધ જે જીભને કપાલની અંતરના છિદ્રમાં જતી અટકાવે છે તેનો નાશ થાય છે. સાધકે અભ્યાસકાલમાં માત્ર સાકર સહિત દૂધ ચોખાનુંજ ભોજન કરવું એ વિશેષ ઉત્તમ છે એમ નજ બની શકે તો ખાટા, અતિ તીખા, અતિ ખારા તથા કઠણ પદાર્થોનો ત્યાગ કરો પ્રવાહીને કોમલ પદાર્થ ખાવા. બંને હાથના અંગુઠા તથા બંને તર્જની આંગળીથી જીભને પકડીને ડાબી જમણી હુલાવવી તે ચાલન, અને બંને હાથના અંગુઠા તથા બંને તર્જની આગળથી ગાયના આંચળને દહોવે છે. એવી રીતે જીભને ખેંચીને જ્યાંસુધી તે બહાર નીકળીને ભ્રૂકૂટીના મધ્યમાં અડે ત્યાંસુધી તેને લાંબી કર્યા કરવી તે દોહન ઉક્ત વિધિથી છેદન ઘર્ષણ, ચાલન તથા દોહનનો છ માસ સુધી અભ્યાસ કરવાથી ખેચરી મુદ્રાની સિદ્ધિ થાય છે અને પોતાની શુદ્ધિ વડે આત્માને સાક્ષાત્ દેખાડનાર જે આગળ જણાવેલું છિદ્ર (સુષુમ્ણાનો અગ્રભાગ) તે શૂન્યરૂપ (દ્રશ્ય રહિત) હોવાથી અવિદ્યાનો નાશ કરે છે. જેમ સૃષ્ટિમાં સર્વ બીજ મંત્રોમાં શ્રેષ્ઠ બીજ મંત્ર રૂપ ૐ કાર મુખ્ય છે, અન્ય સર્વ દેવતાઓમાં શ્રી ઇશ્વર મુખ્ય છે તેમ અન્ય સર્વે મુદ્રાઓમાં ખેચરી મુદ્રા મુખ્ય છે.

## (૫) ઉડ્ડીયાન મુદ્રા

આ મુદ્રા વડે ઉદરમાં રોકેલો પવન મધ્ય નાડી વાટે (સુષુમ્ણામાં થઇને) બ્રહ્મ રંધ્રભણી ઉડી જાય છે, અને આકાશમાં (બ્રહ્મરંધ્રમાં) ગમન કરે છે માટે આ મુદ્રાનું નામ યોગીઓએ ઉડ્ડીયાન મુદ્રા

પાડયું છે. મહાન પક્ષીરૂપ જે પ્રાણવાયુ તે આ મુદ્રાથી અનાયાસે સુષુમ્ણામાં ગતિ કરે છે, અને પ્રાણાપાનની ગતિ રોકાય છે માટે આ મુદ્રાને યોગીઓ ઉડ્ડીયાન બંધ પણ કહે છે.

નાભિના ઉપલ્યા તથા નીચલ્યા ભાગને, બરડાને અડી જાય એવી રીતે બલપુર્વક પાછા ખેંચવાની ક્રિયાને ઉડ્ડીયાન બંધ કહે છે. સિંહરૂપ આ બંધ મૃત્યુરૂપી હાથીની નિવૃત્તિ કરનારો છે. હિતનો ઉપદેશ કરનાર જે શ્રીગુરૂ તેમની પાસેથી શીખી ચિરકાલ પર્યંત જો આ બંધનો અભ્યાસ નિરંતર કરે તો તે વૃદ્ધ પુરૂષ હોય તો પણ યુવાવસ્થાવાળાના જેવો દેખાય છે.

### (૬) મૂલબંધ મુદ્રા

બેમાંની કોઇ પણ એક પાની વડે સીવની દાબી તથા બીજી પાની સાથળના મૂલ પર રાખી ગુદાને ઉર્ધ્વ તથા નાભિને મેરૂ દંડ ભણી સારી રીતે બલપૂર્વક સંકોચી અપાન વાયુને ઉંચો ચઢાવવો તે મૂલ બંધ મુદ્રા કહેવાય છે. કેડ તથા ઢગરાને આગળ કાઢી એક પગની પાનીથી ગુદાને દબાવી બીજો પગ સાથળના મૂલ પર રાખી સીધી રીતે બેસી અપાનને ઉર્ધ્વ ખેંચવાથી પણ આ બંધ થાય છે.

સ્વભાવિક રીતે જેની નીચી ગતિ છે એવો જે અપાન વાયુ તેનું મૂલાધારનું (ગુદાનું) સંકોચન કરી બલથી ઉર્ધ્વગમન કરાવવું, અર્થાત્ પ્રાણ પાનનો સંયોગ કરાવી તેની સુષુમ્ણામાં ગતિ કરાવવી તેનું નામ મૂલ બંધ છે. આ ક્રીયાથી મુલ સ્થાનનું (ગુદાનું) સારી રીતે બંધન થાય છે. માટે યોગીઓએ તેનું નામ મુલ બંધ પાડયું છે મૂલબંધના અભ્યાસથી જો ધાતુ ક્ષય, બંધકોશ, જઠરાગ્નિનું મંદપણું ને નાદનું મંદપણું થાય, અને બકરાની લીંડીઓ જેવો મલ ઉતરે તો અભ્યાસીએ જાણવું જે મને મુલબંધ યથાર્થ આવડતું નથી, અને જો ધાતુપુષ્ટિ, મલશુધ્ધિ, જઠરા-

ગ્નિની પ્રદિપ્તિને નાદની અભિવ્યકિત થાય તો અભ્યાસીએ જાણવું જે મને મૂલબંધ સારી રીતે આવડયો છે. આ મુદ્રાથી પ્રાણ, અપાન, નાદ તથા બિંદુનું (નાદની અંતાવસ્થારૂપ સુક્ષ્મ ધ્વનિનું) એકત્ર થાય છે. પ્રાણવાયુની ઉર્ધ્વગતિ છે, અને અપાનવાયુની અધોગતિ છે. એ બેની એકતા સુષુમ્ણામાં થવાથી અનાહત નાદની પ્રકટતા થાય છે, અને તેને પ્રાણા પાનને હૃદયની ઉપર લઇ જવાથી નાદ-બિંદુની એકતા થઈ એ ચારે મસ્તકમાં (બ્રહ્મ રંધ્રમાં) પ્રવેશ કરે છે, ને તેથી યોગસિધ્ધ થાય છે. નિત્ય મુલબંધ મુદ્રા કરવાથી જ્યારે અપાનવાયુની તથા પ્રાણવાયુની એકતા થાય ત્યારે મુત્ર તથા વિષ્ઠા-શરીરમાં મલરૂપે રહેવા પામતા નથી. ચિરકાલ પર્યંત નિરંતર આ બંધ કરવાથી અભ્યાસી જો વૃદ્ધ હોય તો પણ તે યુવાવસ્થાનાં ચિહ્નોવાળો થઇ જાય છે મુલબંધ કરવાથી અપાનવાયુ ઉપર ચાલવા લાગે છે, ને તે ઉપર ચાલીને નાભિની નીચે ત્રિકોણાકાર અગ્નિ મંડળ છે તેમાં પ્રવેશ કરે છે. આથી જઠરાગ્નિની જવાલા વધી જાય છે, પછી તે અગ્નિ અને અપાનવાયુ એ બન્ને પ્રાણવાયુમાં જાય છે. તેથી અગ્નિનું અત્યંત પ્રદીપન થાય છે. અગ્નિનું પ્રદીપન થવાથી સૂતેલી કુંડલિની શકિત જાગ્રત થાય છે. સૂતેલી સર્પિણી જેમ લોકડી મારવાથી સીધી થઇ જાય તેમ તે સીધી થઇને સુષુ-મ્ણામાં પ્રવેશ કરે છે. કુંડલિનીને જાગ્રત કરવા માટે મુલબંધ ઉપ-યોગી છે માટે યોગાભ્યાસીએ દિન દિન પ્રતિ સર્વ કાલમાં તેનો યથાશકિત અભ્યાસ કરવો આવશ્યક છે.

## જાલંધર મુદ્રા

કંઠને સંકોચી નીચે નમાવી ડાઢીને હૃદયથી ચાર આંગળ છેટે દ્રઢપણે રાખવી તે જાલંધર અને જાલંધર બંધ પણ કહેવાય છે. આ બંધ શરીરમાંની નાડીઓના સમુહને બાંધે છે તેમજ કપાલની અંતરના છિદ્રમાં જે ચંદ્રામૃત રહે છે તેને નીચે જતું અટકાવે છે

માટે આ મુદ્રાનું નામ જાલંધર બંધ મુદ્રા કહેવાય છે.

કંઠને નીચે નમાવી જાલંધર બંધ કરવાથી ચંદ્રામૃત જઠરાગ્નિમાં પડતું નથી. પ્રાણુવાયુ અન્ય નાડીમાં પ્રવેશ કરી પ્રકોપ પામતો નથી, અને કંઠનું દ્રઢ સંકોચન થવાથી ઇડા પિંગલાના વહનનું પણ સ્તંભન થાય છે. મુલબંધથી અપાનની ઉર્ધ્વગતિ થાય છે. જાલંધરબંધથી ઇડા પિંગલાનું વહન સ્તંભન પામે છે, અને ઉડ્ડીયાન બંધથી શરીરમાંનો વાયુ સુષુમ્ણામાં ગમન કરે છે.

પૂર્વોકત યુકિતઓથી પ્રાણુવાયુ સ્થિર થઇ જાય છે. અર્થાત બ્રહ્મરંધ્રમાં સ્થિત કરીને રહે છે. આને પ્રાણુલય કહે છે. પ્રાણુના લયથી મૃત્યભય, જરા, રોગ, ત્રિવલ્લી, શ્વેતવાલ, મુર્ચ્છા ને આલસ્યાદિક નાશ પામે છે. કંઠનો સંકોચ કરવાથી ઇડા પિંગલાનું સ્તભન થાય છે તેમજ વિશુધ્ધ નામનું ચક્ર બંધન પામવાથી શરીર માંહેના સોળ આધારોનું પણ બંધન થાય છે. અંગુઠો, ઘુંટી જાનુ, સાથળ, સીવની, લિંગ, નાભિ, હ્રદય, ગ્રીવા, (ડોક) કંઠ, જીભ નાસિકા, ભ્રકુટિ લલાટ, મૂર્ધા અને બ્રહ્મરંધ્ર એ સોળ આધાર કહેવાય છે.

## (૮) વિપરીતકરણી મુદ્રા

તાળવાના મુલમાં સુધારૂપ ચંદ્રમા છે, તેમાંથી થોડુંઘણું અમૃત નિત્ય ઝર્યા કરે છે, તે અમૃતને નાભિમાં રહેલ જે અગ્નિરૂપ સુર્ય તે ગ્રાસ કરે છે, તેથી દેહ વૃદ્ધાવસ્થા મુકત થાય છે, નાંભિ આગળના સુર્યને ઉપર રાખવો, અને તાલુસ્થાન આગળના ચંદ્રને નીચે રાખવો તેને વિપરીત કરણી મુદ્રા કહે છે. આ મુદ્રા યોગવિત શ્રી ગુરૂના વાકયથી સિધ્ધ થાય છે, અન્યથા એટલે માત્ર શાસ્ત્ર શ્રવણુ આદિ ઉપાયોથી તે સિધ્ધ થતી નથી. આ મુદ્રાના અભ્યાસીને જઠરાગ્નિનું વિશેષ પ્રદીપન થાય છે માટે તેણે ઇચ્છા

પુર્વક જમવું જોઇએ, જો તે થોડું ભોજન કરે તો જઠરાગ્નિ તેના દેહને બાળવા માંડે છે. માથું પૃથ્વીપર રાખી બંને હાથના આંકડા ભીડી માથાને અડાડી રાખી પગને અધર રાખવા તે વીપરીત કરણી મુદ્રા કહેવાય છે આ અભ્યાસની વૃદ્ધિ કરવા માટે પગને સીંતને આધારે રાખવાને વચ્ચે વચ્ચે બન્ને હાથની તર્જનીથી નાભી વચ્ચે દબાય એમ કેડની ઉપરના ભાગને બંને હાથના પંજાથી દબાવતા જવું. પહેલે દિવસે આ મુદ્રા ક્ષણવાર રાખવી ને ત્યારપછી ધીમે ધીમે તેનો વધારે અભ્યાસ કરવો, આ મુંદ્રાના અભ્યાસથી ત્રિવલ્લી તથા પળીયાં નાશ પામે છે તથા વીર્યથી ઉધ્વગતિ થાય છે.

## (૯) વજ્રોલી મુદ્રા

શિશ્નના છિદ્રમાં પ્રવેશ કરી શકે એવી જાડાઈવાળો ચૌદ આંગળ લાંબો, સાંધો ને સુવાળો સીસાનો ગજ સિધ્ધ કરાવવો. તેનો આગળનો ભાગ અર્ધગોલના જેવો રાખવો. પછી ઉપસ્થેંદ્રિયનો માર્ગ શુધ્ધ કરવા માટે ધીમે ધીમે તે ગજને થુંકવાળો વા તલના તેલવાળો કરીને શિશ્નના છિદ્રમાં પ્રતિદિન એક એક આંગળ વધારે નાખતા જવાનો અભ્યાસ કરવો, એટલે પહેલે દિવસે તે એક આંગળ નાંખવો, ને બીજે દીવસે તે બે આંગળ નાખવો એમ કરતાં કરતાં બાર આંગળ અંતર જવા માંડે ત્યાં સુધી તે અભ્યાસ કરવો. જો અભ્યાસી ધારે તો તે એક વા બે દિવસે પણ આખા ગજનો પ્રવેશ કરાવી શકે છે. પછી તે ગજના જેવી વચ્ચેથી પોલી અને લીસી રૂપાની સળી સિધ્ધ કરાવેલી હોય ને જેની પાછળનો બે આંગળનો ભાગ વળેલો રાખ્યો હોય તેનો આગલ્યો ભાગ શિશ્નની અંતર પ્રવેશ કરાવી પછી નાના ધમાના છેડાનો ભાગ પેલી સળીના પાછલા ભાગના બહારના છિદ્રમાં સારી રીતે નાખી ધમા વાટે કુંકો મારવી, આમ કરવાથી ઉપસ્થેંદ્રિયનો મુત્રાશય સુધીનો માર્ગ શુધ્ધ થાય છે. ને વીર્યાશયનો છિદ્ર દ્રઢ થાય છે. થોડી લઘુશંકા કર્યા

પછી મુત્રને પાછું ખેંચવું, પછી પાછું છોડવું, ને વળી તેને ખેંચવું, એમ કટકે કટકે લઘુશંકા કરવાથી પણ મુત્રમાર્ગ શુધ્ધ થાય છે. આ ક્રિયા સાધ્યા પછી ખેચરી મુદ્રા તથા કુંભક જેણે સીદ્ધ કરેલ હોય એવા યોગીએ શિશ્ન વાટે પ્રથમ પાણીને ઉપર ચઢાવતાં શીખવું ને ત્યારપછી ઉપસ્થેંદ્રિયને માર્ગે દુધ કિંવા સાધક જો ગૃહસ્થાશ્રમીની હોય તો તેણે વીર્યનું આકર્ષણ નીચે પ્રમાણે કરવું, ને જો દુધ ચઢાવવું હોય તો તે પાણીની પેઠેજ ચઢાવવું ને વીર્યને ખેંચીને ઉપર ચઢાવવાની રીત આ પ્રમાણે છે મૈથુનના અંતમાં ખેંચરી મુદ્રા તથા ઉડ્ડીયાન બંધદ્વરા શિશ્નમાંના અપાનને ઉર્ધ્વ આકર્ષી શિશ્નમા મુખ પર્યંત આવેલા વીર્યને તથા સ્રીનું રજ એ બંનેને શિશ્નેંદ્રિયના છિદ્ર વાટે શનૈઃ શનૈઃ ઉપર વીર્યાશયમાં ખેંચી લેવાં.

ગૃહસ્થના ઉપર જણાવેલા વજ્રોલીના અભ્યાસમાં જે બે વસ્તુ યોગશાસ્રમાં કહી છે તે ધનહીન માણસને દુર્લભ છે, એક તો સ્રી સંગ કર્યા પછી શિશ્નેંદ્રિય નિર્બલ થઇ જાય છે માટે દૂધ પીવું જોઇએ તે પહેલી તથા આજ્ઞા પ્રમાણે વર્તનારી વિનયી સ્રી જોઇએ તે બીજી. વજરોલીનો નિર્દોષ રીતે અભ્યાસ કરનાર હોય તેના શરીરમાં વીર્યના સ્તંભનથી, સુગંધ ઉપજે છે તેમજ જયાંસુધી મનુષ્યનું બિંદુ (વીર્ય) સ્થિર રહે ત્યાં સુધી તેને કાલનું પણ ભય લાગતું નથી. જો ચિત્ત ચલાયમાન થાય તો પુરૂષનું વીર્ય ચલાયમાન થાય છે, અને જો ચિત્ત સ્થિર થાય તો તેનું વીર્ય પણ સ્થિર થાય છે. વીર્ય ચિત્તને આધારે છે. અને જીવન વીર્યને આધારે છે. માટે વિવેકી પુરૂષે અવશ્ય વીર્યનું રક્ષણ કરવું જોઇએ. વજરોલીના અભ્યાસની સિદ્ધિથી રૂપ લાવણ્ય તથા બલ વધે છે, અને ઉકતવિધિથી કથન માત્ર ભોગ ભોગવતાં છતાં પણ પરિણામે તેનું ચિત્ત વાસના રહિત થવાથી તેને મોક્ષ થાય છે. પુણ્યવાન, ધીર, તત્વદર્શી,

પ્રાણુનો તથા મનનો જેણે જય કર્યો છે એવા ને મત્સરહિત યોગ સાધકનેજ અભ્યાસની સિધ્ધિ થાય છે, અન્યને તેની સિદ્ધિ થતી નથી.

## (૧૦) શકિતચાલન મુદ્રા

કૂંડલિની ભુજંગી, શકિત, ઇશ્વરી, કુટિલાંગી, કુંડલી. અરૂંધતી, બંકનાલને ઔઘટઘાટ એ નવ પર્યાય (એક અર્થના વાચક શબ્દો) છે જેવી રીતે માણુસ કુંચી વતી બલપૂર્વક કમાડ ઉઘાડે છે તેવી રીતે યોગી હઠઅભ્યાસથી કુંડલિની વડે મોક્ષનું દ્વાર જે સુષુમ્ણાનો માર્ગ તનું ભેદન કરે છે. સર્વ દુઃખથી રહીત પરમાત્માની અભિવ્યકિતનું સ્થાન જે બ્રહ્મરંધ્ર તેમાં સુષુમ્ણા વાટે જવાય છે તે સુષુમ્ણાના મુખ આગળ (પ્રવેશમાર્ગમાં) પોતાનું મોઢું રાખી તેને રોકીને પરમેશ્વરી કુંડલીની શકિત કંદના ઉપલ્યા ભાગમાં યોગીના મોક્ષના અર્થે અને મુઢના બંધનને અર્થે સુતી છે, યોગી આ કુંડલીને ચલાયમાન કરીને અવિદ્યાના અતી ક્રમણ વડે મુકિત પામે છે. અને મુઢ માણુસ આ કુંડલીને જાણતો નથી માટે યોગાભ્યાસના અભાવે બંધનમાં સ્થિત રહે છે. આ કુંડલીને જે જાણે છે ને તેને ચલાયમાન કરે છે. તેને યોગવેતા જાણવો, કેમકે બધા યોગતંત્રમાં કુંડલીને જાણી તેને જગાડી તેને સુષુમ્ણામાં પ્રવેશ કરાવવાનો હોય છે. પિંડમાં બ્રહ્મરંધ્ર એ સુષુમ્ણાનું સ્થુલ મુલ અને નાભી એ સુષુમ્ણાનું સ્થુલમુખ છે. બ્રહ્મરંધ્રથી નાભિ સુધીના સુષુમ્ણા માર્ગને ઉપનિષદમાં વિદતિ કિંવા નાદન માર્ગ કહેલો છે.

શરીરમાં કુંડલી સર્પના જેવી કુટિલ એટલે વાંકા આકારવાળી છે. જે પુરૂષે કુંડલી ચલાયમાન કરી તે અવિદ્યાની નીવૃતિ વડે નકકી મુકત થાય છે, જ્યાં સુધી તે શરીરમાં સુતી છે ત્યાં સુધી જીવ પશુસમાન છે. ને અન્ય કરોડો સાધનથી પણ તેને બ્રહ્મજ્ઞાન થતું નથી. ઇડા પીંગલાની વચ્ચમાં રહેલી જે સુષુમ્ણા તેના માર્ગમાં

અનશન વ્રતવાળી બાલરંડા (કુંડલીની) રહેલી છે તેને યોગી બલાત્કારથી ગ્રહણુ કરે છે. સુઇ રહેલી કુંડલિને પુચ્છે પકડી જગાડીને એટલે તેની નિદ્રાનો ત્યાગ કરાવીને તેને હઠથી ઉપર સ્થિર રાખી બ્રહ્મરંધ્રમાં લઇ જવાથી યોગીને મોક્ષ મળે છે. પુચ્છ પકડીને કુંડલિનીને જગાડવાની ક્રિયાને તેનું રહસ્ય શ્રી ગુરૂમુખથી જાણવું જોઇએ સાંજ સવાર સુર્યનાડીથી પુરક કરી પરિધાન યુકિતથી (સિધ્ધાસને બેસી બંને હાથની તર્જનીઓ વડે પોતાની નાભિ દબાવી બન્ને હાથના અંગુઠા કેડ પર રાખી પોતાના મસ્તકને સો વાર સામાન્ય વેગથી ઉંચુ નીચું કરવારૂપ ઉપાયથી) કુંડલીનીને ગ્રહણુ કરીને ચાર ચાર ઘડી તેને ચારે ભણીથી ચલાયમાન કરવાથી તે સુષુમ્ણામાં કાંઇક ઉપર ચઢે છે. આમ થવાથી તે સુષુમ્ણાનું મુખ–પ્રવેશ માર્ગ છોડી દે છે તેથી પ્રાણુ પોતાની મેળે સુષુમ્ણામાં પ્રવેશ કરવા લાગે છે. મુલસ્થાનની ઉપર તથા નાભીની નીચે કંદનું ઠેકાણું છે. એ કંદ કુકકુટપક્ષીના ઇંડા જેવો છે. સિદ્ધાસને (ગુપ્તાસને) બેસી પછી બંને હાથથી ઉપરા ઉપર રાખેલા બંને પગની ઘુંટી-ઓની પાસેનો ભાગ પકડી રાખી બંને પગોની પાનીઓ વડે એકસોને એક વાર પુર્વોકત કંદ પર તાડન કરવું તે શકિતચાલન મુદ્રાનું તાડન નામનું બીજું અંગ કહેવાય છે. ઉપરની રીતે શકિત-ચાલન મુદ્રાનાં બંને અંગ સાધી કુંડલીને ચલાયમાન કરી પછી સિદ્ધાસને બેસી ભસ્ત્રિકાકુંભક કરવાથી તે કુંડલી શીઘ્ર જાગી ઉઠે છે. પછી પદ્માસને બેસી પ્રણુવના કે સોહંના જપપુર્વક નાભિમાં રહેલા સૂર્યનું નાભિના આકુંચનદ્વારા આકુંચન કરી તે કુંડલિનીને ઉર્ધ્વ ચલા-યમાન કરી બ્રહ્મરંધ્રમાં પહોંચાડવાથી યોગી મૃત્યુના ભયથી મોકળો થાય છે. કુંડલીને ચલાયમાન કરી તેને બ્રહ્મરંધ્રમાં સ્થિર રાખવાથી યોગી ઉધરસ, શ્વાસ અને વૃદ્ધાવસ્થાથી મુકત થાય છે. શકિત ચાલન મુદ્રાના અભ્યાસથી શરીરમાંની બધી નાડીઓના મેલ નિવૃત થઇ જાય છે. જો પ્રતિબંધક સંસ્કારોનું બાહુલ્ય ન હોય તો અભ્યાસીને

આ અભ્યાસનો પરિપાક ચાલીસ દિવસમાં થાય છે.

ભસ્ત્રિકાવેલા ઘર્ષણ મધ્યમ વેગથી એટલે બહુ ઉતાવળે નહિ તેમ બહુ ધીમે નહી એમ કરવું. શ્વાસોચ્છવાસ બને તેટલા લાંબા લેવા મુકવા. એમ કરવાથી કુંભકના સમયમાં વૃદ્ધિ થશે. કુંભક વેળા નાભિ, હૃદય અને કંઠનું સંકોચન યથાશક્તિ રાખવું. ભસ્ત્રિકા કુંભક કરવાથી જે પરસેવો આવ્યો હોય તે વડે પોતાના શરીરનું મર્દન કરવાથી શરીરની જડતા નાશ પામે છે. માટે અભ્યાસીએ તેમ કરવું. સ્નાન કર્યા પહેલાં પણ આ અભ્યાસ કરી શકાય પણ જો મલત્યાગ કરવાની ઇચ્છા હોય તો મલત્યાગ કરી આવ્યા પછી હાથ પગ ધોઇ વસ્ત્ર બદલી, માર્જન કરી, આચમન લઇ અભ્યાસમાં જોડાવું. પુરતા સમયના અભાવે જો અભ્યાસના વિભાગ પાડવા પડે તો પરિધાન વડે પરિચાલન ને તાડન એ બે કર્મ સાથે રાખવાં ને ભસ્ત્રિકા પ્રાણાયામ તથા જપ એ સાથે કરવાં પણ ચારે અભ્યાસ જુદા ન પાડવા. કેમકે તેમ કરવાથી તે અભ્યાસ યથાયોગ્ય ઉપકાર કરી શકતા નથી. અભ્યાસના શ્રમથી જો શરીરમાં કળતર થાય તો મિતાહાર રાખવાથી વા કરીઆતાને મરીનો ઉકાળો પીવાથી તે દૂર થશે. પરિધાન પુર્વક પરિચાલન, ભસ્ત્રિકા ને જપના અભ્યાસ કાલે પદ્મ, સિદ્ધ કે ગુપ્ત એ ત્રણમાંનું ગમે તે એક આસન રાખવું. જપ વેળા હાથ જેમ ઠીક પડે તેમ રાખવા, પણ શરીર સીધું રહે એવી સાવધાનતા રાખવી. ગોઠણ પર હાથનું લગાર દબાણ રાખવાથી અથવા હાથનાં આંગળાં ગોઠણ નીચે ભરાવવાથી સીધું બેસી શકાશે. જો પછવાડે મેરૂ દંડના મધ્ય ભાગમાં અથવા છાતીમાં દુઃખાવો થાય તો ગભરાવું નહિ. સગડીમાં અગારા રાખી બરડા પર શેક લેવાથી તે દુઃખાવો દૂર થશે. એ પ્રમાણે દુઃખાવો થાય તે અભ્યાસની સિદ્ધિની સમીપતાનું ચિન્હ છે એમ સમજવું. ભગવતી કુંડલીની જાગ્રત થઇ જ્યારે સુષુમ્ણામાં મન સહિત પ્રાણનો પ્રવેશ

થાય ત્યારે જાણે નાનું જીવડું સુષુમ્ણાની અંદર પેસતું હોય તથા ઉપર ચઢતું હોય તેવા સ્પર્શનો અનુભવ અભ્યાસીને થાથ છે. આ અભ્યાસથી મલશુધ્ધિ સારી થાય છે. મનોવૃત્તિઓ શાંત થવા માંડે છે, ને વીર્યનું સ્તંભન સારી રીતે થાય છે ભગવતી કુંડલિની પ્રાણુકલારૂપ છે. નાભિની નીચે ગુંચળા જેવા આકારમાં તે રહેલી છે. નાભિની સામે મેરૂ દંડમાં એટલે બરડાની કરોડમાં સુષુમ્ણાનું મુખ છે. તેના ઉપર તે પોતાનું મુખ આડું રાખી સુતેલી છે, રહેલી છે. તેની આસપાસ કફ જામેલો છે. એ કફમાં જીવનાં સંચિત કર્મો રહેલાં છે. આ શકિત ચાલનના અભ્યાસથી એ કફનો નાશ થતાં ને કુંડલિની જાગ્રત થઇ સુષુમ્ણામાં પ્રવેશ કરતાં જીવના સંચિત કર્મોનો નાશ થાય છે, અને તેથી તે અભ્યાસીને પુનર્જન્મ થતો નથી કુંડલિનીનો સુષુમ્ણામાં પ્રવેશ કરાવી શકાય છે, તથા બ્રહ્મરંધ્રમાં તેને અલ્પ સમય રાખી શકાય છે. નિર્વિકલ્પ સમાધિની સિધ્ધ માટે આ મુદ્રાનો અભ્યાસ કરવો એ મોક્ષ સાધકનું કર્તવ્ય છે. પ્રાણુકલા બ્રહ્મરંધ્રમાં જાય ત્યારે ચિતકલા તથા ઈંદ્રિયોની કલાને પણ તે પોતાની સાથે બ્રહ્મરંધ્રમાં લેતી જાય છે તેથી તેમની બાહ્ય પ્રવૃત્તિઓ પણ તેટલો સમય રોકાય છે. તે પછી સંક્ષોભણી મુદ્રા.

## (૧૧) સંક્ષોભણી મુદ્રા

ગુદાનું સંકોચન વિકાસન સ્વસ્તિકાસને બેસીને કરવું, અને અપાનની ઉષ્ણુતાથી કુંડલિનીને જગાડવી તે સંક્ષોભણી (કુંડલીનીને સારી રીતે ક્ષોભ કરનારી) મુદ્રા કહેવાય છે. કેટલાક યોગીઓ આને અશ્વિની મુદ્રા પણ કહે છે. શુષ્ક બસ્તિમાં અપાનનું આકર્ષણુ કરવાનું પ્રયોજન નથી ને આમાં યત્નથી અપાનનું આકર્ષણુ કરવું પડે છે એટલો એ બેમાં ભેદ છે. તે પછી દ્રાવણી મુદ્રા.

## (૧૨) દ્રાવણી મુદ્રા

સ્વસ્તિકાસને બેસી થોડા અનુલોમવિલોમ પ્રાણાયામ કરી પછી

જીભ્હાને બ્રહ્મરંધ્રમાં ઉર્ધ્વ લગાડી, તથા શરીરમાંના પ્રાણવાયુને સુષુમ્ણામાં ઉર્ધ્વ કરી, ત્યાંથી અમૃત દ્રવાવી તેનું પાન કરવું તે દ્રાવણી મુદ્રા કહેવાય છે. જો જીભ્હાને કેવલ તાળવામાંજ ઉર્ધ્વ રાખવામાં આવે તો તે નભોમુદ્રા કહેવાય છે. તે પછી આકર્ષણી મુદ્રા.

### (૧૩) આકર્ષણી મુદ્રા

સ્વસ્તિકાસને બેસી શરીરમાંના સર્વ વાયુને શનૈઃ શનૈઃ નાભિ ભણી આકર્ષણ કરી તને સુષુમ્ણામાં લાવવો, અને પછી તે વાયુને બ્રહ્મરંધ્રમાં સહસ્ત્રદલમાં સ્થિર કરવો તે આકર્ષણી મુદ્રા કહેવાય છે આ મુદ્રા કેવલ કુંભકનું ઉચ્ચ સ્વરૂપ છે. તે વશી મુદ્રા.

### (૧૪) વશીમુદ્રા

સિદ્ધાસને બેસી માયાબીજનો (હ્રીંનો) બલપુર્વક દીર્ઘ ઉચ્ચાર કરી પ્રાણાપાનના આકર્ષણથી કુંડલીનીને વશ કરવી તે વશી મુદ્રા કહેવાય છે. તે પછી ઉન્માદ મુદ્રા.

### ૧૫ ઉન્માદ મુદ્રા

પદ્માસને બેસી સર્વદ્વારોનો એટલે શરીરમાંનાં નવ છિદ્રોનો રોધ કરી (તેમાંથી નીકળતા પ્રાણપ્રવાહને પાછો ઉલટાવી) મન સહિત પ્રાણને સુષુમ્ણાદ્વારા બ્રહ્મરંધ્રમાં સ્થિર કરવો તે ઉન્માદ મુદ્રા કહેવાય છે તે પછી મહાંકુશ મુદ્રા.

### ૧૬ મહાંકુશ મુદ્રા

કેવલ કુંભકથી પ્રાણનું નાભિ આગળ રૂંધન કરી મનરૂપી મસ્ત હાથીને વસ કરવો તે મહાંકુશ મુદ્રા કહેવાય છે. તે પછી યોનિ મુદ્રા.

### ૧૭ યોનિ મુદ્રા

સિધ્ધાસને બેસી કર્ણ, ચક્ષુ, નાસિકા અને મુખને ક્રમથી બંને હાથના બંને અંગુઠા, તર્જની, મધ્યમા ને અનામિકા કનિષ્ઠિકા વડે રૂંધી પછી જીભ્હાને પક્ષીની નીચલી ચાંચના જેવા આકારે મુખ બહાર કાઢી તે વડે યથાશકિત પવનનું આકર્ષણ કરી મુખ પુર્વવત મુકવું. પછી રૂંઢાયલા તે પવનને નીચેના અપાન સાથે જોડી કુંડલિનીને જાગ્રત કરી ૐ કારના માનસિક જપ સાથે

મેરૂદંડમાં કુંડલિસહ તે પ્રાણુપાનને ઉર્ધ્વ ચઢાવવો તે યોનમુદ્રા કહેવાય છે, તે પછી તડાગી મુદ્રા.

### (૧૮) તડાગી મુદ્રા

ઉદરને કાંઇક ઉર્ધ્વ તથા બરડાની કરોડ ભણી બલપુર્વક ખેંચીને તેનો પાણી વીનાના તળાવના જેવો આકાર કરવો તે તડાગી મુદ્રા કહેવાય છે. આ મુદ્રા શરીરના ભારેપણાને દુર કરી અપાનને ઉર્ધ્વ કરે છે તેમજ કુંડલિનીને જાગ્રત કરવામાં તથા પ્રાણને સુષુમ્ણામાં લઇ જવામાં સહાય થાય છે. તે પછી માંડુકી મુદ્રા.

### (૧૯) માંડુકી મુદ્રા

સ્વસ્તિકાસને બેસી મુખને બંધ રાખી જીંહ્વામુલને શનૈઃ સનૈઃ ચલાયમાન કરવું ને તે લડે બ્રહ્મરંધ્રમાંથી ટપકતા અમૃતનો અનુભવ કરવો તે માંડૂકી મુદ્રા કહેવાય છે. આ મુદ્રાનો ચિરકાલ સુધી નિત્ય અભ્યાસ કરવામાં આવે તો શરીરમાંની ત્રિવલ્લીનો તથા શરીરમાનાં પળીનો નાશ થાય છે. તે પછી ભુજંગિની મુદ્રા.

### (૨૦) ભુજંગિની મુદ્રા

મુખને કિંચિત ઉઘાડી, ગળા વડે બહારના પવનનું આકર્ષણ કરી, તેને યથાશકિત રોકી, પછી બંને નાસાપુટદ્વારા તેને ધીરે ધીરે બહાર કાઢવો તે ભુજંગિની મુદ્રા કહેવાય છે. આ મુદ્રા વિશેષે કરીને ઉદર રોગનો તથા અજીર્ણનો નાશ કરે છે, તે પછી નભોમુદ્રા

### (૨૧) નભો મુદ્રા

જીભને ઉર્ધ્વ રાખી પવનને સુષુમ્ણામાં રૂંધવાનો અભ્યાસ કરવો કરવો તે નભોમુદ્રા કહેવાય છે. તે પછી માતંગિની મુદ્રા.

### (૨૨) માતંગિની મુદ્રા

મીઠા પાણીના અપકારક જંતુ વિનાના જલાશયમાં કંઠસમાન જલમાં ઉભા રહી નાકથી પાણી ખેંચી તે મુખ વાટે બહાર કાઢવું, તથા મુખથી જલ લઇ નાક વાટે તે બહાર કાઢવું, આમ ફરી ફરી કરવું તે માતંગિની મુદ્રા કહેવાય છે આવી રીતે બાવીસ પ્રકારની મુદ્રાઓ કહેવાય છે. તેમાં આગળ કહેવા પ્રમાણે યોગાભ્યાસ

ગુરૂ વિના ફલદાયક થતો નથી. યમ, નિયમ અને આસનની સાધનામાં ગુરૂની સામાન્યપણે જરૂર રહે છે પરંતુ પ્રાણાયામ ના અનુષ્ઠાન કાલમાં તો વિશેષપણે ગુરૂની જરૂર રહે છે. જે સાધક ગુરૂદ્વારા એ સર્વ યોગની પ્રાપ્તિ કરીને સ્થિર બુદ્ધિવાળો પોતે કહેલા યોગને તથા તેની કહેલી સિધ્ધિઓને મેળવે છે અને જે મનુષ્યને મોક્ષની ઇચ્છા હોય તે ગુરૂ ઉપર પરમાત્મા સમાન પ્રેમ રાખે. કારણ કે જેમ મનુષ્ય કોદાળી વડે પૃથ્વીને ખોદીને પાણી મેળવે છે તેમ શ્રી સદ્‌ગુરૂની સેવા કરનારાઓ તેમની સેવા કરીને તેઓના હ્રદયમાં રહેલી વિદ્યાને મેળવે છે. તે પછી પ્રત્યાહાર શ્રોત્રાદિ ઈંદ્રિયોને પોત પોતાના રાગદ્વેષાત્મક સ્વભાવિક વિષયોથી નિવૃત્ત કરી તેમના અયોગ્ય આહાર બંધ કરી ચિત્તને આધીન કરવી તે પ્રત્યાહાર કહેવાય છે. જે પુરૂષના અંતઃકરણમાં દ્રઢ શ્રધ્ધા ભક્તિ હોય તેનેજ થોડે યત્ને પ્રત્યાહાર સિધ્ધ થઇ સર્વ ઇંદ્રિયો આધિન થઇ વર્તવા લાગે છે અને હૃદયાકાશમાં અનંત પ્રકાશરૂપે આત્મસ્વરૂપમાં તે સ્થિતિ કરી શકે છે. પરંતુ જે જીવ વિષયોનો દોર્યો દોરાય છે, અવિશ્વાસી છે અને જેને ગુરૂ પરમાત્મામાં શુધ્ધ પ્રેમ નથી તેનાથી પ્રત્યાહાર સિધ્ધ કરી શકાતું નથી. પ્રેમ અને શ્રધ્ધા વિનાનું માણસ ભાર વિનાના વહાણ જેવું છે. અને નીયમ વીનાનું માણસ સુકાન વીનાના વહાણ જેવું છે. પોતાના આત્મસ્વરૂપનું દર્શન કરવાની ઇચ્છાવાળા મુમુક્ષુઓ જેવો પ્રત્યાહાર સાધતા હોય તેમણે નિર્મલ પ્રેમ શ્રધ્ધા અને ગુરૂએ ઉપદેશ કરેલા નિયમનું અવશ્ય પરિપાલન કરવું જોઇએ. શબ્દાદિક વિષયોથી ખેંચવાના સ્વભાવવાળી શ્રોતાદિક ઈંદ્રિયોને અલ્પાહારથી, એકાંતવાસથી ને આસનજયથી સાધકે વશ કરવી જોઇએ. પ્રત્યાહાર સિધ્ધ કરવાથી દેવતાઓની પ્રસન્નતા, મનની નિર્મલતા, તપની વૃધ્ધિ, દીનપણાનો ક્ષય, શરીરનું આરોગ્ય ને સમાધિમાં પ્રવેશ કરવાની ચિતની યોગ્યતા પ્રાપ્ત થાય છે. તે પછી ધારણા.

## ધારણા

કોઇ યોગ્ય ધ્યેય દેશને વિષે ચિતને એકાગ્ર કરવું તે ધારણા કહેવાય છે. આધ્યાત્મિક, આધિભૌતિક ને આધિદૈવિક એ ત્રણ પ્રકારના ધારણા કરવાના દેશો છે. શિષ્યના અધિકારાનુસાર શ્રી સદ્દગુરૂએ ષટ ચક્રોમાં જે ન્યુન વિશેષ વિધિથી તે શિષ્યને ધારણ કરવાની આજ્ઞા આપે તે અનુસાર તેણે તે ચક્રોમાં ધારણાનો અભ્યાસ કરવો. યોગેશ્વર એવા શ્રીસદ્દગુરૂના વચનમાં દ્રઢ વિશ્વાસ અને ચિતમાં નિર્મલ વૈરાગ્ય રાખી જો આગ્રહપૂર્વક ધારણાનો અભ્યાસ કરવામાં આવે તોજ ધારણાની સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે. ધારણાના અભ્યાસના પરિપાકથી સારી રીતે મનના જય થઇ શકે છે અને કેટલીક સિધ્ધિઓ પણ પ્રાપ્ત થાય છે. પણ ઉત્તમ યોગસાધકે સ્વસ્વરૂપ અવસ્થાની ઈચ્છા રાખી વિવેક બુધ્ધિથી તે સિધ્ધિઓની ઉપેક્ષા કરવી જોઇએ પરંતુ સિધ્ધીઓમાં લલચાવું નહિ. તે સિધ્ધિઓનાં નામો આગળ કહેવાશે ધારણાનો અભ્યાસ કરતી વેળાએ કાનમાં કર્ણમુદ્રા રાખવી જોઇએ ધારણાનો અભ્યાસ એકાગ્ર ચિત્તવાળા પાસેજ થઇ શકે છે. વિક્ષેપી ચિત્તવાળાને ધારણા સિદ્ધ થવી કઠિન છે. કારણકે બાણશય્યા પર સ્થિર થવું સુગમ છે પણ ભટકતા ચિત્તવાળાને ધારણા સિદ્ધ કરવી મહા મુશ્કેલ છે. માટે પ્રમાદનો ત્યાગ કરી જો વિધિપૂર્વક ધારણ કરવામાં આવે તોજ તે સિદ્ધ થાય છે. અન્યથા સિદ્ધ થતી નથી. જેમ સમુદ્રમાં સુકાન વિનાની નૌકા મનુષ્યને પાર કરી શકતી નથી તેમ આ સંસારમાં પ્રમાદથી કરેલી ધારણા સાધકને શુભ ગતિએ પમાડી શકતી નથી માટે જે સાધક શાસ્ત્રયુકત ને વિધિપૂર્વક ધારણાનો અભ્યાસ કરે છે તે નિર્વિકલ્પ સમાધિની પ્રાપ્તિદ્વારાએ જન્મ મરણ તથા સુખ દુઃખ આદિ સર્વ કલેશોથી મુકત થાય છે. માટે ખેદ પામ્યા વીના ઉત્સાહપૂર્વક ધારણાનો અભ્યાસ કરવો જોઇએ. તે પછી ધ્યાન.

## ધ્યાન

ધ્યાન કરવું એટલે પોતાના ધ્યેય સ્વરૂપમાં ચિત વૃતિનો તૈલધારાની પેઠે અખંડ પ્રવાહ ચાલે તે ધ્યાન કહેવાય છે. તે ધ્યાન ચાર પ્રકારનું છે. પદસ્થ ધ્યાન, પીંડસ્થ ધ્યાન, રૂપા ધ્યાન, અને રૂપાતીત ધ્યાન. પદસ્થ એટલે શ્રી સદગુરૂના ચરણાવીંદનો લક્ષપૂર્વક હૃદયમાં ધ્યાન કરવું તે પદસ્થ ધ્યાન કહેવાય છે.

પિંડસ્થ ધ્યાન એટલે છ ચક્રોમાં વૃત્તિ જોડવી તેમાં પ્રથમ મૂલાધાર ચક્ર. તેના દેવ ગણપતિ છે સુવર્ણ વર્ણ છે તેની પાંખડી ચાર છે. અક્ષર વં, શં, ષં, સં, ત્યાં છસો (૬૦૦) શ્વાસો લેવાય છે. બીજો સ્વાધિષ્ઠાન ચક્ર છે તેના દેવ બ્રહ્મા છે પીત વર્ણ છે તેની પાંખડી છ છે અક્ષર બં, ભં, મં, પં, રં, યં, ત્યાં છ હજાર (૬૦૦૦) શ્વાસો લેવાય છે. ત્રીજો નાભિમા મણીપુર ચક્ર છે તેના દેવ વિષ્ણુ છે નીલ વર્ણ છે તેની પાંખડી દશ છે અક્ષર ડં, ઢં, ણું, તં, થં, દં, ધં, નં, પં, ફં, ત્યાં હજાર ( ૬૦૦૦ ) શ્વાસો લેવાય છે ચોથું હ્રદયમાં અનાહત ચક્ર છે તેના દેવ સદાશિવ છે શ્વેત વર્ણ છે બાર પાંખડી છે અક્ષર કં, ખં, ગં, ઘં, ઙં, ચં, છં, જં, ઝં, ઞં, ટં, ઠં, ત્યાં છ હજાર ( ૬૦૦૦ ) શ્વાસો લેવાય છે પાંચમું કંઠમાં વિશુદ્ધ નામનું ચક્ર છે તેના દેવતા રૂદ્ર ધૂમ વર્ણ છે સોળ પાંખડી છે અક્ષર અં, આં, ઇં, ઈં, ઉં, ઊં, ઋં, ૠં, લું, લૂં, એં, ઐં, ઓં, ઔં, અં, અંઃ, ત્યાં એક હજાર શ્વાસો લેવાય છે. છઠું આજ્ઞા ચક્ર ભ્રકૂટિમાં છે. ત્યાં ઇષ્ટ દેવનાં દર્શન થાય છે તેનું ધુતવી જેવો ( ધૂસર ) વર્ણ છે બે પાંખડી છે અક્ષર હં, ક્ષં, ત્યાં એક હજાર શ્વાસો લેવાય છે. તે પછી બ્રહ્મરંધ્રમાં પ્રાણ રૂંધાય છે ત્યાં ૐકારમાં લય થવાય છે ત્યાં સ્ફૂટિક જેવો તેજ છે ત્યાં એક હજાર પાંખડીનું ચક્ર છે ત્યાં એક હજાર ( ૧૦૦૦ ) શ્વાસો લેવાય છે હે આત્મા ! આ પિંડસ્થ ધ્યાન કહેવાય છે. તે પછી રૂપા ધ્યાન તે રૂપા ધ્યાન પાંચ પ્રકારનું છે સૂર્ય ધ્યાન. અગ્નિ ધ્યાન, ભ્રૂ ધ્યાન, પુરૂષ ધ્યાન, અને વિષ્ણુનું ધ્યાન. હે બેટા ! વિષ્ણુંનું ધ્યાન કરવું તે મનને નિઃસંકલ્પ કરીને આસન સહિત સ્થિર થઈને બેસવું પછી પ્રભુની મૂર્તિની મનમાં કલ્પના કરવી કે પ્રભુએ પીળાં પિતાંબર ધારણ કર્યા છે, કાને કુંડલ ઝળકી રહ્યા છે શ્યામ વર્ણ છે, મસ્તક ઉપર રત્નજડીત મુકુટ શોભી

રહયો છે શંખ, ચક્ર, ગદા અને પદ્મ ધારણ કર્યા છે, સ્ફટિક જેવું તેજ પ્રકાશી રહ્યું છે. મુખપર ઓજસ્વ પ્રસરી રહ્યું ચતુર્ભુજ મૂર્તિ છે મનોહર દેવ છે અજર અમર અજન્મા, કલાતીત, એવા પ્રભુની કલ્પના કરવી તેમાં આઠ પાંખડીવાળું કમળ કલ્પી એકતાર ધ્યાન લગાવી પોતે તન્મય ઓતપ્રોત થઇ જવું. હે આત્મા! આવી રીતે પાંચ પ્રકારનું રૂપા ધ્યાન અથવા સગુણ ધ્યાન પણ કહેવાય છે તે પછી રૂપાતીત ધ્યાન તે શુદ્ધ જ્યોતીર્મય આકાશની પેડે વ્યાપક, દ્રઢ, અનંત, અચલ, નિત્ય, આદિ, મધ્ય, અને અંતથી રહિત છે. અજ્ઞાનીજનોને અદૃશ્યને જ્ઞાનીજનોને દૃશ્ય અને સર્વની અંતર બાહયસ્થિત એવો જે અનંત બ્રહ્મ તે હું છું આવું જે જ્ઞાન થાય છે તે હે આત્મા ! રૂપાતિત ધ્યાન વા નિર્ગુણ કહેવાય છે. તે પછી સમાધી જે હુદયવડે ધ્યાન કરે છે તેથી તેઓ પ્રભુપદનેજ સર્વનાં કરતાં પણ શ્રેષ્ઠ માને છે. તાત્પર્ય એજ કે તે એક અવસ્થામાં કોઇપણ જાતની ઉપાધીનો સંબંધ રહેતો નથી. આ પ્રમાણે શાસ્ત્રજ્ઞાનના બળથી જેની વિષય વાસના નાશ પામેલી છે એવા બ્રહ્મરૂપ થયેલા યોગીએ ઉપાધિમાંથી ક્રમે ક્રમે મુકત થવું તે પછી પોતાના પગની પેનીવતી મુળદ્વારને એટલે ગુદાનાદ્વારને રૂંધી દઈ શ્રમ રહિત થઇને પ્રાણવાયુને હૃદયમાં રહેલા અનાહત ચક્રઆદિક છ સ્થાનો વિષે પ્રાણવાયુને ઉંચો ચઢાવવો, તે પછી નાભિ પ્રદેશમાં આવેલા મણિપુર ચક્રમાં લઇ જઇને તે સ્થાનમાંથી યોગી ઉદાન વાયુની ગતિથી પ્રાણવાયુને કંઠ પ્રદેશનાં નીચલા ભાગમાં રહેલા વિશુધ્ધ ચક્રમાં લઇ જવો તે પછી આગળના ભાગમાં પ્રાણને નીકળી જવાના ઘણાં સ્થાનો હોવાથી યોગી મનને સ્થિર કરીને બુધ્ધિથી ધીરે ધીરે તેને પોતાના તાળવાના મૂળમાં એટલે વિશુધ્ધ ચક્રનાં આગલા ભાગમાં લઇ જવો, આ વખતે પ્રાણને જવાના જે સાત માર્ગ બે કાનના છિદ્ર, બે આખનાં

છિદ્રો, બે નાશિકાના છિદ્રો, તથા એક મુખનું છિદ્ર તેઓને બંધ કરવા અને પ્રાણવાયુને વિશુધ્ધ ચક્રની ઉપર લઇ જઇ બન્ને ભ્રકૂટીની વચ્ચે રહેલા આજ્ઞાચક્રમાં સ્થાપના કરવી તે પછી યોગીને ઇચ્છા ન હોય તો તેણે તે ઠેકાણે એક ઘડીભર ઉભા રહેવું અને પછી અકૂંઠિત જ્ઞાનવાળા તથા બ્રહ્મસ્વરૂપ થયેલા તે યોગીયે પ્રાણને બ્રહ્મરંધ્રમાં લઇ જવું, યોગ્ય વસ્તુના સ્વરૂપને પામેલું મન જ્યારે પોતાના મનપણાનાં સ્વરૂપનો ત્યાગ કરીને સંકલ્પ વિકલ્પથી રહિત થઇને કેવળ ધ્યેય વસ્તુના સ્વરૂપમાં સ્થિર થાય છે ત્યારે તેને યોગીપુરૂષો સમાધિ કહે છે. જ્યારે વાયુ ન વાતો હોય ત્યારે જેમ સમુદ્રનું પાણી શાંત પડી જાય છે તેમજ દેહ ઇન્દ્રિયો અને મન સમાધીમાં શાંત પડી જાય છે, સર્વે વૃતિઓને રૂંધીને યોગી સમાધીમાં બેસે છે ત્યારે તે યોગીની સમાધી નિત્ય અવિચ્છિન્ન ચાલવા લાગે ત્યારે તે યોગીની મનની વૃત્તિ બ્રહ્માકાર થવાથી તેની દેહાદિકની ભ્રાંતિ દૂર થઇ જાય છે, અને જેમ જાગ્રત થયેલો મનુષ્ય સ્વપ્નામાં જોયેલાં પદાર્થોને જેમ વિસરી જાય છે તેમ યોગી પણ પોતાના દેહને પણ વિસરી જાય છે, તેનો દેહ જો કે બીજાથી પોષાતો હોય તો પણ અંતરની કોઇ પણ જાતની પીડા ન હોવાથી દુર્બળ થતો નથી, સમાધી દશામાં જ્યારે સંસારિક સર્વે વસ્તુઓનાં દર્શન અને સ્મરણનો નાશ થવાથી નામ અને રૂપને જણાવનારૂં મન પણ શાંત થાય છે, ત્યારે પરમાત્માનાં કેવળ સ્વરૂપને જાણે છે અને જ્યારે માયા સ્પર્શ કરે છે ત્યારે મનુષ્ય વિવેકરૂપી જ્ઞાનથી ભ્રષ્ટ થાય છે. અને હે નિર્દોષાત્મા! ઇન્દ્રિયો અને શ્વાસને જીતનારા સ્થિર ચિતવાળા તથા પરમાત્માને વિષે ચિતને ધારણ કરનાર યોગીની પાસે પ્રથમ લઘુ સિદ્ધિઓ દૈવેચ્છાથી પોતાની મેળે તેની પાસે

આવીને હાજર થાય છે જે યોગીમાં સત્યગુણ હોય છે તેને મળતી દશ સિદ્ધિઓના નામ શરીરમાં ક્ષુધા પિપાસા ભાવ દૂર થાય છે એટલે, કે ભૂખ તૃષા કંઇ જણાય નહી. શ્રવણ. છેટેની વાતો સાંભળી લેવી, દૂરદર્શન, છેટેનાં પદાર્થોને જોવા મનોજવ. જ્યાં મન જાય ત્યાં આગળ જવું, રૂપ ધાર્યા પ્રમાણે ધારણ કરવું, પરકાય પ્રવેશ પારકા શરીરમાં પ્રવેશ કરવો. સ્વચ્છંદ મૃત્યુ પોતાની ઇચ્છા પ્રમાણે મરણ દેવોની સાથે ક્રીડા કરવી તથા સ્વર્ગમાં દેવોનાં દર્શન કરવા.

હે આત્મા ! આ દશ સિદ્ધિઓ સિવાય બીજી પાંચ ક્ષુદ્ર સિદ્ધિઓ સત્વગુણની વૃદ્ધિથી મળે છે તે પાંચ સિધ્ધિઓના નામ ત્રિકાળજ્ઞત્વ એટલે ત્રણે કાળને જાણવા, અપદ્વંદ શીત તથા ઉષ્ણતાદિકથી પરાભવ પામવું નહી, પરચિત્તાભિજ્ઞતા પારકાના ચીતને જાણવાપણું, પ્રતિસ્તંભ અગ્નિ સૂર્ય, જળ કે વિષઆદિકનાં બળોને રોકી રાખવું અને અપરાજય સર્વત્ર હારવું નહિ.

હે બેટા ! તે યોગ ધારણાથી સિધ્ધ થતી સિધ્ધિઓમાં મેં તમને મુખ્ય સિદ્ધિઓ કહી બતાવી અને તેમાં આઠ સિધ્ધિઓ જે મુખ્યત્વે છે તે પરમાત્મામય રહેલ્રી છે તે યોગી જ્યારે પરમાત્મામય થઇ જાય છે ત્યારપછી તે પરમાત્મામાં મુખ્ય રહેલી જે અષ્ટ અણિઆદિ સિધ્ધિઓ અને નવ નિધિ પ્રાપ્ત થાય છે, અષ્ટ સિદ્ધિઓના નામો, *અણિમા એટલે અણું જેવું થવું મહિમા એટલે

---

अणिमामहिमाचैवगरिमालघिमातथा

प्राप्तिप्राकाम्यमीशित्वं वशित्वंचाष्टसिद्धयः

અણિમાઃ–આકારમાં નાનામાં નાનું થવું મહિમાઃ–આકારમાં મોટું થવું તે ગરિમાઃ–દેખાવવામાં નાનું અને વજનમાં જડ થવું

મોટું થાવું, ગરીમાં એટલે ડુંગર જેવડું થાવું, લઘિમાં એટલે હલકું થઇ જાવું, પ્રાકામ્ય એટલે રામચંદ્રજી જેમ રાવણની સામે યુદ્ધ કરતી વખતે પોતાની શકિત બતાવી છે તેવી શકિત પ્રાપ્ત કરવી તે પ્રાકામ્ય કહેવાય. અસિતા એટલે ગમે ત્યાંથી વસ્તુને લઇ આવી શકાય તે અસિતા કહેવાય. વસિતા એટલે સર્વે ઠેકાણે અદ્રશ્ય શકિતથી જઇ શકાય તે વસિતા કહેવાય. અને પ્રાપ્તિ એટલે દરેક પદાર્થો ઇચ્છા પ્રમાણે પ્રાપ્ત થાય, નવનિધી એટલે હીરા તથા રત્નની પ્રાપ્તિ થાય તો પણ હ્રદયથી તે સિદ્ધીઓનો સત્કાર કરતા નથી અને તે યોગીઓ તેનાં પર લક્ષ પણ કરતા નથી. જીવોનું વાસ્તવિક સ્વરૂપ બ્રહ્મથી અભેદ છે. યોગાભ્યાસ વડે ચિત્તની ચંચળતાનો નાશ કરવાથી મુમુક્ષોને નિજાનંદ સ્વરૂપનું ભાન થાય છે. હે બેટા ! બ્રહ્માનંદના આનંદ સ્વરૂપવાળા અંતરાત્માથી અભિન્ન પરમાત્મા સ્વરૂપ શ્રી સદગુરૂનાં ચરણ કમલને હું પ્રણામ કરૂં છું. કે જે ચરણ કમલનું મુખ્ય કર્મ શિષ્યનાં હ્રદયમાં રહેલા કાર્યો સહિત અવિદ્યાની નિવૃતિ કરવી એજ છે તે શ્રી સદગુરૂના ચરણકમલની સેવા કરવા વડેજ અંતઃકરણના રાગ દ્વેષાદિક દોષોથી રહિત થાય છે. અને તેઓની કૃપાથી અંતરાત્માથી અભિન્ન બ્રહ્મ તત્વનો સુજપૂર્વક બોધ થાય છે.

શિષ્ય વિનંતિ કરીને પૂછે છે કે હે પ્રભો ! યોગીઓને દૈવેચ્છાથી આવેલી સિધ્ધિઓને શા માટે યોગીઓ ગ્રહણ કરતા નથી ? કારણ

---

તે ગરિમાઃ લઘિમાઃ–દેખાવમાં મોટું અને વજનમાં હલકું પ્રાપ્તિઃ–દૂર વસ્તુ પણ સમીપ થાય પૃથ્વી ઉપર હોય પણ ચંદ્ર મંડળને સ્પર્શ કરે પ્રાકામ્યઃ–ઇચ્છા પ્રમાણે થઇ શકાય. ઇશિત્વઃ–દરેક પદાર્થને વશ રાખવાની સિધ્ધિ. (સંશોધક)

કે તેઓ યોગના અભ્યાસથી વૃદ્ધિ પામેલા જ્ઞાન વડે કર્મના બીજ-રૂપે રાગ દ્વેષાદિકને બાળી નાખ્યાં છે તેવા યોગીઓને અહંતા મમતા રૂપ કલેશો દુઃખ આપવા શકિતમાન થઇ શકતા નથી તો પછી યોગીઓ શા માટે તે આવેલી સિધ્ધિનો અનાદર કરે છે.

ગુરૂ બોલ્યા હે શુધ્ધાત્મા ! તમારૂં કહેવું ખરૂં છે પરંતુ મૃગો જેમ શઠ પરાધીઓનો વિશ્વાસ કરતા નથી તેમ કેટલાક બુધ્ધિશાળી મહાપુરૂષો પણ ચંચળ મનનો વિશ્વાસ કરતા નથી હે આત્મા ! અસ્થિર મનની કોઇપણ દિવસે મિત્રતા કરવી નહિ કારણ કે શૌભરી નામના એક તપસ્વી નદીના જળમાં ઉભા રહી તપશ્ચર્યા કરતા હતા તે રૂષિ જલમાં માછલાનો સંસાર જોઇને ચંચળ મનને લીધે સંસા-રમાં આશકત થયા હતા. હે બેટા ! અધૂરા યોગીનું વાસનાવાળું ચિત્ત વિષયો સાથે જકળાઇને ક્ષોભ પામે છે એમ નથી પરંતુ પૂરા યોગીએ પણ ચંચળ મનનો ભરોસો કરવો નહિ કારણ કે જમદગ્નિ જેવાને પણ સિધ્ધિઓ ખેલતાં કેટલી ઉપાધી થઇ હતી તે વાત શાસ્ત્ર પ્રસિદ્ધ છે.

માટે હે આત્મા ! બુધ્ધિશાળી યોગીઓએ ચંચળ મનનો વિશ્વાસ કરવો નહી અને યોગી મનનો વિશ્વાસ કરે તે યોગીનું મન પણ રાગદ્વેષ તથા કામક્રોધાદિક શત્રુઓદ્વારા યોગીને યોગમાંથી ભ્રષ્ટ કરે છે. હે બેટા ! રાગ દ્વેષ, કામ, ક્રોધ મદ, લોભ, શોક, ભય અને તમ મોહ મહામોહ તામિસ્ત્ર અને અંધતામિસ્ત્રે ઇત્યાદિક અવિદ્યાના ભેદોથી યોગી વારંવાર વિષયોમાં પડી પોતાના યોગથી પતિત થાય છે. માટે અવિદ્યાદિક દોષોથી યોગીએ હંમેશા બચતા રહેવું હે બેટા ! ઇંદ્રિયો મનને વિષયો તરફ આકર્ષણ કરે માટે મનનો લય ઇંદ્રિયોમાં કહયો છે. પણ મન કાંઇ ઇંદ્રિયોથી ઉત્પન્ન થતું નથી.

લય એટલે તત્વનો નાશ સમજવું નહી પરંતુ કાર્યને કારણરૂપે માનવું આનું નામ લય. આ પ્રમાણે તત્ત્વ માત્રને તેનાં કારણમાં લય કરતાં છેવટે સર્વનું મૂળ પરમાત્મા છે આમ સિધ્ધ થાય છે અને અજ્ઞાન સ્વરૂપમાં મિથ્યા કલ્પાએલું છે એમ જાણવાથી મોક્ષ થાય છે. હે આત્મા! આ જગતનાં પ્રપંચોથી પરબ્રહ્મ જૂદા છે. પરંતુ આ પ્રપંચ પરબ્રહ્મથી જૂદું છેજ નહી. જેમ ઘટાઆદિ તથા અંતવાળો હોવાથી નાશ પામે છે પરંતુ મૃત્તિકા નાશ પામતી નથી તેમજ જગત પણ આદિ તથા અંતવાળો હોવાથી નાશ પામે છે પરંતુ પરબ્રહ્મ પરમાત્મા નાશ પામતા નથી. માટે બ્રહ્મજ સત્ય છે અને જગત મિથ્યા છે. એવું જ્ઞાનીઓ જાણે છે. માટે હે આત્મા! કામ ક્રોધ મદ, લોભ, શોક, મોહ, ભય, રાગદ્વેષ આ સર્વે કર્મનાં બંધનો છે અને એ સર્વનું મૂળ મન તેવા મનની સાથે કયો વિવેકી મનુષ્ય મિત્રતા કરે! કોઇ પણ નહિ અને મન જો વિષયોમાં આશકત થયો હોય તો જીવને જન્મ મરણ આદિ દુઃખોમાં નાખે છે અને જો વિષયોનો ત્યાગ કરે તો જીવને મોક્ષ મળે છે. દ્રષ્ટાંત જેમ દીવો જ્યારે તેલ તથા વાટનું ભક્ષણ કરતો હોય ત્યારે તેમાંથી ધૂમાડાની શિખા બહાર નીકળે છે અને જ્યારે તેલ તથા વાટ બંને બળી જાય છે ત્યારે દીવો પોતે પણ તેજમાં મળી જાય છે તેમ મન પણ જ્યાં સુધી વિષયોમાં આશકત રહે ત્યાં સુધી સર્વ ઉપાધિરૂપ ધૂમાડો બહાર નીકળે છે અને જ્યારે તે વિષયોથી છુટું પડે છે ત્યારે વ્યાપકબ્રહ્મમાં મળી જાય છે. માટે હે આત્મા! મનુષ્ય જ્યારે સર્વ સંગનો ત્યાગ કરીને તથા કામ ક્રોધ, લોભ મોહ, હર્ષ શોક, રાગદ્વેષ અને અહંતા મમતાદિ શત્રુઓને જીતીને તથા અજ્ઞાનથી ઉદય થયેલી જોવામાં આવતી માયાનો ત્યાગ કરીને જ્યાં સુધી આત્મતત્ત્વને જાણતો નથી ત્યાં સુધી મન મનુષ્યને સંસારમાં

દુઃખ આપનારૂં છે માટે જ્ઞાનરૂપ શસ્ત્ર વડે તે પ્રપંચી મનરૂપી શત્રુનો નાશ કરવો.

શિષ્ય વિનંતી કરીને બેઉ હાથ જોડીને કહે છે હે પ્રભો! શરણાગતને અભય આપનારા હું આપને શરણે આવ્યો છું વિદ્વાનોને પણ અજ્ઞાનનો ભાસ કરાવતી પરમાત્માની માયામાં મોહથાય છે.

ગુરૂ બોલ્યા હે નિર્દોષાત્મા! પરમાત્માની માયામાં વિદ્વાનોને પણ મોહ થાય તેમાં મોટું આશ્ચર્ય જાણવું નહી કારણ કે; પરમાત્માની મોટી માયા જીતવી ઘણીજ કઠણ છે અને તે ટાળી ટળે તેવી નથી જે માયા વડે પરમાત્માનાં અંશરૂપી પ્રાણીઓને બીજા પ્રાણીઓને માયાદિક વૃતિઓથી છેતરીને વિશ્વાસઘાત કરીને દુઃખ આપે છે આ માયા આત્મવિચાર વિના બીજી જગ્યાએ નિર્ભય રહે છે કારણ કે; આત્મવિચાર આગળ માયામાં અશ્રયવાળું સંકલ્પ વિકલ્પોવાળું મન પણ રહેતું નથી તેમજ ત્યાં ઇંદ્રિયોની સાથે કર્મ પણ નથી અને તે બન્નેથી સાધ્ય એવું કલ્યાણરૂપ ફળ પણ નથી તેમજ કર્મેંદ્રિયોનું સમુદાય ફળ અને તે ત્રણથી યુકત અહંકાર આત્મિક જીવ પણ નથી અને આત્મા વિના બીજી વસ્તુ ઉપર પ્રેમ નહિ કરનારા અને નેતિ નેતિ એવા નિગમ વાકયો વડે આત્મા વિના બીજી સર્વ વસ્તુઓનો ત્યાગ કરવાની ઇચ્છાવાળા જ્ઞાનીઓ અનાત્મિક પદાર્થોનો નિષેધ કરતાં કરતાં છેવટે જણાતા આત્મ સ્વરૂપને પામે છે અને હે બેટા! તે આત્મસ્વરૂપને પરમાત્માનું પરમપદ કહે છે.

માટે અહંતા મમતાનો ત્યાગ કરી એકાગ્ર ચિત્ત વડે મુમુક્ષુએ આત્મસ્વરૂપનું હૃદયમાં નિશ્ચય કરવું. કારણ કે હે બેટા! વિષયાંધ કુતરાઓ ગધેડા અને બકરા વિગેરે પશુઓ અનેકાનેક કષ્ટોનું

સહન કર્યાં છતાં પણ પોતાની વિષય પ્રવૃત્તિ મૂકતાં નથી માટે સુજ્ઞ પુરૂષો યોગાભ્યાસ વડે આકુત્સિત પ્રવૃત્તિ જ્ઞાન માર્ગમાં કાંટા રૂપ છે આમ ધ્યાન રાખવું.

અને જ્ઞાનિઓનાં સંગથી સંપૂર્ણ રીતે જ્ઞાનને પ્રાપ્ત કરી શકાય છે. ઈંદ્રિયાધીન મનુષ્યે અંતઃકરણથી જે ધ્યાન કરવું જોઇએ તે કરી શકતા નથી અને યોગીને અવિનાશી પરમાત્માના પરમ ભકિતનો લાભ થયો હોય તેને કોઇ પણ જાતનો મોહ થતો નથી. કોઇ પણ વસ્તુની ઇચ્છા પણ કરતો નથી એવા મહાત્મા પુરૂષોનો સમાગમ છે એજ મનુષ્યને માટે મ્હોટામાં મ્હોટો લાભ ગણાય છે. એવા મહાત્માઓ સદગુણી અને શાંત ગુણવાળા હોય છે. સર્વ સંગથી રહિત સર્વ પ્રાણીઓ ઉપર દયા રાખનારા વૈર વિનાનાં સમદ્રષ્ટિવાળા એકાંતમાં નિવાસ કરનારા મન ઈંદ્રિયોનું નિગ્રહ કરનારા આત્મદર્શી પોતાના આત્મસ્વરૂપમાં આનંદ કરનારા તેવા પુરૂષો મનુષ્યને સેવા કરવા યોગ્ય છે. મનુષ્ય માત્રને નહિજ પણ બ્રહ્મા વિષ્ણુ અને શંકર પોતે પણ તેવા પુરૂષોને સેવે છે. હે પવિત્રાત્મા! મનુષ્ય સમુદાય જે બ્રહ્મમાંથી ઉત્પન્ન થયો છે તેને હજી સુધી સત્પુરૂષો વિના બીજો કોઇ પણ મનુષ્ય પામ્યો નથી. વિદ્વાન પુરૂષો તે બ્રહ્મને સંસારનાં માર્ગનો છેડો કહે છે આ પ્રમાણે સંસારનાં પારને નહિ પામવાનું કારણ એ છે કે કોઇ મનુષ્ય શાસ્ત્રમાં કહેલી યોગમાર્ગની શિક્ષાને અનુસરતા નથી માત્ર અભિમાનનો ત્યાગ કરીને. શાંત સ્વભાવવાળા સર્વને અભયદાન આપનારા મનને વશ કરનારા જીતેન્દ્રિય, રાગ દ્વેષથી રહિત સુખ દુઃખને સહન કરનારા, માન અપમાનને ન જાણનારા સર્વમાં સમદ્રષ્ટિ રાખનારા, આત્મદર્શી હોય એવા જ્ઞાનીઓ આ યોગની શિક્ષાને સારી રીતે જાણે છે અને તે જ્ઞાનિઓ ઉત્તમ

એવા અષ્ટાંગ યોગ વડે મનને એકાગ્ર કરીને પ્રત્યક્ષ અભ્યાસ કરે તેથી તેના ચિતના જ્ઞાનરૂપી બારણાં ઉઘડી જાય ત્યારે તેઓને સ્વસ્વરૂપનો પ્રત્યક્ષ પ્રકાશ થાય છે તેમાં તેઓને પોતાની મેળેજ સ્વસ્વરૂપ સુખનો અનુભવ થાય છે. માટે હે આત્મા! એકાગ્રમનથી પરમાત્માનું સ્મરણુ કરવાથી આત્મજ્ઞાન થાય છે તથા પરમાત્માને વિષે અનન્ય ભકિત થાય તેથી પરમાત્મા પ્રસન્ન થાય છે અને જ્યારે પરમાત્મા પ્રસન્ન થાય ત્યારે મનુષ્યને કોઈ પણ વસ્તુ દુર્લભ રહેતી નથી તથાપિ પરમાત્માને વિષે અનન્ય ભકિત કરનારા તત્ત્વવેતા મહાપુરૂષો પરમાત્માની ભકિતથી કોઇ પણ વસ્તુની ઇચ્છા કરતા નથી.

શિષ્ય વિનંતી કરીને કહે છે કે હે ભગવન્! આપ કહો છો કે; જ્ઞાનીઓ કોઇપણ વસ્તુની ઇચ્છા કરતા નથી તો પછી એમનાં દેહનું વ્યવહાર કેમ ચાલે? તે આપ કૃપા કરીને કહો ગુરૂ કહે છે મહાત્માઓ પોતાનું દેહનું અહંકાર પરમાત્માને અર્પણુ કરી દે છે કે:-

પ્રભુ જેમ રાખે રે તેમ મારે રહેવું છે
હર્ષ શોક છોડી રે ભલું ભલું કહેવું છે

તેથી પરમાત્મા એવા નિસ્પૃહ ભકતોનું યોગ ક્ષેમ કરે છે તેના માટે ગીતાજીમાં કહ્યું છે કેઃ-

શ્લોકઃ—

અનન્યા શ્ચિંતયંતોમાંયેજનાઃ પર્યુપાસતે
તેષાં નિત્યાભિયુકતાનાં યોગ *ક્ષેમં વહામ્યહમ્

---

*अप्राप्ति प्रापणं योगः क्षेमस्तु स्थिति रक्षणम् અર્થાત્ અપ્રાપ્ત વસ્તુની પ્રાપ્તિનું નામ ક્ષેમ અને પ્રાપ્તનું રક્ષણુ કરવું યોગ કહેવાય છે. (સંશોધક.)

અર્થ:—

હે શુદ્ધાત્મા! શ્રી કૃષ્ણ ભગવાન્ અર્જુન પ્રત્યે બોલ્યા કે મારામાં અનન્ય ભાવ રાખીને મારૂં ચિંતવન કરતાં છતાં જે મનુષ્ય મારી ઉત્તમ પ્રકારની ઉપાસના કરે છે તે નિત્ય મારામાં સર્વ પ્રકારે જોડાયલો મનુષ્ય તેના યોગ તથા ક્ષેમને નભાવું છું એટલે ભકતોને અન્ન વસ્ત્રાદિ ઉપયોગી પદાર્થોની અને પરમાર્થના સાધનોની પ્રાપ્તિ કરવી તે યોગ કહેવાય છે અને તેમને પ્રાપ્ત થયેલાં અન્નવસ્ત્રાદિનું પરમાર્થનાં સાધનોનું રક્ષણ કરવું તે ક્ષેમ કહેવાય છે.

માટે હે બેટા! પરમાત્માના ધ્યાન પરાયણ રહેનારા અનન્ય ભકતોના યોગક્ષેમનું ભગવન્ વહન કરે છે માટે જ્ઞાનિઓ પરમાત્માના સ્મરણ વિના બીજા કોઇ પણ જાતના પદાર્થોની ઇચ્છા પોતાના દેહને માટે પણ કરતાં નથી પરંતુ જે વિષયોને સત્ય જાણનારા અજ્ઞાની મનુષ્યો પોતાના ખરા સુખને જાણતા નથી તેથી તેઓ વિષય સુખની જ ઇચ્છા કરે છે અને મનુષ્યને વિષયો મિથ્યા છે આવો મનમાં તરંગ આવી જાય છે છતાં પણ દેહાભિમાનથી ભાન વિનાનો થઇને નાશવંત દેહને પોતાનું માની વૃત્તિ વડે ઝાંઝવાના જળની પેઠે વિષયો તરફજ દોડે છે. માટે હે આત્મા! ઉપર કહેવા પ્રમાણે હઠયોગના અષ્ટાંગનું અભ્યાસ કરવું અને જો ઉપર કહેવા પ્રમાણે ન બની શકે તો હું તને ટુંકામાં કહું છું, પ્રથમ પોતાનું સ્વધર્મ પાળવું, અધર્મથી દૂર રહેવું, પરમાત્માની કૃપાથી જે મળે તેમાં સંતોષ રાખવો. આત્મજ્ઞાની મહાપુરૂષોની સેવા કરવી, ધર્મ અર્થ તથા કામ સંબંધી કર્મમાંથી નિવૃત થવું મોક્ષ ધર્મ ઉપર પ્રીતિ રાખવી. સાત્વિક પદાર્થોનો સૂક્ષ્મ આહાર કરવો, કોઇની પણ મન કર્મ અને વચનથી હિંસા કરવી નહિ. સત્ય વચન બોલવાની ટેવ

રાખવી, પરોપકારમાં પ્રેમ રાખવો, ચોરી કરવી નહિ, બ્રહ્મચર્ય પાળવું, હૃદય પવિત્ર રાખવું, પોતાને માટે જેટલું ઉપયોગી હોય તેટલુંજ ગ્રહણ કરવું, તેથી વિશેષ વસ્તુનો સંગ્રહ કરવો નહિ. અવિદ્યાદિ પંચ કલેશોથી દૂર રહેવું, અહંતા મમતાનો ત્યાગ કરવો, અહંકારનો ત્યાગ કરવો, ગુરૂ શાસ્ત્ર ઉપર શ્રદ્ધા રાખવી, પ્રવૃત્તિ માર્ગમાંથી નિવૃત્તિ લઇ સત્સંગ કરવો, આત્મજ્ઞાનથી મન પવિત્ર રાખવું, બ્રાહ્મમુહૂર્તમાં ઉઠી એકાંત સ્થળમાં બેસવું અને ચોર્યાશી આસનોમાંથી મુખ્ય ચાર આસન દઢાસન, સિદ્ધાસન, વીરાસન, અને પદ્માસન તેમાંથી જે તેમને અનુકૂળ આવે તે આસન વાળીને ટટાર બેસવું અને (ગુચ્છ) ગુછી પ્રાણાયામ કરવો, તેમાં પૂરક, કુંભક તથા રેચક પૂરક એટલે વાયુને શનૈઃ શનૈઃ નાશિકાદ્વારા પેટમાં પૂરવો. કુંભક એટલે વાયુને રૂંધવો અને રેચક એટલે ધીરે ધીરે વાયુને બહાર કાઢવો તે પ્રાણાયામ બે પ્રકારના છે, એક સગર્ભ (સબીજ) અને બીજો ગર્ભ રહિત (નિર્બીજ) આવી રીતે પ્રાણાયામ કરીને પ્રાણના માર્ગને શુદ્ધ કરવો કે જેથી ચિત્ત સ્થિર થઇ અને ફરીને ચંચળ થાય નહિ આ પ્રાણનો વિજય કરનારા યોગાભ્યાસીનું ચિત્ત જેમ અગ્નિ વડે તપાવેલું સોનું તુરત મેલનો ત્યાગ કરી નિર્મળ થાય છે તેમજ યોગાભ્યાસ કરનારનું હૃદય તુરતજ મળને તજીને નિર્મળ થાય છે. હે પવિત્રાત્મા! સમાધિમાં ચાર કાર્યો સમાયેલાં છે પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા તથા ધ્યાન પ્રાણાયામ કરીને વાત, પિત્ત વગેરે દોષોને દૂર કરવા પ્રત્યાહારથી ઇંદ્રિયોને વિષયોમાંથી પાછી વાળવી અને વિષયાશકિત દૂર કરવી ધારણાથી પાપનો નાશ કરવો અને ધ્યાનથી મનને સ્થિર કરવું તે વડે રાગ દ્વેષાદિક દોષોને ત્યાગ કરવું પ્રાણાયામ કરવાથી અંગો અંગ ઢીલા પડી જાય. અને તદન નાડિઓ નરમ થઇ જાય અને શરીર

ઢગલા જેવું થઇ જાય જ્યારે પોતાનું મન નિર્મલ તથા સારી પેઠે સ્થિર થાય ત્યારે પોતાની નાકની દાંડી તરફ દ્રષ્ટી રાખવી કારણ કે નેત્રો બંધ કરવાથી નિદ્રા આવે અને ઉઘાડાં રાખવાથી વિષયો તરફ મન જાય એટલા માટે નાકની દાંડી આગળ દ્રષ્ટિ રાખવી કે જેના લીધે વિષયો તરફ મન ન જાય તેથી વિક્ષેપ ન થાય માટે નાકની દાંડી તરફ દ્રષ્ટિ રાખીને પછી ઇશ્વરની મૂર્તિનું ધ્યાન કરવું કે જેથી હ્રદયમાં અંધકાર નાશ પામે તેથી સર્વ પાપો દૂર થાય છે હે શુદ્ધાત્મા! ગુરૂની કૃપાથી અને આત્મજ્ઞાનથી અહંકારરૂપી ગાંઠ તુટી જાય છે અને સર્વ સંશયો તથા વાસનાઓ કપાઇ જાય છે મનને જ્યારે સ્થિર કરવા માંડયું હોય ત્યારે તે ચંચળ થઇ જાય તો સાવધાન થઇને તેને અનુકૂળ કરી આધીનમાં લેવું પ્રાણાયામ કરનારાએ મનના વેગને એકદમ રોકવો નહિ તેમ તેની ઉપેક્ષા કરવી નહી પરંતુ તેના ઉપર ધ્યાન આપી પોતાના ધ્યેય સ્વરૂપમાં જોડવું આ પ્રમાણે જ્યારે મન ધ્યેય સ્વરૂપના ધ્યાનમાં સ્થિર થાય છે ત્યારે તેને કોઇનો પણ આશ્રય રહેતો નથી કારણ કે ચિત ધ્યેય સંબંધ વિના કેવળ ધ્યાતા થઇ શકતું નથી હે આત્મા! આ પ્રમાણે પરમાનંદનો અનુભવ ચિત્ત બીજા વિષયોમાં વિરકત થાય અને જેમ દીવાની શિખા તેલ તથા વાટ વિનાની હોવાથી શાંત પડે છે તેમ યોગીનું ચિત પણ એકાએક પરબ્રહ્મ પરમાત્મામાં લય પામે છે તેથી યોગાભ્યાસી મનુષ્ય તે અવસ્થામાં દેહાદિકની ઉપાધી રહિત થઇને ધ્યાતા ધ્યેયના વિભાગ રહિત અખંડ એવા પોતાના આત્માને સર્વમાં વ્યાપક જુએ છે. અને જે યોગી યોગાભ્યાસ સંપાદન કરેલી અવિદ્યા રહિત અને પાછી ઉત્પન્ન થાય નહિ તેવી મનની છેદેલી નિવૃત્તિ તથા સંસારિક સુખ દુ:ખથી રહિત સ્વરૂપ આનંદમાં સ્થિતી કરે છે હે બેટા! જે અપૂર્ણ જ્ઞાનવાળો

હોય તેને ઇચ્છાનુસાર વર્તવું નહિ કારણ કે જ્યાંસુધી દ્રઢ જ્ઞાન વડે વિષયોમાંથી પ્રિતી દૂર થાય નહિ ત્યાંસુધી માયાએ ઉત્પન્ન કરેલા વિષયોનો સંગ કરવો નહિ કારણ કે, જે રોગીની યથાર્થ રીતે ચિકિત્સા થઇ ન હોય ત્યાં સુધી તે રોગ પાછો વારંવાર મનુષ્યને દુઃખ આપે છે આ પ્રમાણે મનનાં રાગ તથા કર્મો નાશ પામ્યાં ન હોય ત્યાં સુધી યોગીને પુત્રાદિકમાં આશકિતવાળું મન ભ્રષ્ટ કરે છે યોગી યોગમાંથી ભ્રષ્ટ થયો હોય તે પૂર્વ જન્મના અભ્યાસના બળથી પાછો બીજા જન્મના યોગ માર્ગમાં જોડાય છે પરંતુ કર્મમાર્ગમાં જોડાતો નથી અને જે અજ્ઞાની પોતાના દેહના સ્વરૂપને પણ દેખતો નથી ત્યારે તેને કર્મોથી ઉત્પન્નવિકાર કેમ શકય કરી શકે? આત્મામાં જેની બુદ્ધિ રહેલી છે એવો જ્ઞાની મનુષ્ય દેહની ક્રિયાઓ ભોજન કરતો છતાં તે બહિર્મુખવાળી ઇન્દ્રિયોના વિષયોને જુએ છે. તો પણ આત્માથી જૂદો છે માટે તેને સત્ય માનતો નથી કારણ કે અનુમાનથી પણ વિષયો મિથ્યા છે એમ જાણીને વિષયોથી દૂર રહે છે ગુરૂની સેવા કરીને કામ ક્રોધ તથા દેહાભિમાનને દૂર કરવો કેટલાક યોગી દેહને અજર તથા અમર કરીને રાગાદિકથી રહિત કરી પછીથી જ્ઞાનને પડતું મૂકીને સિદ્ધિઓને માટે યોગાભ્યાસ કરે છે પરંતુ જ્ઞાની મનુષ્યોને એમ કરવું યોગ્ય નથી કારણ કે શરીરને માટે પરિશ્રમ કરવો એ વ્યર્થ છે. કારણ કે ઝાડનું ફળ જેમ નાશવંત છે તેમ દેહ પણ નાશવાન્ છે અને આત્મા અવિનાશી છે માટે આત્મ જ્ઞાનના માટેજ પ્રયત્ન કરવો કારણ કે આત્મા અખંડ છે. અને હે બેટા! જેની બુદ્ધિ કર્મમાં આશકત થયેલી છે તેઓ મોક્ષની વાત સમજતા નથી તેથી કર્મોમાં મુકત થતો નથી. મિથ્યા આડંબરવાળા ઘર વિષે પુત્ર સબંધી અને ધનને પુરૂષાર્થ માનનારા સંસા-

રના માર્ગમાં ભટકતા મૂઢ મનુષ્યો મોક્ષને પામતા નથી તથા શબ્દ બ્રહ્મના અર્થવાળા જે ભેદો તેઓ કર્મ માર્ગને સૂચવે છે અને સ્વર્ગાદિક પ્રાપ્તિ માટે સાધક મનુષ્યની બુદ્ધિ તે તે લોકમાં જવાની ઇચ્છા કરે છે પરંતુ સુખની વાસનાથી નિદ્રા કરતો મનુષ્ય જેમ સ્વપ્નામાં માત્ર સુખને દેખે છે પરંતુ વસ્તુતાએ તેનો જેમ ઉપભોગ કરી શકતો નથી તેમ માયીક કર્મ માર્ગમાં ભ્રમણ કરનારા મનુષ્યો પણ કર્મથી પ્રાપ્ત થયેલા તે લોકમાં ભટકે છે પરંતુ ત્યાં તેને અવિનાશી સુખ મળતું નથી. માટે હે આત્મા! જ્ઞાની મનુષ્યે નામ માત્ર સંસારના ભોગ્ય પદાર્થોમાંથી જેટલા પદાર્થો વડે શરીરનો નિર્વાહ ચાલી શકે તેટલા માટેજ પ્રયત્ન કરવો પરંતુ તેમાં સુખ નથી આવો નિશ્ચય કરીને તેમાં આશકત થવું નહિ. કદાચિત શરીરનો વ્યવહાર બીજી રીતે સિધ્ધ થઇ શકતો હોય તો તે પદાર્થો મેળવવા માટે પ્રયત્ન કરવો વ્યર્થ છે. એમ જાણીને તેને માટે પ્રયત્ન કરવો નહિ. જ્ઞાની એવા સ્વસ્વરૂપનો નિશ્ચય કરી પોતાના આત્માના અનુભવથી થયેલા આનંદ વડે નિવૃત્તિને પામેલો યોગી પોતાના હ્રદયમાં સ્વતઃ પ્રકાશમાન આત્મસ્વરૂપ હોવાથી પ્રિય લાગતા સત્ય સ્વરૂપનું ભજન કરવા યોગ્ય ગુણવાળા તથા નિત્ય એવા પરમાત્માને ભજવા. અર્થાત્ તેનું હૃદયમાં ધ્યાન કરવું જે ધ્યાનથી સંસારના જન્મ મરણને આપનારી અવિદ્યા (માયા) નાશ પામે છે. આત્મ જ્ઞાની યોગીઓ દેહાદિક વિષે આત્મ બુધ્ધિનો ત્યાગ કરીને ક્ષણે ક્ષણે પરમાત્માના ચર્ણારવિંદનો ધ્યાન કરે છે કારણ કે સંયમ વિના અંતરમાં સુખની પ્રાપ્તિ થતી નથી તેના માટે ભજન.

**ભજનઃ—**

સંયમ વિના સુખ નાય અંતરમેં
સંયમ વિના સુખ નાય અંતરમેં—ટેક.

તપ, તીર્થ, વૃત્ત, યજ્ઞ કરેથી વૃત્તિવ્યાકુળ થાય—અંતરમે.
પાઠ, પૂજા, માળા, હુવન કરેથી ચિત્ત ચંચળ થાય—અંતરમે.
પૂર્વ પુણ્યથી ગુરૂ જો મલે તો તો ભુલ ન ખવાય—અંતરમે.
વૈખરી મધ્યમાં પશ્યંતી ત્યાગી પરામે ધ્વની મચાય—અંતરમે.
ઓહું સોહુંના અખંડ તારથી વૃત્તિ તૈલ ધારા થાય—અંતરમે.
જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ મેલી તુર્યાતીત થવાય—અંતરમે.
આત્મ જ્ઞાનના અનુભવથી બ્રહ્માનંદમાં સમાય—અંતરમે.
સત્ચિત્ આનંદ ભાવ વડેથી તત્વમસિમાં સમાય—અંતરમે.
આનંદેથી આનંદ પામી ચુપ ચુપ ચુપ રહી જવાય—અંતરમે.

સંપૂર્ણ.

હે પવિત્રાત્મા! આ વચનાનુસાર જ્યાંસુધી મનુષ્ય પોતાના આત્મામાં સંયમ કરતો નથી ત્યાંસુધી તેને અખંડ આનંદની પ્રાપ્તિ થતી નથી.

શિષ્ય વિનંતિ કરીને પૂછે છે હે મહારાજ! મનુષ્ય આ અસ્થિર દેહથી યોગાભ્યાસ કરતો અને વચમાં જો દેહ પડી જાય તો પછી તેની શી ગતિ થાય છે.

ગુરૂ બોલ્યા કે હે શુધ્ધાત્મા! ગીતાજીમાં અર્જુને પણ તેજ પ્રશ્ન પુછયો હતો ત્યારે શ્રી કૃષ્ણ ભગવાન અર્જુન પ્રત્યે બોલ્યા કે:-

**શુચીનાં શ્રીમતાં ગેહે યોગ ભ્રષ્ટોભિજાયતે.**

હે આત્મા! જે યોગીનો યોગાભ્યાસ કરતાં કરતાં વચમાં જો દેહ પડી જાય તો તે યોગી શ્રીમાનને ઘેર અવતાર ધારણ કરે છે અને કાંતો વિદ્વાનોને ઘેર અવતરે છે અને પોતાનું યોગપૂર્ણ કરે છે હે બેટા! અનેક આકારવાળી વૃત્તિઓ ક્ષણે ક્ષણે ઉત્પન્ન થાય છે

અને નાશ પણ પામે છે પરંતુ જ્ઞાન તો અખંડ રહે છે જરાયુજ. અંડજ, સ્વેદજ, અને ઉદભિજ્જ. શરીરો બદલાયા કરે છે પરંતુ તેઓમાં રહેલો પ્રાણ તો એકજ સર્વે શરીરોમાં જીવની પાછળ જઈને વસે છે તેમાં અવસ્થા ભેદ કરીને બદલાયા કરતા દેહોમાં આત્મા પણ એકનો એકજ રહે છે પરંતુ તે બદલાતો નથી માટે બ્રહ્મ જો કે સર્વ સ્વરૂપ છે તો પણ વિકારો તેને લેશ પણ સ્પર્શ કરતા નથી તે આત્મા જાગ્રત સ્વપ્ન તથા સુષુપ્તિ નામની અવસ્થાઓમાં પણ નિર્વિકારજ રહે છે જાગ્રતમાં ઇન્દ્રિઓ કાર્ય કરે છે અને સ્વપ્નાવસ્થામાં જાગ્રતવસ્થાનાં સંસ્કારવાળો અહંકાર કામ કરે છે આ પ્રમાણે આત્મા નિર્વિકારી છે છતાં પણ વિકારવાળો હોય તેવો જણાય છે માત્ર સુષુપ્તિમાં ઇન્દ્રિઓનો તથા અહંકારનો લય થાય છે તેથી લિંગ શરીરની ઉપાધી રહેતી નથી તેને લીધે વિકાર રહિત શુધ્ધાત્માનો નિચેના વાકય ઉપરથી અનુભવ થાય છે કે 'હું સુખમાં સૂતો હતો મેં કાંઇ પણ જાણ્યું નહિ' આવી સ્મૃતિ ઉપરથી સિદ્ધ થાય છે. કે સુષુપ્તિ અવસ્થામાં પણ સુખને જાણનારો તથા સંસાર દશામાં અજ્ઞાનનો અનુભવ કરનારો આત્મા છે. અને જે તેને સ્મૃતિ થાય છે તે પૂર્વના અનુભવથી થાય છે. કારણ કે જે વસ્તુ અનુભવમાં આવી ન હોય તે વસ્તુનું સ્મરણ થાય નહિ સુષુપ્તિ અવસ્થામાં આત્માનો અનુભવ થાય છે છતાં પણ પાછો જન્મ મરણ રૂપ સંસાર પ્રાપ્ત થાય છે. તેનું કારણ એજ છે કે, તે સમયે પણ અવિદ્યા તથા તેના સંસ્કારો રહે છે માટે ધન પુત્ર પ્રતિષ્ઠા વગેરેનો ત્યાગ કરી કેવળ પરમાત્માનાં ચરણુનીજ ઇચ્છા કરવાથી ભકિત ઉતપન્ન થાય છે અને તે ભકિતથી જ્યારે ચિતમાં રહેલી અવિદ્યા તથા ગુણ કર્મ વગેરેથી થયેલાં સંસ્કારરૂપી મળ નાશ પામે છે અને ચિત શુધ્ધ થયા પછી આત્મતત્વનું અપરોક્ષ જ્ઞાન થાય છે. સૂર્યનો પ્રકાશ

સ્વતઃ સિધ્ધ છે તો પણ તે નિર્મળ દ્રષ્ટિવાળાને દેખાય છે. પણ મલીન દ્રષ્ટ્રિવાળાને દેખાતો નથી. તેમ આત્મા પણ સ્વતઃ સિધ્ધ છે. તે નિર્મળ જીવોને જોવામાં આવે છે પરંતુ મલીન અંતઃ-કરણવાળાને જોવામાં આવતો નથી. માટે હે પવિત્રાત્મા! ચિતની શુધ્ધિથી આત્માનો અપરોક્ષ અનુભવ કરવો કારણ કે અપરોક્ષાનુભવ વિના સંસારનાં અત્યંત નિવૃતિ થાય નહિ તપ વૃત તથા બીજા કર્મ આ સર્વનું ફળ મનનો નિગ્રહ કરવો કારણ મનનો નિગ્રહ કરવો તે ઉત્તમ સમાધી છે. જેનું મન અત્યંત શાંત તથા વશ હોય તેને કંઇ પણ કરવાનું શું પ્રયોજન હોય? કંઇ પણ પ્રયોજન નથી. આ દેહના સંબંધથી આત્માને સંસાર છે. આ દેહનો અહંકાર ત્યાગ કરવાથી આત્મમુક્તિ છે હે બેટા! જેમ બાળકના રક્ષક માતાપિતા, હોય છે દ્રષ્ટિના રક્ષક પાંપણો હોય છે સ્ત્રીનો રક્ષક તેનો પતિ ભિક્ષુકનો રક્ષક ગૃહસ્થ હોય છે. અજ્ઞાનીનો રક્ષક જ્ઞાની તથા પ્રજાનો રક્ષક રાજા અને શિષ્યનો રક્ષક ગુરૂ હોય છે. સઘળાઓનો નિમિત હોય છે. એમ સર્વના રક્ષક વિશ્વંભર છે. હે આત્મા! આમ જાણીને અહંકારનો ત્યાગ કરવો અને ઉપર કહેવા પ્રમાણે યોગાભ્યાસ કરવો કારણ કે યોગાભ્યાસ વિના ચિત્તની શુધ્ધિ થતી નથી અને ચિતની શુધ્ધિ વિના બ્રહ્મા-નંદના આનંદની પ્રાપ્તિ થતી નથી.

દોહરો:—

**બ્રહ્મરૂપ આનંદનું ભાન યોગથી થાય**
**બ્રહ્માનંદના જ્ઞાનથી ત્રિવિધ તાપ વિલાય.**

હે શુધ્ધાત્મા! બ્રહ્મસ્વરૂપનાં આનંદનું જ્ઞાન થવાથી આ લોકના તથા પરલોકના અનર્થનાં સમુદ્રોનો ત્યાગ કરીને મોક્ષ સુખનો લાભ

થાય છે. બ્રહ્મજ્ઞાન ઇષ્ટની પ્રાપ્તિ અને અનિષ્ઠની નિવૃતિ કરનારૂં છે. બ્રહ્મને જાણનાર મનુષ્ય માયાથી પર રહેલા બ્રહ્મને અભેદ ભાવે પ્રાપ્ત કરે છે. અને પોતાના વાસ્તવિક સચ્ચિદાનંદ સ્વરૂપને જાણનારો મનુષ્ય માનસિક શોકને તરી જાય છે. આ આત્માનંદ સ્વરૂપ છે. આત્માથી અભિન્ન બ્રહ્મસ્વરૂપ આનંદને પામીને મનુષ્ય આનંદી થાય છે બીજા કોઈપણ ઉપાયે આનંદી થવાતું નથી. બ્રહ્મનો દ્રઢ સાક્ષાત્કાર થવાથી બ્રહ્મવેત્તા મનુષ્યની અહંકારના અને આત્માના એકપણાની ભ્રાંતિરૂપ હૃદયની ગ્રંથી ભેદાઇ જાય છે તેના સર્વે સંશયો છેદાઇ જાય છે. તેના પુણ્ય પાપરૂપ સંચિત કર્મો વિનાશ પામે છે. બ્રહ્મજ્ઞાન વડે મોક્ષ લાભ થાય છે. અન્ય સાધનો વડે મોક્ષનો સાક્ષાત્ લાભ થતો નથી. બ્રહ્મને જાણનારો મનુષ્ય જન્મ મરણાદિરૂપ સંસારનું ઉલ્લંઘન કરી જાય છે. બ્રહ્મજ્ઞાન વિના કર્મ કે ઉપાસના એ મોક્ષનું સાધન નથી. સ્વયંપ્રકાશ રૂપ બ્રહ્મને જાણીને જ્ઞાની કામ ક્રોધ લોભ અને અહંતા મમતારૂપ ફાંસીથી મુકત થાય છે અને અવિદ્યાદિ કલેશો ક્ષીણ થવાથી જ્ઞાની પુનર્જન્મનું પાત્ર થતો નથી. બ્રહ્મના સાક્ષાત્કાર વડે જ્ઞાની વર્તમાન જન્મમાં હર્ષનો અને શોકનો ત્યાગ કરે છે. બ્રહ્મજ્ઞાનીને પૂર્વે કરેલાં પુણ્યકર્મોથી ભવિષ્યમાં તેથી સુખ થાશે. એવા વિચારો વડે મનુષ્ય મનમાં હર્ષ ઉત્પન્ન કરે છે. અને કરેલા પાપ કર્મથી ભવિષ્યમાં દુઃખ ઉપજાવશે એવા વિચારો વડે મનુષ્યનાં મનમાં દુઃખ અથવા શોક ઉત્પન્ન કરે છે. પરંતુ બ્રહ્મવેત્તા મનુષ્યને એ પુણ્ય કર્મ કે પાપ કર્મ હર્ષ વા ખેદને ઉંત્પન્ન કરી શકતા નથી કેમ કે તેમણે પોતાના આત્માને અસંગ અને અક્રિય જાણ્યો છે. બ્રહ્મજ્ઞાનથી દુઃખની નિવૃત્તિ અને આનંદની પ્રાપ્તિ થાય છે. તે આનંદ પાંચ પ્રકારનો છે. આત્માનંદ વિદ્યાનંદ, યોગાનંદ, વિષયાનંદ અને બ્રહ્માનંદ આ પાંચ આનંદ

તેમાં પ્રથમ વિષયાનંદ, એટલે કે ઇચ્છા પ્રમાણે ખાનપાનાદિક વિષય ભોગથી ખુશી થાવું તે વિષયાનંદ કહેવાય વિદ્યાનંદ એટલે ઘણા પુસ્તકો ભણીને ખુશી થાવું તે વિદ્યાનંદ કહેવાય, યોગાનંદ એટલે યોગનું સાર સમજ્યા વિના નાક પકડીને પ્રાણાયામ કરીને ખુશી થાવું તે યોગાનંદ કહેવાય તેજ આત્માનંદ કહેવાય પરંતુ ખરૂં આનંદ તો બ્રહ્માનંદનું છે કારણ કે તે અખંડ અને એકરસ આનંદસ્વરૂપ બ્રહ્માનંદનો આનંદ છે તે બ્રહ્માનંદનો આનદ માત્ર શબ્દોજ જ્યાં સુધી કહેતા આવડતો હોય તો તમારે તે શબ્દોના વાસ્તવિક અર્થનો બોધ સંપાદન કરવા યોગ્યતાની અવશ્યકતા છે શાસ્ત્રોના શ્રવણથી શબ્દના અર્થનો બ્રહ્મનું પરોક્ષ જ્ઞાન થયા છતાં પણ બ્રહ્મનો દ્રઢ સાક્ષાત્કાર કરવાનું કામ બાકી રહે છે. આ કારણથી જ્યાં સુધી તમને કૃતાર્થપણાનું જ્ઞાન થાય ત્યાં સુધી તમે શ્રી સદ-ગુરૂના વચનો ઉપર શ્રધ્ધા રાખો સાવધાનતાથી ઉપાસના કરો કારણ કે શ્રી સદ્‌ગુરૂ શ્રુતિ તથા યુકિત અને અનુભવ એ ત્રણે વડે સમ-જાવશે અને એ ત્રણે વડે સુષુપ્તિ દશામાં સ્વયંપ્રકાશ ચેતનરૂપ બ્રહ્માનંદની સિદ્ધિ થાય પછી જાગ્રતાવસ્થામાં અને સ્વપ્નાવસ્થામાં તે બ્રહ્માનંદનોજ સદ્‌ભાવ જણાય છે. સુષુપ્તિમાં રહેલો આનંદમય સ્થાન ભેદથી સ્વપ્ન દશાને અથવા જાગૃતપણાને પામે છે સુંષુપ્તિ દશામાં જે આનંદમય છે તે વિજ્ઞાનમયમાં પ્રાણને પ્રાપ્ત થઇને કંઠમાં રહેલી હિતાનાડી રૂપ વા નેત્રાદિકના ગોલકરૂપે સ્થાનના ભેદથી સ્વપ્નાને વા જાગ્રતને પોતાના કર્માનુસાર પ્રાપ્ત થાય છે. નિર્વિકલ્પ સમાધીના અભ્યાસના બલથી જેટલો જેટલો અહંકાર ભૂલાય છે તેથીજ અંતઃકરણની સુક્ષ્મ ક્રિયાથી નીજાનંદ સ્વ-રૂપનો અનુભવ કરાય છે ધીરજના બલવાલી બુધ્ધિ વડે પોતાના અંતઃકરણને ધીરે ધીરે વિષયોમાંથી દૂર કરી તેને આત્માભિમુખ

કરવું તે અંતઃકરણને આત્મામાં સારી રીતે સ્થિર કરીને બહારનો કે અંતરના સ્થૂલ અથવા સૂક્ષ્મ વિષયનો પણ ચિંતવન ન કરે અને જેના અંતઃકરણમાંનો રજોગુણ શાંત થઇ ગયો છે. જેનો મન અત્યંત શાંત થયું છે અને જેના અંતઃકરણમાંનાં પાપસંસ્કારો નિવૃત્ત થયા છે. એવા યોગીને ઉત્તમ એવો બ્રહ્મસ્વરૂપનો આનંદ નિશ્ચય પ્રાપ્ત થાય છે.

હે પવિત્રાત્મા! તે સમયે દ્વૈતરૂપી પ્રપંચ પ્રતીત થતો નથી. મોહરૂપી નિદ્રા હોતી નથી તે સમયમાં યોગીને જે સ્વભાવિક સુખાનુભવ થાય છે તે સુખ બ્રહ્માનંદનો છે.

શિષ્ય વિનંતી કરીને પૂછે છે! હે ગુરૂદેવ! મન બહુ અસ્થિર છે તે કેમ સ્થિર થાય. તે આપ કૃપા કરીને કહો? કારણ કે ગીતાજીમાં પણ અર્જુને કૃષ્ણ ભગવાન પ્રત્યે કહ્યું છે તે સાંભળઃ–

શ્લોકઃ—

**ચંચલંહિ મનઃ કૃષ્ણ – પ્રમાથી બલવદ્દઢમ્ ।**

અર્જુન બોલ્યા હે ભગવન્! મન ચંચલ છે કારણ કે પ્રમાથીં એટલે ઇંદ્રિયોને મંથન કરી નાખે એવો છે અને બલવાન તથા દ્રઢ હોવાથી આ મનની ચંચલતા ટાળવી દુસ્તર છે. માટે હે પ્રભો! આપ કૃપા કરીને સમજાવો.

ગુરૂ બોલ્યા! હે નિર્દોષાત્મા! સ્વભાવથીજ ચંચલ અને એક વિષયોમાં નિયમપૂર્વક સ્થિર નહી રહેનારૂં મન જે જે શબ્દાદિ વિષયોરૂપ નિમિત્તથી ચલાયમાન થાય તે તે શબ્દાદિ વિષયોમાં દોષ દર્શનાદિ ઉપાયો વડે અથવા યોગાભ્યાસી મનને પાછું વાળી આત્મામાંજ સ્થિર કરવું મન અત્યંત શાંત થવાથી તેનાથી થનારૂં ફલ

હું કહું છું જે સમયમાં યોગાનુષ્ઠાન વડે નિરોધ કરેલું મન તથા ચિત શાંત થાય છે અને તે સમયમાં વિવેકવાળા અંતઃકરણ વડે અંતરાત્માને અનુભવતો છતો યોગી આનંદઘન આત્મામાંજ સંતોષ પામે છે (દ્રષ્ટાંત) જેમ દર્ભના અગ્ર ભાગ વડે સમુદ્રના એક એક બિંદુને બહાર કાઢવા માટે જેમ ટીટોડીએ સમુદ્રને ઉલેચ્યો હતો તેમ મનનો નિગ્રહ ખેદ પામ્યા વિના પ્રયત્ન કરવાથી થાય છે. કોઇ એક ટીટોડીના ઇંડાં સમુદ્ર ઉપાડી ગયો હતો. તે ઇંડાં પાંછા મેળવવા ટીટોડે પોતાની ચાંચમાં દર્ભનો કકડો લઇને સમુદ્રને સૂકાવવા માટે સમુદ્રનું જલ બહાર કાઢવાનો પ્રયત્ન કર્યો તો તેના પ્રયત્નથી અનેક પક્ષીઓ તથા શ્રી નારદજીના ઉપદેશથી ગરૂડે તે ટીટોડાને સહાયતા આપી પછી સમુદ્ર સૂકાઇ જવાની બીકથી તે ટીટોડાને ઇંડાં પાછા આપ્યાં. તેમ ચિત્તનો નિરોધ કરવામાં તથા ખેદ રહિત મનવાળા યોગાભ્યાસીને સારા સદગુરૂની પ્રાપ્તિ અને પરમાત્માનો અનુગ્રહ પ્રાપ્ત થવાથી તે પોતાનાં મનને નિરોધ કરી શકે છે. અને નિરોધ મનની શાંતિ વડે બ્રહ્માનંદનો અનુભવ થાય છે.

દોહરો.

**વિષયા નંદના બિંબરૂપ, આત્માનંદ જણાય।**
**તો મન તેમાં સ્થિર રહે, પરમાનંદિ થાય.॥**

હે પવિત્રાત્મા! જેમ મનુષ્યને વિષયોના ભોગમાં એકાગ્ર મન થાય છે અને વિષયોના ભોગમાં જેમ આનંદ જણાય છે તેમ મનુષ્ય પોતાના અંતરાત્મમાં એકાગ્ર મન કરીને સ્થિર થાય ત્યારે પરમાનંદ સ્વરૂપમાં મળે છે.

હે શુદ્ધાત્મા! ચિત્ત નિરોધરૂપ યોગ સર્વ ધર્મથી શ્રેષ્ઠ છે. સર્વે ધર્મોનો પરિત્યાગ કરીને મોક્ષને માટે યોગાભ્યાસ શ્રેષ્ઠ છે

કારણ કે તેઓ દોષવાળા તથા પુનરાવૃતિ કરાવનારા છે. યોગ, આચાર, દમ, અહિંસા દાન અને સ્વાધ્યાયકર્મ આ સર્વે ધર્મો અને યોગ દ્વારા જે આત્મદર્શન કરવું તે પરમ ધર્મ છે.

હે નિર્દોષાત્મા! યોગનું આવું મહાત્મ્ય હોવાથી યોગીની નીચે પ્રમાણે શ્રેષ્ઠતા દર્શાવી છે. ઉપર કહેવા પ્રમાણે સમવૃત્તિવાળા યોગી જે સ્થાનમાં કોઇ પણ કારણે એક ક્ષણ પણ ઉભો રહે તો ચારે દિશામાં યોજન પર્યંતનો દેશ પવિત્ર કહેવાય છે. અને જે તત્વ-જ્ઞાની યોગીને ભિક્ષા આપે છે તે પૂણ્યવાન કહેવાય છે. જેના ઘરમાં યોગી પુરૂષનો જન્મ થાય તેના માતા પિતા પણ કૃતાર્થ થવા અને જે કુળમાં ઉત્પન્ન થાય છે તે કુળ પવિત્ર થાય છે, તથા જે દેશમાં જન્મે છે તે દેશ પણ ધન્યવાદને યોગ્ય છે. તે યોગીને પ્રીતિથી તથા શ્રધ્ધાથી ભકતો જે વસ્તુ અર્પણ કરે છે તે તે વસ્તુ અક્ષય્ય ફલ દેનારી થાય છે. હે આત્મા! જે અજ્ઞાની મનુષ્ય હોય તે પણ જો શ્રધ્ધા પૂર્વક તે યોગીના દર્શન તથા પૂજન કરનારા અંતઃકર-ણની શુધ્ધિથી એકવિશ કુલ સહિત મોક્ષ પદને પામે છે. તો પછી જે મનુષ્ય સર્વદા યોગાભ્યાસમાં તત્પર રહે તેની તો શી વાતજ કરવી. જે મનુષ્ય રાજ્ય યોગને તથા હઠયોગને યથાર્થ રીતે અનુભવ પુરઃસર જાણે છે તેને બ્રહ્મા વિષ્ણુ તથા શંકર ભગવાન વંદન કરે છે. તો પછી બીજાઓને વંદન કરવા યોગ્ય હોય તેમાં કહેવું જ શું.

શિષ્ય પૂછે છે હે મહારાજ! યોગી પુરૂષ બ્રહ્માનંદને ભલે જાણે પણ મંદ બુધ્ધિવાળા મૂઢ મનુષ્યને બ્રહ્માનંદની પ્રાપ્તિ કયા સાધનોથી થાય તે આપ કૃપા કરીને કહો.

શિષ્યનો આ પ્રશ્ન સાંભળી શ્રી સદગુરૂ કહેવા લાગ્યા હે આત્મા! મંદ બુધ્ધિવાળા મૂઢ મનુષ્યને બ્રહ્મ વિદ્યામાં અધિકાર નથી કારણ

કે તે પોતાના પૂર્વના અનેક જન્મોમાં કરેલા પુણ્ય પાપાનુસાર આ સંસારમાં વારંવાર ચોરાશી લાખ યોનીમાં જન્મ મરણ પામે છે તેથી હે બેટા ! તેના ઉપર દયા કરી તેનું કલ્યાણ કેમ થાય તે કહીશ.

શિષ્ય વિનંતી કરીને કહે છે હે પ્રભો ! શ્રી સદગુરૂ સર્વે મનુષ્યો ઉપર અનુગ્રહ તથા દયા કરવાની ઇચ્છાના સ્વભાવવાળા હોય છે માટે આપ તે મંદ બુધ્ધિવાળા મૂઢને માટે કૃપા કરીને કંઇક સાધન અવશ્ય કહેવું જોઇએ કારણ કે આપની દયાવડેજ શિષ્યનો ઉદ્ધારરૂપી પ્રયોજન સિદ્ધ થાય છે.

ગુરૂ બોલ્યા હે આત્મા ! જો તું એમ કહે તો મંદ બુધ્ધિવાળા મનુષ્યને શું બ્રહ્મ જાણવાની ઇચ્છા હોય ? અર્થાત્ બહિર્મુખ એટલે વિષયોમાં આશકિતવાળો છે તે વિષયો ઉપર અનુરાગી હોય તો તેની વિષયાશકિતને અનુસરીને તેને શાસ્ત્રાનુસાર કર્મ અથવા ઉપાસનાનું કથન કરવું. જો તે જીજ્ઞાસુ હોય તો તેને શરીરથી ભિન્ન આત્માના આનંદ સ્વરૂપનો ઉપદેશ કરવો કારણ કે આત્મા પરમ પ્રેમનું સ્થાન છે એટલે તે પરમાનંદ સ્વરૂપ છે. માટે હે આત્મા ! તને જો શંકા થાય કે રોગ અને ક્રોધાદિ વડે વ્યાકુલ થયેલા મનુષ્યની કયારેક મરવાની ઇચ્છા જોવામાં આવે છે આ દુઃખથી આત્મત્યાગ કરવા યોગ્ય સિધ્ધ થાય છે એમ જો તું કહે તો ત્હારૂં કહેવું યોગ્ય નથી. ત્યાગનો વિષય આત્મા નથી પણ તેનાથી ભિન્ન દેહ ત્યાગનો વિષય છે. જેવી રીતે મનુષ્યને પોતાના પુત્રના મિત્રથી પોતાના પુત્ર વધારે પ્રિય હોય છે તેવી રીતે સર્વે સંબંધીઓ સર્વે ભોગ્ય ઇત્યાદી પદાર્થોનાં સમુહ આત્માના પ્રયોજનના માટે પ્રીતિનો વિષય થવાથી આત્મા પ્રિય છે એમ સારી રીતે સિધ્ધ

થાય છે તેના માટેઃ-

શ્લોકઃ—

વિત્તાત્ પુત્રઃ પ્રિયઃ પુત્રાત્ પિંડ; તથા પિંડાત્ ઇન્દ્રિય પંચ
ઇન્દ્રિયાત્ પ્રાણ પ્રિયઃ પ્રાણાત્; આત્મા પરં પ્રિયઃ

અર્થઃ—

હે પવિત્રાત્મા ! સર્વ મનુષ્યોને ધનથી પોતાનો પુત્ર પ્રીય હોય છે પુત્રથી સ્થૂલ શરીર પ્રિય હોય છે, સ્થૂલ શરીરથી પોતાની ઇન્દ્રિયો પ્રીય હોય છે, ઇન્દ્રિયોથી પ્રાણ પ્રીય હોય અને પ્રાણથી આત્મા પરમ પ્રિય છે કારણ કે, પુત્રનો દુઃખ દૂર કરવા માટે મનુષ્ય પોતાના ધનનો ત્યાગ કરે છે તેથી ધનના કરતાં પુત્ર પ્રિય હોય છે. પોતના શરીરના રક્ષણ માટે કયારેક પુત્રનો પણ ત્યાગ કરવો પડે તેથી પુત્ર કરતાં પોતાનું શરીર પ્રિય છે. પોતાની નેત્રાદિક ઇંદ્રિયોનું રક્ષણ કરવા માટે શરીર પર મારનો સહન કરે છે. તેથી શરીર કરતાં ઇંદ્રિયો વધારે પ્રિય છે. પ્રાણનું રક્ષણ કરવા માટે કોઇ એક ઇંદ્રિયનું વિનાશ પણ સહન કરવું પડે છે. તેથી ઇંદ્રિયો કરતાં પ્રાણ પ્રિય છે. અને કોઇ વેળાએ મનુષ્ય પોતાના દુઃખની નિવૃત્તિ માટે પોતાના પ્રાણનો પણ ભોગ આપે છે તેથી પ્રાણના કરતાં આત્મા વધારે પ્રિય છે એમ જણાય છે. માટે સર્વ પ્રાણીઓને આત્મા વ્હાલો હોય છે અને બીજા છોકરા, ધન વગેરે પદાર્થો આત્માના વ્હાલપણાને લીધેજ વહાલાં લાગે છે માટે સર્વે પ્રાણીઓને જે પ્રમાણે પોતે પોતાના આત્મા ઉપર સ્નેહ હોય તે પ્રમાણે મમતાનું અવલંબન કરાવનારા પુત્ર, ધન વગેરે પદાર્થો ઉપર સ્નેહ હોતો નથી.

હે બેટા! જે મનુષ્યો દેહને આત્મા માને છે તે મનુષ્યો પણ પોતાનો દેહ વિશેષ વ્હાલો હોય છે તેવા દેહની પાછળ રહેલા પુત્ર, ધન, સ્ત્રી વગેરે વ્હાલાં હોતાં નથી. અવિવેકી મનુષ્યને આ દેહ મ્હારો છે આવી કદાચ મમતા હોય છે. પણ તેને દેહ આત્માના જેવો વ્હાલો લાગતો નથી કારણ કે આ દેહ પડી જવાને તૈયાર થાય છે તો પણ તેને જીવવાની આશા બંધાય છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે સર્વે દેહધારીઓને પોતાનો આત્માજ અત્યંત પરમ પ્રિય છે અને તે આત્મા માટે આ સ્થાવર જંગમ આખું જગત પ્રિય હોય છે કારણ કે પોતાના આત્મા માટે દારૂણ દુષ્કાળમાં પુત્ર વેચીને આત્માને પોષે છે તેથી એમ જણાય છે કે આત્મા અત્યંત પ્રિય હોવાથી આનંદ સ્વરૂપ છે. અન્ય પદાર્થોમાં રહેલા પ્રેમનો ત્યાગ કરી આત્માનું નિરંતર અનુસંધાન કરવાથી આત્માનંદનો ભાન થાય છે. યોગાનંદ ચિત્તની એકાગ્રતા વડે પ્રાપ્ત થાય છે અને મુમુક્ષોને આત્માનંદ અને અદ્વૈતાનંદ આત્મવિચારરૂપ જ્ઞાન વડે પ્રાપ્ત થાય છે. માટે હે આત્મા! હવે પાંચમાં અધ્યાયમાં હું તમને આત્મજ્ઞાન કહીશ.

હરિઃ ૐ તત્સત્ પરમાત્મને નમઃ

## અષ્ટાંગ હઠયોગ વર્ણન નામનો ચોથો અધ્યાય સંપૂર્ણ.



ॐ

# અધ્યાય પાંચમો

सत्यव्रतं सत्यपरंत्रिसत्यम्
सत्यस्ययोर्निनिहितंचसत्ये ।
सत्यस्यसत्यंऋतसत्यनेत्रम्
सत्यात्मकंत्वां शरणं प्रपन्नाः ॥

## ભજન.

શાસ્ત્ર સૂચવે વૃત્તિ ચાલો આપને ઘેરરે
પરણોને પૂરણ પ્રભુ બીજું મુકી વેરરે
હજી મારે વિષય ભોગવવાં નહી વૈરાગ્ય હૃદય માંયરે
હવે કેશાં વિષય ભોગવવાં આ વખત છે મોંઘે મૂલરે
ચૂકયો તો પસ્તાવો થાસે પડીશ ચોર્યાસીને દાવેરે
માટે પુરૂષાર્થ દ્રઢ કરી વૈરાગ્ય રાખો હૃદય માંયરે
સત્વગુણનો તપ આદરી અહિંસાવૃત્તને ધારરે
શ્વાસોચ્છવાસે જપ કરી વૃત્તિ આત્મા કારરે
સદગુરૂની કૃપા વડે અખંડ આનંદ માણુરે
અખંડ સુખ પામીને બ્રહ્માનંદને જાણુરે

સંપૂર્ણ.

# અધ્યાય પાંચમો આત્મજ્ઞાન વર્ણન

દોહરો:—

* મહાવાક્ય વિવેકથી બ્રહ્મરૂપ સમજાય,
બ્રહ્મ સ્વરૂપને જાણતા, સદ્યો મુક્તિ થાય.

અર્થ:—

હે આત્મા! અંતરાત્માથી અભિન્ન બ્રહ્મના જ્ઞાન વડે મુમુક્ષુજનોને કૈવલ્યની પ્રાપ્તિ થાય છે. અંતરાત્માનો અભેદજ્ઞાન ઉપનિષદોના માહા વાક્યનો અર્થ વિચારવાથી મુમુક્ષુજનોને થાય છે. આ સંસાર સત્યરૂપ છે. અને તે ચૈતન્ય સ્વભાવવાળા આત્મામાં સારી રીતે જોડાયલો છે. આવી ભ્રાંતિ થવી અવિદ્યા કહેવાય છે. આ અવિદ્યા ભ્રાંતિ આત્મ જ્ઞાનરૂપી વિદ્યા વડે નિવૃત્તિ થાય છે. હે પવિત્રાત્મા! હવે હું તમને આત્મ જ્ઞાનરૂપી વિદ્યાનું સ્વરૂપ અને તેની પ્રાપ્તિનું સાધન કહું છું તે સાંભળ ચૈતન્યના આભાસરૂપે જીવને સંસાર છે. પણ ચૈતનરૂપ આત્માને સંસાર નથી. આવું જ્ઞાન* વિદ્યા છે, અને એ વિદ્યા આત્મવિચારથી પ્રાપ્ત થાય છે.

હે શુદ્ધાત્મા! કેવી રીતના વિચાર વડે તે આત્મ વિદ્યા પ્રાપ્ત થાય છે. 'તે હું તમને જણાવું છું' જેથી મુમુક્ષુ આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે જગતના જીવોના અને પરમાત્માના સ્વરૂપનો નિરંતર વિચાર કરે તો તે શાસ્ત્ર તથા યુક્તિદ્વારા વિચાર કરવાથી જીવ ભાવનો અને જગત ભાવનો બોધ મિથ્યાપણાનો નિશ્ચય સિદ્ધ થવાથી

---

१ प्रज्ञानंब्रह्म २ अहंब्रह्मास्मि ३ तत्त्वमसि ४ अयमात्माब्रह्म.

બ્રહ્મની મહા શક્તિ વિદ્યામોહ શક્તિ અવિદ્યા

પોતાનો આત્માજ સત્યરૂપે બાકી રહે છે. હે બેટા! આત્મ સ્વરૂપનો વિચાર ક્યાં સુધી કરવો તે હું જણાવું છું.

હે નિર્દોષાત્મા! પરોક્ષ અને અપરોક્ષ એવા આત્મ વિચારથી ઉપજનારી વિદ્યા બે પ્રકારની છે તેમાં અપરોક્ષ વિદ્યાથી આત્માના પ્રત્યક્ષ જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. આ આત્મ વિચાર પૂરો થયા બાદ જીજ્ઞાસુએ વિવેક અને વૈરાગ્ય શમ દમ છ સંપત્તિ અને મુમુક્ષુતા સાધનો પ્રાપ્ત કરી શ્રોત્રિય તથા બ્રહ્મનિષ્ટ શ્રી સદ્દગુરૂ પાસેથી વેદાંત શાસ્ત્રનું શ્રવણ કરી અને તેનું મનન કરી પછી એકાન્તમાં આત્મવિચાર અથવા (નિદિધ્યાસન,) આત્મધ્યાન કરી આત્મ સ્વરૂપનો સાક્ષાત્કાર કરવો જોઇએ આ આત્માનું અપરોક્ષ જ્ઞાન થયા પછી આત્મ વિચાર કરવાની આવશ્યકતા રહેતી નથી.

હે બેટા! હું તને પરોક્ષ જ્ઞાનનું અને અપરોક્ષ જ્ઞાનનું સ્વરૂપ કહું છું જો મનુષ્ય બ્રહ્મ છે, એમ જો તે અનુભવથી જાણે તો તેજ બ્રહ્મની શાક્ષાત્કાર વૃત્તિ કહેવાય છે. અને તેજ અપરોક્ષ જ્ઞાન કહેવાય છે. જે આત્મ સાક્ષાત્કાર વડે મુમુક્ષુ સંસારથી શીઘ્ર અત્યંત મોકળો થઇ જાય આત્મ સાક્ષાત્કારની પ્રાપ્તિ માટે આત્મ સ્વરૂપનો વિવેક તે જડથી પ્રથક્કરણ કરે છે. વ્યવહાર કાલમાં ઉપાધી વડે ચૈતન્યના ચાર ભેદ જણાય છે. જેમ ઘટાકાશ મહાકાશ જલાકાશ અને મેઘાકાશ એમ આકાશના ચાર ભેદ ઉપાધી વડે જણાય છે. તેમ કૂટસ્થ, બ્રહ્મ, જીવ, અને ઇશ્વર, આ ચૈતન્યના ચાર પ્રકારના ભેદ પણ ઉપાધી વડે, પ્રતીત થાય છે. પાણીથી ભરેલા ઘડાએ જેટલું આકાશ રોકેલું હોય તે ઘટાકાશ કહેવાય છે. અને બ્રહ્માંડની અંદર તથા બહાર રહેલું આકાશ મહાકાશ કહેવાય છે.

હે બેટા! એ બંને આકાશો પ્રસિદ્ધ હોવાથી તેમનો સ્વરૂપ નહી જણાવતાં જલાકાશ તથા મેઘાકાશનાં સ્વરૂપનું વર્ણન કરૂં છું. ઘડાએ રોકેલા આકાશમાં જે જલ છે તેમાં પ્રતિબિંબિત થએલા આકાશને જલાકાશ કહેવાય છે. તથા મેઘમંડળમાં જે આકાશ જોવામાં આવે છે તે મેઘાકાશ કહેવાય છે.

હે આત્મા! વાદળામાં જલ છે. એમ આપણે પ્રત્યક્ષ જોઇ શકતા નથી. પણ તેમાં આકાશનું પ્રતિબિંબ થાય છે. એમ કેમ માની શકીએ એવી જો તમને શંકા થાય તો તેનું સમાધાન સાંભળ. મેઘના અવયવ રૂપ જલ મેઘમાં જલકણોને આકારે રહેલું છે. તેના જલ કણોથી તેમાં આકાશનું પ્રતિબિંબ હોવાનું અનુમાન કરવામાં આવે છે. વાદળામાં રહેલું જલ પૃથ્વી ઉપર રહેલા મનુષ્યોને પ્રત્યક્ષ જોવામાં આવતું નથી. તો પણ વાદળાના વરસાદ રૂપ કાર્ય વડે વાદળામાં જલ સૂક્ષ્મ રહે છે. એમ અનુમાનથી સિદ્ધ થાય છે. અને તે સૂક્ષ્મ જલ રૂપ હોવાથી તેમાં આકાશના પ્રતિબિંબનો અનુમાન થાય છે.

હે બેટા! આવી રીતે આ પ્રમાણે ચાર પ્રકારનાં આકાશના સ્વરૂપ તમને કહ્યા. હવે કૂટસ્થનું સ્વરૂપ કહું છું જે અધિષ્ઠાનપણા વડે સ્થૂલ શરીરથી અને સૂક્ષ્મ શરીરથી પરિચ્છેદ પામેલો ચૈતન્ય તે સોનીની અરણીની પેઠે નિર્વિકારરૂપે રહેવાથી *કૂટસ્થ કહેવાય છે.

---

यथार्थ वस्त्वाच्छादने नायथार्थ वस्तु प्रकाशनं

तेन–आवरण विक्षेप शक्ति द्वयेन स्थितः कूटस्थः

યથાર્થ વસ્તુ સ્વરૂપનું ઢંકાઇ જવું અને અયયાર્થ વસ્તુનો પ્રકાશ થવો અને આવરણ શક્તિ તથા વિક્ષેપ શક્તિમાં રહેલો ચૈતન્ય તે કૂટ-સ્થ જાણવો. (સંશોધક)

કૂટસ્થમાં બુદ્ધિ કલ્પાયલી અને તે બુદ્ધિમાં પડેલું ચૈતન્યનું પ્રતિબિંબ તે સર્વે ઇંદ્રિયોને ધારણ કરનાર હોવાથી જીવ કહેવાય છે. તે જીવ સંસારની સાથે જોડાય છે અને કૂટસ્થ શુદ્ધાત્મા તે મરણ ધર્મી સંસારની સાથે જોડાતો નથી.

હે નિર્દોષાત્મા! તમને જો શંકા થાય કે જીવથી જો ભિન્ન કૂટ-સ્થની શા માટે પ્રતીતિ થતી નથી તો તેનું સમાધાન સાંભળ.

હે આત્મા! જેમ જલાકાશ વડે સર્વે ઘટાકાશ ઢંકાઇ ગયેલો હોય છે. તેમ * જીવ વડે કૂટસ્થ ઢંકાઇ ગયેલો હોય છે તે પરસ્પરની ભ્રાંતિ કહેવાય છે. એટલે કૂટસ્થનો સત્ય સ્વરૂપ જીવમાં પ્રતીત થવો અને જીવના સુખદુઃખાદિ ધર્મો કૂટસ્થમાં પ્રતીત થવા તે પરસ્પરની ભ્રાંતી અથવા-અધ્યાસ જાણવો. જીવને કુટસ્થનું વાસ્તવિક સ્વરૂપ નહી જાણવાથી થાય છે. સ્વરૂપને ન જાણવાનું કારણ મૂલાવિદ્યા છે, તે અવિદ્યા બે પ્રકા-રની છે. એક વિક્ષેપરૂપા અને બીજી આવરણરૂપા આ અવિદ્યા બે પ્રકારના વિભાગ પામીને રહે છે. કોઇ આત્માને જાણનાર વિદ્વાન અજ્ઞાનીને પૂછે. તમે અવિકારી આત્મસ્વરૂપ કૂટસ્થને જાણો છો? તો તે અજ્ઞાની કૂટસ્થને જાણતો નથી. તેથી હું કૂટસ્થને જાણતો નથી એમ પોતાના અંતઃકરણમાં રહેલા અજ્ઞાનનો અનુભવ કરીને કહે છે. આ અજ્ઞાનીને થતો અવિદ્યાને લીધે કુટસ્થ નથી. એમ જાણીને તે બોલે છે. તેજ પોતાને થતો આવરણનો અનુભવને જણાવે છે આવી રીતે અવિદ્યાનો અને આવરણનાં નિશ્ચય સિધ્ધ થાય છે.

શિષ્ય પૂછે છે હે પ્રભો! આપ કહો છો કે આત્મા સ્વયંપ્રકાશ છે તો પછી તેમાં તેનાથી વિપરીત સ્વભાવવાળી અવિદ્યા સંભવી શકે નહિ. તથા આવરણને અભાવે વિક્ષેપ પણ સંભવી શકે નહિ.

---

* આ કથન આધારા ધેય ભાવથી સિદ્ધ થાય છે. (સંશોધક)

ગુરૂ કહે છે હે શુધ્ધાત્મા! પોતાના અનુભવમાં અવિશ્વાસ હોવાથી અને તર્કની પણ સ્થિરતા ન હોવાથી પોતાને તાર્કિક માનનારો મનુષ્ય આત્મતત્ત્વના નિશ્ચયને કેવી રીતે પ્રાપ્ત થઈ શકે? નજ થઇ શકે.

હે બેટા! અનુભવ એ શ્રેષ્ઠ પ્રમાણ છે તેને નહી સ્વીકારવાથી અને કેવલ તર્કનો આધારો લેવાથી કોઇ પણ વાતનો નિર્ણય થઇ શકતો નથી. કેમકે તર્ક તેનાથી ચઢીયાતો છે તેથી નિશ્ચય થઇ શકતો નથી તેથી એવા તર્કને અનુસરનારને આત્મજ્ઞાન થતું નથી હે આત્મા! દ્રષ્ટાંત. જેમ લાકડામાં પ્રકાશ સ્વભાવવાળો અગ્નિ વિદ્યમાન છતાં પણ તે પ્રકાશ અંધકારને દૂર કરતો નથી તેમ સ્વયંપ્રકાશ આત્મા અજ્ઞાનીના અંતઃકરણમાં રહેલા આત્માના અજ્ઞાનને દૂર કરી શકતો નથી. જો આત્મતત્વના નિશ્ચયને માટે તર્ક કરવાની જરૂર હોય તો તે તર્ક અનુભવને અનુસરીને કરવો અનુભવથી વિરોધ ન કરવો. હે બેટા! આત્મ વિચાર વડે જેમને આત્માનો સાક્ષાત્કાર થાય છે. એવા મનુષ્યના હૃદયમાં રહેલો અવિવેક જ્ઞાનનો અને આવરણનો વિરોધી છે એમ આત્મજ્ઞાનનો અને આવરણનો વિરોધી છે એમ આત્મ જ્ઞાનના અનુભવની ઉપર સિધ્ધ થાય છે. અજ્ઞાન વડે ઢંકાયલા આત્મામાં સૂક્ષ્મ શરીર અને સ્થૂલ શરીર એ બે શરીરથી જીવ છીપમાં થતી રૂપાની પેઠે આરોપીત છે. હે આત્મા! તેજ વિક્ષેપ રૂપ કહેવાય છે. જેમ છીપમાં થતી રૂપાની ભ્રાંતિ તેમ આત્મામાં થતી જીવની ભ્રાંતિ એ બે સામાન્ય છે. આત્માથી અભિન્ન બ્રહ્મના જ્ઞાન વડે અવિદ્યા આદિની નિવૃત્તિ થાય છે પણ દેહાદિક વિક્ષેપ સ્વરૂપની નિવૃતિ તો પ્રારબ્ધ કર્મનું ક્ષય થાય ત્યારેજ થાય છે. હે આત્મા! દ્રષ્ટાંત જેમ કુંભારે ચાકડાને આપેલો વેગ સમાપ્ત થાય નહિ ત્યાંસુધી તે ચાકડો ફર્યા કરે છે તેમ આત્મજ્ઞાની મનુષ્યને અવિદ્યારૂપ નિવૃતિ

થાય છતાં પણ તેના કાર્યરૂપ દેહાદિક વિક્ષેપ તેમના પ્રારબ્ધકર્મથી આત્માનો મનની સાથે સંયોગ થવાથી ઇચ્છાદ્વેષ તથા તેના સંસ્કારોએ * આત્મ જ્ઞાનની પેઠે તે આત્માના ગુણો રહેલાં છે.

શિષ્ય વિનંતી કરીને પૂછે છે હે મહારાજ! બ્રહ્મ સત્ય છે. અને જગત્ મિથ્યા છે એવી રીતે જાણીએ છીએ છતાં અસંતોષવાળા સાથી રહીએ છીએ.

ગુરૂ ઉત્તર આપે છે. હે પવિત્રાત્મા! મનુષ્યો પોતાની બુધ્ધિના દોષોને લઇને શાસ્ત્રનાં અર્થને વિશેષ રીતે વિચારતાં નથી એટલે તેમને આત્માના અનુભવ વડે મળનારો સંતોષ પ્રાપ્ત થતો નથી. કારણ કે હે બેટા! મનુષ્યના હ્રદયમાં રહેલી જે વિષયોની તૃષ્ણાઓ છે. એ સર્વે વિષયોની તૃષ્ણાઓ જ્યારે અત્યંત નિવૃત્તિ થઇ જાય છે. ત્યારે મરણ ધર્મવાળો મનુષ્ય અજર અમર થાય છે. અને અહીંજ બ્રહ્મને પામે છે. હે આત્મા! એ અજ્ઞાનીને અનુભવમાં આવતું નથી. પણ તે બ્રહ્મજ્ઞાનીઓને અનુભવમાં આવેલું છે. હે બેટા! જો તમને શંકા થાય કે અજ્ઞાનીમાં અને જ્ઞાનીમાં ભેદ છે. તો હે નિર્દોષાત્મા! તેનો સમાધાન આત્માજ્ઞાનીમાં જળ ચૈતનની ગ્રંથી ભેદ પામી ગયલી હોય છે. પ્રારબ્ધ કર્મવશાત્ દુઃખની પ્રાપ્તિ છતાં તેનો દ્વેષ કરતા નથી. અને સુખની પણ ઇચ્છા કરતા નથી. હે બેટા! કોઇ શંકા કરે કે જ્ઞાનીને સર્વદા ઉદાસીની પેઠે રહેવું તો તે મૂર્ખ મનુષ્યો શાસ્ત્ર જ્ઞાનનો વિચાર કર્યા વિના ગમે તેમ બોલી શકે છે.

---

* આ કથન ન્યાય શાસ્ત્રને અનુસરી લખાયલો છે.
आत्मा मनसा संयुज्यते मन इन्द्रियेणेन्द्रियेमर्थनेति–
આ નિયમ પ્રમાણે આત્મામાં ચૌદ ગુણો રહે છે.

હે શુદ્ધાત્મા ! જડ ભરતાદિ આહાર આદિકનો સંપૂર્ણ ત્યાગ કરીને લાકડાની પેઠે તથા પથરાની પેઠે કદી પણ રહેતા ન હતા પરંતુ તેઓ બહીર્મુખ મનુષ્યો આદિના સંગથી ભય પામીને ઉદાસી રહેતા હતા કારણ કે બહીર્મુખ મનુષ્યોના રાગ દ્વેષ આદિના ઉદ્દભવ થવાનો સંભવ માનીને તેઓ મનુષ્યના સંગને ઇચ્છતા ન હતા સંસારમાં બહીર્મુખ મનુષ્યનો સંગ રાખનારા મનુષ્યને અવશ્ય કોઇપણ પ્રકારની ઉપાધી થાય છે. અને તેવા મનુષ્યોનો સંગ ન રાખનારો મનુષ્ય સુખને પામે છે. તે કારણથી નિર્દોષ સુખ ઇચ્છનાર મનુષ્યે સર્વદા બહિર્મુખ મનુષ્યનો સંગ પરિ ત્યાગ કરવા યોગ્ય છે. જ્ઞાનીને સર્વ પ્રકારના વ્યવહારમાં ઉદાસીનજ રહેવું જોઇએ એવો શાસ્ત્રોનો અભિપ્રાય નથી. પણ વિપરીત ભાવ દૂર કરવો હે બેટા ! સ્થૂલ દેહ આત્મા છે. એમ જાણવું અને જગત સત્ય છે. આવા નિશ્ચયને વિપરીત ભાવના કહેવાય છે. જે વસ્તુ જેવી રીતની હોય છે. તે વસ્તુના તેવા સ્વરૂપનું ત્યાગ કરીને તેમાં બીજાપણાનો નિશ્ચય કરવો તે વિપરીત ભાવના કહેવાય છે. (દષ્ટાંત) જેવી રીતે પોતાના માતા પિતા હિતેચ્છુમાં શત્રુની બુધ્ધિ કરવી તે વિપરીત ભાવના કહેવાય છે. અર્થાત્ રજ્જુમાં સર્પનો અને છીપમાં રૂપાનો નિશ્ચય કરવાથી તે વિપરીત ભાવના કહેવાય છે. તેવી રીતે દેહમાં આત્માની અને જગતમાં સત્યપણાની બુદ્ધિ કરવી તે પણ વિપરીત ભાવના કહેવાય છે.

હે પવિત્રાત્મા ! સારી બુધ્ધિવાળા અને મનુષ્યોમાં ઉત્તમ એવા જ્ઞાનીઓ દેહને આત્મા ન માનવાથી આ ક્ષણિક વિષયોના સુખને માટે કોઈ પણ પ્રાણીનો દ્રોહ કરતા નથી. કારણ કે આ દેહ અજ્ઞાનની કામના તથા કર્મથી ઉત્પન્ન થયેલો છે એમ જાણનારો જ્ઞાની

પુરૂષ આ દેહમાં કદી પણ આશક્ત થતો નથી અને આ શરીરમાં આશક્તિ ન રાખનારો કયો જ્ઞાની મનુષ્ય તે શરીરને લીધે ઉત્પન્ન થનાર ઘરમાં સંતાનમાં સંબંધીઓમાં અને ધનમાં મમતા રાખે. કોઇ પણ ન રાખે. હે બેટા! આત્મા દેહથી જૂદો છે કારણ કે તે એક છે અને દેહ ભિન્ન ભિન્ન અવસ્થાવાળો છે. દ્રષ્ટાંત. જેમ જન્મે છે. અસ્તિ એટલે હોય છે વર્ધતે વૃધ્ધિ પામે છે. વિપરિણમતે રૂપાંતર પામે છે. અપક્ષીયતે ઓછું થાય છે. નશ્યતિ નાશ પામે છે આ છ વિકારો વૃક્ષના અસ્તિત્વથી જેમ ફૂળોમાં જોવામાં આવે છે. તેમ આત્માના અસ્તિત્વથી દેહને વિષે જોવામાં આવે છે પરંતુ તે વિકારો આત્માને થતાં નથી કારણ કે આત્મા નિત્ય છે અને દેહ અનિત્ય છે. આત્મા ક્ષણિકતાને પામતો નથી અને દેહ ક્ષીણ થાય છે. આત્મા શુધ્ધ થાય છે અને દેહ મળમૂત્રથી અપવિત્ર છે. આત્મા એક છે અને દેહ ઘણા છે. આત્મા દેહાદિકને જાણનારો છે અને દેહ જડ છે. આત્મ વિકાર રહિત છે અને દેહ વિકારવાળો છે. આત્મ સ્વયં પ્રકાશ છે, અને દેહ પર પ્રકાશ છે આત્મા સર્વનું કારણ છે અને દેહો કાર્યમૂર્તિ છે આત્મા વ્યાપક છે અને દેહ અમુક પ્રદેશમાં રહે છે આત્મા સંગ રહિત છે અને દેહ સંગવાળો છે. આત્મા કોઇથી ઢંકાતો નથી અને દેહવસ્ત્રાદિકથી ઢંકાય છે. આત્મજ્ઞાન કરવામાં સમર્થ છે એવા આત્માના બાર લક્ષણો છે તે ઉપરથી જ્ઞાની જીજ્ઞાસુએ દેહાદિક વિષે હું તથા મારો એવી રીતે મોહથી થયેલ મિથ્યા ભાવનો ત્યાગ કરવો જોઇએ હે બેટા! (દ્રષ્ટાંત) જેમ પથરામાંથી ધાતુઓને જૂદી કાઢવાના ઉપાયો જાણનારા સોની જેમ અગ્નિમાં તપાવવા વિગેરે ઉપાયો કરીને ખાણનાં પથરાઓમાંથી સોનું કાઢે છે. તેમ વિવેકી મનુષ્ય પણ દેહરૂપી ક્ષેત્રમાંથી આત્મ પ્રાપ્તિના ઉપાયો વડે બ્રહ્મ સ્વરૂપને શોધી કાઢવો. હે શુધ્ધાત્મા!

અજ્ઞાનના બે ભેદ હોઇ શકે એક તો આભવિષય અજ્ઞાન અર્થાત આત્મ સ્વરૂપને ન જાણવું અને બીજું અનાત્મક પદાર્થો એટલે ઘટપટ વિગેરેનું યથાર્થ રીતે જ્ઞાન ન થવું પરંતુ બીજા અજ્ઞાન કરતાં પહેલું જે અજ્ઞાન તે હાનીકારક હોવાથી આત્મ જ્ઞાની પુરૂષોને પોતાનાં કાર્યોમાં બાધ કરતા થાય છે. જેવી રીતે જેમ અંધને રૂપાદિકનું અજ્ઞાન અને કાદવથી ખરડાયેલા મનુષ્યને ધૂળ લગાડવી એ જેમ દૂષણ રૂપ નથી તેમ આત્મ જ્ઞાનથી રહિત મનુષ્યને પણ જન્માદિક અનાત્મિક પદાર્થોનું અજ્ઞાન પણ દૂષણ રૂપ નથી આનંદ સ્વરૂપ આત્માંથી જગતની ઉત્પતિ થાય છે.

એમં શાસ્ત્રમાં કહ્યું છે એમ કહેવું સંભવે નહિ કેમ કે આત્મા સ્વયં પ્રકાશ છે. દ્વૈતથી રહિત છે અસંગ છે ગુણરહિત છે અનંત અને મન વાણીનો અવિષય છે આવો અદ્વૈત આત્મા નાના પ્રકારના વિચીત્ર જગતને કેવા પ્રકારે ઉત્પન્ન કરે? એવી કોઇ શંકા કરે તો હે આત્મા! તેનો ઉતર એજ કે તેને જાણવાને કોઇ સમર્થ નથી માટે પ્રપંચની ઉત્પતિ એ તર્કનો વિષય નથી એ પ્રપંચમાં એક એક વસ્તું પણ હજારો પ્રમાણ વડે જાણી શકાતી નથી તે પ્રપંચ ક્રિયા કરાવે એ મિથ્યા વિતંડાવાદ છે અને પ્રપંચની એક વસ્તુ જાણવાને પણ જયારે મનુષ્ય સમર્થ નથી ત્યારે સર્વ જગતને જાણવાને કયો મનુષ્ય સામર્થવાન્ થઇ શકે એમ છે હે આત્મા જેમને વેદ ઉપર સંપૂર્ણ શ્રધ્ધા છે તેમને તો માયા એજ અખીલ જગતનું ઉપાદાન કારણ છે એમજ સહજ સમજાય છે પરંતુ જેમને શ્રુતિનું જ્ઞાન નથી અને માત્ર તર્ક તથા વાદવિવાદ કરીને પ્રમાણથી તેને જાણવા માગે છે તો તે તેમને યુકિત વડે જગતનું કારણ માયાજ છે આમ દર્શાવવું માયાના કાર્ય રૂપે જગત અને આ સઘળો પ્રપંચ કોઇ તર્કાદિથી

નિરૂપણ થઇ શકતો નથી માટે શાસ્ત્રમાં માયાને અનિર્વચનીય કહેલી છે.

હે નિર્દોષાત્માં લોક વ્યવહારમાં ઇંદ્રજાલની * માયામાં પણ પ્રાકૃત મનુષ્યોને સમજ પડી શકતી નથી તો પછી સર્વશકિતસંપન્ન શ્રી પરમાત્માની માયાને કોણ વર્ણવી શકે અર્થાત્ કોઇ વર્ણવી શકે એમ નથી તેથી હે બેટા! મહાપુરૂષોએ અનિર્વચનીય કહેલી છે અને મહા ગહન એવી માયાથી આ ચરાચર અસત્ય જગત ઉત્પન્ન થયેલું છે જે વસ્તુ બનવાનું કારણ મનુષ્યની બુધ્ધિ બતાવી શકતી નથી. તેજ અજ્ઞાનના મહા ઘોર અંધકારની પાછળ રહેથી સમજણ.

અનિર્વચનીય તેજ માયા કહેવાય છે દ્રષ્ટાંત જેમ રાતને વખતે સૂતેલો કોઇએક મનુષ્યને તેના ઘરમાં મોટો વિશાળ સમુદ્ર અને દિવસે થનાર એવો સૂર્ય દેખાય છે રાત્રે સૂર્ય હોય નહી અને હથાળી જેવડા ઘરમાં સમુદ્ર સમાય નહી તેમ છતાં તે મનુષ્ય બેઉને દેખે છે તેનું શું કારણ?

હે બેટા! તે માયાને લીધેજ દેખે છે કેમકે બીજું કઈ નહી પ્રત્યેક મનુષ્ય આ માયા એમ કહીને તેનો ઉત્તર આપી શકે છે.

માટે માયા અનિર્વચનીય છે અને જેમ સ્વપ્નમાં મનુષ્ય માયા-રચીત અનેક સ્થળ અને અનંત કાળને જોઇ શકે છે તેમ આત્માજ્ઞાન રહિત અજ્ઞાની મૂઢ મનુષ્યો પણ માયાથી ઉત્પન્ન કરેલા આ ચરાચર જગતને સ્વપ્નની ભ્રાંતિમાં દેખે છે પરંતુ તે કંઇ સત્ય નથી.

---

**નોટ:**—વેદાંતનાં સિધ્ધાંત પ્રમાણે બ્રહ્મ જગતનું ઉપાદાન કારણ તથા નિમિત્ત કારણ છે એટલે અભિન્ન નિમિત્તો પાદાન બ્રહ્મ જગતનું કારણ હોઈ શકે (સંશોધક)

શિષ્ય પૂછે છે હે ગુરૂદેવ ! અજ્ઞાનરૂપી અંધારાનો નાશ કરવામાં સૂર્યના સરખાં તેજસ્વી મારા કાનને પરમ આનંદ આપે એવા આપની વાણી મને કહો ? શાસ્ત્રમાં કહ્યું છે કે જો ચિંતામણી પ્રસન્ન થાય તો સંસારના સર્વે સુખો મળે છે જો ઇંદ્રની પ્રસન્તા થાય તો સ્વર્ગનુ સંપૂર્ણ વૈભવ પ્રાપ્ત થાય છે. અને ગુરૂ પ્રસન્ન થાય તો યોગીયોને પણ દુર્લભ એવી ગતિ પ્રાપ્ત થાય છે હે પ્રભો ! ગંગાજળતો કેટલોક સમય સેવા કરવાથી પ્રાણીઓને પવિત્ર કરે છે પરંતુ શાન્તિના દાતો શ્રી સદ્‌ગુરૂના ચરણના દર્શન થતાંજ જીવ પવિત્ર થાય છે આપ કહો છો કે આ જગત ભ્રાંતિ રૂપ છે તો તેનાથી જીવને દુખનો અનુભવ કેમ થાય છે તં આપ કૃપા કરીને કહો.

ગુરૂ બોલ્યા હે શુધ્ધાત્મા ! આ જગત મિથ્યા છે છતાં પણ અજ્ઞાની મનુષ્યને દેહાભિમાનથી દુ:ખરૂપ અનર્થ કરે છે કારણ કે દ્રષ્ટાંત. જેમ એક કઠીયારો એક વખતે વનમાં લાકડા લેવા ગયો હતો તે લાકડા કાપી તેઓનો ભારો બાંધીને એક વૃક્ષ નિચે મૂકી પોતે સૂતો હતો. પરિશ્રમને લીધે થોડા સમયમાં તે નિદ્રાવશ થયો અને તેને સ્વપ્નું આવ્યું તે જાણે કે ઘોડા ઉપર ચઢીને શહેરમાં ફરવા નીકળ્યો હોય તેમ તેને ભાસ્યું પછી તે નિદ્રામાં ને નિંદ્રામાં પગ ઉંચા કરીને ઘોડાને લાત મારવા ગયો કે નીચે ગબડી પડયો એથી તેનો ગોઠણ છોલાઇ ગયો. અહીં ઘોડો પણ ન હતો તેમ સ્વપ્નું પણ મિથ્યા હતું તોપણ તેને નાચે પડવાથી વાગવા રૂપી અનર્થ થયો એમજ આ સંસાર મિથ્યા છે છતાં દુ:ખનો અનુભવ થાય છે કારણ કે સંસાર મિથ્યા છે છતાં પણ અજ્ઞાની મનુષ્યને દેહાભિમાનથી દુ:ખ રૂપી અનર્થ કરે છે. હે આત્મા ! અજ્ઞાની મનુષ્ય મારૂં એમ જાણીને અભિમાન રાખે છે તેને પણ

તેઓ સંપૂર્ણ જાણતા નથી અને તે કેવું નાશવંત છે તથા મિથ્યા છે તેનો પણ લવલેશ વિચાર કરતા નથી અને હું સર્વદા સુખની પ્રાપ્તિ કરૂં અને મને કોઇપણ દિવસ જરી પણ દુઃખ ન થાય એવી બુધ્ધિ કરીને જીવ ગૃહકાર્યમાં પ્રવૃત્ત થાય છે પરંતુ હું કોણ એ મૂર્ખને ખબર હોતી નથી તે પોતે પોતાને ઓળખતો પણ નથી અને ઓળખવાને માટે પણ પ્રયત્ન કરતો નથી માત્ર સુખના શોધને માટે પ્રપંચમાંજ રચ્યો પચ્યો રહે છે હે આત્મા! પૂર્વ જન્મના સારા સંસ્કારો હોય અને તથા ધર્મોના આચરણથી જેની બુધ્ધિ શુધ્ધ થયેલી હોય તેનેજ આત્મ જ્ઞાનની જીજ્ઞાસા થાય છે હે બેટા! જન્મોની પરંપરાએ મનુષ્યને જ્યારે સતસંગ અને સુવિચારણા ચાલુ રહે છે ત્યારે આત્મજ્ઞાની થઇને મોક્ષ મેળવે છે તે વગર બીજી રીતે જીવને સંસારની ઘટમાળના ફેરામાંથી છુટવાનો સાધન છેજ નહિ જે વેળાએ મનુષ્યને આત્મજ્ઞાન થાય છે તે વેળાએ ઉપર જણાવી ગયા તેવી માયા અને તેના સઘળાં પ્રપંચો નાશ પામે છે હે આત્મા! તે મનુષ્ય પરમ શુધ્ધ આત્માને જાણવા સમર્થ થાય છે. આ જગત્ મિથ્યા છે અને બધાં પ્રપંચો માયાએ ઉત્પન્ન કર્યા છે, એમ સમજવું અને આ શબ્દ શાસ્ત્ર પ્રમાણેજ મુખ્ય છે માટે શ્રુતિ સમૃતિ અને શ્રી સદગુરૂના વચનોમાં શ્રદ્ધા-એજ મુમુક્ષોને માટે સુગમ માર્ગ છે આ લૌકિક જગતમાં પણ ઇન્દ્રિય જન્ય જ્ઞાનથી ન સમજાય તેવા અનેકાનેક પદાર્થો તેઓના સંબંધનાં લીધેજ માનવા પડે છે તો પણ અલૌકિક માયાએ રચીત આ જગતમાં અને તેના વિવિધ પ્રપંચોમાં સંબંધ પ્રમાણેજ મુખ્ય ગણાય છે હે આત્મા! આ પ્રમાણે તત્વદ્રષ્ટિએ વિચાર કરી જોતાં શ્રુતિ પ્રમાણથી દ્રષ્ટિ સૃષ્ટિવાદ સિદ્ધ થાય છે વેદવાકય પ્રમાણ શિરોમણી એ મુખ્ય પ્રમાણ છે અને તેના ઉપરની

અનન્ય શ્રદ્ધા એજ આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાનું ઉત્તમોત્તમ સાધન છે હે પવિત્રાત્મા ! આશ્ચર્યના ભંડારરૂપે માયામાં લોકિક રીતે ન ઘટી શકે એવું કાર્ય કરવાનું બલ પોતાની મેળે સિદ્ધ થાય છે બીજા કોઇની પાસેથી તે ન ઘટી શકે એવું આ કાર્ય સામર્થ્ય તેઓ-નામાં નથી અને જ્યાં સુધી મનુષ્યને બ્રહ્મનો સાક્ષાત્કાર ન થાય ત્યાં સુધી માયામાં આશ્ચર્યનું ભાન થાય છે અને બ્રહ્મનો સાક્ષાત્કાર થતાં આશ્ચર્યની નિવૃત્તિ થઇ જાય છે અને તે મિથ્યા સ્વભાવ વાળી માયા એમ જાણીને શાંત થાય છે અને આશ્ચર્યથી રહિત થાય છે માયાના સ્વામી પરમાત્મા સૂત્રાત્મા વિરાટ બ્રહ્મા વિષ્ણુ શંકર સર્વ દેવ યક્ષ રાક્ષસ મનુષ્ય ચાર વર્ણો કીડીથી કુંજર સુધી તથા સ્થાવર જંગમ સર્વમાં પરમાત્મા વ્યાપક છે તેઓને પૂજ્યા હોય તો પોતાના સામર્થ્ય પ્રમાણે ફલદાતા થાય છે પરમાત્મા પોતાની ઉપા-સના કરનારાને તેની ઉપાસના પ્રમાણે ફલ આપે છે. તે પરમાત્માના ઉપાસક જેવી જેવી ઉપાસના કરે છે તેવું તેવું ફલ તે ઉપાસકને અવશ્ય મળે છે પરંતુ પૂજા કરવા યોગ્ય દેવની યોગ્યતા પ્રમાણે અને પૂજાની રીત પ્રમાણે ફલનું ઓછાવત્તાપણું હોય છે. નિયમને અનુસરીને પૂજા કરવા યોગ્ય ઉપાસ્ય દેવ જો સાત્વિક હોય ને પૂજા પણ સાત્વિક હોય. તો તેનું સાત્વિક એટલે ઉત્તમ પ્રકારનું ફળ ઉપાસકને મળે છે. પૂજ્ય દેવ જો રજોગુણી હોય અને પૂજા પણ રાજસ હોય તો તેને મધ્યમ પ્રકારનું ફલ મળે છે. પુજ્યદેવ જો તમોગુણી હોય ને પૂજા પણ તમોગુણી હોય તો તેને કનિષ્ઠ પ્રકારનું ફળ મળે છે. હે બેટા ! આ સંસારિક ફલ સિદ્ધિ ઉપર જણાવેલી રીતે ઉપાસના કરવાથી પ્રાપ્ત થાય છે. અને મોક્ષ તો અદ્વૈત બ્રહ્મના જ્ઞાનથી થાય છે અને જેમ પોતાની જાગ્રતાવસ્થા થયા વિના પોતાને વિષે થયેલું કલ્પિત સ્વપ્નું નાશ પામતું નથી તેમ કલ્પિત સંસારની નિવૃત્તિ રૂપ મોક્ષ તો

બ્રહ્મ સ્વરૂપના અપરોક્ષ જ્ઞાનથીજ થાય છે. બીજા કોઇ પણ ઉપાયોથી સાક્ષાત મોક્ષ લાભ થતો નથી. માટે હે આત્મા! દ્વૈતભાવ દૂર કરી અને અદ્વૈત ભાવ ગ્રહણ કરો.

દોહરોઃ—

દ્વૈત તણા સુવિવેકથી જીવ દ્વૈત દૂર થાય
જીવ દ્વૈત નિવૃત્ત થતાં બ્રહ્મ સ્વરૂપ પમાય

હે નિર્દોષાત્મા! કેટલુંક દ્વૈત માયારૂપ ઉપાધિ વિનાના સમષ્ટિ એટલે પરમાત્માએ ઉપજાવેલું છે અને કેટલુંક દ્વૈત અવિદ્યાના અંશ રૂપે ઉપાધિવાળા વ્યષ્ટિ એટલે જીવોએ ઉપજાવેલું છે તે બન્ને તત્ત્વોને પ્રથક પાડીને નિરૂપણ થશે તે બન્ને પ્રકારના તત્ત્વનું ભિન્ન-પણા વડે જ્ઞાન થવાથી જીવને બંધનને કરનારૂં દ્વૈત કહેવાયું તે જાણવામાં આવશે ને તેથી પરિત્યાગ કરવા યોગ્ય બંધનનું તમને સ્પષ્ટ જ્ઞાન થશે.

હે આત્મા! મનુષ્ય માયાને તો આ જગતનું ઉપાદાન કારણ જાણે અને માયાના સ્વામી જે પરમાત્મા તેને તો માયાના નિયંતા જાણે તે માયાના સ્વામી પરમાત્મા આ જગતને ઉત્પન્ન કરે છે એમ શાસ્ત્રો જણાવે છે. આ જગતની ઉત્પત્તિની પૂર્વે આ સર્વ જગત્ પરમાત્મા રૂપજ હતું. જ્યારે જીવોના કર્મ ફલ દેવાને તત્પર થયા ત્યારે હવે હું આ જગત ઉપજાવું. "એકોહં બહુ શ્યામ'- હું એક રૂપે છું તે બહુ રૂપે વિચરૂં આવો સંકલ્પ કર્યા પછી તેમણે આ સર્વ જગતને સંકલ્પ વડે રચ્યું એમ શાસ્ત્રો કહે છે.

હે બેટા! આ સર્વે એટલે આકાશ, વાયુ, અગ્નિ, જળ, પૃથ્વી, ઔષધી, અન્ન અને શરીરાદિ પદાર્થો તે આ આત્મસ્વરૂપ બ્રહ્મમાંથી

ક્રમપૂર્વક સરજાયાં છે.

હે બેટા! જેવી રીતે અગ્નિમાંથી તણખલા ઉત્પન્ન થાય છે તેવી રીતે પરબ્રહ્મ પરમાત્માથી બહુ પ્રકારના જીવરૂપ અને જડરૂપ પદાર્થો ઉત્પન્ન થાય છે. પૂર્વે જે જગત નામરૂપથી રહિત હતું તે જગત પરમાત્માએ હુમણાં દ્રશ્ય એવા નામ રૂપ વડે પ્રગટ કર્યું તે નામ અને રૂપ વિરાટાદિમાં સ્પષ્ટ જણાય છે તે કેવી રીતે જણાય તે હું તને કહું છું. વિરાટ પુરૂષે મનુષ્ય, ગાયો, ખર, અશ્વ, બકરા તથા કીડી સુધીના સર્વે નાના મોટાં પ્રાણીઓના જોડલાંને પરમાત્માએ ઉત્પન્ન કર્યા વળી જે પરમાત્માની માયા છે તેને જગતને ઉપજાવનારી શકિતની પેઠે જીવને ભ્રાંતિ ઉપજાવનારી શકિત પણ જાણવી. આ ભ્રાંતિ જીવને વશ કરે છે અર્થાત્ તેનાં આત્માનાં સત્ય સ્વરૂપ સચ્ચિદાનંદ સ્વરૂપને ભૂલાવે છે તે ભ્રાંતિ રૂપમોહથી હે આત્મા! જીવને પરતંત્રપણાને પ્રિયની પ્રાપ્તિમાં અને અપ્રયિની નિવૃત્તિ કરવામાં સામર્થ્યતાના અભાવે પામીને સ્થૂલ શરીરમાં ડુબી ગયા જેવા થઇને તે શરીરના સાથે એકપણાની ભ્રાંતિને પામી પોતાને દુઃખી માની ખેદ કરે છે. હે આત્મા! આ પરમાત્માએ રચેલું સર્વે દ્વૈત ટુંકામાં કહ્યું. હવે મનોમય સંસાર જીવના બંધન રૂપ છે માટે તે અંતઃકરણના નિરોધ વડે નિવૃત્તિ થશે અને તેથી યોગનો અભ્યાસ કરવો ઉચિત છે કારણ કે, જ્યાંસુધી બહારના દ્વૈતની નિવૃત્તિ થઇ નહિ હોય ત્યાં-સુધી અદ્વૈત બ્રહ્માનો સાક્ષત્કાર થતો નથી. માટે હે બેટા! અભેદ બ્રહ્મને જાણવાને માટે માત્ર દ્વૈતની નિવૃતિનીજ અપેક્ષા નથી પણ દ્વૈત મિથ્યા છે અને બ્રહ્મ સત્ય છે એવા જ્ઞાનની અપેક્ષા છે. પરમાત્માએ ઉત્પન્ન કરેલું તે દ્વૈત અદ્વૈત બ્રહ્મનાં જ્ઞાનનું બાદ કર-નારૂં ઉલટું અદ્વૈત બ્રહ્મનાં જ્ઞાનને સિદ્ધ કરનારૂં છે વળી પરમા-

ત્માએ જાણે ઉત્પન્ન કરેલું દ્વૈત મનુષ્યથી નિવૃત થઇ શકે તેમ નથી. માટે તે દ્વૈત ભલે રહો તેનો દ્વેષ શા માટે કરવો કારણ કે પરમાત્માએ નિર્માણ કરેલું દ્વૈત બ્રહ્મના સાક્ષાતકારમાં બંધન કરતું નથી પણ ઉલટું દ્વૈત મિથ્યા છે એવું જ્ઞાન થવાથી અદ્વૈતબ્રહ્મજ્ઞાન થવામાં ઉપકાર કરે છે વળી સદગુરૂ અને વેદાંત શાસ્ત્રાદિરૂપ દ્વૈત બ્રહ્મના સાક્ષાત્કારનાં સાધનો છે તેથી જીવે કલ્પેલું દ્વૈત શાસ્ત્રને અનુસરનારૂં અને શાસ્ત્રથી વિપરીત એમ બે પ્રકારનું છે તેમાં શાસ્ત્રનો દ્વૈત જ્યાં સુધી બ્રહ્મનો શાક્ષાત્કાર થાય નહી ત્યાં સુધી મુમુક્ષુએ સ્વીકારવા યોગ્ય છે હે શુધ્ધાત્મા! જીવે કલ્પાયેલું શાસ્ત્રીય દ્વૈત કહ્યું તે આત્માથી અભિન્ન બ્રહ્મનાં વિચારમાં જીવે કરેલું જે શ્રવણાદિક છે તે શાસ્ત્રને અનુસરનારૂ મનોમય જગત છે. તે શાસ્ત્રને અનુસરનારો મનોમયદ્વૈત આત્માથી અભિન્ન બ્રહ્મનો સાક્ષાત્કાર થાય ત્યારે ત્યાગ કરવા યોગ્ય છે. ત્યાંસુધી ત્યાગ કરવા યોગ્ય નથી બ્રહ્મતત્વનો દ્રઢ બોધ થાય ત્યાં સુધી વેદાંત શાસ્ત્રનું શ્રવણ મનન અને નિદિધ્યાસન મુમુક્ષુને કર્તવ્યરૂપે ગણાય છે અને જ્યારે બ્રહ્મનો સાક્ષાત્કાર થયા પછી શાસ્ત્રીય દ્વૈતનો ત્યાગ કરવાનું છે. દ્રષ્ટાંત જેમ પ્રવાસી મનુષ્ય રસોઇ થઇ રહ્યાં પછી જેમ અડધા બળેલા લાકડાંને તજી દે છે તેમ મુમુક્ષુ મનુષ્ય બ્રહ્મને જાણીને શાસ્ત્રોમાં રહેલ્રી આશક્તિનું પણ પરીત્યાગ કરે. પરંતુ બ્રહ્મનું અનુભવ થયા પૂર્વે તેનો ત્યાગ કરવો નહિ. કેમકે બ્રહ્મનો અનુભવ કરવો એજ વેદાંત શાસ્ત્રના અધ્યયનું મુખ્ય પ્રયોજન છે. હવે આ શાસ્ત્રીય દ્વૈત પણ તીવ્ર અને મંદ એવા ભેદથી બે પ્રકારનું છે. તેમાં કામક્રોધાદિ તીવ્ર અશાસ્ત્રીય દ્વૈત છે અને મનોરાજ એ બીજું એટલે મંદ અશાસ્ત્રીય દ્વૈત છે હે આત્મા! જેનું પરીણામ ઉતાવળો થાય તે તીવ્ર દ્વૈત કહેવાય અને જેનું પરીણામ કેટલાક સમય ગયા પછી થાય તે મંદ દ્વૈત

કહેવાય છે કામક્રોધાદિક અશાસ્ત્રીય દ્વૈતનું અપ્રીય પરિણામ ઉતાવળો થાય છે તેથી તેને તીવ્ર દ્વૈત કહેલું છે અને મનમાં અશુભ વિચારો નિરંતર કરવા એ જીવકૃત મંદ અશાસ્ત્રીય દ્વૈત છે અને તેનું અપ્રીય પરિણામ કેટલોક સમય વિત્યા પછી સંભવે છે આ બંને પ્રકારનું અશાસ્ત્રીય દ્વૈત મુમુક્ષોએ આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે આત્મજ્ઞાનની પૂર્વ તજવા યોગ્ય છે. જેથી મનનો નિગ્રહ અને ચિત્તની એકાગ્રતા થાય માટે તે આત્મજ્ઞાનસાધનાર્થે ત્યાગ કરવા યોગ્ય છે આત્માથી અભિન્ન બ્રહ્મનું જ્ઞાન થયા પછી જીવન મુક્તિની દ્રઢ સિદ્ધિ થવા માટે તે બંને પ્રકારનું અશાસ્ત્રીય દ્વૈત જ્ઞાનીએ અવશ્ય તજવા યોગ્ય છે કેમકે કામ ક્રોધાદિ કલેશરૂપ બંધનથી યુક્ત મનુષ્યને જીવન મુક્તિપણું કદીપણ પ્રાપ્ત થતું નથી. હે બેટા ! જે મનુષ્ય આ દેહમાં અકારણ ઉત્પન્ન થયેલા ભયંકર ક્રોધને આત્મ વિચાર વડે સમાવવો તે પુરૂષ સંસારના બંધનમાંથી મુકત થાય છે માટે જ્ઞાનીને જ્ઞાન વડે વિદેહ મુકિત મળે છે એટલે બસ છે અલ્પ સમય રહેનારી જીવન મુકિતનો તમને કયો ઉપભોગ છે ! એમ શંકા થાય તેનું સમાધાન સાંભળ આ જીવનમુકિત મને ભલે ન હો હું તો જન્મનાં અભાવ રૂપ વિદેહ મુકિતએ કૃતાર્થ થઇશ. એમ જો તું કહે તો તને પુનર્જન્મ પણ હોય એમાં તને માનવા પ્રમાણે કાંઇ હાની નથી કેમકે તે માત્ર સ્વર્ગની પ્રાપ્તિથી કૃતાર્થ થઇશ. પરંતુ હે આત્મા ! તત્વજ્ઞાન થયા પછી પણ કામક્રોધાદિકનાં ત્યાગથી આ લોકનાં સુખ ભોગવી શકાશે નહિ એવા ભયથી તમે જીવન મુકિતનાં વિલક્ષણ આનંદને ઇચ્છતા નથી. તો તમે સ્વર્ગનાં સુખની તૃષ્ણાનો ત્યાગ નહિ કરી શકો તો તમને પુનર્જન્મની પ્રાપ્તિ થશે અને વિદેહ મુક્તિ નહિ મળે. હે પવિત્રાત્મા ! જે મનુષ્ય આલોકનાં સુખનો ત્યાગ ન કરી શકે તો તે સ્વર્ગનાં દૈવી સુખનો ત્યાગ કેવી રીતે કરી શકે ? અને વિદેહ મુકિત

પણ કેવી રીતે મેળવી શકે? જો તમને સ્વર્ગના સુખમાં દોષ દર્શન થતું હોય તો તારે આ લોકના સુખમાં પણ અવશ્ય દોષ દર્શન કરવું જોઇએ આ અનુભવ સિદ્ધ છે. અને અતિશય આ બેઉ દોષ વડે સ્વર્ગ તજવા યોગ્ય છે એમ જો તું ના કહે તો પોતે અત્યંત દોષરૂપ કામક્રોધાદિક તજવા યોગ્ય નથી. પરંતુ હે આત્મા! અવશ્ય તજવા યોગ્ય છે કારણ કે, પુણ્ય કર્મનાં સંસ્કારો નિવૃત થવાથી સ્વર્ગમાંથી મનુષ્યનું પતન થાય છે તેથી સ્વર્ગના સુખમાં ક્ષય નામનો દોષ રહેલો છે. અને સ્વર્ગમાં વધારે પુણ્યશાળી દેવોને વધારે સુખ મળે છે એટલે તેમાં એક દેવનાં કરતાં બીજા દેવને વધારે સુખ હોવારૂપી અતિશય નામનો દોષ રહેલો છે. એ અતિશય નામનો દોષ છે એટલે કે થોડા સુખવાળા દેવ અતિશય સુખવાળા દેવને જોઇને તેની ઇર્ષા થાય છે. જો સ્વર્ગનાં દૈવી સુખો ઉપરના બે દોષોને લઇને તજવા યોગ્ય છે તો પછી દોષોથી ભરપૂર એવા કામક્રોધાદિક તજવા યોગ્ય ગણાય એમાં શું આશ્ચર્ય? માટે હે શુદ્ધાત્મા! પરમતત્વને જાણીને કામક્રોધાદિક અવશ્ય ત્યાગ કરવા યોગ્ય છે. કારણ કે પરમતત્વને જાણ્યા પછી જ્ઞાનીમાં પામર પુરૂષ જેવું આચરણ સંભવે નહિ. વિદ્વાન્ મનુષ્યો પ્રારબ્ધ કર્મોનું બહાનું બતાવીને શમ દમાદિરૂપ પ્રયત્નની શિથિલતા રાખીને જીવનમુકિતનાં વિલક્ષણ આનંદના વિરોધી જે કામક્રોધાદિક છે તેને વશ થાવું ઉચીત નથી. મંદ અને મધ્યમ પ્રારબ્ધનો ક્ષય કરવા માટે પ્રયત્નશીલ રહેવું જોઇએ કારણ કે, હે આત્મા! બ્રહ્મનું અદ્વૈત રસ જાણીને જો ઇચ્છામાં આવે તેમ વરતાય તો પછી શ્વાન જેમ અપવિત્ર પદાર્થનું ભક્ષણ કરે છે તેમ બ્રહ્મજ્ઞાનીમાં અને શ્વાનમાં કંઇપણ ભેદ નહિ રહે. માટે હે શુદ્ધાત્મા! ઇચ્છા પ્રમાણે વર્તન દુઃખમાં વૃદ્ધિ કરનારૂં છે. બ્રહ્મજ્ઞાનની પૂર્વે માત્ર કામક્રોધાદિક દોષોથી મનમાં કલેશનો અનુભવ થતો હોય

પછી સર્વે મનુષ્યોની નિંદા સહન કરવી પડે એવી રીતે બ્રહ્મજ્ઞાન થયા પછી ઉલટું વધારે કષ્ટ ભોગવવું પડે છે. એવી સ્થિતિ પ્રાપ્ત થઇ એ જ્ઞાનનો મહિમા ન કહેવાય પણ અજ્ઞાનનોજ મહિમા કહેવાય. આવી કોઇ શંકા કરે તો શું જ્ઞાનીએ આ પ્રમાણે વર્તવું જોઇએ. દ્રષ્ટાંત. જેમ શ્વાન પોતે ઓકીને પાછું જેમ ચાટે છે તેમ બ્રહ્મજ્ઞાનીએ પણ સંસારની માયા તથા વિષયોનાં ભોગ ત્યાગ કરીને પાછા શ્વાનની પેઠે ગ્રહણ કરવા? હે આત્મા! નહીંજ કરવા. શ્વાનવૃત્તિ અંતરથી તથા બહારથી તજી અને ઇશ્વરની પેઠે પૂજાવું, શિષ્ય પૂછે છે હે પ્રભો! જ્ઞાનીઓ આત્મસ્વરૂપ અભય આનંદ પામીને પછી શા માટે માયા ગ્રહણ કરતા હશે?

ગુરૂ બોલ્યા હે પવિત્રાત્મા! જ્યાંસુધી પરિપૂર્ણ અંતરમાંથી રાગ ન ગયો હોય ત્યાંસુધી એમ સમજવું કે હજી જ્ઞાન પરિપૂર્ણ થયું નથી અને જ્યાંસુધી પરિપૂર્ણતામાં જ્ઞાન સમજાયું નથી ત્યાંસુધી જ્ઞાનથી મન પાછો ઉથલીને તૃષ્ણાવાળો મન માયામાં રાગ બાંધે છે. માટે જ્ઞાનીઓએ સર્વ ભોગાદિક પદાર્થોમાં કામક્રોધાદિમાં દોષ દ્રષ્ટી કરવી તે સર્વે કામાદિકના ત્યાગનો સાધન છે આ સર્વનો ત્યાગ કરવાથી મોક્ષ મળે છે. હે આત્મા! સંબંધીઓ તથા વિષયાદિમાં અનિત્યપણું અને પરિતાપાદિ દોષો રહેલા છે. ક્રોધમાં દાહ ઉપજાવાદિક અનેક દોષો રહેલા છે અને લોભ સર્વ પાપનું મૂળ છે રાગ દ્વેષ કામક્રોધાદિક તજવાં એટલુંજ નહી પરંતુ પ્રથમ તો મનથી વીષયોને ત્યાગ કરવાનું છે.

કારણ કે મનોરાજમાં સર્વે દોષોનું કારણ હોવાથી મનથીજ હાની થાય તે માટે મન પણ તજવા યોગ્ય છે વિષયોનું ધ્યાન કરનારા મનુષ્યને તે વિષયોમાં ગાઢ પ્રીતિ ઉપજે છે અને જો તે વિષયોની

પ્રાપ્તિ ન થાય તો ક્રોધની ઉત્પતિ થાય છે. અને એ ક્રોધથી અવિવેક ઉત્પન્ન થાય છે અને તેથી મનુષ્ય કોઇપણ પ્રકારનો પુરૂષાર્થ સિધ્ધ કરવાને શકિતવાન થતો નથી માટે હે બેટા! હવે હું મનના ત્યાગનું સાધન કહું છું. મન અસંપ્રજ્ઞાત સમાધીથી જીતી શકાય છે અસંપ્રજ્ઞાત સમાધી અને સંપ્રજ્ઞાત સમાધી વડે ક્રમથી સારી રીતે સંપાદન કરી શકાય છે. અંતઃકરણને વૃત્તિઓ રહિત રાખવું એ સંપ્રજ્ઞાત સમાધી કહેવાય છે અને અતઃકરણની વૃત્તિઓનો પ્રવાહ ધ્યેયનાં રૂપમાં લય થવું એ અસંપ્રજ્ઞાત સમાધી કહેવાય છે.

હે શુધ્ધાત્મા! ઉત્તમ અધિકારી નીચે જણાવેલા સાધનોથી મનની નિવૃત્તિ કરી શકે છે.

હે બેટા! હવે જેણે પરમતત્ત્વને જાણ્યું છે અને રાગદ્વેષ તથા કામક્રોધાદિક દોષોથી રહિત છે અને જેઓ એકાંતમાં રહેનારા છે એવા મનુષ્યો દીર્ઘ ૐકારનો ઉચ્ચાર કરીને મનોરાજ ઉપર વિજય મેળવી શકાય છે તે છ બાર, કે અઢાર માત્રા સુધી ૐકારનો ઉચ્ચારણ કરવો તે ૐકારનો દીર્ઘોચ્ચાર કહેવાય છે માત્ર એટલે એક લઘુ અક્ષર બોલતાં અથવા ચપટી વગાડતાં જેટલો સમય જાય તેટલા સમયને એક માત્રા કહે છે એકાંતવાસ વડે વાણીને તથા શ્રોત્રને અને નેત્રને અનાયાસે વશ કરી શકાય છે અને એ ત્રણ વશ. થવાથી મન મૂગાં મનુષ્યની પેઠે વૃત્તિ રહિત એટલે શાંત થઈ રહે છે.

હે આત્મા! અંતઃકરણની આ સંકલ્પ રહિત સ્થિતી જે પરમ પુરૂષાર્થ રૂપે છે તેની બહુ પ્રકારથી રહે બહિંદ્રષ્ટીથી એ પ્રતીત થતું દ્રશ્ય નથી એવા જ્ઞાન વડે જો મનથી દ્રસ્યનો નિરાકરણ પ્રાપ્ત કરવાથી ઉત્કૃષ્ટ આનંદરૂપ મોક્ષસુખ ઉત્પન્ન થયું એમ જાણવું.

એકજ અદ્વૈત બ્રહ્મ છે એ બ્રહ્મમાં તેનાથી ભિન્ન બીજું કંઇ પણ દ્રવ્ય છે નહી.

આવા વિચારો વડે બહિર્દ્રષ્ટિએ પ્રતીત થતા દ્રશ્યને બાદ કરવો. તે દ્રશ્યનું નિરાકરણ કરવું કહેવાય છે. અર્થાત્ વાસના રહિત મૌન સ્થિતિ એજ બ્રહ્મનું સ્વરૂપ છે એમ સમજવું. સુખદુઃખનાં અનુભવરૂપ ભોગ દેનારા પ્રારબ્ધ કર્મ વડે બુધ્ધિ કયારેક વિક્ષેપને પામે છે તો પછી વૃત્તિ નિરોધ રૂપ અભ્યાસની દ્રઢતાથી પુનઃ પુનઃ તે બુદ્ધિ ત્યારે એકાગ્ર થઇ જાય છે. જેઓનું અંતઃકરણ સર્વદા વિક્ષેપ રહિત છે તેઓ તો બ્રહ્મસ્વરૂપજ છે એમ વેદાંત શાસ્ત્ર કહે છે. બ્રહ્મવેતા મનુષ્ય વસ્તુતાએ બ્રહ્મથી અભિન્ન છે છતાં વ્યવહારની સિધ્ધિને માટે એ બ્રહ્મસ્વરૂપ થયેલાને બ્રહ્મવેતા કહેવામાં આવે છે.

આ સર્વે વિક્ષેપથી રહિત જીવન મુક્તિની છેલ્લી સમાધિ કહી છે. હે નિર્દોષાત્મા! બ્રહ્મનાં અપરોક્ષ જ્ઞાનને માટે વેદાંત શાસ્ત્રનાં અધિકારી કોને કોને કહે છે તે તું સાંભળ. વેદાંતશાસ્ત્રનાં અધિકારને માટે પ્રથમ અંતઃકરણ શુધ્ધ કરવું જોઇએ. અંતઃકરણમાં ત્રણ દોષો હોય છે. એક તો મલ બીજો વિક્ષેપ અને ત્રીજો આવરણ નિષ્કામ કર્મથી અંતઃકરણનો મલ દૂર થાય છે. ઉપાસનાથી વિક્ષેપ દૂર થાય છે અને જ્ઞાનથી આવરણ દોષ દૂર થાય છે જે મનુષ્યે નિષ્કામ કર્મ તથા ઉપાસનાથી મલ અને વિક્ષેપાદિ દોષો દુર કર્યાં છે તેને પછી એક અજ્ઞાન સ્વરૂપનું આવરણ જેના હ્રદયમાં છે તે ચાર સાધનયુકત મનુષ્ય હોય તે અધિકારી કહેવાય છે. પ્રથમ વિવેક વૈરાગ્ય ષટ સંપતિ અને ચતુરર્થ મુમુક્ષુતા કહેવાય છે. હે બેટા! અવિનાશી આત્મા અચલ જગતને પ્રતિકૂલ છે જ્ઞાન તે વિવેક કહેવાય છે.

જે બધા સાધનોનું મુળ છે આત્મા અવિનાશી છે. નાશ રહિત છે. અચલ તથા ક્રિયા રહિત છે. તેથી જગત આત્માથી પ્રતિકૂલ છે સંસારથી વિપરીત સ્વભાવવાળો જે આત્મા અવિનાશી અને અચલ છે એવું જે જ્ઞાન તેનું નામ વિવેક કહેવાય છે. અને હે આત્મા! પ્રથમ જો વિવેક હોય તો વૈરાગ્ય થાય છે પણ જો વિવેક ન હોય તો વૈરાગ્ય ન થાય અને વૈરાગ્ય એટલે ચૌદ લોકના વૈભવ જેને તુચ્છ છે તેનું નામ વૈરાગ્ય કહેવાય હવે ષટસંપતિ એટલે શમ દમ શ્રધ્ધા સમાધાન ઉપરતિ અને તિતિક્ષા તેમાં શમ એટલે સર્વે વાસનાનો ત્યાગ કરવો. દમ એટલે શબ્દાદિબાહ્ય વિષયોથી ઇંદ્રિયોનો નિગ્રહ કરવો ઉપરતિ એટલે સર્વ પ્રપંચોથી નિવૃતિ તિતિક્ષા એટલે શીતો ઉષ્ણ દ્વદ ધર્મોની સહનશીલતા શ્રધ્ધા એટલે બ્રહ્મનિષ્ઠ શ્રી સદગુરૂના તથા શાસ્ત્રના વાકયો ઉપર શ્રધ્ધા રાખવી અને સમાધાન એટલે સુલક્ષણ જાણવામાં ચિત્તની એકાગ્રતા મોક્ષેચ્છા એટલે સંસારના બંધનથી નિવૃત થવાની ઇચ્છા એનું નામ મોક્ષેચ્છા. હે આત્મા ! એટલું સિધ્ધ થયા પછી અધિકારીને બ્રહ્મજ્ઞાનની જીજ્ઞાસા પ્રાપ્ત થાય છે. એકવાર બ્રહ્મવેતાઓથી અન્ય અધિકારી મનુષ્યને આપેલી બ્રહ્મવિદ્યા અત્યંત દુઃખથી આંસુ સારતી જ્યાં સર્વે બ્રહ્મવેતા બીરાજેલા હતા ત્યાં ગઇ અને અત્યંત પાશ્ચાતાપથી ગદ ગદિત કંઠે તેમને કહેવા લાગી કે, હે બ્રહ્મજ્ઞાની બ્રહ્મવેતાઓ તમો ધનના લોભથી મને વેશ્યાની માફક જેને તેને ન આપો પણ પતિવ્રતા સ્ત્રીની માફક મને સાંભળીને રાખો અને સત્યપાત્ર અધિકારીને આપો. પાત્ર જોયા વગર તમે મારો ગમે તેને વિનિયોગ કરો નહી. ગુણહીન મનુષ્યોને આપતાં તમે કંઇક વિચાર કરો કારણ કે તેઓ મને આગળ ધરીને અનેક અનર્થો કરે છે. મારે નામે ઇંદ્રિયજન્ય સુખમાં તલ્લીન થઇ અને મારે નામે જગતને ધૂતી

ખાય છે. મારે નામે તે દુષ્ટ ચંડાળ લોકો કુલની વધૂઓની લજ્જા લુંટે છે. શ્રધ્ધાવાન ભકતોનું ધન હરી લે છે. ખોટી કીર્તી મેળવવા માટે તેઓ મારૂં ખોટું આડંબર ધારણ કરે છે જેમને મારા માટે શ્રધ્ધા અને જ્ઞાન ન હોય એવા અધમ મનુષ્યોને તમે હું બ્રહ્મ વિદ્યારૂપ વિવિધ ફલને આપનારી અને બ્રહ્માનંદમાં રમણ કરનારી સુંદર કન્યાનું અપાત્રે કન્યાદાન દેતાં અટકો. જે મનુષ્ય ગુણવાનની નિંદા કરનાર છે જેઓ સ્વભાવે કુટીલ છે જેમની ઇંદ્રિયો વશ નથી જેઓ બીજાનો દ્વેષ કરનારા હોય છે નમ્રતા રહિત હોય છે, દુરાચારી હોય છે, ધર્મનો ઢોંગ કરનારા હોય છે, ચંચળ ચિત્તવાળા હોય ઘરમાં આશકતી ધરાવનારા હોય પરમાત્માના ભકતો ન હોય અથવા તો ભકતોનો દ્વેષ કરતા હોય અને જેમને ગુરૂ તથા શાસ્ત્ર વચન ઉપર શ્રધ્ધા ન હોય એવા અધર્મી મનુષ્યોને તમે મને આપો નહી પણ જે મનુષ્ય શ્રધ્ધાળું છે ઇર્ષા રહિત છે સર્વે પ્રાણીઓ ઉપર સમદ્રિષ્ટ રાખનાર છે સર્વે સાથે મિત્રતા કરનાર છે સ્પષ્ટ વૈરાગવાળો હોય પવિત્ર હોય દ્રઢ નિયમ પાળનાર જીતેન્દ્રિય હોય શમ દમા આદીક ગુણોથી યુકત હોય તે મનુષ્યનેજ મારો ઉપદેશ આપો હે બ્રહ્મવેતાઓ તમે મને ગુહ્ય રાખશો અથવા અધિકારીને આપશો તો હું તમને કામ ધેનુની માફક મનવાંચ્છિત ફલને આપતી રહીશ અને જો ગુણ હીન મનુષ્યોને હું બ્રહ્મવિદ્યા આપશો ફલ રહિત લતાની માફક હું વંધ્યા રહીશ અને તમને કંઇ પણ ફલ આપીશ નહી માટે હે બ્રહ્મવેતાઓ! તમે તમારા શિષ્યોના હ્રદયમાં રહેલા અજ્ઞાનને કાઢો તમે વિદ્યાનો મહાન પ્રકાશ પાળનાર ગુરૂઓ છો તમો જન્મ આપનારા પિતાના કરતાં વધારે ઉપકાર કરનારા છો અને જે મનુષ્ય ગુરૂના વચનો ઉપર શ્રદ્ધા રાખે તેનેજ બ્રહ્મવિદ્યા આપવી જોઇએ ધનના લોભને માટે અન્ય અધિકારીને બ્રહ્મવિદ્યા આપનારા ગુરૂઓ

પણ અધમ ગણાય છે માટે હે બ્રહ્મવેતાઓ! તમારે મને અન્ય અધિકારી મનુષ્યને કદી પણ આપવી નહી માટે હે આત્મા! આ વચનાનુસાર અન્ય અધિકારી મનુષ્યને બ્રહ્મવિદ્યા અપાય નહી.

હે બેટા! ઉપનિષદમાં ગુરૂને નિચલી અરણી કહેલી છે અને શિષ્યને ઉપરની અરણી કહેલી છે. અને ઉપદેશરૂપ ધ્યાન મંથન કરવાથી કાષ્ટમાથી બ્રહ્મવિદ્યારૂપી અગ્નિ ઉત્પન્ન થાય છે તે અગ્નિ પરંસુખ આપે છે કુશળ ગુરૂએ શિષ્યને અર્પણ કરેલી અને કુશળ શિષ્યે સંપાદન કરેલી એ બ્રહ્મવિદ્યા અત્યંત પવિત્ર છે તે બ્રહ્મવિદ્યા ગુણના કાર્યરૂપી સંસારને તથા જેમાંથી ઉત્પન્ન થયેલું આ જગત જીવને સંસારમાં જન્મ મરણ કરાવે છે તે ગુણને પણ બાળી નાખીને લાકડા વિનાના અગ્નિની પેઠે પોતે પણ શાંત થઇ જાય છે આ પ્રમાણે કાર્ય કારણ અને વિદ્યાનો અંતરાય ન રહેવાથી જીવ સાક્ષાત પરમાનંદ સ્વરૂપી થઇ જાય છે આત્મા સ્વયં પ્રકાશ જ્ઞાન સ્વરૂપ નિત્ય અને એકજ તથા કર્તા ભોકતાદિ ધર્મો દેહરૂપી ઉપાધીને લીધે આત્માને પ્રાપ્ત થાય છે માટે આત્મા વિના સર્વે વસ્તુ ઉપર વિરકત થઇને આત્મજ્ઞાન સંપાદાન કરવાથી મુકિત મળે છે માટે હે શુદ્ધાત્મા! પ્રથમ તો અંતઃકરણ શુદ્ધિને માટે મલવિક્ષેપ અને આવરણ દોષ દૂર કરવા અને ષટ સંપતિ આદિ સાધનો સિધ્ધ થયા પછી જગતના મિથ્યાત્વનું અને જીવ બ્રહ્મની એકતાનો વિચાર કરવાનું પ્રાપ્ત થાય છે.

હે આત્મા! શાસ્ત્રમાં કહ્યું છે કે નિત્ય નૈમિતિક કર્મથી અંતઃકરણ શુદ્ધ થાય છે અને સંસારને અસાર સમજ્યા પછી રાગદ્વેશ નષ્ટ થયા પછી ભોગાદિકમાં વૈરાગ વૃતિ સિધ્ધ થાય છે પછી જગત તેવા મનુષ્યને કંઇ પણ બાદ કરી શકતું નથી અને તેવો મનુષ્ય પણ

જગતને કંઇ પણ બાદ કરી શકતો નથી હે આત્મા ! આગળ બ્રહ્મ-વિદ્યા માત્ર ગુરૂ ગમ્યજ હતી ત્યારે ગુરૂઓ વિશુધ્ધ સત્વ શીલતાની પરીક્ષા કરી અને વેદાંત શાસ્ત્રનો અધિકાર જેનામાં જણાય તેવા અધિકારીનેજ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરતાં અને હે આત્મા ! અત્યારે તો વેદાંત શાસ્ત્રનો શબ્દ બોધ અત્યંત સુલભ છે કે.

**બ્રહ્મ સત્યજગત્ મિથ્યા જીવો બ્રહ્મહૈમૈવનાપર:**

એ વાકય સર્વ કોઇ વાંચી શકે છે એટલે અત્યારે આવા અધિ-કારી વિચાર અસંભવિત છે જેને લખતાં વાંચતાં અને તર્કોથી ચંચ-ળતા કરી અને અતિ વાચાલ શકિતથી બોલતા આવડતું હોય તેઓ વેદાંત શાસ્ત્રના પરોક્ષ જ્ઞાનથી માને છે કે અમે બ્રહ્મજ્ઞાની છીએ. હે આત્મા ! જ્યાંસુધી પોતે ઉપર કહેવા પ્રમાણે શ્રમ કરીને અધિ-કાર પ્રાપ્ત ન કર્યું હોય ત્યાંસુધી વેદાંત નહિ પરંતુ બેદાંતની વાતો કહેવાય. હે બેટા ! વેદાંત શાસ્ત્રનો ખરેખરો રસ સમજ્યા વિના બ્રહ્મનો અપરોક્ષ જ્ઞાન પ્રાપ્ત થતો નથી અને બ્રહ્મના અપરોક્ષ જ્ઞાન વિના બ્રહ્માનંદનો સાક્ષાત્કાર થતો નથી અને બ્રહ્માનંદના સાક્ષાત્કાર વિના મુકિત નથી. માટે હે આત્મા ! પ્રથમ નિત્ય નૈમિતિક કર્મો કરવા કારણ કે તેથી પાપનો ક્ષય થાય અને પાપનો ક્ષય થવાથી ચિત્ત શુદ્ધ થાય છે અને ચિત્ત શુદ્ધિથી સંસારની માયા તથા વિષયો ઉપર યથાર્થ અર્થાત્ દોષરૂપતા તથા દુ:ખરૂપતા સમજાય છે તેથી વૈરાગ્ય ઉત્પન્ન થાય છે અને વૈરાગ્યથી મુમુક્ષુતા પ્રાપ્ત થાય છે અને તેથી તત્વમસિ મહા વાકયનું અનુભવ પૂર્વક જ્ઞાન અને તેથી અવિ-દ્યાનો નાશ થાય છે અને અવિદ્યાનાશ થવાથી પરંપદની પ્રાપ્તિ થાય છે. હે પવિત્રાત્મા ! હવે હું તને આત્મજ્ઞાનનો અધિકારી જાણીને કહું છું તે તું સાંભળ. હે નિર્દોષાત્મા ! મન અને વાણીનો વિષય

નથી કેમકે જાતિ ગુણ અને ક્રિયાથી યુકત વસ્તુનો જે શબ્દથી બોધ થાય છે. ઘટ એ શબ્દ જેમ ઘટત્વ જાતિવાળા ઘટનોજ બોધ કરે છે અને કાળો ઘડો એમ કહેતાં કાળા રંગ ગુણવાળા ઘડાનો બોધ થાય છે તેમ અમુક ધર્મવાળી વસ્તુનો શબ્દથી બોધ કરાય પરંતુ આત્માનો શબ્દથી બોધ કરી શકાતો નથી. જાતિ આદિક ધર્મોથી આત્મા રહિત છે. મન વાણીનો અવિષય સતચિત આનંદ સ્વરૂપ આત્મા કહેવાય છે. તે હે બેટા! હું તને કહેવાને સમર્થ નથી અને તમો તે જાણવાને માટે પણ સમર્થ નથી. માત્ર ગુરૂજ સાનથી સમજાવશે તેના માટે અનુભવનું ભજન.

ભજન.

રાગ યોગીરેમથાઓ રાજા ભરથરી

જંગલ વસાવ્યો યોગીની કરવા એકાંત વાસજી ટેક.
સગારે સંબંધી સર્વે ત્યાગીઆ ત્યાગ્યો સઘળો સંસારજી-જંગલ
મઢી રે બનાવી અરણ્યમાં કીધા ફળના આહારજી-જંગલ
વૃત્તિ વારીરે વિષય માંયથી છાંડી સઘળી ઉપાધીજી-જંગલ
સર્વે ઇન્દ્રિયોને સંયમી આશન કીધો આત્મા માંયજી-જં.
પ્રાણ અપાનને જોડીને વૃત્તિ કીધી છે સ્થિરજી-જંગલ
ઓહં સોહંના જાપથી અંતર જ્યોત પ્રકાશીજી-જંગલ
સર્વે પ્રપંચો ત્યાગીને તત્વ મસિનો કીધો વિચારજી-જંગલ
જીવ ભાવ ભૂલાઇને વૃત્તિ થઇ સ્વરૂપાકારજી-જંગલ
અનહદ સુખ અંતર લહે વાણી વર્ણીને ન શકેજી-જંગલ
ગુરૂ દેવે કૃપા એવી કિધી સાન કીધી છે સીધીજી-જંગલ
હું ને બ્રહ્મમાં સમીયા કાંઇ નવ રહ્યું બાકીજી-જંગલ

સંપૂર્ણ.

માટે હે આત્મા ! આ વચનાનુસાર ગુરૂ માત્ર જ્ઞાનથી સમજાવી શકશે કારણ કે આ આનંદમયાદિ પાંચ કોશો આત્મા વડે અનુભવમાં આવે છે તે આત્માનો નિર્વાણ કોણ કરી શકે કોઇ ન કરી શકે અનુભવના વિષયથી અનુભવ કરનારને પૃથક માનવા જોઇએ આગળ બીજા અધ્યાયમાં જણાવેલા કોશોનો અનુભવ કરનાર આત્માને પાંચ કોશોથી ભિન્ન માનવો જોઇએ કારણ કે એ આત્મા અનુભવના વિષયરૂપ નથી પણ અનુભવ સ્વરૂપ છે.

હે બેટા ! દ્રષ્ટાંત જેમ બીજા પદાર્થોને પોતાના ગુણનું અર્પણ કરનાર મધુરપણાદિક સ્વભાવવાળા સાકર આદિ પદાર્થોને પોતામાં એ ગુણ સ્વભાવ અર્પણ કરનાર કોઇ બીજા પદાર્થોની અપેક્ષા રહેતી નથી અને તેને બીજાપણું આદી આપનાર પણ નથી જેવી રીતે સાકર ઇત્યાદીક ગળ્યા પદાર્થમાં જે મધુરપણું ઇત્યાદિ છે તે પોતે પોતાના સ્વભાવથીજ છે તેને મધુરપણું આદિ આપનાર બીજા કોઇ પણ પદાર્થની અપેક્ષા રહેતી નથી તેવી રીતે આત્માજ્ઞાન સ્વભાવવાળો હોવાથી તેને બીજાના જ્ઞાનની સહાયની અપેક્ષા રહેતી નથી મધુરતા આદી ગુણ અર્પણ કરનાર બીજા પદાર્થોનાં રહીતપણામાં પણ આ સાકર આદીનું જેમ તે સ્વભાવવાળાપણું છે તેમ આ આત્માનું અનુભવના વિષયરૂપપણું ભલે ન હોય પરંતુ જ્ઞાન સ્વભાવવાળો આત્મા અભાવરૂપ પામતો નથી અર્થાત એ અનુભવરૂપ આત્મા સર્વદા સ્વતઃ સીધ્ધ છે આત્માના સ્વયંપ્રકાશપણા આદિમાં શ્રુતિઓનો પ્રમાણ આપે છે પ્રથમ આત્મા પ્રકાશે છે તેના પ્રકાશ્યા પછી આ સર્વે પ્રકાશે છે અને હે શુધ્ધાત્મા ! તેના પ્રકાશ વડે આ સર્વે પ્રકાશે છે.

હે બેટા ! હવે આત્માનું સ્વયંપ્રકાશપણું જણાવું છું જાગ્રત અવ-

સ્થામાં સૂર્યાદિ બહારની જ્યોતિઓ નેત્રાદિ ઇન્દ્રિયો અને અંતઃકરણરૂપ અંતરની જ્યોતિ એ પદાર્થોની સામગ્રી વિદ્યામાન હોવાથી આત્મા સ્વયંપ્રકાશ છે એમ મનુષ્યથી સ્પષ્ટ સમજી શકાતું નથી અને સુષુપ્તિમાં અજ્ઞાનને તથા સુખને પ્રકાશનારો આત્મા સ્વયંપ્રકાશ છે એમ અનુમાન વડે સૂક્ષ્મ બુધ્ધિવાળાથી સમજી શકાય છે પરંતુ સામાન્ય બુદ્ધિવાળાથી આત્માનું તે સ્વયંપ્રકાશપણું સમજી શકાતું નથી પરંતુ સ્વપ્નાવસ્થામાં સૂર્યાદી જ્યોતીઓ અને નેત્રાદી ઇન્દ્રિયો જે પદાર્થને પ્રકાશનાર છે તેનો અભાવ હોવાથી આવેલા એ પ્રતીતિ થનાર પ્રાંતિભાસક પ્રપંચનો સ્વયંપ્રકાશ છે તેથી આત્માનો સ્વયંપ્રકાશપણું સ્વપ્નાવસ્થામાં મનુષ્યથી સ્પષ્ટ સમજી શકાય છે જે આત્મા સદ્‌ભાવવડે આ સર્વે દ્રષ્યને મનુષ્ય સારી રીતે જાણે છે તે આત્માને કયા કારણ વડે મનુષ્ય અન્ય જડ પદાર્થવડે જાણી શકે માટે અનુભવરૂપ આત્મા બ્રહ્મ છે એમ જણાવ્યું છે અન્નમયાદિ પાંચ કોશો જડ છે તેનો પરિત્યાગ કરવાથી સાક્ષીરૂપ આત્મા અવશેષ રહે છે એમ જણાય છે આત્મા સ્વરૂપ આવા પ્રકારનું નથી અને તેવા પ્રકારનું નથી એમ કહ્યું તેમાં આવા પ્રકારનું અને તેવા પ્રકારનું એ બે શબ્દો આવેલા છે તે બન્ને શબ્દોના અર્થો કહેલા છે જે વસ્તુ ઇન્દ્રિયોના વિષયરૂપ હોય છે તેને આવા પ્રકારની કહેવામાં આવે છે અને જે વસ્તુ ઇન્દ્રિયોનાં અવિષયરૂપી હોય છે તેને તેવા પ્રકારની કહેવામાં આવે છે આ આત્મા ઇન્દ્રિયો આદિ સર્વે દ્રષ્યને પ્રકાશનારો હોવાથી તે ઇન્દ્રિયોના વિષયરૂપ થતો નથી નેત્ર આદિ ઇન્દ્રિયો વડે જણાવનારા આવા પ્રકારનાં એમ કહેવાય છે અને ધર્માદિ પરોક્ષ વિષયો તે તેવા પ્રકારના એમ કહેવાય છે તે ઇન્દ્રિયોના જ્ઞાનના વિષયરૂપ ન હોવાથી તે આવા પ્રકારનો એમ કહેવાતો નથી અને તે પોતાનુંજ સ્વરૂપ હોવાથી તેનું પરોક્ષપણું પણ નથી તેથી

આવા પ્રકારનું એમ પણ કહેવાતું નથી અર્થાત્ તે આત્મા વાણી આદિ ઇન્દ્રિઓનાં વિષયભૂત નથી.

હે આત્મા! આત્મા સ્વયંપ્રકાશ અને સત્યાદિ સ્વરૂપ-વાળો છે તેમ કહે છે. આ આત્મા ઇંદ્રિયજન્ય જ્ઞાનનો વિષય નહિ છતાં પણ પોતાના અનુભવ વડે સિદ્ધ છે. આવો આત્મા સ્વયંપ્રકાશ છે. ત્રણ કાળમાં રહેનાર જેનો જ્ઞાન સ્વભાવ કોઇ પણ સમય લોપ પામતો નથી એવું અને દેશ કાલ તથા વસ્તુના વિભાગ વિનાનું આવું શ્રુતિમાં કહેલું પરબ્રહ્મનું લક્ષણ છે તે આત્મા બ્રહ્મની પેઠે સતચિત અને આનંદ સ્વરૂપ છે.

હે આત્મા! પરમાત્માની માયા એ અનિર્વચનીય છે એટલે કે તે વચનમાં ન આવે તેવી છે.

હે બેટા! વળી અનાદિ શાંત કહે છે એટલે કે પડછાયા જેવી કહે છે. તે માયા પોતે કોઇ કાર્ય કરવા સમર્થ નથી છતાં તે માયા નામની શક્તિમાં ચૈતનના આવાસનો પ્રવેશ થવાથી તે શક્તિ ચૈત-નનાં જેવી જણાય છે. જેમ લોઢાના ગોળામાં અગ્નિ પ્રવેશ થવાથી તે લોઢાનો ગોળો બાળે છે તેમ માયામાં ચૈતનના ધર્મો આવવાથી તે સર્વે પદાર્થોને નિયમમાં રાખવાના બળ વાળી થાય છે જે અધિકારી મનુષ્ય ઉપર કહેલી રીતે પાંચ કોશોથી ભિન્ન આત્માને જાણે છે તે મનુષ્ય પોતે પોતાનાં કલ્પિત જીવભાવ દૂર થવાથી બ્રહ્મજ થાય છે અને બ્રહ્મને જન્મ નથી તેથી તે મનુષ્યને પણ પુનર્જન્મ થતો નથી. 'બ્રહ્મવિદ બ્રહ્મૈ વ ભવતિ' બ્રહ્મને જાણનારા બ્રહ્મજ થાય છે. એ શ્રુતિમાં એમ કહ્યું છે અને ન જાય તે મ્રિયતે વા તે જ્ઞાની જન્મ પામતો નથી અને મરતો નથી.

એ શ્રુતિમાં બ્રહ્મને જાણનાર બ્રહ્મને પામે છે અને તેને જન્મ મરણની પીડા રહેતી નથી એમ વેદાંત શાસ્ત્ર જણાવે છે તેથી ઉપર જણાવેલી વાત શ્રુતિ સિદ્ધ છે. દ્રષ્ટાંત. જેમ કે કર્ણ પોતે કૌંતેય છતાં પણ જેમ તેને ભ્રાંતીથી હું રાધેય છું એમ જાણ્યું હતું તેમ મનુષ્યા દિનેસચ્ચિદાનંદ ઘન બ્રહ્મમાં હું જીવ છું એવી ભ્રાંતિ થઇ છે.

હે બેટા! જેમ સૂર્યનારાયણનાં ઉપદેશથી કર્ણનો રાધેયભાવ દૂર થઇને તેના મનમાં કૌંતેય ભાવ ઉદય પામ્યો હતો તેમજ શ્રુતિ અને બ્રહ્મ નિષ્ઠ શ્રી સદગુરૂના ઉપદેશથી મુમુક્ષુનો જીવ ભાવ દૂર થઇને તેનો અંતઃકરણમાં બ્રહ્મ ભાવનો ઉદય થાય છે અને અન્નમય આદી પાચ કોશોરૂપી ગુફાની અંતર બ્રહ્મ ગુપ્ત રીતે રહેલું છે એમ વેદાંત શાસ્ત્રે જણાગ્યુ છે. એ પાંચ કોશોનો આત્માથી અભિન્ન બ્રહ્મથી વિવેક કરવાથી તે બ્રહ્મ જાણવામાં આવે છે તેથી અન્નમય કોશની અંતર પ્રાણમય કોશ પ્રાણમય કોશના અંતર મનોમય કોશ મનોમય કોશની અંતર વિજ્ઞાનમય કોશ અને વિજ્ઞાનમય કોશની અંતર આનંદમય કોશ છે. એ પાંચ કોશોમાંનાં વિજ્ઞાનમય કોશને કર્તા કહેવામા આવે છે અને આનંદમય કોશને ભોકતા કહેવામાં આવે છે.

હે શુદ્ધાત્મા! તથાપિ નિર્ગુણ એવા પરમાત્મા વિષે જગતનું આરોપણ કરીને તે જગતના નિષેધરૂપ જે અધ્યારોપ અને ભાગ ત્યાગ લક્ષણાવડે પરમાત્માનું સ્વરૂપ હું તમને સમજાવું છું.

હે બેટા! પરમાત્માના સ્વરૂપનું જ્ઞાન ભાગ ત્યાગ લક્ષણા વડે થાય છે તે લક્ષણા ત્રણ પ્રકારની છે. જહત્ લક્ષણા અજહત્ લક્ષણા અને જહતાજહત્ લક્ષણા અથવા ભાગ ત્યાગ લક્ષણા જે લક્ષણાનાં વાચ્યાર્થ

અર્થનો ત્યાગ થઇ તેનાં સંબંધવાળા અર્થનું ગ્રહણ કરવામાં આવે છે તે લક્ષણ જહત્ લક્ષણ કહેવાય છે. જેમ ગંગામાં અમારો નેશ છે એમાં ગંગાપદનો શકયાર્થ ગંગાનો પ્રવાહ તેનો ત્યાગ કરીને પ્રવાહથી સંયોગ શબ્દવાળું જે તીર તેનું ગ્રહણ કરવામાં આવે છે. જે લક્ષણામા વાચ્યાર્થને રાખીને તેનાં સંબધવાળી કોઇ વસ્તુને ગ્રહણ કરવામાં આવે છે તે લક્ષણા આ જહત્ લક્ષણા કહેવાય છે. જેમ રાતો દોડે છે એમાં રાતો એ ગુણ હોવાથી તે એકલો દોડી શકે નહી એટલે તેની સાથે ઘોડો, બળદ કે કુતરો લેવો પડે છે અને તે વાકયનો રાતો ઘોડો, રાતો બળદ કે રાતો કુતરો દોડે છે. આવો અર્થ કરવામાં આવે છે. જે લક્ષણમાં વિરોધી અંશનો ત્યાગ કરીને અવિરોધિ અંશનું ગ્રહણ કરવામાં આવે છે તે લક્ષણાને ભાગ ત્યાગ લક્ષણા અથવા જહતાજહત્ લક્ષણા કહેવામાં આવે છે. જેમ તે આ દેવદત છે. એ વાકયમાંનો તે શબ્દવડે ભૂત કાળ દૂરદેશ અને અમુક પ્રકારની શરીરની સ્થિતિનું ભાન થાય છે. અને આ શબ્દવડે વર્તમાનકાળ સમિપ દેશ અને બીજા પ્રકારની શરીરસ્થિતિનું ભાન થાય છે, અને આ બન્ને પદમાં રહેલાં ભૂતકાળ અને વર્તમાનકાળ દૂરદેશ સમીપ દેશ તથા ગૃહસ્થ સ્થિતિ અને પરમહંસ સ્થિતિનો પરસ્પર વિરોધ છે. તે વિરોધનો ત્યાગ કરીને દેવદતના પીંડનું ગ્રહણ ભાગત્યાગ લક્ષણા વડે થાય છે. જ્યા વાચ્યાર્થ એટલે કે શકયાર્થ સંભવી શકે નહી ત્યાં લક્ષ્યાર્થ ગ્રહણ લક્ષણા વડે કરવામાં આવે છે. તત્વમસિ આદિ મહા વાકયોમાં વાચ્યાર્થ સંભવી શકે નહી તેથી ભાગ ત્યાગલક્ષણા વડે તેના લક્ષ્યાર્થનું ગ્રહણ કરવામાં આવે છે. એ લક્ષણા વડે પરમાત્મામાં રહેલી માયા અને માયાના ધર્મોનો ત્યાગ કરવામાં છે અને જીવમાં રહેલી અવિદ્યાના ધર્મોનો ત્યાગ કરવામાં આવે છે. આવી રીતે માયાનો અને માયાના

ધર્મોનો અને અવિદ્યાનો અને અવિદ્યાનાં ધર્મોનો ત્યાગ કરવાથી ઇશ્વર જીવમાં સચ્ચિદાનંદ આદિ સ્વભાવવાળું જે બ્રહ્મ તે રહે છે અને તેના એકપણાનું જ્ઞાન થાય છે.

હે નિર્દોષાત્મા! બંધિજનો જેમ સુતેલા રાજાને જગાડે છે તેમ શુદ્ધ છતાં અજ્ઞાનરૂપી નિદ્રામાં સુતેલાં પરમાત્માને વેદાંત શાસ્ત્રનાં ભાગ ત્યાગ લક્ષણા અને શાસ્ત્ર વ્યવહાર વડે કરીને. હે બેટા! હું તમને ઉપદેશ કરૂં છું.

હે બેટા! પરમાત્મા જે જગતની ઉત્પતિ પહેલાં વિદ્યમાન હતાં. અંધકારનો નાશ કરી અંધકાર અને તેમાં વિચરનારા પિશાચાદિક નિવૃત્તિ કરીને સૂર્યનારાયણ જેમ સ્વસત્તાથી પ્રકાશે છે તેમજ પરમાત્મા પણ પોતે પોતામાંજ સર્વે પ્રપંચોને લઇ કરીને પૂર્ણ સત્તાથી આદિ કાળમાં પ્રકાશતાં હતા. દિન પ્રતિદિન અંધકાર જેમ સૂર્યનારાયણમાં લય છે તેમજ સત્ય અને આનંદ સ્વરૂપ આત્મામાં આ સઘળું જગત યુગાંતે લય ભાવને પ્રાપ્ત થાય છે. જેમ રાત્રીમા સૂર્યનારાયણને ઢાંકી દઇને અંધકાર સઘળે વ્યાપ્ત થાય છે તેમજ સત્ચિત્ આનંદ સ્વરૂપ આત્માને અવિદ્યા ઢાંકી દઇને આત્માથી વિરૂદ્ધ સ્વભાવવાળું અસત્ય જડ અને દુઃખરૂપ અનાત્મા જગત સૃષ્ટિને આરંભ કાળે પાછું ફરીને ઉત્પન્ન થાય છે.

હે આત્મા! સર્પની ભ્રાંતિ પડતાં પહેલાં દોરીને જેમ સર્પ માનવામાં આવે છે તેમજ આત્મજ્ઞાન વડે આત્માનું અનુભવ થયા પહેલાં દેહાદિકને આત્મારૂપે માનવામાં આવે છે. સર્પ પ્રત્યક્ષ થયા પૂર્વે જેમ દોરી તે દોરીજ હતી તેમજ અનાત્મા જગત પ્રતીત થતા પહેલા આનંદ સ્વરૂપ એકાત્મા તે આત્માજ હતો. આ પ્રમાણે નિર્ગુણ બ્રહ્મરૂપે સ્થિત થઇ રહેલાં પરમાત્માએ સૃષ્ટિની ઉત્પતિ પૂર્વે

એવું વિચાર્યું કે 'એકો હમ્ બહુ સ્યામ' હું એક છું તે બહુરૂપે વિચરૂં. દ્રષ્ટાંત. જેમ શ્રીકૃષ્ણ ભગવાને દ્વારકામાં પ્રવેશ કર્યો હતો. તેમજ આત્માએ મનુષ્યનાં શરીરરૂપી નગરીમાં મૂર્ધા (મસ્તક) દ્વારાએ પ્રવેશ કર્યો. સર્વે મનુષ્યોનાં શરીર દ્વારકાપુરી રૂપે છે કારણ કે પુષ્કરાદિક તથા મથુરા બદ્રિનારાયણ અને પશુ પક્ષી કરતાં મનુષ્ય શરીરમાં પરમાત્મા અધિક નિવાસ કરે છે તેટલા માટે મનુષ્ય શરીર અધિક કહ્યો છે. તેમાં જે જ્ઞાની હોય તે અધિક સુપાત્ર ગણાય છે. માટે હે બેટા! મનુષ્યનો શરીર દ્વારકાપુરી રૂપે છે કારણ કે દ્વારકામાં જેમ સાક્ષાત્ શ્રીકૃષ્ણ ભગવાન બીરાજે છે તેમજ મનુષ્યના શરીરરૂપ દ્વાર વૃત્તિમાં પણ સાક્ષાત્ પરબ્રહ્મ પરમાત્મા બિરાજે છે. શિષ્ય શંકા કરે છે.

હે મહારાજ! શ્રુતિ તથા સ્મૃતિમાં નવ દ્વાર પ્રસિદ્ધ છે પરંતુ મૂર્ધા (મસ્તક) દ્વારા એ હું જાણતો નથી અને આ દેહને દ્વારવૃત્તિ કેમ કહી તથા આપ કહો છો કે જેમ બંદીજનો રાજાને જગાડે છે તેમજ પરમાત્માને ભાગ ત્યાગના લક્ષણા અર્થે જગાડવા બંદીજનો કોને કહેતા તે હે ભગવાન મને આપ કૃપા કરીને કહો.

શ્રી ગુરૂદેવ કહે છે હે શુદ્ધાત્મા! નવરસને જાણનાર તે નટ કહેવાય છે. તાલને અનુસરીને નાચનારા તે નર્તક કહેવાય. પુરાણ વાંચનાર તે સુત કહેવાય. વંશવાળી કુશળ વાંચનારા તે માગધ કહેવાય અને સમયાનુંસાર બોલવામાં કૃશળ તે બંદીજનો કહેવાય છે. હવે હે પવિત્રાત્મા! પરમાત્માએ પોતાને પ્રવેશવા માટે ઉર્ધ્વ દ્વાર (બ્રહ્મરંધ્ર) કર્યું માટે તે દ્વારવૃત્તિ કહે છે. સર્વે ઇન્દ્રિયોથી ભિન્ન છે. યોગી પુરૂષો આ દ્વારથી બ્રહ્મ લોકની પ્રાપ્તિ દ્વારા મુક્તિ મેળવે છે. આ રીતે સર્વોતમ મનુષ્ય દેહમાં પરમાત્માએ તેમાં પ્રવેશ કર્યો તેથી

હે બેટા! આત્મા સર્વનો દ્રષ્ટા છે છતાં હું ને મારૂં આ દેહને સાથે પોતે તદાત્મ્ય અધ્યાસરૂપ શરીરના ભોગને માટે એમ માને છે કે હું સુખી છું, હું દુઃખી છું. હે આત્મા! માયાના આવરણથી આત્મા આ પ્રમાણે પોતાને માને છે પરંતું વસ્તુતાએ તો તે દેશ કાલ અને વસ્તુ પરિચ્છેદથી રહિત છે છતાં આત્મામાં મનમાં ધર્મો કામ, સંકલ્પ, શ્રધ્ધા, અશ્રધ્ધા, અધિરતા, લજ્જા, જ્ઞાન, ભય ઇત્યાદિકને મનના ધર્મો કહેવાય છે. એ ધર્મોને પોતાના માનીને આત્મા તપાયમાન થાય છે. અસંગ નિર્ગુણ દેશ કાલને વસ્તુ પરિચ્છેદથી રહિત પરમાત્મા આનંદઘન સ્વરૂપ છે તથાપિ પોતાના સ્વરૂપને ભૂલી જઇ મનના ધર્મોથી દુઃખી થાય છે. આકાશાદિક પંચભૂત અને પંચભૂતના કાર્યરૂપ પ્રપંચમાં પડી આ વસ્તુ સારી છે અને આ વસ્તુ નરસી છે તેમજ પોતાને સુખ દુઃખ માની લઇ અને હર્ષ શોક પામે છે અને તે ભેદ દ્રષ્ટિના જ્ઞાનથી તેને જન્મ મરણના ફેરામાં ફરવાનું પ્રાપ્ત થાય છે. માટે હે નિર્દોષાત્મા! તત્વવેતા પુરૂષોના મત પ્રમાણે આત્માને અવિષય માનેલો છે. અવિવેકી મનુષ્ય બુધ્ધિઆદિક ને આત્મા માને છે અને ઘટની માફક તેમનાં મત પ્રમાણે આત્મા પણ વિષય ગણાય છે. પરંતુ હે બેટા! ઉપનિષદમાં કહ્યું છે કે વાણીનો અવિષય એવા આત્માનું જેઓ કથન કરે છે તેઓ ખરેખર આશ્ચર્યજનક છે. ઇન્દ્રિયોનો અવિષય એવા આત્માનું જેઓ શ્રવણ કરે છે તેમને પણ આશ્ચર્યરૂપજ જાણવા. હે બેટા! મન વાણીનો અવિષય એવા પરમાત્માના સ્વરૂપ આત્માનો કથન કરવાને હું સમર્થ નથી પરંતુ દિગ્દર્શન માત્રથી આત્માનો ઉપદેશ હું તમને કરૂં છું. તે હે આત્મા! હવે યુકિતઓ વડે અને વેદાંત વાકયોથી તમારી સુબુધ્ધિએ કરીને તેનું શ્રવણ મનન અને નિધ્યાસન કરીને જાણી લેજો. દ્રષ્ટાંત. જેમ અમુક દેશમાં જવાને ઇચ્છ-

નારા મનુષ્યને જેમ દેશ બતાવવામાં આવ્યા પછી તે જેમ પોતાની અકકલ હુશિયારીથી તે સ્થળે જાય છે તેમ. હે શુધ્ધાત્મા! હું પણ તમને આત્માને જાણવાની દિશા માત્ર બતાવું છું. માટે હે બેટા! હવે તમો તમારી સદબુધ્ધિથી તેને પ્રાપ્ત કરી લેજો. શ્રી રામચંદ્ર-જીને શ્રી વસિષ્ઠ ભગવાને કહ્યું છે કે ચારે સાધન સંપન્ન મુમુક્ષુએ શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ શ્રી સદગુરૂની પાસે જઇ વેદાંત શાસ્ત્રનું શ્રવણ કરવું એવી શ્રુતિની આજ્ઞા છે એ આજ્ઞા પરિપાલનને માટે ગુરૂ શિષ્યને ઉપદેશ કરે છે છતાં આત્માનું સાક્ષાત્કારમાં તો શિષ્યની સુબુદ્ધિજ કેવળ કારણ છે અને હે બેટા! અશુધ્ધ બુધ્ધિવાળા મનુ-ષ્યને બ્રહ્મજ્ઞાનના ઉપદેશથી પણ આત્માનો અપરોક્ષ સાક્ષાત્કાર થતો નથી માટે હે આત્મા! બ્રહ્મ નિષ્ઠ શ્રી સદગુરૂની પાસે ચાર સાધન સંપન્ન થઇને જાવું અને હે બેટા! મૃત્યુ લોકમાં પરમેશ્વર સ્વરૂપના દ્રઢ અપરોક્ષ જ્ઞાનદ્વારાએ જીવન મુક્તિ સુખનો અનુભવ કરીને વિદેહ મુક્ત થવું હે શુદ્ધાત્મા! આગળ કહેવા પ્રમાણે ચાર સાધન સંપન્ન થઈને પછી વૈરાગ્યને સંપાદન કરવો હે પવિત્રાત્મા! વૈરાગ્ય રહિત મનુષ્યથી પરમાત્માને જાણવાને યોગ્ય થવાતું નથી માત્ર વૈરાગ્યવાન જિજ્ઞાસુ મનુષ્યને તે જાણવા યોગ્ય થાય છે માટે હે બેટા! આત્માના સાક્ષાત્કાર માટે પ્રથમ તમે પણ વૈરાગ્યને સંપાદન કરો.

શિષ્ય વિનંતી કરીને કહે છે હે પ્રભો! વૈરાગ્ય પામવાનો શું સાધક કે જેણે કરીને હું તેને સંપાદન કરૂં તે આપ કૃપા કરીને કહો.

ગુરૂ બોલ્યા. હે નિર્દોષાત્મા! વૈરાગ્ય એટલે કે જ્યાં સુધી આ પંચ ભૂતનો દેવ છે ત્યાં સુધી પાંચ મહાભૂતનો ત્યાગ કરી શકાય નહી પરંતુ હે બેટા! વૈરાગ્ય એટલે સર્વમાંથી રાગ વગરની વૃતિ

કરવી અને જે સુખના સાધનરૂપ ગુણના સર્વ વિષયાદિકમાં દોષોને જોવા એટલે એની મેળે વૈરાગ્યની ઉત્પતિ થશે અને હે આત્મા! સંસારને દોષ દ્રષ્ટિએ જોવું તેજ વૈરાગ્યનું કારણ છે માટે હે આત્મા! તમે પણ વૈરાગ્યને સંપાદાન કરો.

શિષ્ય વિનંતી કરીને બે હાથ જોડીને કહે છે હે પ્રભો! આપ મને સંન્યાસ અને સંન્યાસીના ધર્મો અને તેનાં ફળનો બોધ કરનારી શ્રુતિઓના અર્થને સમજાવવા કૃપા કરો તો હે મહારાજ! બહુ સારૂં કારણ કે આપ દાસ જનોનું હીત કરનારા છો.

ગુરૂ બોલ્યા હે નિર્દોષાત્મા! શ્રુતિમાં કહ્યું છે કે વિવેકાદિક સાધન ચતુષ્ટય યુક્ત મનુષ્યો આત્મ સાક્ષાત્કાર પ્રાપ્તિ માટે સર્વે કર્મોનો ત્યાગ કરીને સન્યાસ લેવો પછી વેદાન્ત શાસ્ત્રનો શ્રવણ મનન અને નિદિધ્યાસન વડે સર્વદા એક વેદાંત શાસ્ત્રના અર્થનોજ માત્ર વિચાર કર્યાજ કરવો આવા સંન્યાસથી અને વેદાંત શાસ્ત્રના વિચારથી જેને અદ્વૈત આનંદ સ્વરૂપ આત્માનો સાક્ષાત્કાર થયો છે તે મનુષ્ય જન્મ મરણરૂપી સંસારના દુઃખમાંથી મુકત થઇને મોક્ષને પામે છે સાધન સંપતિપૂર્વક સર્વ કર્મોનો ત્યાગ તે સંન્યાસ સર્વદા વેદાન્ત શાસ્ત્રનો વિચાર કરવો તે સન્યાસીનો ધર્મ અને જન્મ મરણાદિક અનર્થની નિવૃત્તિ થતાં બ્રહ્મ ભાવની પ્રાપ્તિ તે સંન્યાસનું ફળ કહેવાય છે.

હે પવિત્રાત્મા! શ્રુતિમાં સંન્યાસીના બે પ્રકારો કહેલાં છે. એક ક્રમાનુસાર સંન્યાસ એટલે કે બ્રહ્મચારી ગૃહસ્થ અને વાનપ્રસ્થ આશ્રમો ભોગવ્યા પછી લેવાતો જે સંન્યાસ તે અને બીજો તીવ્ર સંન્યાસ એટલે કે જ્યારે વિષયો ઉપર ઉત્કટ વૈરાગ્ય ઉત્પન્ન થાય ત્યારે લેવાનો સંન્યાસ તે હે શુદ્ધાત્મા! હવે બ્રહ્મ જ્ઞાનની પ્રાપ્તિ

માટે સર્વ ધર્મોનો ત્યાગ કરીને સંન્યાસ લેવો તે વિવિદિષા સંન્યાસ કહેવાય છે અને આત્મા સાક્ષાત્કારની પ્રાપ્તિ પછી જીવન મુકિતના સુખને માટે સર્વ કર્મોનો ત્યાગ કરવો તે વિદ્વત્ સંન્યાસ કહે છે.

હે પવિત્રાત્મા ! હવે વૈદિક સંન્યાસીઓ જેવા કે બહારથી સન્યાસી ચિન્હ ધારણ ન કરેલાં થતાં ગૃહ ત્યાગ ન કરેલાંઓનો ક્રમ યોગ કહું છુ તે સાંભળ બ્રહ્મચારી ગૃહસ્થ વાનપ્રસ્થ અને સંન્યસ્ત જુદા જુદા ચારે આશ્રમો ગૃહસ્થાશ્રમથી પેદા થયેલા છે યથા શાસ્ત્ર ક્રમ પૂર્વક સેવાયલા એ ચારે આશ્રમોનો સેવન કરનારાને પરમ ગતિ પ્રાપ્ત કરાવે છે વેદ અને સ્મૃતિની વિધિદ્વારા એ સર્વ આશ્રમોમાં ગ્રહસ્થાશ્રમ શ્રેષ્ઠ કહેવાય છે કારણ કે ગૃહસ્થાશ્રમી મનુષ્યો ત્રણે આશ્રમોનું પોષણ કરે છે એ ચારે આશ્રમવાળા મનુષ્યોએ હંમેશાં દશ લક્ષણવાળા ધર્મનું પ્રયત્ન પૂર્વક સેવન કરવું, ચોરી ન કરવી, શુદ્ધ રહેવું ઇન્દ્રિયોનો નિરોધ કરવો, શાસ્ત્રનું જ્ઞાન મેળવવું, આત્મજ્ઞાન મેળવવું, સત્ય બોલવું, ક્રોધ ન કરવો, ધૈર્ય રાખવી, બીજાની કરેલી બુરાઇ સહન કરવી, મનનું દમન કરવું, સદા પરોપકાર કરવો આ પ્રકારે દશ લક્ષણ ધર્મના છે.

હે બેટા ! જે મનુષ્ય ધર્મના દશ લક્ષણોને સારી રીતે જાણે છે અને જાણીને તે પછી તે પ્રમાણે વર્તે છે તે પરમાત્માની ગતિને પામે છે.

શિષ્ય પૂછે છે હે મહારાજ ! જેનાથી કામ ક્રોધાદિને વશ ન કરી શકાય તેણે શું ઉપાય કરવું, ઘણીવાર મનુષ્યોનો સ્વભાવજ એવો બંધાઇ ગયેલો હોય છે તે સહજ સહજમાં કામ ક્રોધાદિકને વશ થઇ જાય છે.

ગુરૂ કહે છે હે નિર્દોષાત્મા ! તમને ધન્ય છે તમે પ્રશ્નો બહુ

સારા કરો છો હે બેટા ! ઘણાઓથી કામ ક્રોધાદિકને વશ કરી શકાતાં નથી પરંતુ હે. આત્મા ! જે મનુષ્ય પોતાના તે દોષોને સમજે છે તે ધીરે ધીરે સત્સંગથી અને શ્રદ્ધાપૂર્વક શ્રી સદગુરૂના મુખથી વેદાંત શાસ્ત્રનો શ્રવણ કરવાથી ઘણે કાળે પણ કામ ક્રોધાદિકને વશ કરી શકે છે હે બેટા ! જેમ શરદ ઋતુ જળની મલીનતાને દૂર કરે છે તેમજ સત્સંગ અને વેદાંત શાસ્ત્રના વિચારોથી ધીરે ધીરે કામ ક્રોધાદિકનો નાશ થાય છે.

દ્રષ્ટાંતઃ—

હે આત્મા ! જેમ કોઇ નઠારો ઘોડો પણ વારંવાર કુદી નાખવાથી અને સારા ઘોડાઓની સોબતમાં રાખવાથી જેમ સુધરે તે તેમજ હે બેટા ! ચીરકાળ સુધી સંતસમાગમ ચાલુ રહેતો મનુષ્યનું મન પણ તેના દુર્ગુણોને તજી દઇને સદગુણો તરફ વળે છે.

માટે હે પવિત્રાત્મા ! સત્સંગનો મહિમા ઘણો મોટો છે જેમ પારસમણીના સંગથી લોઢું હોય તે પણ સુવર્ણ થાય છે અને જેમ ગંગાના સંગથી મલીન જળ પણ પવિત્ર થઇ જાય છે અને શ્રી શંકર ભગવાનની જળાધારીમાં પુરાય છે તથા મહાત્માઓથી તેનું આચમન કરાય છે.

તેમજ હે બેટા ! સત્સંગથી કામ ક્રોધાદિકનો વિજયથી મોક્ષ મેળવી શકાય છે પરંતુ હે આત્મા ! દેહાભિમાની મનુષ્યથી કદી પણ સત્સંગ થઇ શકતો નથી માટે અભિમાનનો ત્યાગ કરવો અને જ્યારે વિષયોમાંથી ઉત્કટ વૈરાગ્ય થાય અને આત્મજ્ઞાનની ઇચ્છા થાય ત્યારે મનુષ્યને સન્યાસ લેવો એવું વેદાન્ત શાસ્ત્રમાં સન્યાસ લેવાનું કહેલું છે.

હે બેટા ! હવે વૈરાગ્ય બોધ અને ઉપરતિ ભિન્ન છે હે બેટા ! વૈરાગ્યનું કારણ તેનું સ્વરૂપ તેનું ફલ આ ત્રણેનો હેતુ (કારણ) સ્વરૂપ

તેનું ફલ તે હું તમને કહું છું તે તમો શ્રવણ કરો.

હે બેટા ! વિષયોમાં દોષ દર્શન વિષયોને ત્યાગ કરવાની ઇચ્છા અને વિષયો ઉપભોગમાં દીનતાથી રહિતપણું આ ત્રણ વૈરાગ્યના અસાધારણ કારણાદિક છે.

હે બેટા ! વિષયોમાં રહેલાં દોષો જો વૈરાગ્ય ઉત્પન્ન થવાનું કારણ છે વિષયોનો ત્યાગ કરવાની શુધ્ધ ભાવવાળી ઇચ્છા એ વૈરાગ્યનું સ્વરૂપ છે અને પછી વિષયો ઉપભોગમાં મનની દિનતાથી રહીતપણું એ વૈરાગ્યનું ફલ છે હવે હે પવિત્રાત્મા ! આત્મજ્ઞાનનાં કારણાદિ ત્રણ છે વેદાંત શાસ્ત્રનું શ્રવણ મનન અને નિદિધ્યાસન એ આત્મજ્ઞાનનું કારણ છે.

હે બેટા ! આત્મા સત્ય છે અને તેનાથી ભિન્ન અન્ય સર્વે જડ અસત્ય છે એવું જડ ચેતનનું પૃથકકરણ એ જ્ઞાનનું સ્વરૂપ છે અને પછી અહંકારથી માનીને શરીર પર્યંતના સર્વે જડ પદાર્થની સાથે અંગને અવીકારી આત્માના એકપણાની બ્રાંતીનો ઉદય થવો એ આત્મજ્ઞાનનો ફળ છે.

હવે હે બેટા ! ઉપરતિનું કારણ તેનું સ્વરૂપ તથાં તેનું ફળ કહું છું યમ નિયમ આસન પ્રાણાયામ પ્રત્યાહાર ધારણા ધ્યાન અને સમાધી એ ઉપરતિનું એટલે અંતઃકરણની વિસ્મૃતિનાં સાધનો છે બુધ્ધિની વૃતીનો નિરોધ એટલે સંપ્રજ્ઞાન યોગ એ ઉપરતિનું સ્વરૂપ છે અને સ્થૂલ સૂક્ષ્મ વહેવારનો સારી રીતે બોધ એ ઉપરતિનું ફળ છે. અને હે આત્મા ! શાક્ષાત મોક્ષ આપનારો હોવાથી તત્વ બોધ અંતર આત્માથી અભિન્ન બ્રહ્મનું જ્ઞાન એ ત્રણમાં મુખ્ય છે. વૈરાગ્ય અને ઉપરતિ આ બેઉ આત્મજ્ઞાનને ઉપકાર કરનારા છે તેથી ગૌણ

છે. આત્મજ્ઞાન વિના મોક્ષ લાભ થતો નથી.

હે બેટા! વૈરાગ્ય બોધ અને ઉપરતિ એ તપનાં ફલ રૂપે છે કોઇ મનુષ્યનાં હ્રુદયમાં સાથે રહે છે અને કોઇ મનુષ્યનાં હ્રુદયમાં પાપ સંસ્કાર વડે કરીને કયારેક તેમાંનું કોઇ એક પ્રતીબંધ પામે છે. પણ જો વૈરાગ્ય જ્ઞાન અને ઉપરતિ એ ત્રણ જો કોઈ મનુષ્યનાં હ્રુદયમાં અત્યંત પરિપાકને પામ્યા હોય તો તે મનુષ્યનાં શુભ વિચારરૂપને શુભ કર્મરૂપ મોટા તપનું ફલ છે કોઇ જીજ્ઞાસુમાં વૈરાગ્ય અને ઉપરતિ હોય પણ જો તેનામાં આત્મજ્ઞાન પ્રતીબંધ પામેલ હોય તો તેનું શું ફલ થાય છે તે હું કહું છું.

હે બેટા! જે મનુષ્યમાં વૈરાગ્ય અને મનની શાંતી એ બેઉ પરિપૂર્ણ હોય પણ જો આત્મજ્ઞાન પ્રતીબંધ પામેલું હોય તો તે મનુષ્યને મુક્તિની પ્રાપ્તિ થતી નથી. કિંતુ વૈરાગ્ય અને ઉપરતિરૂપ તપનાં સામર્થ્યથી તેને સ્વર્ગાદિક પવિત્ર લોકોની પ્રાપ્તિ થાય છે અને હે બેટા! જેને આત્મજ્ઞાન પ્રાપ્ત થયું હોય પણ જેનાં હ્રુદયમાં વૈરાગ્ય અને શાંતિ જોઇએ તેટલા પ્રમાણમાં ન હોય તો તેનું શું ફલ થાય છે તે જણાવું છું.

હે બેટા! તે મનુષ્યને વિદેહ મુકિત અવશ્ય મળે છે એમાં સંશય નથી પરંતુ તેમનાં આ લોકનાં દુઃખના અનુભવની નિવૃત્તિ થતી નથી અર્થાત તેમને જીવનમુકિતનાં આનંદનો લાભ મળતો નથી.

હે બેટા! વૈરાગ્ય જ્ઞાન અને ઉપરતિની સીમા કહું છું બ્રહ્મલોક સુધી તણખલાનાં જેવા તુચ્છ જણાય તે વૈરાગ્યની સીમા કહેવાય છે અને અજ્ઞાનીઓને સ્થૂલ દેહમાં રહેલી આત્મા ભાવનાની પેઠે પોતાનાં સ્વરૂપમાં બ્રહ્મપણાની ભાવનાનું દ્રઢપણું થાય ત્યારે આત્મજ્ઞાન પરિપૂર્ણ થાય છે તથા સુષુપ્તિમાં જેવી જગતની વિસ્મૃતિ છે તેવી જાગ્ર-

તમાં જગતની વિસ્મૃત્તિ થાય તે ઉપરતિની સીમા ગણાય છે.

હે પવિત્રાત્મા ! એ ત્રણેની અવિદ્યામાં જેટલી જેટલી ન્યૂનતા હોય તેટલું તેટલું ત્રણેનું ન્યુનપણું સમજવું માટે હે નિર્દોષાત્મા ! શ્રી સદ્દગુરૂનાં મુખે સાંભળેલા બ્રહ્મનાં સ્વરૂપનું જે જ્ઞાન તેને પવિત્ર તથા એકાંત સ્થળમાં બેસીને હૃદયમાં ધ્યાન કરવું અને પોતાની બુધ્ધિનું શબ્દાદિક સર્વે વિષયોથી રક્ષણ કરનાર મૂમુક્ષુ તે બ્રહ્મને પરોક્ષ રીતેથી અપરોક્ષ રીતે જાણીને પોતાના ચિતને રોકીને બ્રહ્માકારવૃતીઓનો પ્રવાહ ચલાવે અને ઘણા શબ્દોને બોલે નહી અને ઘણા ધ્યેયનું ધ્યાન પણ કરે નહી કેમ કે બહુ શબ્દ બોલવાથી મનને ક્લેશ થાય છે અને ઘણા ધ્યેયનું ધ્યાન કરવાથી દ્રૌપદીજીવાળી વલે થાય છે.

દ્રષ્ટાંત:—

જ્યારે દ્રૌપદીજીનાં ભરી સભામાં દુશાશને ચીર ખેંચ્યા ત્યારે દ્રૌપદીજી પરમાત્માને પોતાનાં રક્ષણ માટે સ્મરણ કરી બોલાવ્યા.

હે શ્રીકૃષ્ણ ભગવાન ! પધારો ત્યારે પરમાત્મા મથુરામાં જઇને શ્રીકૃષ્ણનું સ્વરૂપ ધારણ કરે છે એટલામાં તો દ્રૌપદીજી મૂંઝાઇને કહે છે હે રણછોડરાય ! પધારો એટલે પરમાત્મા દ્વારકામાં જઇને શ્રી રણછોડરાયનું સ્વરૂપ ધારણ કરે છે એટલામાં દ્રૌપદીજી મુંઝાઇને કહે છે હે શ્રી રામચંદ્રજી ! પધારો ત્યારે પરમાત્મા અયોધ્યામાં જઇને શ્રી રામચંદ્રજીનું સ્વરૂપ ધારણ કરે છે એટલમાં દ્રૌપદીજી મુંઝાઇને કહે છે કે હે અંતર્યામી ! પધારો ત્યારે પરમાત્મા અંતરમાંહ્યથી તુરત પ્રગટ થયા છે. તેમજ હે નિર્દોષાત્મા ! પરમાત્માનાં અનેક નામો ભજવાથી દ્રૌપદીજી વાળી વલે થાય છે. અને જો એકાગ્ર વૃત્તિથી અનન્ય ભાવ રાખીને પરમાત્માનું ચિંતવન કરાય તો આત્માનું

સાક્ષાત્કાર થાય છે અને હે બેટા! ઘણા શબ્દોનું ઉચ્ચાર કરવાથી વાણીને શ્રમ લાગે છે.

હે બેટા! હવે અન્નમય આદિ પંચ કોષનાં નામો અને તે કોષો વડે આચ્છાદિત પામેલો જીવ સંસારમાં ભ્રમણ કરે છે. અન્નમય પ્રાણમય મનોમય વિજ્ઞાનમય અને આનંદમય એ નામનાં તે પાંચ કોષો છે. તે પાંચ કોષો વડે ઢંકાયેલો પોતાનો આત્મા પોતાનાં સ્વ-રૂપની વિસ્મૃતિ વડે ઉંચી નીચી યોનિને પ્રાપ્તરૂપે અથવા જન્મ મરણની પરંપરા રૂપે સંસારમાં ભ્રમણ કરે છે. જેમ કરોળીઓ પોતાનાં મુખમાંથી તાંતણો કાઢીને તેમાં પોતે બંધન પામી દુઃખનો અનુભવ કરે છે. તેમજ જીવપણ અન્નમય આદિ પંચ કોષોથી ઢંકા-ઇને એટલે તેમાં આત્મપણાની ભ્રાંતિ કરીને પોતાના અખંડાનંદ સ્વરૂપનું વિસ્મરણ કરીને સંસારમાં ભ્રમણ કરે છે.

હે આત્મા! જે પિતાએ તથા માતાએ ખાધેલાં અન્નનાં પરિ-ણામ રૂપ શુક્રથી ઉત્પન્ન થયેલો છે અને જે કોઇપણ પ્રકારના અન્ન વડે વધે છે તે સ્થૂલ દેહ અન્નમય દોષ છે તે અન્નમય કોષ આત્મા નથી આત્મા ચૈતન્ય સ્વરૂપવાળો અને નિત્ય છે અને સ્થૂલ શરીર જડ સ્વભાવવાળું અને અનિત્ય છે માટે તે આત્મા નથી જે વાયુ સ્થૂલ શરીરમાં સર્વત્ર વ્યાપીને રહેલો છે અને જે વ્યાનરૂપથી બલ આપતો જ્ઞાનેંદ્રિયોની કર્મેંદ્રિયોની પ્રવૃત્તિ કરાવે છે. તે પ્રાણમય કોષ છે. આ પ્રાણમય કોષ જ્ઞાન સ્વભાવથી રહિત હોવાથી આત્મા નથી. આ કોષમાં પ્રાણ મુખ્ય હોવાથી આ કોષનું નામ પ્રાણમય કોષ છે જે મનોમય કોષ સ્થૂલ શરીરમાં અહંતા અને પોતાનાં માનેલા ઘર આદિમાં મમતા કરે છે તે કામ ક્રોધથી ભ્રાંતિ પામે છે તે મનોમય કોષ આત્મા નથી મન અને પાંચ જ્ઞાનેંદ્રિયો મળીને

મનોમય કોષ થાય છે. એમાં મન પ્રધાન હોવાથી તેને મનોમય કોષ કહેવાય છે અને કામ ક્રોધાદિ વિકાર પામનારો હોવાથી સ્થિર રૂપે રહેનારો નથી અને બુદ્ધિ અને પાંચ જ્ઞાનેંદ્રિયો મળીને વિજ્ઞામય કોષ થાય છે આ કોષમાં વિજ્ઞાન એટલે બુદ્ધિ પ્રધાનપણું હોવાથી આ કોષને વિજ્ઞાનમય કોષ કહ્યો છે. બુદ્ધિ નિર્મળ હોવાંથી તેમાં ચેતનનું સંક્રમણ થાય છે તેથી તેને ચૈતનનાં આભાસવાળી કહી છે સુષુપ્તિ અવસ્થામાં પોતાનાં કારણ અજ્ઞાનનાં અંશ મલીન થાય છે અને મનુષ્યને જાગ્રતમાં કર્મો ફલ દેવાને તત્પર થાય ત્યારે તે આખા શરીરમાં વ્યાપીને રહે છે અને વિજ્ઞાનમય શબ્દ વડે કહેવાતી બુદ્ધિ અને મન આ મન અને બુધ્ધિ એ બન્ને અંતઃકરણ રૂપ છતાં તે બન્નેને પૃથક શા માટે કહયા છે તે હે બેટા! હું તમને જણાવું છું અંતઃકરણ કર્તાપણા વડે અને કારણપણા વડે વિકાર પામે છે તેથી તે બંનેને ક્રમથી બુધ્ધિરૂપ અને મનરૂપ કહેવાય છે અને તે બન્ને એકબીજાનાં અપેક્ષાએ અંતર અને બહાર રહે છે તે બુધ્ધિ અને મન એ બન્ને દશ બાહયેંદ્રિયો અપેક્ષા એ અંતરેંદ્રિઓ હોવાથી અંતઃકરણ કહેવાય છે બુદ્ધિ કર્તાપણારૂપે અંતઃકરણપણારૂપે સાધનપણારૂપે પરિણામ પામે છે અને બુદ્ધિની અપેક્ષાએ મન બહાર છે અને મનની અપેક્ષાએ બુધ્ધિ અંતર છે તેથી વિજ્ઞાનમય કોષને અને મનોમય કોષને પૃથક માનેલા છે. પુણ્ય કર્મનાં ફલનો ભોગ કરવાનાં સમયમાં અંતઃકરણની કઇ વૃત્તિ અંતર્મુખ આત્માભિમુખ થઇને આત્માનાં આનંદનાં પ્રતીબિંબને ગ્રહણ કરનારી થાય છે અંતઃકરણની વૃત્તિ પુણ્ય કર્મનાં ફલનો ભોગ પુરો થયે નિદ્રારૂપે લય પામે છે આત્માનંદનો અનુભવ કરનારી તે વૃત્તિને આનંદમય કોષ કહેવાય છે હે પવિત્રાત્મા ! ઉપર જણાવેલો આનંદમય કોષ આત્મા નથી એમ કારણ સહીત જણાવે છે કારણ કે આનંદમય

કોષ નિત્ય રહેનારો નથી પણ કયારેક પ્રતીત થનારો છે અને આત્મા તો નિત્ય રહેનારો છે માટે આનંદમય કોષ આત્માથી ભિન્ન અને કલ્પિત છે હે શુધ્ધાત્મા! તમને જો શંકા થાય કે જો પાંચ કોષોમાંથી કોઇને પણ આત્મા ન માનીએ તો પછી બીજો કોઇ આત્મા અનુભવમાં આવતો નથી તો તેનું સમાધાન સાંભળ. આનંદમય આદિ બધા કોષોનો અનુભવ થાય છે. અને તેનાથી ભિન્ન આત્મા અનુભવમાં આવતો નથી તો પણ હે બેટા! ક્રિયા શકિતવાળો પ્રાણમય કોષ કાર્યરૂપે છે ઇચ્છા શકિતવાળો મનોમય કોષ કારણરૂપ છે જ્ઞાનશકિતવાળો વિજ્ઞાનમય કોષ કર્તવ્યરૂપ છે અને કારણ શરીરરૂપ આનંદમય કોષ ભોકતારૂપ છે હવે આત્મા તે કોષોની સાથે એકપણાની ભ્રાંતીથી તે તે રૂપે થઇ ગયા જેવો જણાય છે પચીકૃત પાંચભૂતોમાંથી ઉપજેલું સ્થૂલ શરીર અન્નમય નામનો કોષ કહેવાય છે અને સૂક્ષ્મ શરીરમાની વાણી આદિ પાંચ કર્મેંઇંદ્રિયો સહિત રજોગુણમાંથી ઉપજેલાં પાંચ પ્રાણો મળીને પ્રાણમય કોષ થાય છે અર્થાત પ્રણાદિ પાંચ પ્રાણો અને પાંચ કર્મેંદ્રિયો મળીને પ્રાણમય કોષ થાય છે.

સંશય સ્વભાવવાળું મન અને સત્વગુણમાંથી ઉપજેલી શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેંદ્રિયો સાથે મળીને મનોમય કોષ થાય છે નિશ્ચય સ્વભાવવાળી બુધ્ધિ અને સત્વગુણમાંથી ઉપજેલી શ્રોતાદી પાંચ જ્ઞાનેંદ્રિયો મળીને વિજ્ઞાનમય કોષ થાય છે કારણ શરીરરૂપ અવિદ્યાનાં અંશમાં જે મલીન સત્વગુણ છે તે પ્રિય મોદ અને પ્રમોદરૂપ વૃત્તિઓ સહીત આનંદમય કોષ થાય છે. હે આત્મા! અંતરાત્મા તે તે અન્નમયાદિ કોષોની સાથે એકપણાની ભ્રાંતીથી તે તે રૂપે થયેલો જણાય છે. એટલે સ્થૂલ શરીર હું છું. પ્રાણ હું છું, મન હું છું. અને અજ્ઞાનનો

અંશકારણ શરીર હું છું, એમ આત્મા માનવા લાગે છે કોષોનાં અસત્પણા વડે જડપણા વડે દુઃખરૂપપણા વડે અને દ્વૈતયુક્તપણા વડે આત્માનું સદરૂપ ચેતનરૂપ સુખરૂપ અને અદ્વૈતરૂપ ઢંકાયલા જેવું થાય છે અને હે બેટા! એ કોષરૂપ ઢાંકણાનો જયારે આત્માનાં સાક્ષાત્કાર વડે બાધ કરાય છે ત્યારે આત્માનું સદરૂપપણું ઇત્યાદિક સ્પષ્ટ પ્રતીત થાય છે પ્રિય વસ્તુનું દર્શન થવાથી મનુષ્યને જે સુખ થાય છે તે મોદ કહેવાય છે. અને પ્રિય વસ્તુનો ઉપભોગ થવાથી જે સુખ થાય છે તે પ્રમોદ કહેવાય છે તે પાંચ કોષોથી અંતરાત્મા ભિન્ન છે એવો વિવેક કરવાથી અંતરાત્મા પોતાનાં પરબ્રહ્મ સ્વરૂપને પ્રાપ્ત થાય છે અન્વય અને વ્યતીરેક વડે અન્નમયાદિ પાંચ કોષોને પ્રત્યાગાત્માથી પૃથક કરવાથી અર્થાત તે પ્રત્યાગાત્માને તે કોષોથી અન્વય વ્યતિરેક વડે તથા શાસ્ત્રનાં પ્રમાણ અને યુકિત વડે પૃથક જાણવાથી કોષોની સાથેનાં આત્માનાં એકપણાની ભ્રાંતિ દૂર થતાં મુમુક્ષુ મનુષ્ય પરબ્રહ્મને પ્રાપ્ત થાય છે અર્થાત તે પરબ્રહ્મરૂપ થાય છે. સ્વપ્નાવસ્થામાં સ્થૂલ દેહનું ( અન્નમય કોષનું ) ભાન નહી છતાં આત્માનું જે ભાન રહે છે તે અન્વય કહેવાય છે. અને તે વેળાએ આત્માનું ભાન હોવા છતાં પણ સ્થૂલ દેહનું અન્નમય કોષનું ભાન નથી હોતું તે વ્યતિરેક કહેવાય છે હે બેટા! મનુષ્યને સ્વપ્નાવસ્થા પ્રાપ્ત થાય છે તે વેળા તેને પોતાનાં સ્થૂલ શરીરનું ભાન હોતુ નથી પણ હું છું એવું પોતાનાં આત્માનું ભાન હોય છે તે અન્વય અથવા આત્માની અનુવૃતી કહેવાય છે અને હું છું એવું આત્માનું ભાન છતાં પણ જે સ્થૂલ શરીરનું અભાન થાય છે તે વ્યતિરેક એટલે સ્થૂલ શરીરની વ્યાવૃતિ કહેવાય છે. હે બેટા! હવે સૂક્ષ્મ શરીર વા લિંગ શરીર આત્મા નથી એવું જ્ઞાન કરાવનાર અન્વય વ્યતિરેક જણાવે છે. હે આત્મા! અંતઃકરણની સુષુપ્તિ નામની ત્રીજી અવસ્થામાં સૂક્ષ્મ

શરીરનું ભાન નહી છતાં જે આત્માનું ભાન હોય છે તે અન્વય અથવા આત્માની અનુવૃત્તિ કહેવાય છે અને હું છું આમ આત્માનું ભાન છતાં જે સૂક્ષ્મ શરીરનાં ભાનનો અભાવ હોય છે. તે વ્યતિરેક એટલે સૂક્ષ્મ શરીરની વ્યાવૃતિ કહેવાય છે સુષુપ્તિ અવસ્થામાં આત્માનો એટલે હુંપણાનાં અવ્યકત ભાવનો સદભાવ હોય છે તેથીજ જાગ્યા પછી આજ હું સુખેથી સુતો હતો અને મને કાંઇ ભાન ન હતું એમ જાગનાર મનુષ્ય પ્રસંગવશાત્ અન્ય મનુષ્યને કહે છે. સુષુપ્તિ અવસ્થામાં સૂક્ષ્મ શરીરનું ભાન હોતું નથી એ શાસ્ત્રથી અને મનુષ્યોના અનુભવથી સિધ્ધ છે પ્રાણામય મનોમય અને વિજ્ઞાનમય કોષનું નિરૂપણ નહી કરતાં તેને બદલે સૂક્ષ્મ શરીરનું નિરૂપણ કરવાનું કારણ કહે છે. સૂક્ષ્મ શરીરનું આત્માથી પૃથકપણુ વડે નિરૂપણ કરવાથી પ્રાણમય મનોમય અને વિજ્ઞાનમય એ નામનાં ત્રણ કોષો આત્માથી પૃથક કરાયલાં છે કારણ કે તે કોષો એક સૂક્ષ્મ શરીરમાં માત્ર સત્વગુણ અને રજોગુણની અવસ્થાનાં ભેદથી રચાયા છે. પ્રાણ-મય કોષમાં રજોગુણ વિશેષ છે મનોમય કોષમાં સત્વગુણ અને રજોગુણ લગભગ સમ પ્રમાણમાં છે અને વિજ્ઞાનમય કોષમાં સત્વગુણ પ્રધાન અને રજોગુણ ગૌણ છે આવી રીતે ગુણની અવસ્થાનાં ભેદથી સૂક્ષ્મ શરીરમાં ત્રણ કોષોનું કથન કરેલું છે હવે હે બેટા ! આત્માથી કારણ શરીરને પૃથક કરવાનું સાધન જણાવે છે સમાધિ નામની અંતઃકરણની અવસ્થામાં સુષુપ્તિ અવસ્થામાં રહેલા કારણ શરીરનું ભાન નહી છતાં તે વેળા જ આત્માનું ભાન હોય છે તે આત્માનાં અન્વય એટલે અનુવૃતિ કહેવાય છે. અને તે વેળા આત્માનું ભાન છતાં પણ સુષુપ્તિ અવસ્થામાં રહેલા કારણ શરીરનું ભાન હોતું નથી આ આત્માથી કારણ શરીરનો વ્યતિરેક એટલે કારણ શરીરની વ્યાવૃતિ કહેવાય છે જે આત્મસ્વરૂપમાં અંતઃકરણની એકાગ્રતા તે સમાધિ

સ્થિતિ કહેવાય છે એ સમાધિ દશામાં કારણ શરીરનું ભાન હોતું નથી માત્ર આત્માનુંજ ભાન હોય છે તે આત્માનો અન્વય કહેવાય છે તે વેળા આત્માનું ભાન છતાં પણ કારણ શરીરનું ભાન હોતું નથી તે કારણ શરીરનો વ્યતિરેક કહેવાય છે.

અન્નમયાદિ કોષો પરસ્પર ભિન્ન હોવા છતાં આત્મા એ પાંચ કોષોમાં રહેનારો હોવાથી વ્યાવૃતિ એટલે અભાવવાળો થતો નથી.

હે શુદ્ધાત્મા ! જેમ માળાના મણકામાં દોરો પરોવાઇને રહે છે તેમજ પાંચે કોષોમાં એ આત્મા વ્યાપીને રહે છે. હે નિર્દોષાત્મા ! એવી રીતે ત્રણ શરીરથી પૃથક જાણેલો આત્મા સતચિત અને આનંદ સ્વરૂપ હોય છે તેમજ પરબ્રહ્મ પરમાત્મા સતચિત અને આનંદ સ્વરૂપ હોવાથી આત્મા બ્રહ્મસ્વરૂપ થાય છે. એમ વેદાંતશાસ્ત્રે જણાવ્યું છે જીવાત્માની અને પરમાત્માની યુકિત વડે સિધ્ધ કરેલી એકતા વેદાંતનાં મહાવાકયો વડે સિધ્ધ થાય છે એવી પરમાત્માનું અને જીવાત્માનું એકપણું વેદાંતશાસ્ત્રો એ યુકિત વડે સિધ્ધ કરી બતાવ્યું હવે હે બેટા ! તે એકપણું તત્વમસિ આ જગતનું વિવર્ત ઉપાદાન કારણ બ્રહ્મ છે તે તું છે તત્વમસિ માનાં ત્વં* તું, એ પદનો અર્થ જીવાત્મા થાય છે, અને તત એ પદનો અર્થ પરમાત્મા થાય છે.

હે પવિત્રાત્મા ! જીવ ઇંન્દ્રિયો અંતઃકરણ અને પ્રાણો એ સર્વનો નીંયતા થઇને તેને પ્રેરણા કરે છે સુક્ષ્મ શરીરની કલ્પનાનું અધિષ્ટાન ચૈતન્ય તે ચૈતન્યમાં કલ્પાયેલું સુક્ષ્મ શરીર અને તે સૂક્ષ્મ શરીરમાં આવેલા ચૈતનનાં સ્વભાવો આ ત્રણ મળીને જીવ કહેવાય છે પ્રજ્ઞાન

---

* તત્ પદવાચ્ય બ્રહ્મ અને ત્વં પદાર્થ જીવાત્મા અને અસિક્રિઆ ભાગ ત્યાગ લક્ષણા વડે બંનેનું અભેદપણું જણાવે છે.

બ્રહ્મ છું. તેનો અર્થ પાંચ જ્ઞાનેંદ્રિયોને જાણે છે તે સાક્ષી ચૈતન્ય પ્રજ્ઞાન છે એમ વેદાંતશાસ્ત્રમાં કહ્યું છે. તથા દેવો મનુષ્યો અને સર્વ પ્રાણીઓ આદિમાં જે એક ચૈતન્ય રહ્યું છે તે પ્રજ્ઞાન બ્રહ્મ છે. 'અહં બ્રહ્માસ્મિ' એ શબ્દનો અર્થ સ્થૂલ સૂક્ષ્મ શરીરનો સાક્ષી આત્મા એવો થાય છે. બ્રહ્મ શબ્દનો અર્થ દેશકાલ અને વસ્તુનાં પરિચ્છેદથી રહિત સચ્ચિદાનંદ સ્વભાવવાળું બ્રહ્મ એવો થાય છે અને અસ્મિનો અર્થ છું એવો અર્થ થાય છે. આ આખા મહાવાકયનો અર્થ સાક્ષીરૂપ હું સચ્ચિદાનંદરૂપ બ્રહ્મ છું એવો થાય છે. 'અયંઆત્મા બ્રહ્મ,' આ મહાવાકય છે તેનો અર્થ અયંઆત્માનું સ્વયં-પ્રકાશપણું અને બ્રહ્મ શબ્દ સર્વ પદાર્થોનું અધિષ્ઠાન ચૈતન્ય કહેવાય છે, તે આખા મહાવાકયનો અર્થ આ પ્રમાણે થાય છે. સ્વયં-પ્રકાશ અને અપરોક્ષ આ આત્મા સચ્ચિદાનંદ સ્વરૂપ બ્રહ્મ છે તત્વમસિ આ મહાવાકય છે. તત શબ્દનો અર્થ નામરૂપથી રહિત બ્રહ્મ એવો થાય છે અને જીવનું જે સાક્ષી સ્વરૂપ તે મહાવાકયમાં રહેલો ત્વં એ શબ્દ વડે કહેવાય છે. અસિ એ શબ્દનાં અર્થનો બોધ થાય છે. તે આખા મહાવાકયનો અર્થ આ જગતની પૂર્વે જે સચ્ચિદાનંદ રૂપ બ્રહ્મ હતું તેજ બ્રહ્મ તું છે એવો અર્થ થાય છે. ઉપરનાં ઉપનિષદોમાંનાં ચારે મહાવાકયો જીવનું વાસ્તવિક સ્વરૂપ સચ્ચિદાનંદ બ્રહ્મ છે. એમનાં વેદાંત શાસ્ત્ર જણાવે છે.

હે બેટા! અહીં આત્મા અને પરમાત્મા એ શબ્દ બ્રહ્મનાં વાચક છે એમ સમજવું. હે આત્મા! અઘટીત ઘટના કરનારી માયા છે તે જ્ઞાની પુરૂષ માયાનાં બળથી આશ્ચર્ય પામતો નથી. જેવી રીતે પાણીમાં પ્રવાહીપણું અગ્નિમાં ઉષ્ણપણું અને પત્થરમાં કઠીનપણું પોતાથીજ સિદ્ધ છે. તેવીજ રીતે પરમાત્માની

માયામાં સર્વે ક્રિયા પોતાથીજ સિદ્ધ થાય છે. માટે હે પવિત્રાત્મા ! પોતાનાં શ્રી સદ્દગુરૂ પાસેથી પ્રાપ્ત થયેલ જે બ્રહ્મ તે બ્રહ્મ તું છો. આ પરોક્ષ બ્રહ્મ વિજ્ઞાન બુદ્ધિપૂર્વક કરેલા સમગ્ર પાપને બાળી નાખે નાખે છે પણ અજ્ઞાનને બાળતું નથી છતાં પણ પાપ સંસ્કારોના મુળરૂપ અજ્ઞાન તથા કર્તાપણાનું અભિમાન અવશેષ રહે છે તે મનુષ્ય કૃતાર્થ થતો નથી. માટે અપરોક્ષ જ્ઞાન પ્રાપ્ત કરવો. માટે હે બેટા ! વેદાંત શાસ્ત્રનો શ્રવણ મનન અને નિદિધ્યાસન કરવો તે આવી રીતે કે વેદાંતનાં મહાવાકયો વડે તે અર્થ જીવ બ્રહ્મનાં એકપણારૂપ અર્થનું વારંવાર ચિંતવન કરવું તે વેદાંત શાસ્ત્રનું શ્રવણ કહેવાય છે અને અદ્વૈતની બધક તથા અદ્વૈતની સાધક યુક્તિઓ વડે વેદાંતમાં કહેલું એક અદ્વૈત બ્રહ્મ છે. આવું ચિંતવન કરીને નિશ્ચય કરવો તે વેદાંત શાસ્ત્રનું મનન કહેવાય છે. વેદાંત શાસ્ત્રનાં શ્રવણ વડે અને વેદાંત શાસ્ત્રના મનન વડે નકકી થયેલા વિષયરૂપ આત્મામાં સ્થિર કરેલા અંતઃકરણમાં જે તેલની ધારાની પેઠે એકાગ્રતા આજ આત્માનું નિદિધ્યાસન કહેવાય છે.

હે આત્મા ! વેદાંત શાસ્ત્રના શ્રવણ અને મનન વડે નિશ્ચય કરેલા આત્મ સ્વરૂપમાં પછી કોઇપણ પ્રકારનો સંશય રહેતો નથી એવા સંશયરહિત જણાયેલાં આત્મામાં અંતઃકરણની વૃત્તિનાં પ્રવાહ ચલાવવો તેને વેદાંત શાસ્ત્રમાં નિદિધ્યાસન કહે છે અને યોગશાસ્ત્રમાં તેને સમાધિ કહે છે. જ્યારે અંતઃકરણની ધ્યેયાકાર થયેલી વૃત્તિનો ક્રમ પૂર્વક પરિત્યાગ કરીને વાયુ વિનાના સ્થાનમાં રહેલા દીવાની પેઠે માત્ર ધ્યેયરૂપજ થઇને રહે છે ત્યારે તે હે બેટા અંતઃકરણની તે સ્થિતિને સમાધિ કહેવામાં આવે છે નિદિધ્યાસનમાં (આત્મ ધ્યાનમાં) ધ્યાતા ધ્યાન અને ધ્યેય એવી ત્રિપુટી પ્રતીત થાય છે

નિદિધ્યાસનનો પરિપાક થાતાં ધ્યાતાનો અને ધ્યાનનો ક્રમથી લય થઇને એક ધ્યેયનેજ વિષય કરનાર અંતઃકરણની વૃતિ રહે છે. અંતઃ-કરણની એવી સ્થિતિને સમાધિ કહેવામાં આવે છે.

હે બેટા ! આ સમાધિનું ફળ અનાદિકાળથી ચાલ્યો આવતો સંસારમાં સંપાદન કરેલાં કરોડો શુભાશુભ કર્મોનાં સંસ્કારો આ સમાધિ વડે વિલીન થઇ જાય છે અને આત્મ સાક્ષાત્કારનાં સાધનરૂપે શુધ્ધ ધર્મની વૃધ્ધિ થાય છે અને આત્માનાં સાક્ષાત્કાર વડે કર્મોનો ક્ષય થાય છે જેમ શ્રીમદ્ ભગવદ્ ગીતાજીમાં શ્રી કૃષ્ણ ભગવાને અર્જુન પ્રત્યે કહેલું છે.

શ્લોકઃ—

જ્ઞાનાગ્નિ: સર્વ કર્માણિ ભસ્મસાત્કુરૂતે તથા

અર્થ:—

હે બેટા ! શ્રી કૃષ્ણ ભગવાન કહે છે હે અર્જુન ! જ્ઞાનરૂપ અગ્નિ જેમ સર્વ કર્મોને બાળીને ભસ્મ કરે છે તેમજ આત્મજ્ઞાન થયા પછી બ્રહ્મજ્ઞાન વડે કરવામાં આવતા કર્મ જેને ક્રિયમાણ અથવા આગામી કર્મ કહેવામાં આવે છે તે ક્રિયમણ શુભાશુભ કર્મો આત્માના અકર્તાપણાના અને અભોકતાપણાના જ્ઞાનથી બ્રહ્મને અને આત્માને સ્પર્શ કરી શકતા નથી એટલે કે તેવા કર્મોનો તેમને અસ્પર્શ થાય છે તેઓ પોતાને ફલ આપવા તત્પર થયેલા પ્રારબ્ધ કર્મનો ભોગ વડે ક્ષય કરે છે અને વર્તમાન જનમમાં ફલ આપવાને અસમર્થ એવા જે તેમનાં સંચિત કર્મો તેમના બ્રહ્મજ્ઞાનથી નાશ થાય છે હે નિર્દોષાત્મા ! ઇન્દ્રિયોદ્વારાબહારનાં શબ્દઆદિ વિષયોનું અંતકરણને જ્ઞાન થાય છે તે જાગ્રત અવસ્થા કહેવામાં આવે છે હિતા નામની નાડીને વાસનામય પદાર્થોનો જ્ઞાન થાય છે તે અવસ્થાને અંતઃકરણની

સ્વપ્નાવસ્થા કહેવામાં આવે છે બહારના સ્થૂલ પદાર્થોનું કે શરીરની અંતરના વાસનામય પદાર્થોનું અંતઃકરણને જ્ઞાન થતું નથી પણ અંતઃકરણ અજ્ઞાનમાં લીન થઇ ગયેલું હોય છે તે સુષુપ્તિ અવસ્થા કહેવામાં આવે છે આ અવસ્થામાં જીવાત્માને જ્ઞાનનો અને સુખનો અનુભવ થાય છે તેથીજ સુષુપ્તિમાંથી જાગેલો મનુષ્ય મને કાંઇ ભાન ન હતું હું સુખેથી સુતો હતો આવો પોતાનો અનુભવ અન્ય મનુષ્યને જણાવે છે તે પોતાની સ્મૃતિનાં જ્ઞાન વડે કહે છે અને ચોથી તુર્યા એટલે સમાધિ હે નિર્દોષાત્મા ! સ્થિર જણાવેલી રીતે આત્મા સત ચિત આનંદ અને જ્ઞાનરૂપ છે. તે યુકિત વડે સિધ્ધ થાય છે 'સત્યંજ્ઞાન મનંતં બ્રહ્મ' અને 'વિજ્ઞાનમાનંદ બ્રહ્મ' એ શ્રુતિમાં પરબ્રહ્મ પરમાત્માને પણ સત ચિત આનંદ સ્વરૂપ કહેલ છે તેથી આત્માનો અને બ્રહ્મનો અભેદ સિધ્ધ થાય છે તત્વમસિ મહાવાકયમાંના ત્વં પદનો અર્થ આત્મા સચ્ચિદાનંદ સ્વરૂપ છે તત પદનો અર્થ પરબ્રહ્મ પરમાત્મા પણ સચ્ચિદાનંદ સ્વરૂપ છે. આવી રીતે શ્રુતિઓમાં આત્માનું અને પરબ્રહ્મ પરમાત્માનું અખંડ એક રસપણું જણાવેલું હોવાથી યુક્તિ વડે સિદ્ધ થનારી વાત વેદાંત શાસ્ત્રના વચનો વડે સિદ્ધ થાય છે.

શિષ્ય વિનંતિ કરીને કહે છે હે પ્રભો ! આત્મા સતચિત આનંદ સ્વરૂપ છે તો પછી વિષયોથી ઉપજતો ક્ષણિક અને પરાધિન સુખમાં ઇચ્છા કેમ થાય છે કારણ કે તે સંભવી શકે નહિ. હે મહારાજ ! અખંડ સુખનો અનુભવ થયા પછી અલ્પ સુખનાં સાધનોમાં કોને ઇચ્છા થાય ! કોઇને નજ થાય એમ હોવાથી આત્માને પરમાનંદપણું સંભવી શકતું નથી.

ગુરૂ કહે છે હે શુદ્ધાત્મા ! આત્માને પરમાનંદ રૂપપણાનો અનુ-

ભવ થાય છે એમ કહેવામાં દોષ આવે છે અને આત્માને પરમાનંદ રૂપપણાનો અનુભવ થતો નથી એમ કહેવામાં પણ દોષ આવે છે તેથી હે બેટા ! આ પ્રમાણે નિર્ણય થાય છે કે વ્યવહાર કાલે આત્માનું પરમાનંદ રૂપપણું સામાન્ય રીતે અનુભવમાં આવે છે પણ તે વિશેષ રૂપે અનુભવમાં આવતું નથી આમ માનવાથી આત્મામાં પ્રેમ અને વિષયોની ઇચ્છા એ બન્ને સંભવી શકે છે એકજ પદાર્થનું એકજ સમયમાં ભાન એને એકજ સમયમાં અભાન પ્રતિબંધના સદ્દભાવથી સંભવી શકે છે હે બેટા ! દ્રષ્ટાંત જેમ પાઠશાળામાં ગીતાજીનો પાઠ કરનારા ઘણા બ્રહ્મચારીઓ સાથે ઉતાવળા સ્વરથી પાઠ કરતા હોય તેમાં તે બ્રહ્મચારીમાંનો એક બ્રહ્મચારીનો પિતા કે જે પાઠશાળાની બહાર હોય તેમને જેમ પોતાના પુત્રના પૃથક ઉચ્ચારનું સ્પષ્ટ ભાન થતું નથી પણ સામાન્ય ભાન થાય છે તેમજ હે બેટા ! અહીં પણ સંભવી શકે છે અને જણાય છે એવા વહેવારને યોગ્ય કોઇ વસ્તુમાં તે નથી અને પ્રતીતિ થતી નથી એવો જે વિરોધ વહેવાર ઉત્પન્ન થવો તે પ્રતિબંધ કહેવાય છે જ્યાં પોતાના પુત્રની ધ્વની પિતાને પૃથક પ્રતીત થતી નથી ત્યાં તેમ થવામાં ઘણાં બ્રહ્મચારીઓનાં એક સામટા ઉચ્ચારની ધ્વનિ કારણ છે અને અહીં આત્માનાં પરમાનંદ રૂપપણાનું સ્પષ્ટ ભાન ન થવામાં વિપરીત જ્ઞાનનું મુખ્ય કારણ અનાદિ અવિદ્યા છે અર્થાત અનાદિ અવિદ્યાને લઇને આત્માનાં પરમાનંદ રૂપપણાનો મનુષ્યને સ્પષ્ટ અનુભવ થઇ શકતો નથી સત્વગુણ રજોગુણ અને તમોગુણની સમભાવવાળી અવસ્થા કે જે ચિદાનંદરૂપ બ્રહ્મના પ્રતિબિંબવાળી હોય છે તે મુળ પ્રકૃતિ છે તે બે પ્રકારની હોય છે માયા અને અવિદ્યા માયા શુદ્ધ સત્વગુણવાળી હોય છે અને અવિદ્યા મલીન સત્વગુણવાળી હોય છે એટલે રજોગુણ અને તમોગુણથી દબાયેલા સત્વગુણવાળી હોય છે માયામાં પ્રતિબિંબ

થયેલું ચૈતન ઇશ્વર કહેવાય છે અને તે માયાને વશ રાખીને વર્તે છે તે સર્વજ્ઞ અને સર્વ શકિતમાન ઇત્યાદિ શુભ ગુણ યુકત હોય છે અને અવિદ્યામાં પ્રતિબિંબત થયેલું ચૈતન જીવ કહેવાય છે અને તે અવિદ્યાને વશ વર્તનારા હોય છે મલીન સત્વગુણના મલીનપણાની ન્યુનાધિકતાને લીધે અવિદ્યા ભિન્ન ભિન્ન સ્વરૂપવાળી થાય છે તેથી જીવોનાં દેવ મનુષ્ય, પશુ, પક્ષી, કીટ, જલચર, થલચર, ભૂચર ઇત્યાદિક અનેક ભેદો થાય છે મલીન સત્વગુણ અથવા અવિદ્યાનો અંશ એજ જીવનું કારણ શરીર કહેવાય છે જીવોનાં સૂક્ષ્મ અને સ્થૂલ શરીરના હેતુરૂપે હોવાથી તે અવિદ્યાના અંશને કારણ શરીર એવું નામ આપ્યું છે એ ત્રણમાનાં કારણ સૂક્ષ્મ એ બે શરીરો જ્ઞાન વડે બાધ પામનાર હોવાથી અને સ્થૂલ શરીર પ્રારબ્ધ કર્મની સમાપ્તિએ નાશ પામનારૂં હોવાથી એ ત્રણેને શરીર કહેવામાં આવે છે કારણમાં અભિમાન રાખનારો જીવ પ્રજ્ઞાન કહેવાય છે માટે હે નિર્દોષાત્મા! વેદાંત શાસ્ત્રનું શ્રવણ મનન અને નિદિધ્યાસન નિત્ય કરવું વેદાંત શાસ્ત્રમાં, જીવ બ્રહ્માના સ્વરૂપનું પ્રતિપાદન કરાવનારા વાકયોને શ્રદ્ધા પ્રીતિથી સાંભળવા તે વેદાંત શાસ્ત્રનું શ્રવણ કહેવાય છે. એકાંત સ્થાનમાં બેસી શ્રદ્ધા પ્રીતિથી જીવ બ્રહ્માના અભેદનો વિચાર કરવો તે વેદાંત શાસ્ત્રનું મનન કહેવાય છે અને એકાતમાં બેસી સ્વસ્થ મને બ્રહ્મનો વિચાર કરવો અથવા બ્રહ્મનું ધ્યાન કરવું તે વેદાંત શાસ્ત્રનું નિદિધ્યાસન પરિપાક તે સમાધિ કહેવાય છે. બ્રહ્મવેત્તા ગુરૂને મુખેથી મહાવાકય વડે થયેલું બ્રહ્મનું પરોક્ષ જ્ઞાન બુદ્ધિપુર્વક કરેલા સર્વે પાપોને બાળી નાખે છે અને બ્રહ્મવેતા ગુરૂનાં મુખેથી મહાવાકય દ્વારાએ ઉત્પન્ન થયેલું આત્માથી અભિન્ન બ્રહ્મનું અપરોક્ષ જ્ઞાન મધ્યાન્હનાં પ્રકાશવાળા સૂર્યની પેઠે સંસારનાં કારણભૂત અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરે છે. ઉપર જણાવેલી રીતે આત્માને અન્નમયાદિ પાંચ

કોષોથી પૃથક કરવાથી અને તેમાં ગુરૂ અને વેદાંત શાસ્ત્રોએ કહેલી રીતે મનને સ્થિર કરવાથી મનુષ્ય આ સંસારરૂપી બંધનથી શીઘ્ર મોકળો થાય છે.

અને હે પવિત્રાત્મા! જે મનુષ્યો શાસ્ત્રોના તાત્પર્યરૂપે બ્રહ્મને નહી જાણનારા તે ભ્રાંતીને વશ થાય છે અને તેથી જન્મ મરણરૂપી સંસારમાં ભ્રમણ કરે છે પણ વિવેકવાળો જ્ઞાની મનુષ્ય તો શાસ્ત્રનાં તાત્પર્યરૂપી બ્રહ્મને જાણીને પરમાનંદ સ્વરૂપના મહાસાગરમાં સ્થિતિ કરે છે.

માટે હે બેટા! વિવેકાદિ સાધન સંપન્ન મુમુક્ષુને વેદાંત શાસ્ત્રનાં શ્રવણનું શ્રઆદિ પૂર્વક અનુષ્ઠાન કરવાથી જીવનાં અને પરમાત્માના વાસ્તવિક સ્વરૂપનું અપરોક્ષ જ્ઞાન થાય છે પણ જે મુમુક્ષુની બુદ્ધિ મંદ હોય છે તેને વેદાંત શાસ્ત્રનાં શ્રવણ મનનાદિથી બ્રહ્મનું અપરોક્ષ જ્ઞાન થતું નથી તેવા અધિકારીને નિર્ગુણ બ્રહ્મની ઉપાસના દ્વારાએ બ્રહ્મનો સાક્ષાત્કાર થઇને મોક્ષ લાભ થાય છે.

બેટા! સંવાદિ ભ્રાંતીની પેઠે બ્રહ્મસ્વરૂપની ઉપાસના વડે પણ મુમુક્ષુ સંસારરૂપી બંધનમાંથી મુકત થાય છે. જેમ મણીનું અજવાળું અને દીવાનું અજવાળું દુર રહેલા તે બન્ને અજવાળાને જોઇ તે મણી છે એવી બુદ્ધિ વડે દોડનારા બન્ને મનુષ્યને પણ અજવાળામાં મણીની બુધ્ધિરૂપે જ્ઞાન તો મિથ્યાજ જ્ઞાન છે. દીવાના અજવાળા તરફ દોડનાર મનુષ્યને મણીની પ્રાપ્તિ થતી નથી પરંતુ મણીના અજવાળા તરફ દોડનાર મનુષ્યને અવશ્ય મણીની પ્રાપ્તિ થાય છે. દીવાનાં અજવાળામાં જે મણીનાં ભ્રાંતિ તેવિસંવાદી ભ્રમ કહેવાય છે. અને મણીના અજવાળામાં જે મણીની ભ્રાંતિ તે સંવાદી ભ્રમ કહેવાય છે. જ્વર વડે સન્નિપાતને પ્રાપ્ત થયેલો મનુષ્ય ભ્રાંતિ

વડે નારાયણનો મહિમા સમજ્યા વિના તેનું સ્મરણ કરતાં જો મરણ થાય તો તે સ્વર્ગને પ્રાપ્ત થાય છે. તે સંવાદિ ભ્રમ કહેવાય છે. સંવાદિ ભ્રમનો અર્થ ટુંકામાં જે વસ્તુ જેવી નથી તે વસ્તુનાં તેવા જ્ઞાનથી અર્થાત કોઇ વસ્તુનાં વિપરીત જ્ઞાનથી કાકતાલીય ન્યાયથી કાગડાનું બેસવું ને તાડનાં ફળનું પડવું એ દ્રષ્ટાંતથી ઇચ્છેલું ફળ પ્રાપ્ત થાય છે તે અસંવાદિ ભ્રાંતિ કહે છે. સંવાદિ ભ્રમ પોતે ભ્રમરૂપ છતાં પણ જેવી રીતે યથાર્થ ફળ આપનારો થાય છે. તેવી રીતે બ્રહ્મ તત્વની ઉપાસના પણ મોક્ષ રૂપે ફલ આપનારી થાય છે, સચ્ચિદાનંદરૂપે બ્રહ્મનું વેદાંત શાસ્ત્રથી જ્ઞાન થાય છતાપણ અંતરાત્મારૂપ સાક્ષીને વિષે નહી કરનારો મનુષ્ય તો તે બ્રહ્મને સાક્ષાત અનુભવતો નથી તેથી વેદાંત શાસ્ત્રમાં બ્રહ્મનું તત્ત્વમસિઆદિ મહાવાકયો વડે પ્રત્યક્રૂપણા વડેજ વર્ણન કરેલું છે તો પણ આમ બ્રહ્મનું પ્રત્યક સ્વરૂપ સામાન્ય મનુષ્યોને સમજી શકાય એવું નથી તેથી માત્ર વેદાંત શાસ્ત્રનાં વચનો વડે મનુષ્યોને બ્રહ્મનું અપરોક્ષ જ્ઞાન થઇ શકતું નથી માત્ર પરોક્ષ જ્ઞાન થાય તે તું છે ઇત્યાદિ વેદાંત શાસ્ત્રોનાં વાકયોરૂપ પ્રમાણ વિધ્યમાન છે અને બ્રહ્મથી અભિન્ન આત્મરૂપ વસ્તુ પણ વિદ્યમાન છે તો પછી વિચાર વીના બ્રહ્મનું અપરોક્ષ જ્ઞાન કેમ ન થઇ શકે, હે આત્મા ! એમ જો તમને શંકા થાય તો તેનું સમાધાન શરીરાદિ જડ પદાર્થોમાં આત્મપણાની દ્રઢ ભ્રાંતિ વિધિમાન હોવાથી મંદ બુધ્ધિપણાથી મનુષ્ય બલાત્કારથી બ્રહ્મને આત્મપણા વડે અનુભવવાને સમર્થ થતો નથી અર્થાત દેહાદિમાં રહેલી આત્માની ભ્રાંતિ બ્રહ્મથી અભિન્ન આત્માનો વિચાર કરવાથીજ દૂર થાય છે અન્યથા તે દૂર થતી નથી બ્રહ્મસ્વરૂપનો વિચાર કર્યા છતાં પણ જીજ્ઞાસુ મનુષ્ય અપરોક્ષપણા વડે બ્રહ્મથી અભિન્ન આત્માને જો ન જાણે તે વારંવાર બ્રહ્મસ્વરૂપનો

આદરપૂર્વક વિચાર કરે પૂનઃ પૂનઃ બ્રહ્મસ્વરૂપનો વિચાર કર્યા છતાંપણ જો બ્રહ્મનો સાક્ષાત્કાર ન થાય તો બ્રહ્મ વિચાર વ્યર્થ થશે.

હે બેટા! એમ જો તમને શંકા થાય તો તેનું ઉત્તર જે મનુષ્ય પોતાનાં મરણ પર્યંત બ્રહ્મનો વિચાર કરતાં છતાં પણ જો તે જિજ્ઞાસુ પોતાનાં આત્મ સ્વરૂપને પ્રાપ્ત નહી કરે તો આત્મજ્ઞાનનાં પ્રતિબંધનો ક્ષય થાય કે બીજા કે ત્રીજા જન્મમાં તે આત્મસ્વરૂપને પ્રાપ્ત થશેજ.

હે બેટા! એમાં શંકા નથી જેમનાં અંતઃકરણમાં બ્રહ્મજ્ઞાનનો પ્રતિબંધ કરનાર સંસ્કાર ન હોય તેઓને તો તે જન્મમાં બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે અને જેમનાં અંતઃકરણમાં બ્રહ્મજ્ઞાનને પ્રતિબંધ કરનાર સંસ્કારો હોય છે. તેમને તે સંસ્કારો નિવૃત્ત થાય કે બીજા કે ત્રીજા જન્મમાં બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે પ્રતિબંધ કે સંસ્કારોનાં લીધે વેદાંત શાસ્ત્રનું શ્રવણ કર્યા છતાં પણું મનુષ્યોને બ્રહ્મનો સાક્ષાત્કારનો લાભ થતો નથી જ્યારે બાધક સંસ્કાર દૂર થાય છે ત્યારે તેમને બ્રહ્મનો સાક્ષાત્કારનો લાભ થાય છે વેદાંત શાસ્ત્રનું શ્રવણ કરનારા જિજ્ઞાસુને તે જન્મમાં બ્રહ્મનું જ્ઞાન થતું નથી તેને તે બાધક સંસ્કાર દૂર થવાથી બીજા જન્મમાં બ્રહ્મનું અપરોક્ષ જ્ઞાન થાય છે તે આત્મજ્ઞાન કેવી રીતે થાય છે એમ જો તમે પૂછો તો કહેવાનું કે તે આત્મજ્ઞાનનાં પ્રતિબંધનો સારી રીતે ક્ષય થવાથી થાય છે એમ જાણો. પ્રતીબંધ ભૂતકાળ ભવિષ્ય અને વર્તમાન એમ ત્રણે પ્રકારનો હોય છે આ ત્રણ પ્રતિબંધ હોવાથી જેણે વેદનો અને વેદનાં અર્થનો અભ્યાસ કર્યો હોય એવો મનુષ્ય પણ મોક્ષને પામતો નથી. દ્રષ્ટાંત. જેમ પૃથ્વીમાં સોનાની ખાણો છે છતાં પણ પૃથ્વી ઉપર ફરનારા દરેક મનુષ્યને

પૃથ્વીમાં રહેલા સોનાની વચ્ચે માટી અને પાષાણ હોવાથી જણાતું નથી તેમ અજ્ઞાની મનુષ્યને પ્રતિબંધને લીધે પોતાના આત્મસ્વરૂપને જાણતો નથી.

શિષ્ય વિનંતિ કરીને પૂછે છે હે પ્રભો! પ્રતિબંધની નિવૃત્તિ કેમ થાય તે આપ કૃપા કરીને કહો.

ગુરૂ કહે છે હે નિર્દોષાત્મા! અંતરથી અને બહારથી વિરકત બ્રહ્મનિષ્ઠ શ્રી સદગુરૂને શરણે જવાથી તે શ્રી સદગુરૂ તે વિષે વર્તમાનકાળનાં પ્રારબ્ધને યોગ્ય શમદમ તથા વેદાંત શાસ્ત્રના શ્રવણાદિ સાધનો વડે આ પ્રતિબંધનો ક્ષય કરવાથી મુમુક્ષુ બ્રહ્મ સ્વરૂપને પામે છે તે વર્તમાન એટલે વિષયમાં પ્રીતિવાળું અને બ્રહ્મજ્ઞાનીનો ભવિષ્ય પ્રતિબંધ થાય છે રાજર્ષિ ભરત જેવું કે ભરત વનમાં તપશ્ચર્યા પરાયણ હતા છતાં પણ મૃગના બચ્ચાના ધ્યાનથી તેમાં પ્રેમ બંધાયો તેથી તે શરીર છોડયા પછી ત્રીજા જન્મમાં ભવિષ્ય પ્રતિબંધ દૂર થવાથી તેમને બ્રહ્મનું અપરોક્ષ જ્ઞાન થયું તે ભવિષ્યના જન્મનું પ્રતિબંધ અથવા પ્રારબ્ધ કર્મરૂપે હોવાથી તેની ભોગ વિના નિવૃત્તિ થતી નથી. વેદાંતશાસ્ત્રનું શ્રવણાદિ કર્યા છતાં પણ તે મુમુક્ષુને બ્રહ્મજ્ઞાન થઇ શકતું નથી પછી જ્યારે તેનાં પ્રારબ્ધ કર્મની નિવૃત્તિ થાય છે ત્યારે તે બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે. હે આત્મા! બ્રહ્મ વિચાર કદિપણ વ્યર્થ થતું નથી. ગીતાજીમાં કહ્યું છે કેઃ-

શ્લોકઃ—

**શુચિનાં શ્રીમતાં ગેહે યોગ ભ્રષ્ટો ભિજાયતે**

હે બેટા! જે મુમુક્ષુ યોગમાંથી ભ્રષ્ટ થયો હોય તે કાંતો શ્રીમાનને ઘેર અવતરે કાંતો વિદ્વાનને ઘેર અવતરે અને પછી પૂર્ણ

જ્ઞાન પ્રાપ્ત કરે છે.

શિષ્ય પૂછે છે હે મહારાજ! અંતર અને બહારનો વૈરાગી કોને કહેવો.

ગુરૂ કહે છે હે શુદ્ધાત્મા! મન વાણી શરીર અને શરીરનાં બહારના સ્ત્રી પુત્ર સંબંધી અને ગ્રહાદિ સર્વ પદાર્થો આ વ્યવહારનાં સાધનોને બ્રહ્મવેત્તા મનુષ્યે ત્યાગ કરવા અને સર્વે પ્રાણી ઉપર આત્મ-ભાવ રાખવો તે બહારનો વૈરાગ્ય કહેવાય અને અંતરમાં નિર્વાસનિક વૃત્તિ એટલે કે ચૌદ લોકને કાગ વિષ્ટા સમાન જાણવા તે અંતરનો વૈરાગ્ય કહેવાય છે. હે આત્મા! એવા વૈરાગી બ્રહ્મનિષ્ટ શ્રી સદગુરૂ છે તે શિષ્યોનાં કલ્યાણ કરી શકે છે. કારણ કે હે બેટા! બ્રહ્મવેત્તા બ્રહ્મબોધથી કદી પણ વિયોગ પામતા નથી. અર્થાત્ સર્વદા બ્રહ્મબોધ યુકતજ રહે છે. એવા બ્રહ્મવેતાને તેમના શરીરાદિમાં રહેલી પ્રવૃત્તિ વડે તથા નિવૃત્તિ વડે કયો અપકાર વા ઉપકાર થાય. કોઇ પણ પ્રકારનો અપકાર વા ઉપકાર નહિ થાય. હે આત્મા! જ્યાં સુધી મનુષ્ય બ્રહ્મજ્ઞાન રહિત હોય છે ત્યાંસુધી મનુષ્યને તો સર્વ પ્રકારે શાસ્ત્રોકત કર્મની એટલે યોગાદિની વા વેદાંત શાસ્ત્રશ્રવણાદિની પ્રવૃત્તિમાં આગ્રહ રાખવો ઉચિતજ છે. કારણ કે મનુષ્યોને મોક્ષની પ્રાપ્તિ માટે શાસ્ત્રમાં કહેલો પ્રયત્ન અવશ્ય કરવો જોઇએ. પરંતુ હે આત્મા! બ્રહ્મવેત્તાને કાંઇ કર્તવ્ય નથી છતાં પણ જ્યારે બ્રહ્મનું સ્વરૂપ જાણવાની ઇચ્છા કરનાર વૈરાગયુકત જીજ્ઞાસુઓના સહવાસમાં રહેતા હોય તો તેમણે કેવી રીતે વર્તવું તે કહું છું જેવી રીતે પ્રેમ તથા દયાને વશ થઇ ધાવણા બાલકને અનુસરીને તેને પ્રસન્ન રાખવાને માટે તેનો પિતા જેમ વર્તે છે તેવી રીતે અજ્ઞાનીને બ્રહ્મનું જ્ઞાન થવા માટે તેને અનુસરી દયાળુ જ્ઞાનીને

વર્તવા યોગ્ય છે. દ્રષ્ટાંત. જેમ અણુસમજુ નાના બાલક તિરસ્કાર કરે અથવા મારે તો પણ તેનો પિતા જેમ દુઃખી થતો નથી અને બાળક પ્રત્યે ક્રોધ પણ કરતો નથી પણ ઉલટો તે બાળકનું આશ્વાસન કરે છે અર્થાત્ તેને અનુકૂલ યુકિતઓ વડે તેને પ્રસન્ન રાખવાનો તે પ્રયત્ન કરે છે તેમજ બ્રહ્મવેત્તાઓ અજ્ઞાની મનુષ્યો નિંદા કરે વા મુમુક્ષુઓ સ્તુતિ કરે પણ પોતે અજ્ઞાનીની નિંદા કરતા નથી અને મુમુક્ષુ જનની સ્તુતિ કરતા નથી, પરંતુ જેવી રીતે તેઓને બ્રહ્મસ્વરૂપનું જ્ઞાન થાય તેવી રીતે તેઓ આચરણ કરે છે અને તે બ્રહ્મવેતા પોતાના આત્મસ્વરૂપનાં અને બ્રહ્માનંદનાં અનુભવ વડે તે ઉદગારો કાઢે છે. હું આત્મા અવિનાશી છું, તથા અકર્તા છું, અભોકતા આત્મપ્રકાશરૂપ છું, હું નિરંજન નિરાકાર છું, સર્વ સ્વરૂપ છું, હું સર્વ ઉપાધિ રહિત છું, સતચિત આનંદ સ્વરૂપ છું, હું શુધ્ધ સ્વરૂપ છું, તથા અનંતરૂપ છું, હું અજર અમર અખંડ સ્વરૂપ છું, હું આસપાસ સમ સર્વત્ર વ્યાપક છું, મારા આત્મામાં આનંદની પ્રાપ્તિ છે, હું આનંદ સ્વરૂપ અને આનંદમય છું, હું દેશ કાલ અને વસ્તુ કૃત નામના ત્રણ પ્રકારના પરિચ્છેદથી રહિત છું. હવે હું સંસાર સંબંધી ત્રણ પ્રકારમાનાં કોઇ પણ પ્રકારના દુ.ખને લેસ માત્ર પણ જોતો નથી. પોતાના આત્માના આશ્રયે રહેલ કામ તથા કર્મને ઉપજાવનારૂં અજ્ઞાન કયાંએ ભાગી ગયું છે તેથી હું કૃતાર્થ છું હવે મને કોઈપણ પ્રકારનું કાંઇપણ કર્તવ્ય રહ્યું નથી અને પ્રાપ્ત કરવા યોગ્ય સર્વ આજે મને પ્રાપ્ત થયું છે અને તેથી મારા આત્મામાં આનંદની પ્રાપ્તિ છે તેથી હું કૃતાર્થ છું ધન્ય છું, મને સર્વદા સર્વ પ્રકારે ધન્ય છે, મારા પુણ્ય સમુહના પરિપાક વડે પુનઃ હું ધન્ય છું. સર્વ શાસ્ત્રોમાં વેદાંત શાસ્ત્રને ધન્ય છે. જેણે બ્રહ્મનું સાક્ષાત્કાર કરાવ્યું છે. બ્રહ્મનો ઉપદેશ કર-

નારા શ્રી સદગુરૂ પરમ પૂજ્યને અત્યંત આશ્ચર્ય સ્વરૂપને ધન્ય છે. હે પવિત્રાત્મા ; ઉપનિષદમાં બ્રહ્મ નામાવાલી સ્ત્રોત્રમાં પણ આત્મજ્ઞાનના અનુભવના ઉદગારો દર્શાવેલાં છે.

શ્લોક–

અસંગો હ મસંગો હ
મસંગો હં પુનઃ પુનઃ
સચ્ચિદાનંદ રૂપો હ
મહ મેવાહ મવ્યયઃ

અર્થ:—

હું અસંગ છું, હું નિર્લેપ છું, હું અસંગ છું પુનઃ પુનઃ હું અસંગ છું, હુંજ સચ્ચિદાનંદ રૂપ છું, હુંજ અવિનાશી છું, અવિનાશી છું, અવિનાશી છું.

શ્લોક–૨

નિત્ય શુધ્ધ વિમુકતો હં
નિરાકારો હમવ્ય યઃ
ભૂમાનદ સ્વરૂપો હ
મહ મેવાહ મવ્ય યઃ

અર્થ:—

હું નિત્ય શુધ્ધ અને અત્યંત મુકત છું હું નિરાકાર છું તથા અવિકારી છું અને પૂર્ણાનંદ સ્વરૂપ છું હુંજ અવિનાશી છું અવિનાશી છું અવિનાશી છું.

શ્લોક—૩

નિત્યો ડહં નિરવદ્યોડહં નિરાકરો હ મચ્યુતઃ
પરમાનંદ સ્વરૂપો ડહ મેહમેવાહ મવ્ય યઃ

અર્થ:—

હું નિત્ય છું તથા નિર્દોષ છું હું નિરાકાર છું હું અચ્યુત છું અને

પરમાનંદ સ્વરૂપ છું હુંજ અવિનાશી છું અવિનાશી છું અવિનાશી છું.

શ્લોક—૪

શુદ્ધ ચૈતન્ય રૂપો ડહ    માત્મા રામો ડ હમેવચ
અખંડા નંદ રૂપો હ    મહમેવાહ મવ્ય યઃ

અર્થ:—

હું શુધ્ધ ચૈતન્ય રૂપ છું અને હુંજ આત્મામાં રમણ કરનારો છું હું અખંડાનંદ સ્વરૂપ છું હુંજ અવિનાશી છું અવિનાશી છું અવિનાશી છુ.

હે પવિત્રાત્મા એવી રીતે આત્મજ્ઞાની પોતાના અનુભવનાં ઉદગારો દર્શાવે છે અને પોતાના આત્મ સ્વરૂપમાં રમણ કરે છે હે આત્મા! આ આત્મજ્ઞાનીઓનો અનુભવ અને હે આત્મા! હવે તેમનો વર્તન દર્શાવું છું તેના માટે ભજન.

ભજન

જેને આત્માનો આનંદ થયો રે
તેને સર્વત્ર સંશય ગયો રે. જેને

લોક વંદો કે નિંદા કરો રે
ચ્હાયે પુષ્પ લઇને પૂજા કરો રે. જેને

રાગ દ્વેષ કે ઇર્ષા નવ કરો રે
સુખ દુ:ખને સમાન ધરે રે. જેને

કામ ક્રોધ લોભ મોહ નવ કરે રે
પ્રારબ્ધ કર્મને મસ્તક ધરો રે. જેને

માન અપમાન માયા નવ ધરે રે
દગ્ધ પટવત્ સ્થૂલને કરે રે. જેને

સંકલ્પ વિકલ્પને મૂળથી કાપે રે
નિરવાસનિક વૃતિઓને સ્થાપે રે. જેને

જ્યાં દ્રષ્ટી કરે ત્યાં અદ્વૈત ભાવ ધરે રે

દ્વૈત ભાવ હૃદયમાં નવ કરે રે. જેને
આનંદ પામીને આનંદમાં રમે રે
ચુપ રહીને બ્રહ્માનંદમાં શમે રે. જેને

હે નિર્દોષાત્મા! આવી રીતે આત્મ જ્ઞાનીઓ વર્તન કરે છે. માટે હવે તેમની વાણીનો ઉચ્ચાર.

ધ્વની-૧

સ્વસ્વરૂપ મળવા જપું ૐ ૐ ૐ રે
સતૂચિત આનંદ રૂપ ભાવ ધરૂં રોમ રોમ રોમ રે

હે આત્મા! આવી રીતે આમ જ્ઞાનીઓ વાણીનો ઉચ્ચાર કરે છે. અને આત્મજ્ઞાની જ્યારે અંતરમાં દ્રષ્ટિ કરે ત્યારે સંકલ્પ રહિત તેની વૃત્તિઓ રહે છે અને જ્યારે બહિર દ્રષ્ટિ કરે ત્યારે સર્વ પ્રાણીઓમાં આત્મભાવ રહે છે અને સુખ તથા દુઃખમાં સામાન્ય વૃત્તિ તેમની રહે છે. હે બેટા! તે આત્મજ્ઞાનનો ફલ આત્યંતિક મોક્ષ હે શુદ્ધાત્મા! મેં તમને નવધા ભકિતયોગ તથા અષ્ટાંગ હઠયોગ તથા આત્મજ્ઞાન યોગ મેં તમને કહ્યું જે ત્રણ યોગમાંથી એક યોગ સેવવા વડે મનુષ્ય પરમાત્માને પામે છે. હે બેટા! આત્મા આ સંસારને સારરૂપે જોવું અને પરમાત્માનું સ્મરણ કરવું એજ મનુષ્ય જન્મનું કર્તવ્ય છે.

હરિઃ ૐ તત સત પરમાત્મને નમઃ

## આત્મ પ્રકાશ પંચરત્ન નામનો પાંચમો અધ્યાય સંપૂર્ણ

ધ્વની-૨

ઓહું સોહું તમે બોલોને સચ્ચિદાનંદમાં દીલ જોડોને
સચ્ચિદાનંદમાં દીલ જોડોને તમે અંતર પડદા ખોલોને
ૐ અંતર પડદા ખોલોને તમે બ્રહ્માનંદમાં ડોલોને

ધ્વની-૩

ૐ આત્મ સિંધુ ગુગવે ૐ ૐ ૐ
વૃત્તિ ગુજારા કરે રોમ સોહં

ભજન

બ્રહ્મજ્ઞાને વિરામ્યો મન હવે મારો
બ્રહ્મજ્ઞાને વિરામ્યો મન ટેક
શ્રી સદગુરૂ જ્ઞાનનો અનુભવ કર્યો
તેથી નિજ સ્વરૂપ જડયો
ઓહં સોહંની અખંડ તારથી
તત્વમસિનો લીધો સાર હવે
જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ મેલી
તુર્યાતીતમાં વૃત્તિ રેલી હવે
સ્થૂલ સૂક્ષ્મ કારણ છોડી
વૃત્તિ મહાકારણમાં જોડી હવે
પરા પશ્યંતી મધ્યમાં ન વહ
તો વૈખરી વાણીમાં શું કહું હવે
ઇષ્ટ કરૂણાએ આનંદ પામી
આનંદે અંતર વિરામી હવે

સંપૂર્ણ.

શાન્તિ પાઠ મંત્રઃ—

ૐ પૂર્ણ મદઃ પૂર્ણ મિદં પૂર્ણાત્પૂર્ણ મુદચ્યતે
પૂર્ણસ્ય પૂર્ણ માદાય પૂર્ણમેવાવશિષ્યતે ॥
ઓમ દ્યૌઃ શાન્તિ રંતરિક્ષં શાન્તિઃ પૃથ્વી શાન્તિ રાપઃ શાન્તિ
રોષધયઃ શાન્તિર્વનસ્પતયઃ શાન્તિર્વિશ્વેદેવાઃ શાન્તિ ર્બ્રહ્મ
શાન્તિઃ સર્વં શાન્તિ રેવ શાન્તિ સામા શાન્તિ રેધી
હરિઃ ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ સુશાન્તિર્ભવતુ.

# શુદ્ધિપત્રક.

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨૧ | ૨ | નિયમો માટે પાળવા | નિયમો પાળવા માટે |
| ૨૫ | ૨૩ | મનુષ્યને | મનુષ્યો |
| ૨૬ | ૧ | મનુષ્યોને | મનુષ્યોએ |
| ૨૬ | ૧૨ | અમે | અને |
| ૨૮ | ૯ | કહ્યું જે | કહ્યું છે |
| ૩૬ | ૩ | અને | એમ |
| ૩૭ | ૨૧ | નમચર | નભચરે |
| ૩૮ | ૧૪ | રચ્ગા | રચ્યા |
| ૩૯ | ૧૪ | પુરાણોના | પુરાણોની |
| ,, | ૧૨ | ચૌદ હજાર છે | ચૌદ હજાર શ્લોકોનું છે |
| ,, | ૧૨ | કુર્ચ પુરાણ | કૂર્મ પુરાણ |
| ,, | ૧૩ | બાર શ્લોકોનું | બાર હજાર શ્લોકોનું |
| ૪૦ | ૬ | પુરાણોનાં | પુરાણોનાં શ્લોકોની સંખ્યા |
| ૪૧ | ૪ | બ્રહ્માની | બ્રહ્માની |
| ૪૧ | ૧૨ | ચરણોમાં | ચરણોમાંથી |
| ૪૧ | ૧૩ | બ્રાહ્મણોના | બ્રાહ્મણોના |
| ૪૨ | ૧ | ગૃહસ્થાશ્રમાં | ગૃહસ્થાશ્રમમાં |
| ૪૩ | ૫ | ઉદ્યમ વગરને | ઉદ્યમ વગરનો |
| ,, | ૧૪ | કરે છે | ફરે છે |
| ,, | ૨૩ | રાજાનો નાશ પામ્યા | રાજાનો નાશ પામ્યાથી |
| ૪૪ | ૧ | તે | ને |
| ૪૪ | ૧૩ | ગણુ | પણ |
| ૪૪ | ૧૮ | બ્રહ્મણોમાં | બ્રાહ્મણોમાં |

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૪૪ | ૨૩ | બ્રહ્મણોનું | બ્રાહ્મણોનું |
| ૪૬ | ૧૩ | રાજાને | રાજા |
| ૫૨ | ૫ | મનુષ્યો | મનુષ્યોએ |
| ૫૩ | ૧૭ | ગૃહસ્થે | ગૃહસ્થોને |
| ૫૬ | ૨૦ | સંન્યાસી | સંન્યાસીએ |
| ૫૯ | ૪ | સંન્યાસીઓનો | સંન્યાસીઓ |
| ૬૩ | છેલ્લી | મનુષ્યને | મનુષ્ય |
| ૬૪ | ૩ | મલતો | મળતું |
| ,, | ૧૧ | જીવોની | જીવોનું |
| ૬૬ | ૮ | ઉપકારનો | ઉપકારનો બદલો |
| ૬૮ | ૧ | કરનારીનું | કરનારી હોય તેનું |
| ,, | ૬ | પોતેજ | પતિજ |
| ૭૧ | ૧૫ | આપણને | આપણે |
| ૭૩ | ૧ | સ્ત્રીઓએ | સ્ત્રીઓ |
| ૭૬ | ૧૫ | સ્ત્રીઓએ | સ્ત્રીઓ |
| ૮૨ | ૧ | સદા વિચારો | સદ્ વિચારો |
| ૮૩ | ૨૩ | તત્વોની | તત્વોનાં |
| ૮૪ | ૩ | આપઅવની | આરે અવની |
| ૮૪ | ૫ | અમરને અમરરૂપ છો | અજરને અમરરૂપ છો |
| ૮૭ | ૧૦ | સમજાવું | સમજાવવું |
| ૯૫ | ૧૫ | શચ્યાનું દાન કરનારને | શચ્યાનું દાન કરનાર |
| ૯૯ | ૧૦ | આત્માને | આત્મા |
| ૧૦૪ | ૨ | બાલ્યાવસ્થામાં | બાલ્યાવસ્થા |
| ૧૦૫ | ૪ | કર્તા | કરતાં |
| ૧૦૫ | ૧૫ | શૈયાનો | શચ્યાનાં |
| ૧૦૬ | ૧૧ | કરે છે | કરાવે છે |

| પાનું. | લીટી. | અશુધ્ધ. | શુધ્ધ. |
|---|---|---|---|
| ૧૦૭ | ૭ | કરવા પડે છે | ફરવા પડે છે |
| ૧૦૯ | ૬ | વરંવાર | વારંવાર |
| ૧૨૦ | ૧૪ | મેઘની | મેઘનાં |
| ૧૨૦ | ૧૬ | આચરણ | અડચણ |
| ૧૩૧ | ૯ | ગળીરે | ગાળીરે |
| ૧૩૩ | ૧૦ | કષ્ટોનું | કષ્ટો |
| ૧૩૯ | ૧૭ | પૂર્વોક્ત | પૂર્વોનાં |
| ૧૪૧ | ૧૩ | મળો | મળોથી |
| ૧૫૨ | ૧૮ | કરવાનો | કરવાના |
| ૧૫૩ | ૮ | મળશો | મળશે |
| ૧૫૬ | ૫ | રહેલો | રહેલું |
| ૧૫૭ | છેલ્લી | જ્ઞાનીઓ | જ્ઞાનીઓને |
| ૧૬૦ | ૧ | જ્ઞાનીઓને પણ | જ્ઞાનીઓને |
| ,, | ૩ | તેઓનો | તેઓનું |
| ,, | ૬ | સમજવું | સમજે છે |
| ,, | ૧૮ | ઉદ્‌મિજ | ઉદ્‌ભિજ્જ |
| ૧૬૧ | ૭ | સર્વોત | સર્વોતમ |
| ૧૬૨ | ૯ | પ્રાણીઓનો | પ્રાણીઓનું |
| ૧૬૪ | ૮ | હાણ | હાથ |
| ,, | ૨૧ | દ્રષ્ટિ | દ્રષ્ટિએ |
| ૧૬૭ | ૧૩ | મનુષ્યો | મનુષ્યોનું |
| ૧૬૯ | ૪ | કુટુંબીજનોનો | કુટુંબીજનોનું |
| ,, | ૧૫ | ઇન્દ્રિયોને | ઇન્દ્રિયોની |
| ,, | ૧૯ | જ્ઞાનિઓએ | જ્ઞાનિઓ |
| ૧૭૧ | ૧૪ | મનુષ્ય | મનુષ્યને |
| ૧૭૨ | ૧૪ | પરણાગત | પરોણાગત |

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
| --- | --- | --- | --- |
| ૧૭૨ | ૨૧ | પુરૂષો | પુરૂષોને |
| ૧૭૭ | ૨૧ | નૈમિષાણ્યમાં | નૈમિષારણ્યમાં |
| ૧૭૭ | ૨૩ | પૂછે કે | પૂછે છે કે |
| ૧૮૦ | ૧૫ | ગુરૂથી | ગુરૂની |
| ,, | ૧૫ | વખને | વખતે |
| ૧૮૫ | ૧૪ | શિષ્યો | શિષ્યે |
| ,, | ૨૦ | રહ્મા | રહ્યા |
| ૧૮૬ | ૬ | ગુરૂની | ગુરૂને |
| ૧૮૭ | ૨૦ | રાણીને | રાણીએ |
| ૧૮૮ | ૧૯ | ગુરૂ ગોરખા | ગુરૂએ કહ્યું ગોરખા |
| ,, | ૨૦ | ,, | ,, |
| ૧૯૫ | ૨૩ | શારદાના | શારદા |
| ૧૯૬ | ૨ | પ્રમાણ | પ્રણામ |
| ૧૯૯ | ૧૧ | ઓળખતી | ઓળખી |
| ૨૦૨ | ૧૪ | જવાને | જેવાએ |
| ૨૧૪ | ૧૬ | ઈંદ્રિયો | ઈંદ્રિયોને |
| ૨૧૫ | ૧૩ | લુંલ્વ | લૂં લૂં |
| ,, | ૧૫ | ધ્રુતવી | વિદ્યુત |
| ,, | ૧૬ | પંખડી | પાખંડી |
| ,, | ૧૮ | સ્ફોટક | સ્ફાટિક |
| ૨૨૨ | ૯ | પ્રાણીઓને | પ્રાણિઓ |
| ,, | ૧૨ | અશ્રયવાળુ | આશ્રયવાળુ |
| ૨૨૩ | ૨ | પુરૂષો | પુરૂષે |
| ૨૨૬ | ૧૦ | (ગુચ્છ) ગુચ્છી | પછી |
| ૨૨૮ | છેલ્લી | આડંબરવાળી | આડંબરવાળા |
| ૨૩૫ | ૩ | જેનો | જેનું |

| પાનુ. | લીટી | અશુધ્ધ. | શુધ્ધ. |
|---|---|---|---|
| ૨૩૫ | ૧૨ | તે સાંભળ | તેના માટે |
| ૨૫૮ | ૧૨ | સમાવવો | સમાવે |
| ૨૬૩ | ૧૧ | દ્રઢ | દ્વંદ્વ |
| ૨૬૩ | ૨૧ | સાંભળીને | સંભાળીને |
| ૨૭૬ | ૨૩ | દેવ | દેહ |
| ૨૯૫ | ૭ | સ્વપ્ના | સ્વરૂપના |
| ૨૯૫ | ૧૦ | શ્રઆદિ | આદિ |
| ૨૯૮ | ૨ | મનુષ્યને | મનુષ્ય |
| ૩૦૨ | ૧૫ | કરોરે | કરે રે |
| ,, | ૧૮ | ધરોરે | ધરે રે |

## આસનના પાનામાં

| પાનું | લીટી | અશુધ્ધ | શુધ્ધ |
|---|---|---|---|
| ૧ | ૧૦ | (૧૨) મથુરાસન | મયુરાસન |
| ૩ | ૭ | સંસાર | સંસ્કાર |
| ૪ | ૪ | વીચે | નીચે |
| ૮ | ૨૨ | પેટ | પેઠે |
| ૧૮ | ૧૪ | સાથળમાં | સાથળનાં |
| ૫૭ | ૧૧ | દીર્ઘા | દીર્ઘ |
| ૨૪ | ૧૭ | સ્થિત કરી | સ્થિતી કરવી |
| ૩૬ | ૨૩ | મન નિવારક | મળ નિવારક |
| ૪૪ | ૯ | રકવાથી | કરવાથી |
| ૫૧ | ૯ | વીર્યથી | વીર્યની |
| ૫૮ | ૧૧ | લડે | વડે |

# * આરતી *

જય જય ૐ કારા    પ્રભુ જય જય ૐ કારા
વંદુ પુરણ પ્રીતે (૨)    જય પાલન હારા
જય જય પ્રભુ ૐ કારા.

દીન બંધુ જગ ત્રાતા    અનહદ ઉપકારી પ્રભુ (૨)
શું ઉપમાં હું અર્પું    જાય મતિ હારી–જય જય

સુખ શાંતિના દાતા    છો આનંદકારી પ્રભુ (૨)
મનોહર મૂર્તિ મંગળમય    દીન હિતકારી–જય જય

અદ્દભૂત પરમ પ્રભાવ    તું મ્હારો છે સુખકારી પ્રભુ (૨)
પ્રેમથી વંદુ પ્રીતે (૨)    છો પ્રભુ અંતર્યામી-જય જય

અજર અમર અક્ષર નાદ    કલા અરૂ બિંદુ પ્રભુ
સુમિરનસેં અઘનાશે    જય મહા સુખ સિંધુ–જય જય

મનવાંચ્છિત ફલ દાતા    અનેક પાતક હારી પ્રભુ (૨)
મહિમા સુરનર મુની ગાતા    પ્રભુ ધન્ય કૃતિ ત્હારી–જય જય
પ્રભુ જાઉં બલીહારી.

